# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

### ગ્રંથ-૫

### ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ : ૫

### ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજ્ય : ગાંધીનગર
૧૯૯૭



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ.પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસસી. (લંડન)
એલએલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઓસ્માનીયા) બાર.એટ.લૉ. (લંડન)

જન્મ : ૧૪ એપ્રીલ, ૧૮૯૧ પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

રાષ્ટ્રવાદ ત્યારે જ ઔચિત્ય ગ્રહણ કરી શકે, કે જ્યારે લોકો જાતિ, કુળ અને ઉંચનીચના ભેદભાવ ભૂલી સામાજિક ભ્રાતૃભાવને સર્વોચ્ચ સ્થાન આપે.

— ડૉ. ભીમરાવ આંબેડકર

**પ્રથમ આવૃત્તિ : ૧૪ એપ્રીલ, ૧૯૯૭**
**પ્રત :** ૪,૦૦૦ સામાન્ય સંસ્કરણ
૧,૦૦૦ ડીલક્ષ સંસ્કરણ

**મૂલ્ય:** રૂ. ૩૦/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૯૦/- (ડીલક્ષ સંસ્કરણ)

**પ્રકાશક :**
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત રાજય, ગાંધીનગર.

**વેચાણ કેન્દ્ર :**
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રામ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી ભવન પાસે, એનેક્ષી-જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

**મુદ્રક :**
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે એવ પ્રિન્ટર્સ, અમદાવાદ દ્વારા મુદ્રિત.

સલાહકાર :

માનનીય શ્રી ૧. શ્રી બલવંતસિંહ રામુવાલીયા
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી દિલીપ પરીખ
મુખ્યમંત્રી, ગુજરાત રાજય.

૩. શ્રી બાબુભાઈ મેઘજીશાહ
નાણામંત્રી, ગુજરાત રાજય.

૪. શ્રી કે. કે. બખ્શી
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૫. શ્રી ડી. કે. મનાવલન
અધીક સચિવ, કલ્યાણ મંત્રાલય.

૬. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૭. વસંત મૂન પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૮. સ્વતંત્ર સેખોં
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૯. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને
સંકલન

સંકલન (મૂળ અંગ્રેજી)

શ્રી વસંત મુન

પરામર્શક :

ડૉ. પી. જી. જ્યોતિકર

રતિલાલ સાં. નાયક

ડૉ. ચંદ્રકાન્ત મહેતા

નિરંજન ત્રિપાઠી

અનુવાદક :

હિંમતસિંગ વાઘેલા

મુખ્ય સંપાદક અને સંકલન

એમ. કે. પરમાર

એમ.એ., એમ. ફીલ.

સંદેશ

ભારતરત્ન ડૉ.બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગનાં મહામાનવ હતા. નવભારતના નવનિર્માણમાં તેઓ પાયાની ઈંટ હતા. સામાજિક, આર્થિક રીતે શોષિત વંચિત કરોડો નરનારીઓને આત્મવિશ્લેષણની પ્રેરણા પ્રદાન કરી, તેમના અધિકારો માટે એકસૂત્રે બંધાઈ જવા આહ્‌વાન કર્યું હતું. ભારતનું બંધારણ રચીને તેમણે સામાજિકન્યાય, સ્વતંત્રતા, અખંડિતતા, બંધુત્વનો નારો આપી રાષ્ટ્રના નિર્માણની કેડી કંડારી હતી.

બાબાસાહેબ ઉચ્ચકોટિનાં માનવતાવાદી, સમાજશાસ્ત્રી, ક્રાંતિદષ્ટા, દાર્શનિક, રાજનીતિજ્ઞ તેમજ તે વખતના અગ્રણી અર્થશાસ્ત્રી પણ હતા. અમેરિકા તેમજ યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમનું મોટાભાગનું ઉચ્ચશિક્ષણ અર્થશાસ્ત્રનાં વિદ્વાન સંશોધકના રૂપમાં હતું. તેમના અર્થશાસ્ત્રના વિષયો પરનાં શોધ નિબંધો, પુસ્તકો, લેખો વિગેરે આર્થિકક્રાંતિના પાયાનાં પથ્થર સમાન હોય, તેને વર્તમાન આર્થિક નીતિઓના પરિપેક્ષ્યમાં જોવા જોઈએ, જેથી કરીને તે આર્થિકક્રાંતિની પગદંડી બની રહે.

આજે અમે, અને અમારી સરકાર બાબાસાહેબના ઉચ્ચ આદર્શોનું અનુસરણ કરવા કૃત સંકલ્પ છીએ.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન તેમના સંપૂર્ણ વાડમયને હિન્દી ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરી રહ્યું છે. સમગ્ર ભારત અને વિશ્વમાં જેનું સ્વાગત થયું છે.

આ શૃંખલાના અનુસંધાનમાં ગુજરાતી ભાષામાં **ગ્રંથ ૫ "ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં"** સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતાં મને આનંદ થાય છે. હું આ કાર્યમાં જોડાયેલા સર્વ કોઈ મહાનુભાવોનું અભિવાદન કરૂ છું.

**બલવંતસિંહ રામુવાલિયા**
કલ્યાણમંત્રી, ભારત સરકાર.

આવકાર

ભારતના સામાજિક જીવનને ઉન્નત કરવા માટે ડૉ. બાબાસાહેબ આંબેડકરે જીંદગીભર સંઘર્ષ કર્યો હતો. સ્વતંત્રતા, સમાનતા અને બંધુતા, સામાજિક અને રાજનૈતિક જીવનનો આદર્શ બને એ માટે એમણે સંવિધાનના આમુખમાં સામાજિકન્યાયનો સંદર્ભ અંકિત કર્યો હતો. એમના જીવનનું સ્વપ્ન હતું કે વર્ણવિહિન- વર્ગવિહિન - શોષણવિહિન સમાજરચના વાસ્તવિક બને. સ્વતંત્ર ભારતના બંધારણના ઘડવૈયા તરીકે તથા પદ્દલિત સમૂહોના પ્રખર હિમાયતી તરીકે એમની સેવાઓ ઐતિહાસિક બની ચૂકી છે અને એમણે જે આદર્શને જીવનના ધ્યેય તરીકે નજર સમક્ષ રાખ્યો હતો તેને ચરિતાર્થ કરવો તે આજના યુગની માંગ છે. આ રાષ્ટ્રપુરુષની સ્મૃતિને તરોતાજા રાખવા માટે ૧૯૯૧માં ગુજરાત સરકારે "ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મશતાબ્દિ ઉજવણી સમિતિ"ની રચના કરીને લોકભોગ્ય કાર્યક્રમોનું આયોજન શતાબ્દિ ઉજવણી રુપે કરવામાં આવ્યું હતું.

આ સમિતિના ઉપક્રમે ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે કરેલા નિર્ણય અનુસાર મહારાષ્ટ્ર સરકારે ડૉ. બાબાસાહેબના પ્રવચનો અને લેખો ઉપર આધારીત અંગ્રેજીમાં પ્રસિધ્ધ થયેલા ૧૪ ગ્રંથોનો ગુજરાતીમાં અનુવાદ કરીને તેની પુસ્તક શ્રેણી પ્રસિધ્ધ કરવાની કામગીરી હાથ ધરવામાં આવી છે. પ્રથમ ત્રણ ગ્રંથના ૧૪-૪-૯૭ના રોજ પ્રકાશન બાદ હવે **ગ્રંથ - ૫ : ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં** પ્રસિધ્ધ થઈ રહ્યો છે. જે ગુજરાતની સુજ્ઞ જનતાને સમર્પિત કરું છું. મને શ્રધ્ધા છે કે, ડૉ. બાબાસાહેબ આંબેડકરના જીવન અને કાર્યોમાંથી સંદેશો મેળવવામાં આ પ્રકાશન આપણને સૌને પ્રેરણા આપશે.

દિલીપ પરીખ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય.

## આવકાર

ડૉ. બાબાસાહેબ આંબેડકર જન્મ શતાબ્દી ઉજવણી સમિતિ તરફથી ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાડમયનું ગુજરાતી ભાષાંતર કરી છપાવવાના અનુસંધાનમાં **ગ્રંથ-૫નું** પ્રકાશન કરતાં સમિતિના અધ્યક્ષ તરીકે આનંદની લાગણી અનુભવું છું.

બંધારણના ઘડવૈયા અને સામાજિકન્યાયના પ્રણેતા ડૉ. બાબાસાહેબ આંબેડકરે ગોળમેજી પરિષદમાં ભારતીય લોકશાહીની જે કલ્પના કરી હતી તે પુસ્તક રૂપે પ્રગટ કરી આપના કરકમળોમાં મુકતાં મને આનંદ થાય છે.

વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા સંપાદકોએ આ પુસ્તક પ્રગટ કરવા જે જહેમત ઉઠાવી છે તે સરાહનીય છે.

**બાબુભાઈ મેઘજી શાહ**
મંત્રી, નાણા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ
ગુજરાત રાજય.

## પ્રકાશકીય

ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાડ્મયના હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત થયેલ ગ્રંથોનું સુજ્ઞ વાંચકોએ ભારે સ્વાગત કર્યું છે. તે આનંદની વાત છે.

આ શૃંખલામાં ગુજરાતી ભાષામાં **ગ્રંથ-૫ "ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં"** વિદ્વાન વાંચકોને સમર્પિત કરતા સુખદ લાગણી અનુભવું છું.

આ ગ્રંથમાં ડૉ. બાબાસાહેબ આંબેડકરે પહેલી, બીજી અને ત્રીજી ગોળમેજી પરિષદમાં દલિતોને રાજકીય સત્તા, મતાધિકાર સંરક્ષણ, પ્રાંતિક બંધારણ, લઘુમતીઓ, સ્વાધિન ભારતમાં બંધારણ અને દલિતો, પુનાકરાર વિગેર વિષયો પર અંગ્રેજ સરકાર સાથે ચર્ચા વિચારણા કરી હતી તેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

અંતમાં સંપાદક મંડળ, વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા રમતગમત યુવા અને સાંસ્કૃતિક વિભાગનાં સચિવશ્રી સ્વતંત્ર શેંખો, સંયુક્ત સચિવ શ્રી મીનાબેન ભટ્ટ તેમજ શ્રી એન. એચ. ચૌધરી, શ્રી પી. આર. પટેલ અને શ્રી રમેશ વાણીયાની સેવાઓને યાદ કરવી રહી.

અમને પૂર્ણ વિશ્વાસ છે કે **ગ્રંથ-૫ "ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં"નું** પૂર્વવત સ્વાગત થશે જ.

**એચ. આર. ભીમાશંકર**
નિયામક
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

## બે બોલ.....

ભારતરત્ન ડૉ. બાબાસાહેબ આંબેડકર સામાજિક નવજાગરણના અગ્રદૂત હતા. તેમણે તેમનું સમગ્ર જીવન સદીઓથી દલિત શોષિત માનવીયોનાં આર્થિક, સામાજિક તેમજ શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત કર્યું હતું. સમાજમાં પ્રવર્તતિ રૂઢિગત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરવા તેમજ સામાજિકન્યાય અને દલિતોનાં અધિકારોને સુનિશ્ચિત કરવા તેમણે આજીવન સંઘર્ષ કર્યો હતો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને નવા આર્થિક માળખાના સ્વપ્નને સાકાર કરવા ભારત સરકારે ડૉ. આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. ફાઉન્ડેશનની નીચેની યોજનાઓ અને ગતિવિધિઓને કાર્યાન્વિત કરવા અમે કૃત સંકલ્પ છીએ.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુસ્તકાલય
૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય પુરસ્કાર
૩. ડૉ. આંબેડકર વિદેશી શિષ્યવૃત્તિ
૪. ડૉ. આંબેડકર રિસર્ચ સંસ્થાની સ્થાપના
૫. ડૉ. આંબેડકરના સંપૂર્ણ વાડમયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન.
૬. હિંદી અને અંગ્રેજી ભાષામાં ત્રિમાસિક "ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા"નું પ્રકાશન.
૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રિય પુરસ્કાર
૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રિય સ્મારક ૨૬, અલીપુર રોડ, નવી દિલ્હી.

અમે ફાઉન્ડેશન વતી માનનીય શ્રી બલવંતસિંહ રામુવાલીયા કલ્યાણમંત્રી તેમજ શ્રી કે. કે. બખ્શી સચિવ કલ્યાણ મંત્રાલય ભારત સરકાર પ્રતિ આભાર વ્યક્ત કરીએ છીએ; કે જેમનાં દ્વારા સમય સમય પર અમૂલ્ય સલાહસૂચન, માર્ગદર્શન અને પ્રેરણા મળતી રહે છે.

ગુજરાતી ભાષામાં ગ્રંથ-૫ **"ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં"**નાં સફળ પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદમાં સહભાગી બને છે અને તેનાં સંકલન તેમજ મુખ્ય સંપાદક શ્રી એમ. કે. પરમાર તથા અન્ય અનુવાદકો અને પરામર્શકો સન્માનનાં પાત્ર છે.

અમને આનંદ છે કે ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ વાઙ્મય પરિયોજનાના અંતર્ગત ફાઉન્ડેશન દ્વારા પ્રકાશિત થયેલ ગ્રંથોનું સર્વત્ર સ્વાગત થયેલ છે. જેનાથી અમને પ્રોત્સાહન અને બળ મળ્યું છે.

**ડી. કે. મનાવલન**
અધિક સચિવ
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન

## સંપાદકીય......

મહારાષ્ટ્ર સરકારે પ્રકાશિત કરેલ ડૉ. બાબાસાહેબ આંબેડકરના સંપૂર્ણ વાઙ્મયનું રાષ્ટ્રની બધી જ ભાષાઓમાં ભાષાંતર કરવાની એક યોજના ભારત સરકારના કલ્યાણ મંત્રાલયે અમલમાં મુકેલ છે.

આ યોજનાના અંતર્ગત ગુજરાત સરકારે તા. ૧૪-૪-૯૭ના રોજ ત્રણ ગ્રંથ પ્રકાશિત કરેલ છે. વાંચકોની સુવિધાને ધ્યાનમાં લઈ મૂળ અંગ્રેજી ગ્રંથ બીજાને ત્રણ ગ્રંથોમાં વિભાજિત કરવામાં આવેલ છે. આ ત્રણ ગ્રંથોના વિષય છે.

ગ્રંથ ૩ ડૉ. આંબેડકર મુંબઈ વિધાન પરિષદમાં

ગ્રંથ ૪ ડૉ. આંબેડકર સાયમન કમિશન સાથે અને

ગ્રંથ ૫ ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં

તેમાનો **ગ્રંથ : ૫ ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં** પ્રકાશીત કરતા આનંદ થાય છે. ભારતના ભાવિ બંધારણની વિભાવના માટે લંડનમાં મળેલ ગોળમેજી પરિષદમાં ડૉ. બાબાસાહેબ આંબેડકરે દલીતો, શોષીતો અને પીડીતોના રાજકીય અને સામાજીક અધિકારો માટે ઉઠાવેલો અવાજ, તેમજ દલીતો માટે મેળવેલ અલગ મતાધિકારની વિરૂદ્ધમાં મહાત્મા ગાંધીએ કરેલ ઉપવાસની સામે ડૉ. આંબેડકરે આપેલ ઐતિહાસીક લડતની વિશદ છણાવટ અને બંધારણીય સુધારા, મતાધિકાર, સમવાયી માળખું, સંરક્ષણ વગેરે વિષયોને આ ગ્રંથમાં આવરી લેવામાં આવ્યા છે, જે દરેક દેશપ્રેમીને પ્રેરણારૂપ છે.

અનુવાદનું કામ ખૂબ જ મુશ્કેલ હોય છે અને તેનું સંપાદન, પુનરીક્ષણ, પરિશ્રમ માંગી લે છે. તેથી આ મુશ્કેલ કાર્ય કોઈ એક વ્યક્તિનું નહીં પરંતુ વ્યક્તિ સમૂહનું છે. વિદ્વાન અનુવાદકો, પરામર્શકો તથા સંપાદકોના પરિશ્રમથી જ આ ગ્રંથો તૈયાર થઈ રહ્યા છે.

ડૉ. આંબેડકર ફાઉન્ડેશન કલ્યાણ મંત્રાલયના મંત્રી શ્રી બલવંતસિંહ રામુવાલીયા, સચિવ શ્રી કે. કે. બખ્શી, અધિક સચિવ શ્રી ડી. કે. મનાવલન, તત્કાલીન સંયુક્ત સચિવ શ્રી ગંગાદાસ, ડૉ. આંબેડકર ફાઉન્ડેશનના નિયામક શ્રી ભીમાશંકર અને શ્રી જે. એન. પ્રસાદના માર્ગદર્શનથી ગ્રંથોનું કાર્ય સરળ બન્યું છે. તેમજ ડૉ. રમેશચંદ્ર પરમાર અને ડૉ. પી. જી. જ્યોતિકરની સેવાઓ યાદ કરવી જ રહી.

ડૉ. બાબાસાહેબ આંબેડકરના ઐતિહાસિક અપ્રાપ્ય ફોટાઓ શ્રી ભાઈલાલ ગોહેલે પૂરા પાડી ગ્રંથોમાં ઓપ આપ્યો છે.

પ્રજ્ઞાશીલ વાંચકોને વિનંતી કરવાની કે આ અનુવાદને સાહિત્યિક કૃતિ નહી પરંતુ માહિતી અને જ્ઞાનના સીધાસાદા રૂપાંતરની જેમ સ્વીકારશે તો જ બાબાસાહેબના વાઙ્મયને આત્મસાત કરી શકાશે.

**એમ. કે. પરમાર**
મુખ્ય સંપાદક અને સંકલન

# ડૉ. આંબેડકર ગોળમેજી પરિષદમાં

## અનુક્રમણિકા

# ૧

# પૂર્ણ બેઠકમાં દલિતો માટે રાજકીય સત્તાની જરૂરિયાત

## ૫મી બેઠક - તા.૨૦મી નવેમ્બર, ૧૯૩૦.

**ડૉ.બી.આર.આંબેડકર :** અધ્યક્ષશ્રી, આ પરિષદને સંબોધવામાં મારો હેતુ મુખ્યત્વે તેની સમક્ષ જેઓનું હું અને મારા સાથી રાવ બહાદુર શ્રીનિવાસન પ્રતિનિધિત્વ કરીએ છીએ તે દલિતોનો બંધારણી સુધારાના પ્રશ્ન અંગેનો દૃષ્ટિકોણ રજૂ કરવાનો છે. એ દૃષ્ટિકોણ, ૪૩,૦૦૦,૦૦૦ લોકોનો, બ્રિટિશ ભારતની કુલ વસ્તીના એક પંચમાંશનો દૃષ્ટિકોણ છે. દલિતોનું પોતાનું જૂથ છે જે મુસ્લિમોથી ભિન્ન અને અલગ છે અને તેઓનો સમાવેશ હિંદુઓમાં કરવામાં આવ્યો હોવા છતાં તેઓ કોઈપણ દૃષ્ટિએ તે કોમનો અંતર્ગત ભાગ નથી બનતા. તેઓનું અલગ અસ્તિત્વ છે. એટલું જ નહિ પરંતુ તેઓએ પોતાને એક એવો દરજ્જો આપ્યો છે જે ભારતમાંની બીજી કોઈપણ કોમથી અલગ છે. તેઓ ભારતમાંની એવી કોમો છે જેઓ નીચલી અને તાબાની સ્થિતિમાં જીવે છે; પણ દલિતોને આપેલી સ્થિતિ સદંતર ભિન્ન છે. એ સ્થિતિ વેઠિયા અને ગુલામ વચ્ચેની સ્થિતિ છે અને એટલા તફાવત સાથે એને એ રીતે અધમ કહી શકાય કે વેઠિયા અને ગુલામને તો શારીરિક સંપર્કની પરવાનગી આપવામાં આવતી જ્યારે દલિતોને તો એમાંથીય બાકાત રાખવામાં આવે છે. બદતર તો એ છે કે આ માનવ સંબંધ સાથેની બળપૂર્વક ઠોકી બેસાડેલી અધમતા અને નિષેધ તેઓની અસ્પૃશ્યતાના કારણે છે જેના લીધે જાહેર જીવનમાં ભેદભાવ ઊભો કરે છે. એટલું જ નહિ બલકે

તકની તમામ સમાનતાનો ભારોભાર ઈનકાર કરે છે અને જેના પર સમગ્ર માનવ અસ્તિત્વનો આધાર છે તેવા પ્રાથમિક નાગરિક અધિકારોનો પણ ઈનકાર કરે છે. મને ખાતરી છે કે ઈંગ્લેન્ડની કે ફ્રાન્સની વસ્તી જેટલી મોટી અને અસ્તિત્વના સંઘર્ષમાં આટલી હદે પાંગળી બની ગયેલી આવી કોમના દ્રષ્ટિકોણની રાજકીય સમસ્યાના ઉકેલ પર સાચી અસર પડશે જ અને શરૂઆતમાં જ આ પરિષદને એ દ્રષ્ટિકોણનો ખ્યાલ આવી જાય તે જોવા હું આતુર છું.

આ દ્રષ્ટિકોણને બને તેટલો ટૂંકમા રજૂ કરવાનો હું પ્રયાસ કરીશ. એ એમ છે કે ભારતમાંની નોકરશાહી સ્વરૂપની સરકારને, લોકોની, લોકો દ્વારા અને લોકો માટેની સરકાર કહી શકાય એવી સરકાર દ્વારા બદલવી જોઈએ. દલિતોના મંતવ્યનું આવું વિધાન અમુક વર્ગોમાં કંઈક આશ્ચર્ય સાથે સ્વીકારાશે એની મને ખાતરી છે. દલિતોને બ્રિટિશ સાથે બાંધનારૂ બંધન અનન્ય સ્વરૂપનું રહ્યું છે. દલિતોએ બ્રિટિશને, રૂઢિચુસ્ત હિંદુઓના યુગ જૂના જુલમ અને દમનમાંથી મુક્ત કરનારા મુક્તિદાતા તરીકે આવકાર્યા. તેઓ હિંદુઓ, મુસ્લિમો અને શીખો વિરુધ્ધની તેમની લડાઈ લડયા અને પોતાને માટે ભારતનું આ મહાન સામ્રાજય જીત્યા. બ્રિટિશે પોતાના તરફથી દલિતોના ટ્રસ્ટીઓનો ભાગ ભજવ્યો. આ બંને પક્ષકારો વચ્ચેનો આવો અંતરંગ સંબંધ જોતાં દલિતોના ભારતમાંના બ્રિટિશ શાસન તરફના વલણમાં આવેલો આ ફેરફાર એક અત્યંત મહત્ત્વની ઘટના છે. પરંતુ વલણના આવા ફેરફારનાં કારણો શોધવા બહુ દૂર જવું પડે એમ નથી. અમે અમારૂ ભાગ્ય બહુમતીની દયા પર છોડી દેવા માગીએ છીએ. માત્ર એટલા જ કારણસર અમે આ નિર્ણય નથી લીધો. વાસ્તવમાં, બહુમતી અને હું જેનું પ્રતિનિધિત્વ કરૂ છું એ અમુક લઘુમતી વચ્ચે બહુ પ્રેમનો સંબંધ રહ્યો નથી એ આપ જાણો છો. અમારો નિર્ણય સ્વતંત્ર નિર્ણય છે. અમે માત્ર અમારા પોતાના સંજોગોના આધારે જ હાલના વહીવટ અંગે નિર્ણય કર્યો છે અને અમને જણાયું છે કે તેમાં સારી સરકારનાં શ્રેષ્ઠ આવશ્યક તત્ત્વોની કંઈક ખામી છે. જયારે અમે અમારી હાલની સ્થિતિને બ્રિટિશ શાસન પહેલાંના સમયના ભારતીય સમાજમાં અમારે વેઠવા પડતા દુર્ભાગ્યની સ્થિતિ સાથે સરખાવીએ છીએ ત્યારે અમને જણાય છે કે અમે આગળ પ્રગતિ કરવાને બદલે અમે માત્ર આ સમયમાં નિષ્ક્રિય જ રહ્યા છીએ. બ્રિટિશ શાસન પહેલાં અમે અમારી અસ્પૃશ્યતાના કારણે ધૃણાજનક સ્થિતિમાં હતા. શું બ્રિટિશ સરકારે એ દૂર કરવા માટે કંઈપણ કર્યું છે ? બ્રિટિશ શાસન પહેલાં અમે મંદિરમાં પ્રવેશી શકતા ન હતા. હવે

અમે પ્રવેશી શકીએ છીએ ? બ્રિટિશ શાસન પહેલાં અમને પોલીસ દળમાં પ્રવેશનો ઈન્કાર હતો. શું બ્રિટિશ સરકાર અમને પોલીસ દળમાં પ્રવેશ આપે છે ? બ્રિટિશ શાસન પહેલાં અમને લશ્કરમાં નોકરી કરવાની છૂટ નહોતી. શું એ કારકિર્દી હવે અમારા માટે ખુલ્લી થઈ છે ? આમાંના કોઈપણ પ્રશ્નનો જવાબ આપણે હકારાત્મક આપી નહિ શકીએ. અમારા પર જેણે આટલા લાંબા સમય સુધી આટલો મોટો પ્રભાવ પાડયો છે તે બ્રિટિશ સરકારે કંઈક સારું કર્યું છે જેનો અમે આનંદપૂર્વક આભાર માનીએ છીએ. પરંતુ એ નક્કી છે કે અમારી સ્થિતિમાં મૂળભૂત કશો ફેરફાર થયો નથી. વાસ્તવમાં અમારા પૂરતું,

બ્રિટિશ સરકારે તેમને જણાઈ તેવી સામાજિક વ્યવસ્થા સ્વીકારી લીધી અને તેને નિષ્ઠાપૂર્વક જાળવી રાખી છે. આ તો પેલા ચીના દરજી જેવી વાત થઈ. તેને જૂનો કોટ આપીને કહેવામાં આવ્યું કે આ જ પ્રમાણેનો નવો કોટ બનાવી આપ. તો તેણે જૂના જેવો જ નવો કોટ - એ જ કિંમતે, એ જ થીંગડાં અને એ બધું યથાવત્ રાખીને તેના જેવો જ અદ્દલ નમૂનો કરી આપ્યો. અમને કરાતા અન્યાયો ખુલ્લા જખમો જેવા જ રહ્યા છે અને બ્રિટિશ શાસનનાં ૧૫૦ વર્ષ વહી ગયાં તેમ છતાં તેનો ન્યાય કરવામાં આવ્યો નથી.

અમે બ્રિટિશ સરકાર પર ઉદાસીનતા અને સહાનુભૂતિના અભાવનો આક્ષેપ કરતા નથી. અમે જે જોઈએ છીએ તે એ છે કે બ્રિટિશ સરકાર અમારી સમસ્યાઓ હલ કરવા માટે તદ્દન સક્ષમ નથી. જો આ કેસ માત્ર ઉદાસીનતાનો જ હોત તો તો એ બહુ ઓછા મહત્ત્વનો હોત, અને તેના કારણે અમારા વલણમાં આવેલો જબરદસ્ત ફેરફાર આવ્યો ન હોત. પરંતુ પરિસ્થિતિના ઊંડા પૃથ્થકરણ પરથી અમને એવું ભાન થયું છે કે એ માત્ર ઉદાસીનતાનો કેસ નથી પરંતુ એ કાર્યને હાથ ધરવાની કેવળ અક્ષમતાનો જ કેસ છે. દલિતોને જણાય છે કે ભારતમાંની બ્રિટિશ સરકાર સમક્ષ બે અતિ ગંભીર મર્યાદાઓ છે. સૌ પ્રથમ આંતરિક મર્યાદા છે જે, જેઓ સત્તામાં છે તેવા લોકોની પ્રકૃતિ, ઉદ્દેશો અને હિતોમાંથી ઉપસ્થિત થાય છે. વાત એમ નથી કે તેઓ અમને આ બાબતોમાં મદદ કરી શકતા નથી, પરંતુ તેમ કરવું તેઓની પ્રકૃતિ, ઉદ્દેશો અને હિતોની વિરુધ્ધ છે. બ્રિટિશ સરકારની સત્તાને મર્યાદિત બનાવે છે તેવી બીજી વિચારણા એ છે કે તેને બાહ્ય વિરોધનો નૈતિક ડર લાગે છે. ભારત સરકારને ભારતીય

સમાજના અંતરને કોરી ખાતાં અને આટલાં બધાં વર્ષો સુધી પતિત વર્ગોનાં જીવનને ચુસ્ત રાખતાં સામાજિક અનિષ્ટોને દૂર કરવાની જરૂરિયાતનો ખ્યાલ તો છે જ.

ભારત સરકારને એનો પણ ખ્યાલ છે જ કે જમીનદારો જનતાને ચૂસી જાય છે, અને મૂડીવાદીઓ મજૂરોને નિર્વાહ પૂરતું વેતન અને કામની સ્વચ્છ શરતો નથી આપતા. તેમ છતાં એ અત્યંત દુ:ખની વાત છે કે બ્રિટિશ સરકારે આમાંના કોઈ પણ અનિષ્ટને અડકવાની હિંમત કરી નથી. શા માટે ? એનું કારણ એટલું જ કે તે અનિષ્ટોને દૂર કરવાની તેને કશી કાનૂની સત્તા નથી. શા માટે તે વચમાં નથી પડતી તેનું કારણ એ છે કે તેને ડર છે કે સામાજિક અને આર્થિક જીવનના હાલના નિયમોને સુધારવા માટે જો તે વચમાં પડશે તો તેનાથી વિરોધ ઊભો થશે. આવી સરકારથી કોઈનું શું ભલું થવાનું છે ? આવી બે મર્યાદાઓની વચ્ચે અપંગ થઈ ગયેલી સરકાર હેઠળ જીવનને સારૂ બનાવવા માટે જે કાંઈ કરવાનું હોય છે તે અધ્ધરતાલ લટકી પડે છે. આપણે તો એવી સરકાર જોઈએ કે જેમાં સત્તા પરના માણસો દેશના શ્રેષ્ઠ હિતમાં હોય તેવી અવિભાજ્ય નિષ્ઠા સમર્પી દે. આપણે એવી સરકાર જોઈએ કે જેમાં સત્તા પરના માણસો એમ જાણે કે આજ્ઞાંકિતતા જયાં પૂરી થશે ત્યાં વિરોધ જાગૃત થશે ત્યાં, ન્યાય અને ઔચિત્યના આદેશોને અનુરૂપ સામાજિક અને આર્થિક જીવનના નિયમોમાં સુધારો કરતાં ડરતા ન હોય. બ્રિટિશ સરકાર આવું કર્તવ્ય કદી પણ બનાવી નહિ શકે. એક માત્ર એવી જ સરકાર કે જે લોકોની હોય, લોકો માટેની હોય અને લોકો દ્વારા ચલાવાતી હોય તે જ આને શક્ય બનાવશે.

દલિતોએ ઉઠાવેલા આ કેટલાક પ્રશ્નો છે અને આ પ્રશ્નોના તેમના મતે જવાબો કયા હોઈ શકે તે જવાબો છે. તેથી, દલિતોએ તારવેલો અનિવાર્ય નિર્ણય આવો છે; એટલે કે ભારતમાંની નોકરશાહી સરકાર, તેમના ઉદ્દેશ શ્રેષ્ઠ હોવા છતાં, અમારી અમુક પ્રકારની ફરિયાદો પુરતું કશો ફેરફાર કરવામાં અશક્તિમાન પુરવાર થશે. અમને લાગે છે કે **અમારી ફરિયાદો કોઈ પણ વ્યક્તિ દૂર નહિ કરી શકે. અમે જ દૂર કરી શકીશું. અને અમારા પોતાના હાથમાં રાજકીય સત્તા ન આવે ત્યાં સુધી અમે** તે દૂર કરી શકીશું નહિ. બ્રિટિશ સરકાર જેવી છે તેવી જ રહે ત્યાં સુધી આવી રાજકીય સત્તાનો કશોય હિસ્સો સ્પષ્ટ રીતે અમારી પાસે આવી શકે નહિ. એ તો માત્ર સ્વરાજ બંધારણમાં જ એવું બની શકે કે રાજકીય સત્તા અમાર

પોતાના હાથમાં આવે એવી અમને કોઈ તક મળે. તેના વગર અમે અમારા લોકોને મુક્તિ અપાવી શકીશું નહિ.

મહોદય, એક વાત એવી છે જેના તરફ હું આપનું ખાસ લક્ષ દોરવા માગું છું એ આ છે. દલિતોનો દૃષ્ટિકોણ આપની સમક્ષ રજૂ કરવામાં મેં 'સાર્વભૌમ દરજજો'એ શબ્દપ્રયોગનો ઉપયોગ કર્યો નથી. મેં તેનો ઉપયોગ કરવાનું ટાળ્યું છે - એનું કારણ એ નહિ કે હું તેની અસરો સમજતો નથી અથવા તેનો અર્થ એ પણ નથી કે ભારત સાર્વભૌમ દરજજો પ્રાપ્ત કરે તે સામે દલિતોને વાંધો છે. તેનો ઉપયોગ ન કરવામાં મારૂ મુખ્ય કારણ એ છે કે દલિતોની જે માગણી છે તેની પૂરી વિગતો તેમાં આવી જતી નથી. દલિતો જ્યારે સલામતીઓ સાથેના સાર્વભૌમ દરજજાની માગણી કરે ત્યારે તેઓ એક જ અને એકમાત્ર પ્રશ્ન પર જ ભાર મૂકવા માગે અને એ પ્રશ્ન છે કે સાર્વભૌમ ભારત કઈ રીતે કાર્ય કરશે ? રાજકીય સત્તાનું કેન્દ્ર ક્યાં રહેશે ? શું દલિતો તેના વારસદારો બની શકશે ? તેમની મુખ્ય ચિંતા બનતા આ પ્રશ્નો છે. દલિતોને લાગે છે કે નવા બંધારણ માટેનું રાજકીય તંત્ર ખાસ પ્રકારનું તૈયાર કરવામાં ન આવે ત્યાં સુધી તેઓને રાજકીય સત્તાનું એક ચીંથરુંય નહિ મળે. તેવા તંત્રની રચનામાં ભારતીય સામાજિક જીવનની અમુક નકકર હકીકતો ધ્યાન બહાર રહી ન જાય તે જોવું જોઈએ. એ સ્વીકારવું જોઈએ કે ભારતીય સમાજમાં જ્ઞાતિઓની એક એવી શ્રેણી છે જેનો ઉપલો ભાગ માનભર્યું સ્થાન ભોગવે છે અને નીચલો ભાગ તિરસ્કારભર્યું સ્થાન ભોગવે છે - આ એક એવી પધ્ધતિ છે જેમાં, લોકશાહી સરકારની રચના માટે આવશ્યક એવી સમાનતા અને બંધુતાની ભાવનાના વિકાસ માટેની કોઈ તક નથી. એનો પણ સ્વીકાર કરવો જોઈએ કે બુધ્ધિજીવી વર્ગ એ ભારતીય સમાજનો એક બહુ મહત્ત્વનો ભાગ છે અને તેને આ શ્રેણીના ઉપલા ભાગમાંથી લેવામાં આવે છે અને જોકે તે દેશના નામે વાતો કરે છે અને રાજકીય ચળવળનું નેતૃત્વ કરે છે તેમ છતાં તે જે ભાગમાંથી લેવાયો હોય છે તે વર્ગ પ્રત્યેના સંકુચિત પક્ષપાતમાંથી બહાર આવી શકયો નથી. બીજા શબ્દોમાં, દલિતો જે આગ્રહપૂર્વક કહેવા માગે છે તે એ છે કે રાજકીય તંત્રરચનામાં તે જેના માટે તૈયાર કરાઈ હોય તે સમાજના માનસશાસ્ત્ર સાથે તેનો ચોકકસ સંબંધ હોવો જોઈએ. નહિતર, એવો સંભવ છે કે તમે ગમે તેવું સપ્રમાણ બંધારણ તૈયાર કરો તો પણ તે જેના માટે તૈયાર કરાયું હોય તે સમાજ સાથે અનુપયુક્ત અને વિચ્છિન્ન રહેશે.

આ બાબત હું પૂરી કરૂ તે પહેલાં હું એક મુદ્દો સ્પષ્ટ કરવા માગું છું. અમને ઘણીવાર યાદ અપાવવામાં આવે છે કે દલિતોની સમસ્યા એક સામાજિક સમસ્યા છે અને એનો ઉકેલ રાજકારણમાં નહિ પણ અન્યત્ર રહેલો છે. અમે આ મંતવ્યનો સખત વિરોધ કરીએ છીએ. અમે એમ માનીએ છીએ કે દલિતોને રાજકીય સત્તા તેમના પોતાના હાથમાં ન મળે ત્યાં સુધી તેમની સમસ્યા કદી પણ હલ થઈ શકે નહિ. જો આ સાચું હોય, અને તેના વિરુધ્ધની કોઈપણ દલીલ સાચી હોવાનું હું માનતો નથી, તો દલિતોની સમસ્યા સાચે જ એક રાજકીય સમસ્યા છે અને તેને અંગે તે રીતે જ કાર્યવાહી કરવી જોઈએ. અમે જાણીએ છીએ કે રાજકીય સત્તા બ્રિટિશ પાસેથી એવા લોકોના હાથમાં જઈ રહી છે જેઓ અમારાં અસ્તિત્વ પર આટલો ભારે આર્થિક, સામાજિક અને ધાર્મિક પ્રભાવ પાડી રહ્યા છે. અમે રાજી છીએ કે એવું બને કે સ્વરાજનો ખ્યાલ અમારા ઘણાંના મનમાં એ વાતની યાદ અપાવે છે કે ભૂતકાળમાં અમારા પર કેવા જુલમો, દમનો અને અન્યાયો આચરવામાં આવતા હતા અને સ્વરાજ હેઠળ તે બધું પાછું ફરી થવા માંડે તેનો ભય પણ અમારા ઘણાના મનમાં છે. અમારા દેશવાસીઓની સાથોસાથ દેશના રાજકીય સાર્વભૌમ લોકો તરીકે પર્યાપ્ત પ્રમાણમાં અમને સ્થાપિત કરવામાં આવશે એવી આશામાં એ પરિસ્થિતિનાં અનિવાર્ય જોખમ ઉઠાવવા અમે તૈયાર છીએ. પરંતુ અમે એ અંગેની સંમતિ એક શરતે આપીશું અને તે એ કે અમારી સમસ્યાઓના ઉકેલને સમયની દયા પર છોડવામાં ન આવે. સમય પોતાનો ચમત્કાર બતાવશે એવી આશામાં દલિતોએ ઘણા લાંબા સમય સુધી રાહ જોયા કરી છે. બ્રિટિશ સરકારે પ્રતિનિધિ સરકારની તક વ્યાપક બનાવવા માટે લીધેલા દરેક ક્રમિક પગથિયે દલિતોને પધ્ધતિસર હડસેલી મૂકવામાં આવ્યા છે. તેઓની રાજકીય સત્તા માટેની માગણી અંગે કોઈ ખ્યાલ કરવામાં આવ્યો નથી. હું ભારપૂર્વક વિરોધ કરું છું કે અમે આ લાંબો સમય સાંખી લઈશું નહિ. અમારી સમસ્યાની પતાવટ સામાન્ય રાજકીય પતાવટનો જ એક ભાગ બનવી જોઈએ, અને તેને ભાવિના શાસકોની સહાનુભૂતિ તથા સદ્ભાવના સરી જતી રેતીના હવાલે કરવી જોઈએ નહિ. દલિતો શા માટે આનો આગ્રહ રાખે છે એના કારણો દેખીતાં છે. આપણામાંની દરેક વ્યક્તિ જાણે છે કે જેની પાસે સત્તા છે એ વ્યક્તિ, જેની પાસે સત્તા નથી એવી વ્યક્તિ કરતાં વધુ શક્તિશાળી હોય છે. આપણામાંનો દરેક જણ એ પણ જાણે છે કે જે લોકો પાસે સત્તા છે તેઓ, જેમની પાસે સત્તા નથી તેવા લોકોની તરફેણમાં સત્તા ભાગ્યે જ ત્યજી દે

છે. તેથી, અમે અમારી સામાજિક સમસ્યાની પતાવટનું કાર્ય પાર પડશે એવી આશા રાખી શકતા નથી. જો અમે સત્તાને પતાવટ દ્વારા જેમને ગુમાવવાનું થતું હોય તેવા લોકોના હાથમાં સરી જવા દઈએ તો, અમે આજે જેઓને સત્તા અને પ્રતિષ્ઠાની ગાદી પર બેસવામાં મદદ કરીએ છીએ તેવા લોકોને ગાદી પરથી ઉઠાડી મૂકવા માટે બીજી ક્રાંતિ કરવી પડશે. અમે સલામતી માટેના વધુ પડતા વિશ્વાસથી પાયમાલ થઈ જઈએ તેના કરતાં અત્યંત તાલાવેલીભરી સમજશક્તિના કારણે તિરસ્કારાવું વધુ પસંદ કરીએ છીએ, અને મને લાગે છે કે અમારા માટે યોગ્ય અને વાજબી વાત એ ગણાશે કે અમે અમારી સમસ્યાની પતાવટ માટેની શ્રેષ્ઠ બાંયધરી એટલે ખુદ રાજકીય તંત્રનું સમાયોજન એવો આગ્રહ રાખીએ જેથી કરીને તેના પર અમારી પકડ રહે અને જે લોકો તે તંત્રને નિરંકુશ નિયંત્રણના હવાલે કરી દેવાની યુક્તિ કરતા હોય તેમની મરજી મુજબ એ તંત્ર ન ચાલે.

દલિતો પોતાની સુરક્ષા અને રક્ષા માટે રાજકીય તંત્રનું કેવું સમાયોજન કરવા માગે છે તે હું પરિષદ સમક્ષ યોગ્ય સમયે રજૂ કરીશ. અત્યારે તો હું એટલું જ કહીશ કે અમે જવાબદાર સરકાર માગીએ છીએ તેમ છતાં અમે એવી સરકાર નથી માગતા કે જેનો અર્થ માત્ર માલિકો બદલવાનો રહેશે. જો આપની કારોબારી પૂરેપૂરી જવાબદાર રહેવાની હોય તો વિધાનમંડળને પણ પૂરેપૂરું અને સાચા અર્થમાં જવાબદાર રહેવા દો.

અધ્યક્ષશ્રી, હું દિલગીર છું કે મારે આવા સ્પષ્ટ શબ્દોમાં જણાવવું પડે છે. પરંતુ હું લાચાર છું. દલિતોનો કોઈ મિત્ર નથી. સરકારે અત્યાર સુધી તેમનો ઉપયોગ માત્ર તેના સતત અસ્તિત્વ માટેના એક બહાના તરીકે જ કર્યો છે. હિંદુઓ તેમના પર એટલો જ દાવો કરે છે કે તેમના અધિકારોનો ઈનકાર કરવો. મુસ્લિમો તેમના અલગ અસ્તિત્વને માન્ય કરવાની ના પાડે છે, કારણકે તેમને ભય છે કે તેમના વિશેષાધિકારોમાં એક હરીફના પ્રવેશથી કાપ મુકાઈ જશે. સરકાર દ્વારા દબાવાયેલા, હિંદુઓ દ્વારા દમનનો ભોગ બનાવાયેલા અને મુસ્લિમો દ્વારા ઉપેક્ષા કરાયેલા એવા અમે અત્યંત અસહ્ય સ્થિતિમાં મુકાઈ ગયા છીએ અને તદ્દન લાચાર બની ગયા છીએ જેનો જોટો જડે એમ નથી અને જેના તરફ મારે લક્ષ દોરવું ફરજિયાત થઈ પડયું.

ચર્ચા માટે નિયત કરાયેલા બીજા પ્રશ્ન અંગે હું દિલગીર છું કે તેને સામાન્ય ચર્ચાની પૂંછડીએ બાંધી દેવાનું નક્કી કરવામાં આવ્યું હતું. તેનું મહત્ત્વ એટલું બધું

છે કે તેના માટે આખી બેઠક રાખવી પડે એમ છે. તેનો અછડતો ઉલ્લેખ કરવાથી તેને કોઈ ન્યાય આપી શકાય નહિ. એ એક એવો વિષય છે કે જેની સાથે દલિતોને ઊંડો સંબંધ છે અને તેઓ તેને બહુ મહત્ત્વનો પ્રશ્ન પણ ગણે છે. લઘુમતીના સભ્યો તરીકે અમે, બહુમતીના કુશાસનમાંથી લઘુમતીઓને બચાવવા માટે પ્રાંતિક બહુમતી પર શક્તિશાળી નિયંત્રણ લાવવાની કામગીરી કરે એવી આશાથી કેન્દ્ર સરકાર તરફ જોઈએ છીએ. **એક ભારતીય તરીકે અને ભારતીય રાષ્ટ્રીયતાના વિકાસમાં રસ ધરાવતી વ્યક્તિ તરીકે મારે એ સાફ કહેવું જોઈએ કે હું એકમુખી પ્રકારની સરકારમાં ચુસ્ત રીતે માનું છું અને તેને ખલેલ પહોંચાડનારા વિચારને હું બહુ પસંદ કરતો નથી.** એકમુખી સરકાર, ભારતીય રાષ્ટ્રનું નિર્માણ કરવામાં સૌથી વધુ બળવાન અસર કરનારી બાબત ગણાય છે. એકીકરણની પ્રક્રિયા જે એકીકૃત પધ્ધતિની સરકારનું પરિણામ છે તે હજી પૂર્ણ થઈ નથી અને રચનાત્મક મુદત દરમિયાનના આ સૌથી વધુ શક્તિશાળી પ્રોત્સાહનને તેનું લક્ષ્ય સિધ્ધ કરે તે પહેલાં પાછું ખેંચી લેવાની હું વિરુદ્ધ છું.

તેમ છતાં જે સ્વરૂપે આ પ્રશ્ન રજૂ થયો છે એ માત્ર શૈક્ષણિક સ્વરૂપમાં છે, અને જો એવું બતાવી શકાય કે સમવાય સ્વરૂપમાં સ્થાનિક સ્વાયત્તતા કેન્દ્રીય એકતા સાથે વિસંગત નથી, તો હું સમવાય સ્વરૂપ અંગે વિચારણા કરવા તૈયાર થઈશ.

મહોદય, દલિતોના પ્રતિનિધિ તરીકે મેં તેમના વતી કહેવું જરૂરી હોય તે બધું કહી દીધું છે. એક ભારતીય તરીકે, અમારે જેને પહોંચી વળવાનું છે તે સ્થિતિ વિષે સામાન્ય રીતે એકાદ બે શબ્દ કહેવાની આપ રજા અને સમય આપશો એવી હું આપને વિનંતી કરૂ છું. તેની ગંભીરતા વિશે એટલું બધું કહેવાયું છે કે તેમાં એક પણ શબ્દનો ઉમેરો કરવાની હું હિંમત નહિ કરૂ જો કે હું એ હિલચાલનો મૂક પ્રેક્ષક તો નથી જ. મને જેની ચિંતા છે તે એ છે કે અમે અમારો ઉકેલ લાવવાની સાચી દિશામાં પ્રગતિ કરી રહ્યા છીએ કે કેમ. તેવો ઉકેલ કયા પ્રકારનો હોવો જોઈએ એનો આધાર સંપૂર્ણ રીતે બ્રિટિશ ડેલિગેટો અપનાવવાનું પસંદ કરે તે દૃષ્ટિકોણ પર રહેલો છે. તેઓને સંબોધીને હું કહીશ કે તમે પરિસ્થિતિને પહોંચી વળવા માટે સમાધાનનો માર્ગ લેશો કે લોખંડી એડીનો ઉપયોગ કરશો કે કેમ એ બાબત તમારા નિર્ણય પર અવલંબે છે. કારણ કે જવાબદારી સંપૂર્ણ રીતે તમારી છે. તમારામાંથી જે લોકો બળનો ઉપયોગ કરવા માગે

છે તેઓને રાજકીય ફિલસૂફીના મહાન શિક્ષક એડમંડ બર્કના યાદગાર શબ્દો હું યાદ દેવડાવીશ. બ્રિટિશ રાષ્ટ્રની સામે અમેરિકન સંસ્થાનોની સમસ્યા ખડી થઈ ત્યારે એણે કહ્યું હતું :

"બળનો ઉપયોગ ક્ષણજીવી છે. તે ક્ષણેક ટકે, પરંતુ તેનો ફરીથી ઉપયોગ કરવો પડે તેવી જરૂરિયાત દૂર થતી નથી; જે રાષ્ટ્ર કાયમી રીતે જીતી લેવાનું હોય તેનું શાસન થઈ શકે નહિ. બળના ઉપયોગ સામેનો બીજો વાંધો એ છે કે એ અનિશ્ચિત છે. ભય એ હંમેશાં બળની અસર નથી, અને યુધ્ધ-સરંજામ એ વિજય નથી. જો તમે સફળ ન થાવ તો તમે સાધન વિનાના થઈ જાવ; કારણ કે સમાધાન નિષ્ફળ જાય તો બળનો ઉપયોગ બાકી રહે છે, પરંતુ જો બળનો ઉપયોગ નિષ્ફળ જાય તો સમાધાનની પછી નો આશ: જ રહેતી નથી. શક્તિ અને સત્તા કોકવાર દયાળુતાથી ખરીદી શકાય છે પરંતુ ગરીબ અને પરાજિત હિંસાથી એ બંનેની ભીખ માગી શકાતી નથી. બળના ઉપયોગનો હજી પણ વધુ એક વાંધો એ છે કે તમે ઉદ્દેશને સાચવી રાખવાના પ્રયાસમાં જ ઉદ્દેશને નુકસાન કરી બેસો છો. જે વસ્તુ માટે તમે લડયા (લોકોના વિશ્વાસ માટે) તે એ વસ્તુ નથી જે તમે પાછી મેળવો છો, પરંતુ એ વસ્તુ છે જે સ્પર્ધામાં ઘસાઈ ગયેલી, ડૂબી ગયેલી, નિરર્થક નીવડેલી અને વપરાઈ ગયેલી વસ્તુ છે."

આ સલાહની અસરકારકતા અને મૂલ્ય આપ સૌ જાણો છો. તમે એ સાંભળી નહિ અને તમે મહાન અમેરિકા ખંડ ગુમાવી બેઠા. તમે છેલ્લી ઘડી તેને અનુસર્યા અને બાકીનાં સાર્વભૌમ સંસ્થાનો તમારી સાથે છે. તમારામાંના જે લોકો સમાધાનની નીતિ અપનાવવા રાજી હોય તેમને હું એક વાત કહેવા માગું છું. એક એવી છાપ પ્રવર્તતી હોવાનું જણાય છે કે ડેલિગેટોને અહીં બોલાવ્યા છે. સાર્વભૌમ દરજ્જાની તરફેણમાં અને વિરુધ્ધમાં દલીલ કરવા માટે બોલાવ્યા છે અને સાર્વભૌમ દરજ્જાની આપવાનો આધાર આ વાગ્યુધ્ધમાં વિજેતા કયા પક્ષે છે એના પર રહેશે. પોતાની વાણીને ધારદાર બનાવનાર સૌ પ્રત્યે ઉચિત માન જાળવીને હું કહું છું કે આટલા જીવંત મુદ્દાને લાગુ પાડવા માટેની તાર્કિક ફોર્મ્યુલા શોધી કાઢવા જેટલી મોટી ભૂલ બીજી કોઈ હોઈ શકે નહિ. મારે તર્કશાસ્ત્ર અને તર્કશાસ્ત્રીઓ સાથે ઝઘડો નથી. પરંતુ હું તેમને, તેઓના નિષ્કર્ષ માટે અપનાવવાનું તેઓ પસંદ કરે તેવા તર્કની પસંદગીમાં જો તેઓ કાળજી નહિ લે તો તેમાંથી ફલિત થનારી હોનારત સામે સાવચેત કરું છું.

ડૉ.જહોનસને બર્કલેનાં વિરોધાભાસી કથનોને પોતાના પગ તળે કચડીને તેમની જે હાલત કરી હતી તે પ્રમાણે, તમે તમારા તર્કના પરિણામને અનુરૂપ થાવ કે તમે તેને રદિયો આપો એ મિજાજની બાબત છે. મને ડર છે કે એ વાતનો પૂરતો ખ્યાલ કરાયો નથી કે દેશનો હાલનો મિજાજ જોતાં, જે બંધારણ લોકોની બહુમતીને સ્વીકાર્ય નથી તે વ્યવહારૂ બની શકશે નહિ. જયારે તમારે પસંદગી કરવાની હતી અને ભારતે તેનો સ્વીકાર કરી લેવાનો હતો એ સમય ચાલ્યો ગયો છે અને તે કદી ફરીથી પાછો આવવાનો નથી. જો તમે એમ ઈચ્છતા હો કે તમારું નવું બંધારણ વ્યવહારૂ બનવું જોઈએ, તો તર્કના અકસ્માતને નહિ પણ લોકોની સંમતિને તમારા નવા બંધારણનો કસોટીનો પથ્થર બનવા દો.

# ૨

# અખિલ પરિષદની સમિતિ-
# પેટા-સમિતિ નં.૧ (સમવાયી માળખા)ના
# વચગાળાના અહેવાલ અંગે ટીકા-ટિપ્પણ-
# તા. ૧૬મી ડિસેમ્બર, ૧૯૩૦

**ડૉ. આંબેડકર :** આપણે પેટા-સમિતિની બેઠક સ્થગિત રાખી તે પહેલાં મારા મિત્ર શ્રી જોષીએ ઉઠાવેલો મુદ્દો હું ઉઠાવવા માગું છું. આ પેટા-સમિતિના અધ્યક્ષ તરીકે લોર્ડ ચાન્સેલરે આ ખાસ બાબતો અંગે પોતાનાં મંતવ્યો રજૂ કરવા કેટલાક ડેલિગેટોને આમંત્ર્યા હતા અને મારા સહિત થોડાક ડેલિગેટોએ પેટા-સમિતિના અધ્યક્ષને એક પત્ર સોંપ્યો હતો અને અમારી ઈચ્છા વ્યક્ત કરી હતી કે એ પત્ર પેટા-સમિતિને વિચારણા અર્થે આપવો જોઈએ. અહેવાલમાં મને એ પત્રનો ઉલ્લેખ જણાતો નથી. લોર્ડ સાંકીએ મને જણાવ્યું હતું કે તે પત્ર પેટા- સમિતિ સમક્ષ મુકાયો નહોતો પરંતુ મુખ્ય મંત્રી તરીકે આપને મોકલાયો હતો. મને નથી લાગતું કે તે પત્ર અંગેની કાર્યવાહી કરવામાં તે તદ્દન યોગ્ય ઉપાય હતો. એ પત્ર પેટા-સમિતિના અધ્યક્ષને પેટા-સમિતિના ઉપયોગ માટે અપાયો હતો અને સમવાય તંત્રના પ્રશ્ન અંગે અમે ધરાવીએ છીએ તે અમુક ચોક્કસ મંતવ્યો તે પત્રમાં વ્યક્ત કરાયાં હતાં. હું આ ટીકા કરૂ છું કારણ કે મારી વાત કરૂ તો તૈયાર કરાયેલો અહેવાલ, પત્રમાં વ્યક્ત થયેલા સિધ્ધાંતો કરતાં એટલો બધો ભિન્ન છે કે મને લાગે છે કે અમારે અમુક તબક્કે આ પ્રશ્ન અંગે ચર્ચા ઉઠાવવી પડશે, અને લોર્ડ ચાન્સેલર કેવાં પગલાં લેવા વિચારે છે તે હું જાણવા માગું છું.

**લોર્ડ સાંકે :** ડૉ.આંબેડકરે જે મુદ્દો ઉપસ્થિત કર્યો છે તે બદલ હું તેમનો બહુ આભારી છું; કારણ કે મારે પોતે જ આ મુદ્દો ઉઠાવવો જોઈતો હતો, અને મેં જે શબ્દો

શરૂઆતમાં કહ્યા હોત તે થોડાક શબ્દો કહેવાની મને તેનાથી તક મળે છે. આ સંપૂર્ણ ચિત્ર નથી. તમને સંપૂર્ણ ચિત્ર જલદી મળી જશે, અને ડૉ.આંબેડકર, મારે આપની મદદ જોઈશે. હવે, પત્રની બાબતમાં ડૉ. આંબેડકર, આપે એ પત્ર મને મોકલ્યો એ આપની ભલમનસાઈ કહેવાય. મેં ખૂબ કાળજીપૂર્વક એની વિચારણા કરી છે અને સમય આવ્યે આપણે એના મહત્ત્વ વિશે ચર્ચા કરીશું.

**ડૉ. આંબેડકર :** મારે જે કંઈ જાણવું છે તે એટલું જ કે આપ એ પત્ર સમિતિ સમક્ષ મૂકશો કે કેમ. તમે એ પત્ર કયા તબક્કે મૂકો એ બાબત હું આપના પર છોડું છું.

લોર્ડ સાંકે : ડૉ. આંબેડકર, ઘડીક થોભો. હું એનાથીય કંઈ વિશેષ ભલું કરવા માગું છું; હું આપનો પત્ર સમિતિ સમક્ષ મૂકીશ. એટલું જ નહિ પણ હું જાતે સમિતિનું લક્ષ તેના પરત્વે દોરીશ.

**ડૉ. આંબેડકર :** હું આપનો આભાર માનું છું. મારે માટે એટલું બસ છે.

લોર્ડ સાંકે : ઘડીક થોભો. મેં પૂરૂ નથી કર્યું. જ્યારે આપ પણ મારા જેટલી જ ઉંમરના છો ત્યારે આપે આટલી ઉતાવળ કરવી જોઈએ નહિ. એ કામ મારી જાતે કરવા કરતાં મારે અંગત રીતે, એ પત્ર લઈ આવનાર સજજનને લઈને આવીને એ કામ કરાવવા માગું છું. જો એ કામ મારે જાતે કરવાનું હોય તો હું એ કામ આપ કરો તે રીતે નહિ કરૂ. પરંતુ હું આ કામ કરીશ : પત્રનો એક પણ શબ્દ રહેવા દેવાશે નહિ; પરંતુ હજી એવો સમય પાક્યો નથી કે તે અંગે વિચારણા થાય, કારણકે તેની વિચારણા મહત્ત્વના સમયે થવી જોઈએ.

## ગવર્નર-જનરલની ખાસ સત્તાની છણાવટ કરતા અહેવાલના ફકરા ૧૯ અંગે ટીકા-ટિપ્પણ

**ડૉ. આંબેડકર :** મહોદય, આપ આગળ કંઈ કહો તે પહેલાં મારે એ સ્પષ્ટ કરવું જોઈએ કે વસ્તીના કોઈપણ સમૂહનાં હિતોને ગંભીર રીતે બાધ આવતો ટાળવા સારૂ ગવર્નર-જનરલને આપેલી સત્તા રહેવી જોઈએ. આ સત્તાને બંધારણમાં, કેનેડિયન બંધારણની કલમ ૯૩ હેઠળ છે તે જ નમૂનામાં મૂર્ત કરવી જોઈએ.

**કર્નલ ગિડની :** મહોદય, ડૉ.આંબેડકરે જણાવ્યા પ્રમાણેની બાબતોમાં ગવર્નર-જનરલે સત્તા અનામત રાખવા વિશે તેમણે જે કંઈ કહ્યું તે સાથે હું સંમત છું અને તેનું સમર્થન કરું છું.

●

અધ્યક્ષ : ફકરો ૩૪. હું કર્નલ ગિડનીને બોલાવું છું.

**કર્નલ ગિડની :** આ ફકરા અંગે મારે એક અવલોકન કરવાનું છે અને હું ફકરા ૨૯ સાથે સંયુક્ત રૂપે તે કરું છું . ફકરા ૨૯માં ઉપલી ચેમ્બરમાં જુદી જુદી કોમોના પ્રતિનિધિત્વને અંદાજવામાં વસ્તી-પ્રમાણ અપનાવાયું છે જ્યારે આ ફકરા ૩૪માં આપ "શક્ય રીતે" એ શબ્દનો ઉપયોગ કરો છો જેના પરિણામે ઉપલી ચેમ્બરમાં એકવડું પ્રતિનિધિત્વ મેળવવા માટે પણ લઘુમતીઓ અને ખાસ હિતો માટે બારણું બંધ થઈ જાય છે. હું સૂચન કરૂ છું કે "શક્ય રીતે" એ શબ્દ આ ફકરામાંથી કમી કરવો અને "નક્કી ધોરણે નીચલી ચેમ્બરમાં" " એ શબ્દો પણ કમી કરવા અને એ રીતે ફરીથી રચાયેલો ફકરો નીચે પ્રમાણે વંચાશે :

"પ્રતિનિધિત્વ ગમે તેટલું નાનું હોય તો પણ બંને ચેમ્બરોમાં પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ કરવામાં આવશે."

મને લાગે છે કે તમામ લઘુમતી કોમોને, પ્રતિનિધિત્વ ગમે તેટલું નાનું હોય તો પણ, ઉપલા ગૃહમાં પ્રતિનિધિત્વનો દરેક પ્રકારે હક છે.

**ડૉ. આંબેડકર :** કર્નલ ગિડનીએ જે કહ્યું તેમાં હું મારો સૂર પુરાવું છું.

(ફકરા ૩૪માં, ખાસ હિતોના અને સમવાયી વિધાનમંડળમાં તાજના પ્રતિનિધિત્વની છણાવટ કરવામાં આવી છે.)

● ● ●

# પેટા-સમિતિ નં.૨ (પ્રાંતિક બંધારણ)માં.
## ૧લી બેઠક
## તા. ૪થી ડિસેમ્બર, ૧૯૩૦

**ડૉ. આંબેડકર :** હું મારી ટીકાને નીચેનાં ત્રણ શીર્ષક હેઠળ વિભાજિત કરવા વિચારૂ છું:

(૧) પ્રાંતિક સ્વાયત્તતા,
(૨) પ્રાંતોમાંની જવાબદારી,
(૩) પ્રાંતિક સેવાઓ.

હું પ્રાંતિક સ્વાયત્તતા અને પ્રાંતિક સેવાઓ વચ્ચે ભેદ પાડું છું. મને જણાય છે કે પ્રાંતિક સ્વાયત્તતાના પ્રશ્નમાં, પ્રાંતિક કારોબારી અને વિધાનમંડળ વિરૂધ્ધ કેન્દ્ર સરકાર અને કેન્દ્રીય વિધાનમંડળના સંબંધોની વ્યાખ્યા કરવાનું ઉપસ્થિત થાય છે. પહેલી ટીકા હું એવા લોકોની કરવા માગું છું જેઓ એમ માને છે કે હવે સમય આવી ગયો છે જયારે પ્રાંતિક સરકારોને સંજોગો હેઠળ શક્ય હોય તેટલી સંપૂર્ણ સ્વાયત્તતા આપવી જોઈએ અને કેન્દ્ર સરકાર હમણાં વાપરે છે તેટલા નિયંત્રણમાંથી તેમને મુક્ત કરવી જોઈએ. પરંતુ મહોદય, હું વધુમાં આટલું અવલોકન કર્યા વિના રહી શકતો નથી કે પ્રાંતિક સ્વાયત્તતાની સમસ્યાને જેનું હું આ પરિષદમાં પ્રતિનિધિત્વ કરૂ છું તેવા અમુક એક વર્ગના અને એકંદરે સમગ્ર ભારતનાં અને ખાસ કરીને નોકરી કરતા વર્ગોનાં હિતોના દ્રષ્ટિકોણથી જોતાં મને લાગે છે કે પ્રાંતોને પ્રાંતિક સ્વાયત્તતા આપવા માટે આપણે તૈયાર કરવાનું વિચારીએ છીએ તેવા કોઈ પણ ભાવિ બંધારણમાં, તે સ્વાયત્તતાના સ્વરૂપને મર્યાદિત બનાવનારી અમુક હકીકતોને વિચારણામાં લેવી જોઈશે.

પ્રાંતિક સ્વાયત્તતાને મર્યાદિત બનાવતું પહેલું પરિબળ એ છે કે તેને એવા પ્રશ્નો પૂરતું આધીન રાખવું જોઈએ કે જે પ્રશ્નો સ્વરૂપમાં પ્રાંતિક હોવા છ ંય અખિલ

ભારતીય સ્વરૂપના પણ હોય. આ વિષયો અંગે પ્રાંતોને જે કહેવું હોય તે કહી શકે છે અને તેમ છતાં કેન્દ્ર સરકારને એ વિષયો અંગેની તેની હકૂમતમાંથી બાકાત રાખવી જોઈએ નહિ. દા.ત. હું મજૂર કાયદામાંથી, જે કાયદો ગણોતિયાઓને અસર કરે છે અને ખેતીને અસર કરે છે તે કાયદામાંથી ઉદાહરણ લઈશ. બેશક, આ બંને બાબતો ભારત જેવા દેશમાં પ્રાંતિક વિષયો બનવા જોઈએ. તેમ છતાં મને નથી લાગતું કે તેમને સંપૂર્ણપણે આવા નાના દૃષ્ટિકોણથી જોવામાં આવે. તેમને સમગ્ર રીતે પ્રાંતિક તરીકે ગણી શકાય નહિ અને અખિલ ભારતીય સ્વરૂપની બહારના ગણી શકાય નહિ. કેન્દ્ર સરકારની આવા સ્વરૂપના વિષયો પર કંઈક હકૂમત હોવી જોઈએ. ભલે પછી તેવી હકૂમત પ્રાંતિક સ્વાયત્તતાની આરપાર જતી હોય.

બીજું, મારે જણાવવું જોઈએ કે પ્રાંતોને શક્ય તેટલી સંપૂર્ણ સ્વાયત્તતા આપવાની દૃષ્ટિએ ભારતના ભાવિ બંધારણમાં કેન્દ્રીય અને પ્રાંતિક સરકારો વચ્ચે સરકારની સત્તાનું વિભાજન કરવામાં, વ્યાખ્યા કર્યા વિનાની રહેતી હોય તેવી સત્તા કેન્દ્ર સરકાર પાસે રહેવા દેવી પણ જરૂરી બનશે. ખેર, મને નથી લાગતું કે તે મુદ્દા પર બીજો કોઈ દૃષ્ટિકોણ હોય. પરંતુ હું કહું છું કે ભારતમાંની હાલની સ્થિતિમાં, આપણે સૌ જાણીએ છીએ તે પ્રમાણે, અલગતાવાદી વૃત્તિ એટલી હદે અસ્તિત્વ ધરાવે છે કે પ્રાંતિક અને સ્થાનિક સંકુચિતતાવાદને રાષ્ટ્રીય ભાવના કરતાં વધુ પ્રભાવશાળી ગણવામાં આવે છે ત્યારે, જ્યારે આપણે એકમોની સંપૂર્ણ સ્વાયત્તતા સાથેના સમવાયી ભારતનું નિર્માણ કરી રહ્યા છીએ ત્યારે આપણી સમક્ષ ભારતને એક અખંડ અને મજબૂત દેશ બનાવવાની સમસ્યાનો હજી સામનો કરવાનો રહ્યો છે. હું વધુ અવલોકન આવું કરીશ, કે મને નથી લાગતું કે કેન્દ્ર સરકારમાં સત્તાને અનામત રાખવાથી સંભવત: પ્રાંતોની સ્વાયત્તતા પર અસર પડે. કેનેડાની બાબતમાં પ્રિવી. કાઉન્સિલની ન્યાયિક સમિતિએ અર્થઘટન કર્યા પ્રમાણે, સત્તાને અનામત રાખવાથી આવી રદ કરતી અસર થઈ નહોતી. એનો અર્થ એ કે જે સત્તા, પ્રાંતોને ખાસ ધોરણે નહિ ફાળવાયેલા ક્ષેત્રમાં કટોકટીમાં અસ્તિત્વમાં આવે છે તે સત્તાથી મને નથી લાગતું કે પ્રાંતિક સ્વાયત્તતાને ખરેખર અસર પહોંચવી જોઈએ.

પ્રાંતિક સ્વાયત્તતાના આ પ્રશ્ન સંબંધમાં હું અવલોકન કરવા માગું છું તેવી બીજી બાબત એ છે કે તે સ્વાયત્તતાને, લઘુમતીઓનાં અને દલિતોના હિતોને રક્ષણ આપીને

મર્યાદિત બનાવવી જોઈએ. નવા બંધારણના પરિણામે ભારતમાં ઊભી થનારી સ્થિતિને હું જોઈ શકું છું તે પ્રમાણે મને લાગે છે કે જેમાં કેટલીક કોમો બહુમતીમાં હશે તેવા અમુક પ્રાંતો રહેશે, પરંતુ તમામ પ્રાંતોમાં, જેમનું હું પ્રતિનિધિત્વ કરૂ છું તે દલિતો લઘુમતીમાં રહેશે. તેઓ દરેક પ્રાંતમાં લઘુમતીમાં રહેશે. હું એ સમજી શકતો નથી કે આપણે આ પરિસ્થિતિમાં પ્રાંતિક બહુમતીઓને સંપૂર્ણ અવરોધ વિનાની અને ઓછી નહિ કરેલી એવી પ્રભુતા આ ગરીબ લોકોનાં ભાગ્ય પર, તેમનાં હિતો અંગેના ગેરવહીવટ અથવા દુર્લક્ષ સંબંધમાં તેમને અપીલ કરવાનો અધિકાર આપ્યા વગર, કઈ રીતે આપી શકીએ. પ્રાંતિક સરકારની ઉપર ક્યાંક કોક સત્તા એવી હોવી જોઈએ જે, પ્રાંતિક બહુમતીઓ આવા ગરીબ લોકોને કોઈપણ પ્રતિકૂળ પરિસ્થિતિમાં મૂકે તેમાંથી તેમને વચમાં પડીને બચાવી શકે.

મારા અભિપ્રાય મુજબ આ ત્રણ બાબતો એવી છે જેનાથી ભારતીય ભાવિ પ્રાંતિક સરકારોની સ્વાયત્તતાને મર્યાદિત બનાવવી જોઈએ.

પ્રાંતિક સરકારોમાંની જવાબદારીના સ્વરૂપનો પ્રશ્ન વિચારતાં મારું પ્રથમ અવલોકન એ છે કે પ્રાંતિક વિધાનમંડળમાંથી જવાબદારીના સમગ્ર પ્રશ્નનો સંપૂર્ણ આધાર, પ્રાંતોમાં આપ મેળવવાના છો એ વિધાનમંડળના પ્રકાર પર રહેલો છે. પ્રાંતોમાં આપ મેળવવાના છો તે વિધાનમંડળ જો એવું વિધાનમંડળ હોય જેમાં પ્રાંતની સમગ્ર વસ્તીનું પ્રતિબિંબ પડવાનું હોય, જો તે વિધાનમંડળ પૂરેપૂરૂ પ્રતિનિધિ વિધાનમંડળ હોય અને માત્ર સંગ્રહસ્થાન જેવું પ્રતિનિધિત્વ ધરાવતું ન હોય, જો પોતાનું અસ્તિત્વ જોખમમાં હોવાનું માનતી દરેક લઘુમતી અને દરેક વર્ગને જેમાં પોતાની અસર પડતી હોય તેવા સ્થાને મૂકવામાં આવે તેવું હોય, તો મને લાગે છે કે તેવા પ્રકારના વિધાનમંડળમાં પ્રાંતિક જવાબદારીને તેના પૂરેપૂરા પ્રમાણમાં દાખલ કરવી જોઈએ એવા સિદ્ધાંત અંગે સંમત થવામાં કશું નુકસાન નથી. એ મારું પહેલું અવલોકન છે.

વિધાનમંડળોને તમામ વર્ગોના પૂરેપૂરા અને પર્યાપ્ત પ્રતિનિધિત્વવાળાં બનાવવાનાં રહેશે એ શરત કરવામાં, હવે અનામત હોય તેવા વિષયોને લોકપ્રિય નિયંત્રણ હેઠળ તબદીલ કરવામાં હું કોઈ વાંધો જોતો નથી.

પ્રાંતોમાંની જવાબદારી સંયુક્ત હોવી જોઈએ કે વ્યક્તિગત હોવી જોઈએ તે પ્રશ્ન પર આવતાં મને એ કહેવામાં સહેજ પણ સંકોચ થતો નથી કે જવાબદારી કેવળ

સંયુક્ત હોવી જોઈએ એટલું જ નહિ બલકે સંયુક્ત જ હોવી જોઈએ. હું વિધાન પરિષદનો સભ્ય રહ્યો છું અને પ્રાંતોમાં મંત્રીમંડળોએ કઈ રીતે કામગીરી બજાવી છે તે મેં જોયું છે. મારા માટે એ એક સૌથી વધુ દુ:ખદ અનુભવ રહ્યો છે અને હું માનું છું કે જેઓને વિધાન પરિષદના સભ્યો હોવાનું દુર્ભાગ્ય કે સદ્‌ભાગ્ય સાંપડયું હોય તેઓમાંના ઘણાને એવો અનુભવ થયો હશે કે મંત્રીઓ, તેઓ અપનાવે તેવી અમુક નીતિ અંગે કશોય સંપૂર્ણ કે એકમતીનો દ્દષ્ટિકોણ રાખ્યા વગર, એક ઢીલા સમવાયતંત્ર તરીકે કામગીરી બજાવતા રહ્યા છે. મંત્રીઓને અપાતી સલાહો વિભાજિત થઈ ગઈ હોવાના અને મંત્રીઓ એકબીજાનું સમર્થન કરવા બહુ રાજી નહિ હોવાના દાખલા બન્યા છે.

આનું પરિણામ શું આવ્યું છે ? એનું પરિણામ એ આવ્યું છે કે કોઈ પણ પ્રસંગમાં મંત્રીમંડળે એકમત થઈને રજૂ કરી હોય અને વિગતવાર તૈયાર કરી હોય અને વિધાન પરિષદ સમક્ષ મૂકી હોય તેવી કોઈપણ સુવિચારિત નીતિ આપણને મળી નથી. જે કંઈ કરવામાં આવ્યું તે કટકે કટકે કરવામાં આવ્યું છે અને મને નથી લાગતું કે ભવિષ્યમાં આ રીતે કામને ગૂંચવનારી હોય તેવી આપણી જવાબદારી આપણે જોઈતી હોય.

હવે, મંત્રીમંડળોમાં કોમી પ્રતિનિધિત્વના પ્રશ્નની વાત કરીએ તો મારે એ કબૂલ કરવું જોઈએ કે મંત્રીમંડળમાં કોમી પ્રતિનિધિત્વ હોવું જોઈએ એવા વારંવાર કરાતા સૂચન પ્રત્યે મને બહુ આકર્ષણ થતું નથી. અલબત્ત, હકીકત થી હું અજાણ નથી; હકીકતમાં હું એનાથી બહુ સભાન છું કે જો લઘુમતી કોમોને મંત્રી મંડળમાં પ્રતિનિધિત્વ આપવામાં ન આવે તો એ બહુ શક્ય છે અને એનો બહુ સંભવ પણ છે કે તેઓની રોજબરોજની જીંદગીને અસર પહોંચાડતી વહીવટની બાબતોમાં અસર કરતાં તેમનાં હિતો પર, જેમનો પ્રભાવક રસ કોમવાદમાં છે તેવા મંત્રીઓની નીતિ દ્વારા બહુ બાધક આવે એવી રીતે અસર પડે. હું એ વાતને ઘડીભર પણ ભૂલી શકતો નથી; પરંતુ મારી રજૂઆત એ છે કે એ પ્રકારના અનિષ્ટ અંગે કામગીરી કરવાનો બીજો વધુ સારો ઉપાય છે, અને મને જણાય છે કે જો લઘુમતીઓને, મંત્રીમંડળ દ્વારા કંઈ કરાય કે ન કરાય તેના પરિણામે તેઓનાં હિતોને જેનાથી નુકસાન થાય તેવો સંભવ હોય તેવી કોઈપણ બાબત સામે ખુદ બંધારણીય અધિનિયમમાં નિયત કરેલી બંધારણીય અને કાનૂની બાંયધરીઓ મળી શકે તો, મંત્રીમંડળો કોમવાદી ધોરણે પ્રભાવક બની શકે

એ હકીકતની આપણામાંના ઘણાને દહેશત રહે છે તેવો ભય અલોપ થઈ જશે અને મંત્રીમંડળમાં કોમી પ્રતિનિધિત્વ અંગે આગ્રહ રાખવાનું આપણી પાસે બહુ કારણ નહિ રહે.

જો કે મારી એવી બહુ ઇચ્છા છે કે મુખ્ય મંત્રી, જે હોય તેણે એ માન્ય કરવું જોઈએ અથવા તેને એનું ભાન કરાવવું જોઈએ કે મોટા ભાગની મહત્ત્વની લઘુમતીઓનું મંત્રીમંડળમાં પ્રતિનિધિત્વ કરવામાં આવે, કારણ કે આપણે એક ક્ષણ માટે પણ એ ભૂલી શકીએ નહિ કે મંત્રીમંડળનો હોદ્દો એ બહુ જવાબદાર હોદ્દો છે. મંત્રીમંડળના મંત્રીને કેવળ લઘુમતીઓનાં હિતની જ સંભાળ રાખવાની નથી પણ તેણે આખા પ્રાંતની સુરક્ષા અને હિતનો ખ્યાલ પણ રાખવાનો છે; અને તે કામગીરી, શક્તિ અને સામર્થ્ય માગી લે છે, તે કેવળ કોમી દૃષ્ટિકોણ જ નથી માગી લેતી, અને એ દૃષ્ટિકોણથી હું આ બાબત તરફ જોઉં છું. હું એ જોવા ઈચ્છું છું કે લઘુમતીઓનાં અને દલિતોનાં હિતો અંગેની સલામતી એવી રીતે કરવામાં આવે કે બહુમતી કોમોમાંથી લેવાતા મંત્રીઓ માટે લઘુમતીઓને બાધ આવે એવું અથવા તેઓનાં હિતોની ઉપેક્ષા કરવાનું બંધારણીય રીતે અશક્ય બની જાય.

ગવર્નર અને તેમના મંત્રીમંડળ વચ્ચેના સંબંધોના પ્રશ્નની વાત કરીએ તો મને લાગે છે કે એક બાબત દેખીતી છે એટલે કે કોઈ પણ બંધારણ, જો તેમાં પૂરેપૂરી જવાબદાર સરકાર અને સામૂહિક જવાબદારીને ખરેખર રીતે મૂર્ત કરવામાં આવે તો, દેશના રોજબરોજના વહીવટમાં દખલ કરવાની સત્તા ગવર્નરને આપી શકે નહિ. જો એમ થાય તો તે, જવાબદાર સરકાર અને સામૂહિક જવાબદારીની પધ્ધતિની સાવ આરપાર જતું ગણાશે. મંત્રીમંડળને, સંયુક્ત જવાબદારીના ધોરણે રોજબરોજનો વહીવટ ચલાવવાની છૂટ આપવી જોઈએ.

જ્યારે આપણે, કટોકટીની સત્તાઓ, જે અંગે સૂચવાયું છે કે તે ગવર્નરને આપવી જોઈએ, તેની વાત કરીએ ત્યારે, હું કંઈક મુશ્કેલ સ્થિતિમાં આવી પડયો હોઉં એવું મને લાગે છે, કારણ કે એનો શો અર્થ છે એ હું ચોકકસ રીતે સમજી શકતો નથી. શું એનો એવો અર્થ થાય છે કે જયારે કટોકટી ઊભી થાય ત્યારે ગવર્નરે એકદમ મંત્રીમંડળને બરતરફ કરી નાખવું જોઈએ અને તેની સાથે કશી લેવાદેવા રાખવી નહિ જોઈએ, અને પરિસ્થિતિને પહોંચી વળવા માટે તેમને જરૂરી લાગે તેવા ગમે તે કાયદા,

વટહુકમો કે ઉપાયો, મંત્રીમંડળ દ્વારા તેમનો વિરોધ કરાય ને હકીકત હોવા છતાં, જાહેર કરવા જોઈએ ? હું નથી જાણતો કે શું જોઈએ છે ? હું એ બરાબર સમજું છું કે ગવર્નરને એમ લાગે કે મંત્રીમંડળ દેશના શ્રેષ્ઠ હિતમાં કામ નથી કરતું તો તેવા મંત્રીમંડળને બરતરફ કરવાની ગવર્નરને સંપૂર્ણ, નિશંક અને અમર્યાદિત સત્તા હોવી જોઈએ, પરંતુ હું એ નથી સમજી શકતો કે જયાં ગવર્નરને મંત્રીમંડળ વગર કામ કરવાની છૂટ હોય તેવા પ્રાંતમાં કઈ રીતે જવાબદાર સરકાર હોઈ શકે ? અમુક કટોકટીમાં ગવર્નરે મંત્રીમંડળ રાખવું જોઈએ એ એક વાત થઈ, પરંતુ જયારે કટોકટી ઊભી થાય ત્યારે ગવર્નરે મંત્રીમંડળની સાવ ઉપેક્ષા કરવી જોઈએ એમ કહેવું એ તદ્દન જુદી વાત છે.

સેવાઓની વાત કરીએ તો મારૂ અવલોકન આવું છે. હું સિધ્ધાંતની દ્રષ્ટિએ પૂરો સંમત છું કે પ્રાંતિક સ્વાયત્તતા સાથે પ્રાંતમાં સેવાઓનું વિનિયમન કરવાની સત્તા તે પ્રાંતને હોવી જોઈએ અને પ્રાંતોને તેઓ ઈચ્છે તે મુજબ અને તેઓનાં સાધનો અને સંજોગો અનુસાર સેવાઓનું ભારતીયકરણ કરવાની પૂરી છૂટ હોવી જોઈએ અને હું એ ભૂલી શકતો નથી કે ભારતીયો કોમી માનસ ધરાવે છે. આપણે આશા રાખીએ કે એવો સમય આવશે કે જયારે તમામ ભારતીયો તેમના હવાલામાં હોય તેવી બાબતોનો વહીવટ કરવામાં સમસ્યાઓને કોમી દ્રષ્ટિકોણથી જોવાનું બંધ કરશે. પરંતુ એ તો માત્ર આશા જ છે, હકીકત નથી. હકીકત તો એ છે કે ભારતીયો કાયદાના વહીવટ માટે તેમને સોંપાયા હોય તેવા વિવેકનિર્ણયનો અમલ કરવામાં વર્ગ અને વર્ગ, કોમ અને કોમ વચ્ચે ભેદભાવ ઊભો કરે જ છે. આ એક એવી હકીકત છે. જે હું ભૂલી શકતો નથી. એ એક એવી હકીકત છે જેના કારણે મેં પારાવાર સહન કર્યું છે. ભારતના ભાવિ બંધારણ અંગે મારો ભય એ છે કે દલિતોની હાલની સ્થિતિ લક્ષમાં રાખીને, તેઓમાં શિક્ષણનો વ્યાપક પ્રસાર થયો નથી એ હકીકતને લક્ષમાં રાખીને અને મુંબઈ ઈલાકામાં રાજપત્રિત જગ્યા ભાગ્યે જ કોઈ એકાદ વ્યક્તિ ધરાવતી હોય એ હકીકતને લક્ષમાં રાખીને, દા.ત.-

એક સભ્ય : એક છે.

**ડૉ. આંબેડકર :** હા, એક છે. અને તે નિયમ કરતાં અપવાદ છે. આપ જાણો છો મારે એ એક વ્યક્તિને રાજપત્રિત જગ્યા પર લેવડાવવામાં કેટલી તકલીફ પડી

હતી. મને ખૂબ ડર છે કે આ ભારતીયકરણથી જુલમ ઊભો થશે અને તેથી મારા દ્રષ્ટિકોણથી, હું ભારપૂર્વક જણાવું છું કે કોઈપણ ભોગે થોડા સમય માટે સેવાઓમાં બ્રિટિશ તત્ત્વને ચાલુ રાખવું જરૂરી બનશે. હું એમ નથી કહેતો કે ભારતીયકરણ નહિ થવું જોઈએ, પણ હું એ તો જરૂર કહીશ જ કે અમારાં હિતોને લક્ષમાં રાખીને, કેટલાક લોકો તેને જલદી ઈચ્છે છે તેના કરતાં તે ધીમી ગતિએ થાય.

## ત્રીજી બેઠક - તા. ૮મી ડિસેમ્બર ૧૯૩૦

**ડૉ. આંબેડકર :** હું એક સૂચન કરું ? મને જણાય છે કે બીજી ચેમ્બરોનો આ પ્રશ્ન એટલો મહત્ત્વનો છે કે આપણે હમણાં ચર્ચા કરીએ છીએ એવાં શિર્ષકોની શ્રેણીઓને ટેભો મારીને એની યોગ્ય અને પૂરતી ચર્ચા કરી શકાય નહિ. મારા મતે આ વિષયને એક ખાસ દિવસ ફાળવવો જોઈએ. બીજી ચેમ્બરોના પ્રશ્ન અને લઘુમતીઓના રક્ષણના પ્રશ્ન વચ્ચે મને બહુ ઓછો સંબંધ જણાય છે.

અધ્યક્ષ : મને નથી લાગતું કે આપ આ આખા વિષયને કઈ રીતે અલગ રાખી છૂટો પાડી શકો છો.

**ડૉ. આંબેડકર :** બીજા સદનમાં લઘુમતીઓના પ્રશ્નથી ચોકકસ અલગ પાડી શકાય.

અધ્યક્ષ : આખેઆખો નહિ. બીજા સદન હોવું જોઈએ કે નહિ એ પ્રશ્ન લગભગ બીજા દરેક વિષયને અસર કરે છે. દા.ત. કારોબારી અને વિધાનમંડળ વિરૂધ્ધ ગવર્નરની સત્તા, વિધાનમંડળની સત્તા વગેરે. મને લાગે છે કે આપ અમને આગળ ચાલવા દો તો સારૂ. અને જો અંતે અમને એમ લાગશે કે ચર્ચા પૂરતી થઈ નથી તો આ વિષય માટે જ વધુ ચર્ચા ગોઠવવાના અમે પ્રયાસ કરીશું.

## ચોથી બેઠક - તા. ૯મી ડિસેમ્બર, ૧૯૩૦

**ડૉ. આંબેડકર :** આ ક્ષણે હું આ બે કોમોની વાત કરું છું કારણ કે તે મહત્ત્વની છે મને લાગે છે કે હકીકત પર આધારિત કોઈ પણ દલીલ એવી દલીલ છે કે જેના પરિણામે એવો નિર્ણય આવે છે કે આપણે કદી પણ કાયદો અને વ્યવસ્થાને તબદીલ કરી શકીશું નહિ. તેથી, મને લાગે છે કે તે એવી દલીલ છે કે જેને અપનાવવી અને

સ્વીકારવી જોઈએ. મને એમ પણ લાગે છે કે મુસ્લિમ અથવા હિંદુ કાયદો અને વ્યવસ્થાનો હવાલો ધરાવશે તો પણ તે સંપૂર્ણ રીતે, તે જે અમુક કોમનો હશે તેના તરંગોને વશ થઈ વર્તશે. મારી રજૂઆત એ છે કે એના પરથી એવું અનુમાન થાય છે કે ભારતમાંના ભાવિ રાજકીય પક્ષોની રચના એવી રીતે થશે કે જેથી કરીને તેઓ રાજકીય કે આર્થિક મતભેદોના ધોરણે નહિ પરંતુ ધાર્મિક ધોરણે વિભાજિત બનશે. પરિસ્થિતિ પરથી મને લાગે છે કે ભારતના ભાવિ બંધારણમાં કારોબારીનું વિભાજન એ રીતે થશે કે આપણને ધાર્મિક અને જાતિગત ભેદભાવ સપાટી પર બહુ ઓછા આવતા જોવા મળશે અને આપણે એ જોઈશું કે હિંદુ મંત્રીનો પક્ષ હશે અને તેના અનુયાયીઓ મોટા ભાગના મુસ્લિમો હશે અને મુસ્લિમ મંત્રીનો પક્ષ હશે અને તેના અનુયાયીઓ મોટા ભાગના હિંદુઓ હશે. જો તેવું થાય, અને મને ચોક્કસ લાગે છે કે એવું થશે, તો હું એ નથાં સમજી શકતો કે જે હિંદુ મંત્રી કાયદો અને વ્યવસ્થા સંભાળતો હોય તે કાયદો અને વ્યવસ્થાનો વહીવટ, તેને સમર્થન આપતા જૂથની લાગણીઓનું અપમાન થાય એ રીતે કેમ કરી શકશે.

જે અંગે ઓછાવત્તા અંશે સંમત થવાય છે એવું લાગતી બીજી બાબત એ છે કે કારોબારી માત્ર એકીકૃત કારોબારી હોય એટલું જ બસ નથી, પરંતુ આ એકીકૃત કારોબારીની જવાબદારી વ્યક્તિગત અલગ અલગ નહિ પણ સંયુક્ત હોવી જોઈએ. આ નિર્ણયો સાથે હું સંમત છું પરંતુ ચર્ચામાં ઊભા થયેલા મતભેદોનો સંબંધ કારોબારીની રચના સાથે છે અને મને જણાય છે કે કારોબારીની રચના સાથે સંકળાયેલા આપણી વિચારણા માટેના ત્રણ જુદા જુદા પ્રશ્નો છે. પહેલો પ્રશ્ન છે : કારોબારીને વિધાનમંડળના સભ્યો પૂરતી મર્યાદિત રાખવી કે જેઓ સરકારી અથવા બિન-સરકારી વ્યક્તિઓ હોય અને જેઓ વિધાનમંડળની બહાર હોય તેવી વ્યક્તિઓ માટે તે ખુલ્લી રાખવી ? બીજો પ્રશ્ન છે : તેમાં લઘુમતી કોમોના સભ્યો હોવા જોઈએ ? ત્રીજો પ્રશ્ન છે : ગવર્નરને પોતે મંત્રીઓની નિમણૂક કરવાની જવાબદારી હોવી જોઈએ કે કેમ અથવા તેમણે મુખ્યમંત્રીની નિમણૂક કરવી જોઈએ અને તે પોતાના સાથીઓની પસંદગી કરવાની બાબત તે મુખ્યમંત્રી પર છોડવી જોઈએ કે કેમ.

હવે આ ત્રણે પ્રશ્નોનો મારો જવાબ હકારાત્મક છે. મને નથી લાગતું કે શા માટે મંત્રીમંડળનું સભ્યપદ કડક રીતે વિધાનમંડળના સભ્યો પૂરતું મર્યાદિત રાખવું જોઈએ.

મને એમ નથી લાગતું કે શા માટે કેટલીક એવી જોગવાઈઓ ન હોવી જોઈએ કે જે દ્વારા કારોબારીનો, વિધાનમંડળમાં પ્રતિનિધિત્વ ધરાવતી તમામ કોમોની શક્ય તેટલી પ્રતિનિધિ નહિ બનાવવી જોઈએ. ત્રીજું, ગવર્નરની પોતાનું મંત્રીમંડળ રચવાની સત્તા અંગે મને લાગે છે કે આપણે કબૂલ કરવું જોઈએ કે મંત્રીમંડળ રચવાનો તેમનો વિશિષ્ટ અધિકાર છે, અને પોતાના માણસો પસંદ કરવાની બાબતમાં તેમને વિવેકનિર્ણયની છૂટ હોવી જોઈએ. પરંતુ, જ્યારે હું આ ત્રણે પ્રશ્નોનો હકારાત્મક જવાબ આપું છું ત્યારે, એટલે કે કારોબારીને વિધાનમંડળના સભ્યો પૂરતી મર્યાદિત રાખવાની જરૂર નથી, અમુક જોગવાઈ હોવી જોઈએ જે દ્વારા જુદી જુદી કોમોને મંત્રીમંડળમાં પ્રતિનિધિત્વ મળવું જોઈએ, અને ગવર્નરને તેમનું મંત્રીમંડળ રચવામાં સંપૂર્ણ વિવેક નિર્ણય હોવો જોઈએ ત્યારે, હું આ ત્રણે કબૂલાતો એક સર્વોચ્ચ શરતને અધીન રહીને કરૂ છું. તે સૌથી ઉચ્ચ શરત એ છે કે કારોબારીની રચના ગમે તે રીતે કરવામાં આવે પણ તેણે એક સિધ્ધાંતનું પાલન કરવાનું રહેશે એટલે કે તેણે સંયુક્ત જવાબદારી સ્વીકારવાની રહેશે. દા.ત. જો સંયુક્ત જવાબદારીનો આ સિધ્ધાંત કારોબારી માટે ફરજિયાત બનાવવામાં આવે તો મને લાગે છે કે મંત્રીમંડળમાં કોઈ બહારનું તત્ત્વ આવી જાય તો તે, આપણે ધારીએ છીએ તેવું, ખલેલ પહોંચાડનારું પરિબળ નહિ બને.

દા.ત. જો વિધાન પરિષદની ન હોય તેવી નવાગંતુક વ્યક્તિ મંત્રીમંડળમાં આવે અને મંત્રીમંડળ સાથે સંયુક્ત જવાબદારી સ્વીકારે તો શા માટે આવી કાર્યપધ્ધતિની છૂટ નહિ આપવી જોઈએ. એવું દર્શાવવામાં આવ્યું હતું કે એવું પણ બને કે જયારે મંત્રીમંડળને ઠપકો અપાય અને એ જતું રહે ત્યારે સરકારી વ્યક્તિ અથવા વિધાનમંડળની ન હોય તેવી વ્યક્તિ રહેશે જયારે મંત્રીમંડળના બીજા સભ્યો ચાલ્યા જશે; અને જયારે નવા મંત્રીમંડળની રચના કરવામાં આવે ત્યારે તે વ્યક્તિને ફરી પાછી મંત્રીમંડળ સાથે જોડી દેવામાં આવશે અને તે રીતે વ્યક્તિ કાયમ માટે પરિષદમાં રહેશે. આ તમામ પાસાં જોતાં મને લાગે છે કે એ કંઈક અંશે ભૂલભરેલું મંતવ્ય છે, કારણ કે જયાં સુધી મંત્રીમંડળની રચના માટે વિધાનમંડળમાંથી લેવાયેલા સભ્યો તે વ્યક્તિને પોતાની રાખીને ચાલવા તૈયાર ન થાય ત્યાં સુધી અને તેનાં કાર્યોની જવાબદારી સ્વીકારવા તૈયાર ન થાય ત્યાં સુધી તેવા સભ્યો,તે વ્યક્તિ તેમની સલાહ સ્વીકારે ત્યારે અને તેઓની સલાહ તે વ્યક્તિ સ્વીકારે ત્યારે, કામ કરવા સંમત નહિ થાય. દા.ત. જો

મુખ્ય મંત્રી એવી પરિસ્થિતિમાં હોય તે કે તેઓ કોઈ બહારની વ્યક્તિને પોતાના મંત્રીમંડળમાં સરળતાથી લઈ શકે અને સાથોસાથ ગૃહનો વિશ્વાસ ટકાવી રાખે તો મને નથી લાગતું કે મુખ્યમંત્રીને અપાયેલા વિશિષ્ટ અધિકારથી શા માટે તેમને અટકાવવા જોઈએ.

એ જ રીતે દા.ત. જો એમ શક્ય હોવાનું જણાય કે ગવર્નરને એ જોવાની સત્તા હોવી જોઈએ કે જુદી જુદી લઘુમતી કોમોને તેમના મંત્રીમંડળમાં પ્રતિનિધિત્વ મળે છે અને જો સાથોસાથ એ સંપૂર્ણ સ્પષ્ટ કરાય કે મંત્રીમંડળમાં જો કોઈ વ્યક્તિની નિમણૂક થાય તેણે બીજાઓ સાથે સંયુક્ત જવાબદારી સ્વીકારવી જોઈએ તો, મારી રજૂઆત એ છે કે આવા પ્રકારની બાબત બનવા દેવામાં કોઈ નુકસાન નથી, તેથી મને લાગે છે કે ગવર્નરને મંત્રીમંડળ રચવાનો અધિકાર જે તેમનો છે તે પ્રમાણે તેમને ગમે તે રીતે મંત્રીમંડળ રચવાની સત્તા હોવી જોઈએ, પરંતુ શરત એટલી કે સંયુક્ત જવાબદારી પર કામ કરવાના સિધ્ધાંતના અમલમાં તે સિધ્ધાંતનો તે ભંગ ન કરે.

હવે બીજો પ્રશ્ન એ છે કે આ લાવવાની ઉત્તમ રીત કઈ ? જવાબદાર અને એકીકૃત કારોબારી બનાવવાની ઉત્તમ રીત કઈ ? આપણી પાસે બે માર્ગો છે. એક છે, કાયદા દ્વારા કારોબારીના સ્વરૂપની ખુદ બંધારણમાં જ વ્યાખ્યા આપવી. બીજો છે, કારોબારીની રચનાને પ્રણાલિકા પર છોડવી. આપ જાણો છો કે આ બંને માર્ગો અપનાવાયા છે. કેનેડા, દક્ષિણ આફ્રિકા અને ઓસ્ટ્રેલિયાનાં સાર્વભૌમ રાજ્યોમાં એકીકૃત સ્વરૂપની જવાબદાર સરકાર એ સંપૂર્ણપણે પ્રણાલિકાની બાબત છે. આપણે સૌ જાણી છીએ કે કેનેડિયન અધિનિયમમાં કે દક્ષિણ આફ્રિકા અથવા ઓસ્ટ્રિલિયાના અધિનિયમોમાં "જવાબદાર સરકાર" એ શબ્દો ઉપસ્થિત થતા નથી. કેનેડિયન અધિનિયમમાં તો એનો ઉલ્લેખ પણ નથી. એ જોઈને મને ભારે આશ્ચર્ય થયું હતું કે ગવર્નરને સલાહ આપનારા મંત્રીઓને વિધાનમંડળના સભ્યો થવાનું હોય છે, જો કે હકીકતમાં તેઓ હોય છે જ. બીજી બાજુ, આપણે જાણીએ છીએ તેમ, આયર્લેન્ડ, માલ્ટા અને રહોડેશિયાના બંધારણમાં આ વિષયને પ્રણાલિકા પર છોડવામાં આવ્યો નથી. એ કંઈક એવી બાબત છે જેને કાયદામાં સંસ્થાપિત કરવામાં આવી છે. આયર્લેન્ડમાં આપણે જાણીએ છીએ કે મુખ્યમંત્રી એ કાનૂનનું સર્જન હોય છે અને સંયુક્ત જવાબદારીની વ્યાખ્યા પણ કાયદા દ્વારા કરવામાં આવી હોય છે.

તેથી, મને લાગે છે કે આપણે આ બેમાંથી પસંદગી કરવાની રહેશે અને પસંદગી કરવામાં આપણે બે વિચારણાઓનું માર્ગદર્શન મેળવવું જોઈશે. મને એનો પૂરો ખ્યાલ છે કે કોઈ બાબતને પ્રણાલિકા પર છોડવામાં આવે ત્યારે શક્ય છે કે પ્રણાલિકા ખોટી રીતે તૈયાર કરાઈ હોય, તેનો દુરુપયોગ કરાયો હોય અને શિક્ષા-મુક્તિ સાથે તેનો દુરૂપયોગ કરાયો હોય, ભારત જેવા દેશમાં બાબતોને પ્રણાલિકા પર છોડી દેવાનો ભય મને વધુ મોટો જણાય છે. કારણ કે ભારતમાં એવા પક્ષો નથી જે ચાંપતી નજર રાખે કે બંધારણ કઈ રીતે કામગીરી કરે છે. અને આપણી પાસે મંત્રીઓ પણ એવા હોઈ શકે કે જેઓને મંત્રીમંડળમાં પોતાની બેઠકો જાળવવા કરતાં સાચી ભાવનાથી બંધારણની કામગીરીમાં ઓછો રસ હોય. બીજી બાજુ, મને જણાય છે કે જયાં બાબતોની વ્યાખ્યા કાયદા દ્વારા કરાઈ હોય ત્યાં ગવર્નરને અપાયેલ તમામ વિવેકનિર્ણયની સત્તા લઈ લેવાય. ભારત જેવા દેશમાં જયાં કોમી અને જાતિગત મુશ્કેલીઓથી ભરેલું રાજકીય ક્ષેત્ર એક તદ્દન અસુરક્ષિત સમુદ્ર જેવું હોય ત્યાં મને લાગે છે કે આપણે એવી યુક્તિ કરવી જોઈએ કે જેથી ગવર્નરને પૂરતો વિવેકનિર્ણય કરવાની સત્તા મળી શકે. તેથી, મારૂ નક્કર સૂચન એ છે કે કારોબારીની સંયુક્ત જવાબદારી કાયદા દ્વારા નિયત કરવી જોઈએ અને બાકીનું બીજું બધું ગવર્નરના વિવેકનિર્ણય પર છોડી દેવું જોઈએ, જેથી કરીને આપણે બંને શરતોનું પાલન કર્યું ગણાય. આપણે એવી જોગવાઈ કરી ગણાશે કે જે કંઈ જવાબદારી છે તે સંયુક્ત જવાબદારી છે અને સાથોસાથ, કારોબારીની રચનાને એવી રીતનો અવરોધ ન થાય કે મંત્રીમંડળમાં જેમને પ્રતિનિધિત્વ આપવું જરૂરી હોય તેવી કોમોને પ્રતિનિધિત્વ અપાય અથવા મુખ્યમંત્રીને બિનસરકારી વ્યક્તિને એટલે કે બહારની વ્યક્તિને તેમના મંત્રીમંડળમાં લેવાની જરૂર લાગે તો તેની જોગવાઈ કરાય. જો આપણે તેમ કરીએ, જો આપણે કાયદા દ્વારા આગ્રહ રાખીએ અને ગવર્નરના વિવેકનિર્ણય પર છોડી ન દઈએ કે કારોબારી એ સંયુક્ત જવાબદારીવાળી કારોબારી રહેશે, તો મને લાગે છે કે બીજી તમામ બાબતો કશાય ભય વગર ગવર્નરની પસંદગી પર છોડી શકાશે.

હવે, બીજો વિષય છે, ગવર્નરની સત્તા વિરૂદ્ધ તેમની કારોબારીનો. આપણે સૌ જાણીએ છીએ તેમ ગવર્નર અને મંત્રી વચ્ચેના સંબંધોની વ્યાખ્યા કલમ પર, પેટા-ખંડ ૩ માં આપી છે. તે ખંડમાં જણાવ્યું છે કે તબદીલ કરેલી તમામ બાબતોમાં-અને હવે તમામ બાબતો તબદીલ કરાશે-કોઈ પણ બાબત અનામત રહેશે નહિ-ગવર્નરને તેમના

મંત્રીઓ સલાહ આપશે. અને તેમાં એક વધારાનો પરંતુક છે કે જો ગવર્નરને તેમના મંત્રીઓની સલાહ સાથે અસંમત થવાનું પૂરતું કારણ હોય તો ગવર્નર, તેવી સલાહ અનુસાર ન હોય તેવી બીજી કોઈ રીતે કામગીરી કરાવી શકે છે. આ ખંડ જવાબદાર સરકારની વિકૃતિ છે, તે જવાબદાર સરકારને અનુકૂળતાની બાબત બનાવે છે, એવી બાબત કે જયારે ગવર્નરને તે અનુકૂળ જણાય ત્યારે સ્વીકારવી અને અનુસરવી, જયારે હકીકતમાં તો આપણે જવાબદાર સરકાર એક ફરજની બાબત તરીકે જોઈએ છે, જો જવાબદાર સરકારનો અર્થ ગમે તેવી સરકાર એવો થતો હોય તો એનો અર્થ એ છે કે ગવર્નરને ગમે તે ક્ષેત્રમાં ગમે તેવી કામગીરી કરે તો તેમને મંત્રીમંડળનો ટેકો છે. અને મંત્રીમંડળને ગૃહનો વિશ્વાસ છે. એ એક મૂળભૂત સિધ્ધાંત છે. જેને આપણે ઉપેક્ષી શકીએ નહિ. અલબત્ત એનો એવો અર્થ નથી થતો કે ગવર્નરે તેમના મંત્રીમંડળની સલાહ હંમેશાં સ્વીકારવી જોઈએ. મંત્રીમંડળને ફગાવી દેવાની ગવર્નરને સત્તા છે. તેમને એમ કહેવાની સત્તા છે કે તેઓની સલાહ પોતે નહિ સ્વીકારે, પરંતુ તો પછી, જો ગવર્નર તેમના મંત્રીમંડળથી ભિન્ન થવાનું પસંદ કરે તો તેમની ફરજ તેમની પોતાની કાર્યવાહીને સમર્થન આપે તેવા બીજા કેટલાક મંત્રીઓને શોધી કાઢવાની છે. તેથી, સિધ્ધાંત એવો છે કે જયારે ગવર્નર કાર્યવાહી કરે ત્યારે તેઓ તેવી કાર્યવાહી, ગૃહનો વિશ્વાસ ધરાવતા મંત્રીઓનાં મંતવ્યોને અનુરૂપ રહીને કરે. તેથી, કલમ પરના આ ખંડમાં એ રીતનો ફેરફાર કરવો જોઈએ કે કાનૂન દ્વારા વિરુધ્ધની જોગવાઈ કરવામાં ન આવે ત્યાં સુધી ગવર્નરે મંત્રીઓની સલાહના આધારે કામગીરી કરવાની રહેશે.

એવી જોગવાઈ કરવી જરૂરી છે કે ગવર્નરને ઉપરવટ જવાની સત્તા હોય એટલે કે એવી સત્તા કે પોતાના મંત્રીઓની સલાહને અનુસરવાની ગવર્નરની ફરજ રહેશે. નહિ, પરંતુ તેમને સ્વતંત્ર કામ કરવાનો અધિકાર રહેશે. પહેલું એ કે તેમને ઉપરવટ જવાની સત્તા હોવી જોઈએ જેથી કરીને પ્રાંતમાં સુરક્ષા અને સુલેહશાંતિ જળવાઈ રહે; બીજું, તેમને ઉપરવટ જવાની સત્તા એટલા માટે હોવી જોઈએ કે જેથી કરીને કોઈ કોમનાં અમુક જૂથોને બીજાં જૂથોના મુકાબલે આવતા ગંભીર બાધને અટકાવી શકાય; અને છેલ્લે, કારોબારીની સમગ્ર જવાબદારીથી ભિન્ન એવી ખાસ જવાબદારી ગવર્નરને નિયત કરી આપવી જોઈએ, અને તેમાં પણ તેમને ઉપરવટ જવાની સત્તા હોવી જોઈએ.

પ્રાંતની શાંતિ, સુરક્ષા અને સુલેહ જાળવી રાખવા માટે ગવર્નરને તેમના મંત્રીઓની ઉપરવટ જવાની સત્તા જો આપ આપવાના હો તો પ્રાંતોમાંની જવાબદાર સરકારનો

ઘણો મોટો હિસ્સો આપ લઈ રહ્યા છો. આપણો પુરૂષાર્થ એ છે કે પ્રાંતોનું સંચાલન, તમામ બાબતોમાં અને પ્રાંતની સુલેહશાંતિ અને સુરક્ષામાં પણ, ગવર્નર દ્વારા તેમના મંત્રીઓની સલાહથી કરવાનું છે; અને જો આપ મંત્રીઓની સલાહથી વિરૂધ્ધ વર્તવાની એ સત્તાઓ ગવર્નર પાસે અનામત રાખો તો આપ જવાબદાર સરકારની સત્તાઓને મહદંશે વ્યર્થ બનાવી દો છો. તેથી, આ પ્રકારની બાબતમાં ગવર્નરને ઉપરવટ જવાની સત્તા આપવી જોઈએ નહિ, સિવાય કે કંઈક એવો માર્ગ શોધી શકાય કે જે દ્વારા આ મોટી ફોર્મ્યુલાની બહુ સંકુચિત વ્યાખ્યા કરવામાં આવે.

કોમના બીજા સમૂહોના મુકાબલે એક જૂથને બાધ આવે એ પ્રશ્ન પર આવીએ તો મારો મત એવો છે કે જો કે આ બહુ ફાયદાકારક બાબત છે તેમ છતાં મારી પસંદગી એવી છે કે કોઈ અમુક કોમનાં હિતોને બાધક રીતે અસર કરતી હોય એવી આ બાબતોનું સંચાલન કાનૂન દ્વારા કરાવું જોઈએ; તેને ગવર્નરની મીઠી મહેરબાની પર છોડવી જોઈએ નહિ. આખરે તો ગવર્નરે, વિધાનમંડળમાં બહુમતી દ્વારા સમર્પિત એવા મંત્રીમંડળના સંપર્કમાં રહેવાનું છે. ગવર્નર મંત્રીમંડળ સાથે પરસ્પર ગેરસમજથી કામગીરી કદી કરી શકે નહિ. તેઓની વચ્ચે સૌથી વધુ સુમેળ હોવો જોઈએ, અને મને નથી લાગતું કે ગવર્નરની નજરે બહુ અગત્યની ન હોય તેવી લઘુમતીનું રક્ષણ કરવા માટે જ, ગૃહમાં બહુમતીનું પ્રતિનિધિત્વ ધરાવતા મંત્રીમંડળ સાથે ઝઘડો કરવાનું ગવર્નરનું હંમેશાં માનસ હોય. લઘુમતીઓના હિતોનું રક્ષણ વધુ દૃઢ રીતે કરવું જોઈએ.

હું સંમત થાઉં છું કે આવા પ્રકારના કેસોમાં સરકારને ઉપરવટ જવાની સત્તાઓ હોવી જોઈએ કારણ કે એ એવા કેસો છે જયાં એ વિષયોના વહીવટ માટે તેમને અંગત રીતે જવાબદાર બનાવવામાં આવ્યા છે.

વિધાનમંડળ વિરુધ્ધ ગવર્નરની સત્તાઓની વાત કરીએ તો મારી ટકોર ત્રણ વિભાગોમાં છે. પ્રથમ, તમામ બજેટલક્ષી કાયદો, બીજી, સામાન્ય કાયદો અને ત્રીજી, કટોકટી કાયદો. આજે ગવર્નરને અનામત વિષયો અંગે પ્રમાણનની સત્તાઓ છે અને અરાજકતા નાબૂદ થતાં એ જતી રહેશે. બીજું, ગવર્નરને પ્રાંતની સુરક્ષા અને સુલેહશાંતિ માટેનું ખર્ચ અધિકૃત કરવાની સત્તા છે. મને લાગે છે કે જો આપ શાંતિ અને સુલેહના પ્રશ્નોની પતાવટ જવાબદાર મંત્રીમંડળ દ્વારા થાય એમ ઈચ્છતા હો, તો ગવર્નરને, પ્રાંતની સુરક્ષા અને શાંતિ માટેનું ખર્ચ અધિકૃત કરવાની સત્તા હોવી જોઈએ નહિ.

બીજું, ગવર્નરને વિધેયકોને પ્રમાણિત કરવાની સત્તા છે. વિધેયકો બે પ્રકારનાં હોય છે. ગવર્નર એવું પ્રમાણિત કરી શકે કે અમુક વિધેયક જેની ચર્ચા વિધાનમંડળમાં કરાઈ રહી છે તેની ચર્ચા કરવી જોઈએ નહિ કારણ કે તે વિધેયક પ્રાંતની સુલેહશાંતિને અસરકર્તા વિધેયક છે. પ્રાંતની સુલેહશાંતિના હિતમાં હોય તેવા વિધેયકને પ્રમાણિત કરવાની પણ ગવર્નરને સત્તા છે, જો કે વિધાનમંડળની ઇચ્છા તેવા વિધેયકને સામાન્ય ક્રમમાં પસાર કરવાની ન હોય. આ બંને સત્તાઓ જવી જોઈએ. એવી સત્તાઓ ભારતના ભાવિ બંધારણમાં જરૂરી બનશે.

ગવર્નરને પૂર્વમંજૂરીની પણ સત્તા છે; અમુક વિષયોની ચર્ચા કરી શકાય તે પહેલાં ગવર્નર દ્વારા તેની પૂર્વમંજૂરી લેવાની હોય છે. આ સત્તા પણ જવી જોઈએ.

**સર એહમદ સૈયદ ખાન :** ભેદભાવયુક્ત કાયદો ?

**ડૉ. આંબેડકર :** એની કામગીરી કાનૂન દ્વારા થવી જોઈએ. તે ગવર્નરને માટે છોડી દેવી જોઈએ નહિ. ગવર્નરને વિટોની સત્તા હોવી જોઈએ અને એ હકીકત જોતાં, જે પ્રાંતોની બીજી ચેમ્બર જોઈતી ન હોય ત્યાં તે નહિ હોય. ગવર્નરને વિટોની સત્તા હોય એ બહુ જરૂરી છે. હમણાં, વિચારણા માટે ગૃહને વિધેયક પાછું મોકલવાની પણ ગવર્નરને સત્તા છે. જુદાં જુદાં સાર્વભૌમ રાજ્યોનાં બંધારણોમાં આ બહુ ઉપયોગી સત્તા અસ્તિત્વમાં છે અને તે રહેવી જોઈએ. ગવર્નર-જનરલની વિચારણા માટે વિધેયક અનામત રાખવાની પણ ગવર્નરને સત્તા છે, અને કયા કેસોમાં તેમણે એમ કરવું જોઈએ તે કાનૂન દ્વારા નિયત કરાયું છે. આપણે પ્રાંતિક સરકારોના કેન્દ્ર સરકાર સાથેના સંબંધોની વિચારણા કરીએ ત્યારે આ બાબતની વધુ અનુકૂળ રીતે વિચારણા કરી શકાય, પરંતુ આપણે આપણા પ્રાંતિક બંધારણમાં એવી યુક્તિ રાખવાનો પ્રયાસ કરવો જોઈએ કે જેથી કરીને તે સ્વતંત્ર રીતે કામગીરી કરી શકે અને કેન્દ્ર સરકારના નિયંત્રણમાં તબદીલ કરાયેલાં ક્ષેત્રોમાં કેન્દ્ર સરકારની દરમિયાનગીરી બને એટલી ઓછી રહે. આપણે એવું બંધારણ ઘડવું જોઈએ કે જે હેઠળ, વિધેયકોને અનામત રાખીને વહીવટી દૃષ્ટિએ કે વૈધાનિક દૃષ્ટિએ કેન્દ્ર સરકારની સતત દરમિયાનગીરીનો પ્રસંગ બને જ નહિ.

કાયદો અને વ્યવસ્થા માટેની અને લઘુમતીઓ માટેની સલામતીઓના પ્રશ્ન અંગે મેં કહ્યું જ છે કે કાયદો અને વ્યવસ્થાને તબદીલ કરવાં જોઈએ, પરંતુ કટોકટીના

કેસોમાં કાયદો અને વ્યવસ્થા જોખમમાં મુકાઈ જાય ત્યારે, પોલીસ અધિકારીની નિમણૂક અને બદલીની બાબતમાં, મંત્રીમંડળની સલાહને માન આપ્યા વગર, આખરી હુકમો કરવાની ગવર્નરને સત્તા હોવી જોઈએ. આ બહુ જરૂરી છે, એ આવશ્યક છે.

**સર કાવસજી જહાંગીર :** માત્ર કટોકટીના કેસોમાં જ ?

**ડૉ. આંબેડકર :** હા, પણ બીજા કેસોમાં નહિ.

**મિ. પાઉલ :** સામાન્ય સમયમાં નહિ ?

**ડૉ. આંબેડકર :** ના, સામાન્ય સમયમાં નહિ, પરંતુ કટોકટીના કેસોમાં જ્યારે હુલ્લડ ફાટી નીકળે કે તોફાનો થાય ત્યારે, મંત્રીમંડળમાં જે બની રહ્યું હોય તેનાથી અસર પામ્યા વગર, ગવર્નર જેવા નિષ્પક્ષ અધિકારીએ, હુલ્લડ ખરેખર આગળ વધી રહ્યું હોય ત્યારે એક કોમને કે બીજી કોમને અનુકૂળ આવે એ રીતે લોકોને એક જગ્યાએથી બીજી જગ્યાએ તબદીલ કરવામાં ન આવે તે જોવાની અંતિમ સત્તા ગવર્નરને હોવી જોઈએ. મને લાગે છે કે કાયદો અને વ્યવસ્થાનો વહીવટ સલામત રાખવા માટે આનાથી તેમને પૂરતી સત્તા મળી રહે છે.

લઘુમતીઓના પ્રશ્ન અંગે કેટલાક વક્તાઓએ સૂચવ્યું હતું કે બીજા સદનમાં લઘુમતીઓને રક્ષણ આપશે અને બીજી ચેમ્બરની બાબતમાં દલિતોની સ્થિતિ અંગે મે કાળજીપૂર્વક વિચારણા કરી નહોતી એવું સૂચન મારા મિત્ર મિ.. વૂડે રજૂ કર્યું હતું. હું મારા મિત્રને ખાતરી આપું છું કે એ બાબત અંગે સૌથી વધુ કાળજીથી વિચારણા કરી છે અને મારા મિત્ર મિ. પાઉલ સાથે સંપૂર્ણ સંમત છું કે મેં એ બાબત અંગે સૌથી વધુ કાળજીથી વિચારણા કરી છે અને હું મારા મિત્ર મી.પાઉલ સાથે સંપૂર્ણ સંમત છું કે આ બીજી ચેમ્બરો લઘુમતીઓને રક્ષણ આપવાનું તો બાજુ પર રહ્યું પણ તેના બદલે તેઓ લઘુમતીની ગરદનો પર ઘંટીનાં પડિયાં બનીને ખરેખર લટકી જશે.

ગવર્નરના તેમના મંત્રીમંડળ સાથેના સંબંધ વિશે હું ટૂંકમાં જણાવું. મંત્રીમંડળની બેઠકોનું અધ્યક્ષસ્થાન તેમણે અધિકારની બાબત તરીકે લેવું જોઈએ કે નહિ ? મંત્રીમંડળની બેઠકોનું અધ્યક્ષસ્થાન જો ગવર્નર સ્વીકારે નહિ, તો પછી મંત્રીમંડળે લીધેલા નિર્ણયોની જાણ ગવર્નરને કયાં સાધનો દ્વારા કરવી જોઈએ ?

**અધ્યક્ષ :** આપણે વ્યાપક રીતે સમગ્ર પ્રશ્નની ચર્ચા કરી છે, તેથી જો આપ ચાલુ રાખવા ઈચ્છો તો મને વાંધો નથી.

**ડૉ. આંબેડકર :** એ સંબંધમાં મારે એક બાબત કહેવી છે. સાયમન કમિશને સૂચવ્યું છે કે કેબિનેટ સેક્રેટરી નીમવા જોઈએ. તે આઈ.સી.એસ. અધિકારીના દરજ્જાના હોવા જોઈએ. તેઓ મંત્રીમંડળ અને ગવર્નરના સંપર્ક અધિકારીનું કાર્ય કરશે. મંત્રીમંડળને સેક્રેટરી હોવા જોઈએ એમ કહેવું એ એક વાત છે, પરંતુ સેક્રેટરી મંત્રીઓની ઉપરવટ જઈને ગવર્નર પાસે પહોંચી જાય એમ કહેવું એ તદ્દન જુદી વાત છે. આ દેશમાં સેક્રેટરી નીમવાની પ્રથા કદાચ છે પરંતુ મને નથી લાગતું કે આ દેશમાં કોઈપણ મંત્રીમંડળ કે મુખ્યમંત્રી કેબિનેટ સેક્રેટરી મંત્રીઓની ઉપર થઈને કે મુખ્યમંત્રીની ઉપર થઈને હિઝ મેજેસ્ટી પાસે પહોંચી જાય એ અંગે સંમત થાય; આવી બાબત અસહ્ય ગણાશે. મને નથી લાગતું કે સંયુક્ત જવાબદારીના સિધ્ધાંત પર કામ કરતું કોઈપણ મંત્રીમંડળ, તેની સાથે જોડાયેલા આવા પ્રકારના સેક્રેટરી અંગે સંમત થાય.

બીજી બાજુ, મંત્રીમંડળ તેની નીતિની ચર્ચા કરતું હોય ત્યારે તેના અધ્યક્ષ સ્થાને રહેવાની જો ગવર્નરને સત્તા આપવામાં આવે તો મને શંકા છે કે તે કારગત નીવડશે કે કેમ, કારણ કે મંત્રીમંડળે પોતે લીધેલા નિર્ણયોની જાણ ગવર્નરને કરવી જોઈએ તેમ છતાં મને નથી લાગતું કે મંત્રીમંડળ, પોતે એવા નિર્ણયો ક્યાં કારણસર લીધા છે તે ગવર્નરને જણાવવાની સંમતિ આપે. આવાં કારણો ખાસ પ્રકારનાં અને નાજુક હોઈ શકે છે અને આપ સૌ જાણો છો કે મંત્રીમંડળે અમુક નિર્ણય કેમ લીધો તેનાં કારણો ગવર્નર જાણે નહિ તે અંગે મંત્રીમંડળ બહુ સાવધાન રહે છે. એની સ્પષ્ટતા એ છે કે ગૃહનું વિસર્જન કરવાની મંત્રીમંડળની સલાહ સાથે ગવર્નર સંમત નહિ થાય એ કારણે મંત્રીમંડળને બરખાસ્ત કરવાની પ્રચંડ સત્તા ગવર્નરના હાથમાં હોય છે; પરંતુ આ બાબત કાનૂનમાં મૂર્ત કરવાને બદલે સૂચના-ખતમાં છોડવી જોઈએ, જેમાં એવી જોગવાઈ કરી શકાય કે ગવર્નર મંત્રીમંડળની બેઠકોમાં હાજર રહેવા માગે તો હાજર રહી શકે છે પણ તેને ફરજિયાત તો બનાવવું જ નહિ જોઈએ. બીજી બાજુ, મંત્રીમંડળ તેની બેઠકોમાં જે ભલામણો કરે તે તમામની જાણ ગવર્નરને કરવાની મંત્રીમંડળને ફરજ પાડવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** આ મુદ્દા અંગે હું એમ કહેવા માગું છું કે બીજા સદનની પહેલાં રચના કરવી જોઈએ નહિ અને પછી તેની નાબૂદીની વાત, અમુક બહુમતી

માગી લેતા બંધારણીય ઠરાવ પર છોડવી જોઈએ નહિ. અમે સૂચવીએ છીએ તે એ છે કે જો પરિસ્થિતિ એવી હોય કે એ બાબત, વિવેકનિર્ણયની બાબત તરીકે, અમુક પ્રાંતો પર છોડી દેવી જોઈએ, તો સૌ પ્રથમ પ્રાંતિક વિધાનમંડળે એક ઠરાવ પસાર કરીને બીજી ચેમ્બર માટેની તેની ઈચ્છા વ્યક્ત કરવી જોઈએ અને ત્યાર પછી તેવી બીજી ચેમ્બરની રચના કરવી જોઈએ. બંધારણ દ્વારા તેને પહેલાં પ્રાંતિક વિધાનમંડળના માથે લાદવી જોઈએ નહિ.

## પાંચમી બેઠક - તા. ૧૫મી ડિસેમ્બર, ૧૯૩૦

ડૉ. **આંબેડકર :** આ અહેવાલમાં આપણે એવી જોગવાઈ કરવાના છીએ કે અમુક હિતોનું અને લઘુમતી જૂથોનું પ્રતિનિધિત્વ વિધાન પરિષદમાં નિયુક્તિ દ્વારા કરી શકાશે. સાથોસાથ આ અહેવાલમાં આપણે એવી પણ જોગવાઈ કરવાના છીએ કે ગવર્નરનું મંત્રીમંડળ તમામ હિતોનું અને તમામ લઘુમતીઓનું પ્રતિનિધિ છે એની ખાતરી કરવાના પ્રયાસની ફરજ ગવર્નરને આપવામાં આવશે. હવે, જયાં સુધી આપ એવી જોગવાઈ ન કરો કે પોતાનું મંત્રીમંડળ રચવામાં ગવર્નરને, અમુક મહત્ત્વનાં હિતોનું નિયુક્તિ દ્વારા પ્રતિનિધિત્વ કરતા હોય તેવા સભ્યોનો સમાવેશ કરવાનો પણ અધિકાર રહેશે ત્યાં સુધી, મને લાગે છે કે આપ તદ્દન અતાર્કિક સ્થિતિનું સર્જન કરી રહ્યા છો. કાં તો તમારે એવી જોગવાઈ કરવી જોઈએ કે વિધાન પરિષદમાં નિયુક્તિ તદ્દન રહેશે નહિ અને ગમે તેટલાં નાનાં હોય તો પણ તમામ હિતોને વિધાન પરિષદમાં ચૂંટણી દ્વારા મેળવવામાં આવશે અથવા જો નિયુક્તિ રાખવાની હોય તો તમારે એવી જોગવાઈ કરવી જોઈએ કે નિયુક્ત કરાયેલા સભ્યને મંત્રીમંડળમાં હોવાનો અધિકાર રહેશે - જો તેના સાથીઓ સંયુક્ત જવાબદારીના સિધ્ધાંત પર તેની સાથે કામ કરવા તૈયાર હોય તો. આ પરિસ્થિતિઓમાંથી-એક કે બીજીમાંથી છટકી શકાય તેમ નથી.

હવે, આ બાજુ બેઠેલા મિત્રો જણાવે છે કે જો આપણે, નિયુક્ત થયેલો સભ્ય મંત્રીમંડળનો સભ્ય રહેશે અથવા ઓછામાં ઓછું તેના પર કોઈ પ્રતિબંધ મૂકવામાં આવશે નહિ એ સિધ્ધાંતનો સ્વીકાર કરીએ તો એ સિધ્ધાંત જવાબદારીના સિધ્ધાંતથી વિરુધ્ધનો ગણાશે. હું એ સ્થિતિ ખરેખર સમજી શકતો નથી. આ સજજનો જેઓ એમ કહે છે કે તે સિધ્ધાંત જવાબદારીના સિધ્ધાંતથી વિરુધ્ધનો ગણાશે તેઓ નિયુક્ત સભ્યોના મત લેવા તૈયાર થયા છે. હું એ અહેવાલ જેવો છે તેવો લઉં છું. હું નથી જાણતો કે

ભવિષ્યમાં કેવા સુધારાઓ થશે. ધારો કે અહેવાલને જેવો છે તેવો લેવામાં આવે તો વિધાન પરિષદમાં અમુક સભ્યોને નિયુક્ત કરવાના રહેશે. શું આ સજજનોનો એવો તર્ક છે કે તેઓના મત ગેરકાયદેસર છે ? જો તેઓ નિયુક્ત સભ્યોના આ મતો લે અને તેમનો ઉપયોગ તેમના પોતાનાં હિતો માટે કરે તો હું સમજી શકતો નથી કે મંત્રીમંડળમાં નિયુક્ત જૂથમાંથી કોઈ સભ્યનો સમાવેશ કરાય તે સામે શો વાંધો હોઈ શકે ? તેથી હું તો સમગ્ર વિધાન પરિષદ ચૂંટાયેલી હોય અને નિયુક્તિ તદ્દન ન હોય તેવી ઈચ્છા રાખું છું. પરંતુ જો આ સમિતિમાં કે પાછળના કોઈ તબક્કે નિયુક્તિ રહે તો મને લાગે છે કે મારે સૂચિત સુધારો સ્વીકારવાનો રહેશે.

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** મેં હમણાં સાંભળ્યું તે પ્રવચન પ્રત્યે મારે આશ્ચર્ય વ્યક્ત કરવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** આપ, આશ્ચર્ય વ્યક્ત કરો, પણ તમે બંને બાજુનો લાભ નહિ લઈ શકો.

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** તે સારી રીતે જાણે છે કે હાલની પધ્ધતિ હેઠળ પણ નિયુક્ત સભ્યો મંત્રીઓ તરીકે નિમણૂક પામવા માટે પાત્ર નથી. કલમ પરમાં સ્પષ્ટ જણાવ્યું છે કે કોઈ પણ મંત્રી છ મહિનાથી વધુ મુદત માટે હોદ્દો ધારણ કરશે નહિ, સિવાય કે તે સ્થાનિક વિધાનમંડળનો ચૂંટાયેલો સભ્ય હોય.

**ડૉ. આંબેડકર :** એ ગલન-પાત્રમાં છે.

## વિધાનમંડળમાં કો-ઓપ્ટ કરાવા સામે વિરોધ

**ડૉ. આંબેડકર :** મને ડર છે કે મારે આ સુધારાનો વિરોધ કરવો પડશે . સૌ પ્રથમ, મુંબઈમાં આપણને થયો છે તેવો કો-ઓપ્ટ કરવાનો અનુભવ બહુ પ્રોત્સાહક નથી. તે વિકસીને એક સૌથી ખરાબ પ્રકારનું કૌભાંડ થઈ ગયો છે. એમાં જે ભ્રષ્ટાચાર અને લાંચનું પ્રમાણ છે તે એટલું બધું છે કે મુંબઈના વિધાનમંડળના બંધારણમાં આ સિધ્ધાંત દાખલ કરવાનું મને નહિ ગમે.

બીજો વાંધો આ રહ્યો. જુદી જુદી કોમો જે ચૂંટણીમાં ચૂંટાતી ન હોય તેમને જો સાચા પ્રકારનું પ્રતિનિધિત્વ જોઈતું હોય તો બીજી કોઈપણ કોમની વગ વગર સ્વતંત્ર રીતે પ્રતિનિધિત્વ માટે કો-ઓપ્ટ કરવાનો સિધ્ધાંત ચોકકસ તેમને મદદરૂપ નહિ થાય કારણ કે એવું ઘણી વાર બની શકે કે જયારે જુદી જુદી કોમોના પ્રતિનિધિઓ કો-ઓપ્ટ કરાવા માટે ઊભા હોય ત્યારે હકીકતમાં માત્ર એવા જ લોકોને કો-ઓપ્ટ કરવામાં આવશે કે જેઓ બહુમતીના હજૂરિયા હોય અને તેમના હાથમાં રમવા રાજી હોય. મને લાગે છે કે આ તો પ્રતિનિધિત્વ તદ્દન ન હોય તેના કરતાંય બદતર સ્થિતિ ગણાશે. અને એ કારણે હું સુધારાનો વિરોધ કરૂ છું. પરંતુ હું જણાવું છું કે આ પેટા-સમિતિએ એવી ભલામણ કરવી જોઈએ કે પ્રાંતિક વિધાનમંડળોનું ભાવિ બંધારણ એવું હોવું જોઈએ કે નિયુક્ત સભ્યો તદ્દન ન હોવા જોઈએ.

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** અલબત્ત, એ તો બહુ સારી વાત થઈ ગણાય.

**ડૉ. આંબેડકર :** એ બાબત અંગે એ મારૂ પોતાનું મંતવ્ય છે. હું તો ચોકકસ કો-ઓપ્ટ કરવાના સિધ્ધાંતનો વિરોધી છું.

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** વિધાનમંડળ સંપૂર્ણ રીતે ચૂંટાયેલું હોવું જોઈએ એવું કંઈક વિધાન આ અહેવાલમાં દાખલ કરવું જોઈએ, અને આ પેટા-સમિતિનાં મંતવ્યોનો આવો કંઈક અણસાર આપવામાં ન આવે ત્યાં સુધી નિયુક્તિનું તત્ત્વ ચાલુ રહેશે, જો કે હું માનું છું કે તે અદ્દશ્ય થવું જોઈએ એવી ઘણા સભ્યોની ઈચ્છા છે. મને એમાં જરાય શંકા નથી કે આપણે સૌ નિયુક્તિનાં અનિષ્ટો જાણીએ છીએ અને એ જોવા આપણે આતુર છીએ કે બને એટલું વહેલું તે અદ્દશ્ય થઈ જાય. આ સંજોગો હેઠળ હું સુધારાનું સમર્થન કરવા તૈયાર નથી અને મારા મિત્ર ડૉ. આંબેડકરે કરેલી દરખાસ્તની તરફેણ કરીશ.

**અધ્યક્ષ :** દરખાસ્ત શું હતી ? મારી પાસે અહીં એના શબ્દો નથી.

**ડૉ. આંબેડકર :** આપણે કહેવું જોઈએ કે એ પેટા-સમિતિનું મંતવ્ય છે કે હવે પછી પ્રાંતોમાંની વિધાન પરિષદો સંપૂર્ણપણે ચૂંટાયેલી હોવી જોઈએ.

અધ્યક્ષ : એ તો સાવ બીજો સુધારો છે, જો તમારે તે રજૂ કરવો હોય તો લખીને મોકલવો પડશે.

●

અધ્યક્ષ : આ મુદ્દા પર હું આપનો નિર્ણય લઈશ.

રાજા નરેન્દ્રનાથ : હું સર એ.પી. પેટ્રોનું સમર્થન કરું છું . મને લાગે છે કે નિયુક્તિની સત્તા હિતોના પ્રતિનિધિત્વ પૂરતી ચુસ્ત રીતે મર્યાદિત રાખવી જોઈએ, જે ચૂંટણી દ્વારા આપી શકાય એમ નથી.

ડૉ. શફાઅત એહમદ ખાન : હા.

રાજા નરેન્દ્રનાથ : અમુક પ્રાંતોમાં, ડૉ.આંબેડકર જે કોમના છે તેવી અમુક કોમો હશે જેમના માટે ચૂંટણી ગોઠવવી અશક્ય બનશે.

ડૉ. આંબેડકર : મારી કોમ માટે મતાધિકારની જોગવાઈ નહિ કરતા બંધારણ સાથે મને કંઈ લાગતું વળગતું નથી.

રાજા નરેન્દ્રનાથ : ડૉ.આંબેડકર જે કોમના છે તે કોમ માટે જો મતાધિકારની જોગવાઈ કરવી હોય તો તેની વ્યવસ્થા તદ્દન જુદા ધોરણે કરવાની રહેશે, અને તેથી, નિયુક્તિની મર્યાદિત સત્તાની જોગવાઈ કરવી જોઈએ.

અધ્યક્ષ : મને લાગે છે કે પેટા-સમિતિના બહુમતી સભ્યો, ખંડ ( સી) અહેવાલમાં છે તે પ્રમાણે તેની તરફેણમાં છે.

## અખિલ પરિષદની સમિતિ-
## પેટા-સમિતિ નં.૨ (પ્રાંતિક બંધારણ) ના
## અહેવાલ અંગે ટીકા-ટિપ્પણ-
## તા. ૧૬મી ડિસેમ્બર, ૧૯૩૦

શ્રી ચિંતામણીએ પ્રાંતોમાં બી જી ચેમ્બર શરૂ કરવાનો વિરોધ કર્યો. તેમણે કહ્યું કે તે અતિ મૂલ્યવાન શોખ ગણાશે અને જાહેર ઉપયોગિતાની વસ્તુ નહિ બને. સંયુક્ત પ્રાંતોમાં બી જી ચેમ્બરની માંગણી, પ્રાંતિક વિધાનમંડળનાં સાયમન કમિશન અનુસાર



3

વધુ પડતું પ્રતિનિધિત્વ જેને મળ્યું છે તેવી કોમના નાના જૂથ તરફથી આવી છે. તેથી તેમણે આ સૂચિત બી જી ચેમ્બરને ભારતમાંના સંયુક્ત પ્રાંતોમાં કે બીજા કોઈ પણ પ્રાંતમાં ગમે તેટલા લાંબા સમય માટે ગમે તેવી શરતોએ તદ્દન બિનજરૂરી અને અનિચ્છનીય ગણી છે.

**ડૉ. આંબેડકરે કહ્યું,**- "શ્રી ચિંતામણી પાસેથી મળેલી ટકોર સાથે હું સહમત થાઉં છું"."

**અધ્યક્ષ**...હવે ચર્ચા, ફકરા ૫ (બી) અંગે છે. (આ ફકરામાં મંત્રીઓની નિમણૂકની કાર્યપધ્ધતિ જણાવી છે.)

**ડૉ. આંબેડકર :** પેટા-સમિતિમાં દરખાસ્ત કરવામાં આવી હતી કે કદાચ વિધાનમંડળના અમુક ભાગની રચના નિયુક્ત સભ્યોથી કરવામાં આવે તેથી, અહેવાલના બીજા ભાગમાં સમિતિએ કરેલી ભલામણ જોતાં "ચૂંટાયેલા"એ શબ્દ (પ્રાંતિક વિધાનમંડળના ચૂંટાયેલા સભ્યો) પડતો મૂકવો જોઈએ. એ પછી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે વિધાનમંડળની રચનાની ચર્ચા કરવા માટે રચવામાં આવે તેવી સમિતિ જો એવો નિર્ણય કરે કે નિયુક્ત સભ્ય હોવો જોઈએ, તો " ચૂંટાયેલા" એ શબ્દ પડતો મૂકવો જોઈએ.

**અધ્યક્ષ :** વપરાયેલો શબ્દ છે "સામાન્ય રીતે" ("મંત્રીઓ સામાન્ય રીતે લેવા જોઈએ"). મને લાગે છે કે તેમાં મુદ્દો આવી જાય છે. તેના પરથી અસાધારણ કાર્યવાહીની શક્ય જરૂરિયાતનો નિર્દેશ મળે છે.

# ૩

# પેટા-સમિતિ નં.૩ (લઘુમતીઓ)માં બીજી બેઠક-

# તા. ૩૧મી ડિસેમ્બર, ૧૯૩૦

ડૉ. આંબેડકર : અધ્યક્ષશ્રી, દલિતોનો કેસ રજૂ કરવાની મારા પર આવી પડેલી જવાબદારી કેટલી ભારે છે તે આપ તરત સમજી શકશો. આ પહેલો સમય છે કે દલિતોનો કેસ રાજકીય દ્રષ્ટિકોણથી વિચારવાનો આવ્યો છે. દેશની રાજકીય પ્રગતિની બાબતમાં ભારત સરકારે નોંધેલા દરેક પત્રમાં દલિતોની અશક્તતાઓ જણાવી હતી; પણ મુશ્કેલીઓ માત્ર જણાવવામાં આવી હતી એટલું જ, પણ તેનો ઉકેલ લાવવાનો પ્રયાસ કદીય કરાયો નહોતો. એ સમસ્યાને બસ ત્યાં જ પડી રહેવા દીધી હતી. એ જોતાં અને બીજી બાબતોના સંદર્ભમાં આટલા બધા સભ્યોની બનેલી સમિતિમાં માત્ર અમે બે જ જણ ૪ કરોડ ૩૦ લાખ લોકોની ફરિયાદોને વાચા આપવા માટે છીએ અને સમિતિ સંમત થશે કે એ ફરિયાદો ભારતમાંની બીજી કોઈપણ કોમના કેસ કરતાં અભૂતપૂર્વ છે. આ કાર્ય ખરેખર વિરાટ છે અને આ કેસ રજૂ કરવામાં મને વધુ સમય આપવો જોઈએ એમ મારી અપેક્ષા છે. હું અને મારા સાથી રાવ બહાદુર શ્રીનિવાસન આ પરિષદ સમક્ષ લેખિત યાદી રજૂ કરવાનું હિતાવહ સમજ્યા, જેમાં સ્પષ્ટ ભાષામાં જણાવ્યું છે કે ભારતના ભાવિ બંધારણમાં રાજકીય સલામતીઓ તરીકે દલિતોને શેની ઈચ્છા છે. એ યાદી આ સમિતિના દરેક સભ્યને આપી છે. દલિતોનો કેસ આ સમિતિના સભ્યો પાસે છે એ હકીકત જોતાં હું એ કેસ રજૂ કરવા માટે વધુ સમય અધ્યક્ષ

પાસેથી નથી માગતો. સમિતિના સભ્યો પાસે છે તે યાદીમાં મેં શું જણાવ્યું છે ે ભારપૂર્વક જણાવવા હું સારાંશ રજૂ કરીશ.

મહોદય, મારૂ પહેલું અવલોકન એ છે કે જેને રાજકીય માન્યતાની જરૂર હોય તેવી ભારતમાં જુદી જુદી લઘુમતી કોમો છે તેમ છતાં એ સમજવું જોઈએ કે લઘુમતીઓ એક જ સ્થિતિમાં નથી, અને તેઓ એકબીજાથી જુદી પડે છે. તેઓ બહુમતી કોમન વિરુધ્ધમાં દરેક લઘુમતી ધરાવે છે તેવી સામાજિક ભૂમિકામાં જુદી પડે છે.

દા.ત. પારસી કોમ, જે ભારતમાં સૌથી નાની લઘુમતી છે, અને તેમ છતાં બહુમત કોમની સાથેની તેની સામાજિક ભૂમિકા જોતાં તે કદાચ અગ્રતાક્રમની દૃષ્ટિએ સૌથ ઉચ્ચ છે.

બીજી બાજુ, જો આપ દલિતોને લો, તો તેઓ ભારતમાં મોટી મુસ્લિમ લઘુમત પછીના ક્રમે આવે છે અને તેમ છતાં તેઓનું સામાજિક ધોરણ સામાન્ય માનવીઓન સામાજિક ધોરણ કરતાં ઊતરતું છે.

જો આપ લઘુમતીઓ લો અને તેમનું વર્ગીકરણ સામાજિક અને રાજકીય અધિકારોના ધોરણે કરો તો આપને જણાશે કે અમુક લઘુમતીઓ એવી છે જેઓ સામાજિક અને રાજકીય અધિકારો ભોગવે છે અને તેઓ લઘુમતીમાં છે તે હકીક તેવા નાગરિક અધિકારોના તેમના પૂર્ણ અને મુક્ત ઉપભોગમાં આડે નથી આવતી પરંતુ જો આપ દલિતોનો કેસ લો તો સ્થિતિ સંપૂર્ણ ભિન્ન છે. તેઓને અમુક બાબતોમ કોઈ અધિકારો નથી અને જો કોઈ હોય તો પણ બહુમતી કોમ તેઓને તેનો ઉપભોગ કરવાની પરવાનગી આપતી નથી.

તો આ સમિતિ સમક્ષ મારી પહેલી રજૂઆત એ છે કે તેને એનો ખ્યાલ આવવ જોઈએ કે તમામ લઘુમતીઓ એક જ નૌકામાં હોવા છતાં સૌથી મહત્ત્વની યા રાખવાની હકીકત એ છે કે તેઓ તમામ એકજ નૌકામાં એક જ વર્ગમાં નથી. કેટલી 'એ' વર્ગમાં પ્રવાસ કરે છે, કેટલીક 'બી' વર્ગમાં પ્રવાસ કરે છે અને કેટલીક 'સી વર્ગમાં પ્રવાસ કરે છે. મારા મનમાં જરાય શંકા નથી કે દલિતો લઘુમતી હોવા છત બીજી લઘુમતીઓની જેમ એક જ નૌકામાં "સી" કે "ડી" વર્ગમાં ય નથી પરંતુ તેઓ ખરેખર તો બંદીખાનામાં છે.

એ દૃષ્ટિકોણથી શરૂ કરીએ તો હું કબૂલ કરૂ છું કે અમુક બાબતોમાં દલિતોની સ્થિતિ ભારતમાંની બીજી લઘુમતીઓની જેવી જ છે. દલિતોને બીજી લઘુમતીઓની સાથે એવો ભય છે કે ભારતના ભાવિ બંધારણ હેઠળ બહુમતી શાસન સ્થપાશે અને એવું બહુમતી શાસન રૂઢિચુસ્ત હિંદુઓનું શાસન હશે - ન્યાય, સમાનતા અને સ્વચ્છ અંતઃકરણના આદર્શોનું ઉલ્લંઘન કરતી રૂઢિચુસ્ત હિંદુ માન્યતાઓ અને પૂર્વગ્રહોવાળી બહુમતીનો ભારે મોટો ભય લાગે છે, મોટો ભય એ પણ લાગે છે કે કાયદામાં કે વહીવટમાં કે નાગરિકતાના બીજા જાહેર અધિકારોમાં લઘુમતીઓ પ્રત્યે ભેદભાવ રાખવામાં આવશે, અને તેથી લઘુમતીઓની સ્થિતિને એવી રીતે સલામત બનાવવી જરૂરી છે કે જેનો ભય લાગે છે તેવા ભેદભાવને સ્થાન મળે નહિ.

તેમ છતાં, એ દૃષ્ટિકોણથી એવું પૂછવામાં આવે છે કે લઘુમતીઓને વિધાનમંડળમાં અને કારોબારીમાં પ્રતિનિધિત્વ મળશે , અને બંધારણમાં એવી જોગવાઈ કરવામાં આવશે કે ભારતનાં ભાવિ વિધાનમંડળમાં - પ્રાંતિક વિધાનમંડળમાં અને કેન્દ્રીય વિધાનમંડળમાં તેઓની વૈધાનિક સત્તાઓ ઉપર અમુક નિયંત્રણો મૂકવામાં આવશે જેનાથી બહુમતીઓને તેઓની વૈધાનિક સત્તાનો દુરૂપયોગ કરવામાંથી એવી રીતે અટકાવવામાં આવશે કે જેથી કરીને તેઓ એક નાગરિક અને બીજા નાગરિક વચ્ચે ભેદભાવ ઊભો કરતા કાયદાઓ ઘડી ન શકે. આ સંજોગ - આ ભેદભાવનો ભય તમામ લઘુમતીઓમાં એકસરખો છે, અને દલિતોના પ્રતિનિધિ તરીકે હું, આ બાબતમાં બીજી લઘુમતીઓએ કરેલી માગણીમાં જોડાઉં છું.

હવે, ભારતમાંની બીજી લઘુમતી કોમો કરતાં દલિતો કઈ રીતે જુદી પડે છે તે સંજોગોની વાત કરીશ. સૌ પ્રથમ, દલિતોને હાલના સંજોગોમાં બીજી કોમો કાયદા દ્વારા ભોગવે છે તેવા અમુક નાગરિક અધિકારોનો હક નથી. હાલની પરિસ્થિતિમાં દલિતોને નાગરિક અશકતતાઓને કારણે સહન કરવું પડે છે.

પોલીસમાં અથવા લશ્કરમાં નોકરીની વાત કરું. ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં એવી જોગવાઈ છે કે હિઝ મેજેસ્ટીના કોઈ પણ પ્રજાજનને તેની જ્ઞાતિ, ધર્મ કે રંગના કારણે કોઈપણ જાહેર સેવામાં નોકરીના અધિકારથી વંચિત રાખવામાં આવશે નહિ. તેને લક્ષમાં રાખીને, જાહેર ખાતામાં નોકરી માટે નિયત કરેલી કસોટીને પૂર્ણ કરવામાં જે શક્તિમાન હોય તેવા દલિતકોમના દરેક સભ્યને જાહેરખાતામાં

પ્રવેશવાનો અધિકાર હોવો જોઈએ. પણ આપણે શું જોઈએ છીએ ? જો કોઈ દલિત પોલીસ ખાતામાં નોકરી માટે અરજી કરે તો તો સરકારના કારોબારી અધિકારીઓ તેને ચોખ્ખું સંભળાવી દે છે ક કોઈ પણ દલિતને પોલીસ ખાતામાં નોકરીમાં રાખી શકાય નહિ કારણ કે તે અસ્પૃશ્ય છે. લશ્કરમાં પણ આ જ પરિસ્થિતિ છે. ૧૮૯૦ સુધી સમગ્ર મદ્રાસ લશ્કરમાં અને સમગ્ર મુંબઈ લશ્કરમાં દલિતોને લેવામાં આવતા હતા ભારતના ઈતિહાસની તમામ મહાન લડાઈઓ મુંબઈ ઈલાકામાં અને મદ્રાસમાં દલિત સિપાઈઓની મદદથી લડવામાં આવી હતી. તેમ છતાં ૧૮૯૨માં એક વિનિયમ કરવામાં આવ્યો હતો જેનાથી દલિતોને લશ્કરી સેવામાં પ્રવેશ નિષેધ ફરમાવાયો હતો. અને આજે પણ આપ વિધાન પરિષદમાં પ્રશ્ન પૂછો કે આમ શા માટે કરાયું છે તો જવાબ મળે છે કે અસ્પૃશ્યતાનાં કારણે આ વર્ગોની ભરતીમાં વિકટ મુશ્કેલીઓ ઊભી થાય છે.

આ અશક્તતા, કાયદાએ મૂકેલી અશક્તતાના જેટલી જ અસરકારક છે અને ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમને નિરર્થક બનાવી દે છે.

દલિતોને તેઓની મુસાફરીમાં જાહેર ધર્મશાળામાં રહેવામાં મુશ્કેલી નડે છે. તેઓને જાહેર શાળાઓમાં પ્રવેશની મુશ્કેલી નડે છે. તેમણે કરવેરા આપીને બંધાયેલા કૂવામાંથી પાણી ભરવામાં તેમને મુશ્કલી નડે છે.

દલિતોને જુદા પાડનારો અધમ ભેદભાવ એ છે કે વિશ્વમાં ક્યાંય ન હોય તેવા સામાજિક ત્રાસનો દલિતો ભોગ બનતા હોય છે. દલિતોની સ્થિતિની તપાસ કરવા ૧૯૨૮માં મુંબઈ સરકારે નીમેલી સમિતિના અહેવાલમાંથી એક ઉતારો પેટા-સમિતિને હું વાંચી સંભળાવું છું.

"દલિતોને તમામ જાહેર ઉપયોગી સ્થળોએ પ્રવેશ મળે તે અંગેના જુદા જુદા ઉપાયોની અમે ભલામણ કરી છે તેમ છતાં અમને ડર છે કે લાંબા સમય સુધી તેઓને આ અધિકારોનો ઉપયોગ કરવામાં મુશ્કેલીઓ નડશે. પહેલી મુશ્કેલી એ છે કે તેઓની સામે રૂઢિચુસ્ત વર્ગો ખુલ્લી હિંસા આચરશે. દરેક ગામમાં દલિતો નાની લઘુમતીમાં હોય છે. તેમની સામે રૂઢિચુસ્તોની મોટી બહુમતી હોય છે જેઓ દલિતો તરફથી થનારા કોઈ પણ આક્રમણમાંથી પોતાનાં હિતો અને ગૌરવનું રક્ષણ કરવા કટિબધ્ધ હોય છે.

રૂઢિચુસ્ત વર્ગો દ્વારા હિંસાના ઉપયોગ પર પોલીસ કેસ થવાની બીકથી મર્યાદા આવી છે, પરિણામે આવા કેસો જૂજ હોય છે."

"બીજી મુશ્કેલી દલિતોની આર્થિક સ્થિતિના કારણે છે. ઈલાકાના મોટા ભાગમાં દલિતોને આર્થિક સ્વાતંત્ર્ય નથી. કેટલાક દલિતો રૂઢિચુસ્ત વર્ગોના ગણોતિયાઓ તરીકે જમીન ખેડે છે. બીજા કેટલાક રૂઢિચુસ્ત વર્ગો દ્વારા ખેતમજૂરો તરીકે કામે રખાય છે અને બાકીના દલિતો ગ્રામ સેવકો તરીકે કરેલી નોકરીના બદલામાં રૂઢિચુસ્ત વર્ગોએ આપેલા ખોરાક અને અનાજ પર નભે છે . રૂઢિચુસ્તવર્ગો તેમનાં ગામોમાં દલિતો પોતાના અધિકારોનો ઉપયોગ કરવાની હિંમત કરે તો આર્થિક સત્તાનો તેમની સામે હથિયાર તરીકે ઉપયોગ કરે છે. તેઓને પોતાની જમીનો પરથી કાઢી મૂકે છે, તેમનો રોજગાર અટકાવી દે છે અને ગ્રામ સેવકો તરીકેનું તેઓનું મહેનતાણું બંધ કરી દે છે. આ બહિષ્કાર એટલા મોટા પાયા પર હોય છે કે દલિતોને સામાન્ય માર્ગો પરથી જતાં -આવતાં અટકાવી દેવાય છે અને ગામના વાણિયા દ્વારા અપાતી રોજબરોજની જરૂરી ચીજવસ્તુઓ બંધ કરી દેવાય છે. ઘણીવાર નાનાં કારણોમાંથી દલિતોનો સામાજિક બહિષ્કાર કરાય છે. આમ તો ઘણીવાર, દલિતો સામાન્ય કૂવાનો ઉપયોગ કરે તેમાંથી આવો બહિષ્કાર કરાતો હોય છે પણ દલિતો જનોઈ પહેરે કે જમીનનો ટુકડો ખરીદે કે સારાં કપડાં પહેરે કે ઘરેણાં પહેરે કે લગ્નનો વરઘોડો જાહેર માર્ગ પર થઈને કાઢે ત્યારે પણ સખત બહિષ્કાર કરાય છે."

"દલિતોના દમન માટે શોધી કઢાયેલા આ સામાજિક બહિષ્કાર કરતાં વધુ અસરકારક બીજું કોઈ શસ્ત્ર અમે જાણતા નથી. ખુલ્લી હિંસા તેની સામે ફિક્કી પડી જાય છે કારણ કે સામાજિક બહિષ્કારની દૂરગામી અસરો બહુ ખતરનાક હોય છે. એ બહુ ભયંકર છે કારણ કે તે વ્યવહારની સ્વતંત્રતાના સિધ્ધાંત સાથે સુસંગત એવી કાયદેસરની પધ્ધતિ બની જાય છે. દલિતોના ઉધ્ધાર માટે જરૂરી વાણી અને કાર્યની સ્વતંત્રતાની બાંયધારી જો આપણે તેઓને આપવી હોય તો બહુમતીના આ જુલમને આપણે મક્કમ હાથે દબાવી દેવો જોઈએ એ અંગે આપણે સંમત છીએ."

બીજી કોઈપણ કોમ કરતાં દલિતોને જેનો ભય છે તે ત્રીજી વાત એ છે કે નવા વિધાનમંડળમાં તેમને જે કાંઈ પ્રતિનિધિત્વ અપાય તે હંમેશાં બહુ નાની લઘુમતીમાં હશે, પરિણામે દલિતો તરફનું રૂઢિચુસ્ત વર્ગોનું ધૃણાજનક વલણ જોતાં દલિતોનાં હિતોની

સદંતર ઉપેક્ષા કરવામાં આવે છે અથવા એવું કંઈક કરવામાં આવે છે જેનાથી તેઓનાં હિતને બાધા આવે.

દલિતોને અસર કરતા આ ખાસ સંજોગો સામે અમે નીચેની સલામતીઓની દરખાસ્ત કરીએ છીએ. સૌ પ્રથમ, અમે બંધારણમાં મૂળભૂત અધિકાર દાખલ કરવા માગીએ છીએ જેનાથી "અસ્પૃશ્યતા" ને તમામ જાહેર હેતુઓ માટે ગેરકાયદેસર જાહેર કરાય. અમે બંધારણ અંગે સંમતિ આપીએ તે પહેલાં આ સામાજિક અભિશાપમાંથી અમે મુક્તિ માગીએ છીએ. બીજું, આ મૂળભૂત અધિકારના કારણે અત્યાર સુધી કરાયેલી તમામ અશક્તતાઓ અને તમામ ભેદભાવો ગેરકાયદેસર, અમાન્ય અને રદબાતલ થઈ જવી જોઇએ. બીજું, અમે સામાજિક ત્રાસ સામે કાયદો માગીએ છીએ. પછી, અમે એ માગીએ છીએ કે જુલમ કે દમનનાં કાર્યો બદલ તાજના કારોબારી અધિકારીઓની જવાબદારી અસરકારક બનાવવી જોઈએ. હાલમાં ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમો ૧૧૦ અને ૧૧૧ હેઠળ તે જવાબદારી વાસ્તવિક નથી. અને છેલ્લે, અમે પૂર્વગ્રહ કે ઉપેક્ષાનાં કાર્યો સામે કેન્દ્ર સરકારને અપીલ કરવાનો અધિકાર માગીએ છીએ અને તેમાં નિષ્ફળ જવાય તો સેક્રેટરી ઓફ સ્ટેટને અપીલ કરવાનો અધિકાર માગીએ છીએ અને અમે માગીએ છીએ કે અમારા કલ્યાણ માટે ભારત સરકારમાં ખાસ વિભાગ ઊભો કરવામાં આવે.

દલિતોના કેસો અને તેઓને જોઈતી સલામતીઓની આ સામાન્ય વાત થઈ. હવે સૌથી અગત્યની બાબત એટલે કે વિધાનમંડળમાં પૂરતા પ્રતિનિધિત્વના તેમના અધિકાર વિશે હું કહીશ. હવે, દલિતોને પ્રતિનિધિત્વ આપવાના પ્રશ્ને આપણે સંપૂર્ણ એકમત છીએ કે તેવું પ્રતિનિધિત્વ નિયુક્તિ દ્વારા નહિ પણ ચૂંટણી દ્વારા રહેશે. નિયુક્તિની પધ્ધતિએ દલિતોને કરેલું નુકસાન ધૃણાસ્પદ છે. આ પધ્ધતિથી દલિતોને કદી પણ સાચું અને સ્વતંત્ર પ્રતિનિધિત્વ મળ્યું નથી. તેથી કોઈપણ સંજોગોમાં દલિતો નિયુક્તિ દ્વારા પ્રતિનિધિત્વ સ્વીકારશે નહિ.

સંયુક્ત કે અલગ મતદારમંડળોના પ્રશ્ન અંગે અમારી સ્થિતિ આવી છે - જો આપ અમને પુખ્ત મતાધિકાર આપો તો દલિતો સંયુક્ત મતદારમંડળો અને અનામત બેઠકો સ્વીકારશે, પરંતુ જો આપ અમને પુખ્ત મતાધિકાર નહિ આપો તો અમારે અલગ મતદારમંડળો મારફત પ્રતિનિધિત્વની માગણી કરવી જોઈએ.

હવે, બેઠકોની સંખ્યાના પ્રશ્ન અંગે, તે સંખ્યા કેટલી હોવી જોઈએ તે અમે ચોક્કસ કહી શકીએ નહિ, સિવાય કે અમે કોઈ પણ પ્રકારનો અન્યાયી ભેદભાવ સહન કરીશું નહિ. અમે વ્યવહારની સમાનતાના આગ્રહી છીએ. પણ આ સમગ્ર પ્રશ્ન સંપૂર્ણરીતે સાપેક્ષ પ્રશ્ન છે. એ એવો પ્રશ્ન છે જેનો નિર્ણય બીજી લઘુમતી કોમોને રાખવામાં આવનારી બેઠકોને લક્ષમાં લઈને જ કરી શકાય. અમે દલિતો અમારી અને હિંદુઓ વચ્ચે સંપૂર્ણ વિભાજન માગીએ છીએ, પહેલી વાત આ છે. અમને રાજકીય હેતુઓ માટે હિંદુઓ કહેવામાં આવે છે, પણ સામાજિક દૃષ્ટિએ હિંદુઓએ અમને ક્યારેય તેઓના ભાંડુઓ ગણ્યા નથી. તેઓએ અમારી સંખ્યાથી, અમને આપેલી મતશક્તિથી તમામ રાજકીય ફાયદો ઉઠાવ્યો છે, પણ બદલામાં અમને કંઈ જ મળ્યું નથી. અમને જે કાંઈ મળ્યું છે તે, હિંદુઓ જેમને હિંદુ નથી કહેતા એવી બીજી કોમોની સાથે તેમણે જે વ્યવહાર કર્યો છે તેનાથી બદતર વ્યવહાર અમને મળ્યો છે તે છે.

બીજી વાત છે મહત્ત્વ આપવાનો પ્રશ્ન. હવે આ પધ્ધતિનો દુરુપયોગ કરાયો છે. હું આ મહત્ત્વ કે વજૂદ આપવાના સિધ્ધાંતની વિરૂધ્ધ નથી. હું એવો સિધ્ધાંત નથી સ્વીકારતો કે તમામ સંજોગોમાં દરેક લઘુમતીને તેના વસ્તીના પ્રમાણ પૂરતી મર્યાદિત રાખવી જોઈએ. કોઈ લઘુમતી એટલી બધી નાની હોય કે તેની વસ્તીનો ગુણોત્તર તેને એવું પ્રતિનિધિત્વ આપે કે જે તેના રક્ષણ માટે સંપૂર્ણ અપૂરતું હોય. તેથી, જો આપ લઘુમતીનું રક્ષણ પૂરતા પ્રમાણમાં અને વાસ્તવિક રીતે કરવા માગતા હો તો અમુક સંજોગોમાં આ મહત્ત્વ કે વજૂદ આપવાનો સિધ્ધાંત મંજૂર રાખવો પડશે. પણ મહત્ત્વ કે વજૂદ આપવાની બાબતને અમુક એકસરખા અને તર્કગમ્ય સિધ્ધાંતને અધીન રાખવી પડશે. અમારા મતે મહત્ત્વ કે વજૂદની મંજૂરી આપવી જોઈએ કારણ કે લઘુમતી નબળી છે - કાં તો સંખ્યાની દૃષ્ટિએ અથવા તો તેની સામાજિક સધ્ધરતા નીચી છે અથવા તો બીજા સાથે સરખાવતાં તેની શૈક્ષણિક [illegible] પછાત છે અથવા તો તેની આર્થિક શક્તિ એટલા પ્રમાણમાં પૂરતી નથી તેને [illegible] કોમો સાથે યુધ્ધની સમાન ભૂમિકાએ સ્થાપી શકે.

[illegible] : તદ્દન સાચી વાત છે.

ડૉ. આંબેડકર : પરંતુ હું એ નથી સમજી શકતો કે મહત્ત્વ કે વજૂદ રાજકીય મહત્ત્વ કે નિષ્ઠા કે બ્રિટિશ સરકારની બજાવેલી સેવાના ધોરણે કઈ રીતે આપી શકાય.

મને લાગે છે કે જો આપણે એ સિધ્ધાંત સ્વીકારીએ તો આપણે બહુ મુશ્કેલ સંજોગોમાં આવી પડશું જેમાંથી મુક્ત થવાનું આપણા માટે કઠિન બનશે.

હવે, કેન્દ્રીય વિધાનમંડળમાં દલિતોના પ્રતિનિધિત્વના પ્રશ્નની વાત કરીએ. જો આપ કેન્દ્રીય વિધાનમંડળની ચૂંટણી માટે પુખ્ત મતાધિકાર આપો તો અલબત્ત દલિતો વિધાનમંડળમાં અલગ પ્રતિનિધિત્વની માગણી કરશે અને બીજી કોમોને ફાળવાયેલી બેઠકોની સાથે સાથે તેમને પણ તેટલી જ બેઠકો ફાળવાય એવી માગણી કરશે. પરંતુ જો આપનું પ્રતિનિધિત્વ મતાધિકાર દ્વારા થવાનું હોય કે જે બહુ ઊંચું છે અને મિલકત પર આધારિત છે અને એટલું ઊંચું છે કે દલિતોને કદાચ સંપૂર્ણપણે બાકાત રાખવામાં આવે તો મને ડર છે કે દલિતો કેન્દ્રીય વિધાનમંડળમાં આડકતરી ચૂંટણીની માગણી કરશે જેમાં, પ્રાંતિક વિધાનમંડળમાં, મ્યુનિસિપાલિટીઓમાં અને જિલ્લા લોકલ બોર્ડોમાં દલિત સભ્યોનાં બનેલાં મતદારમંડળો દ્વારા ચૂંટણીનો સમાવેશ થશે.

અંતમાં, લઘુમતી પ્રતિનિધિત્વનો આ આખો ય પ્રશ્ન સમગ્ર પરિસ્થિતિનો ચાવીરૂપ મુદ્દો છે અને જો બહુમતી કોમ ઈચ્છે કે તેઓ જેને સાર્વભૌમ દરજ્જો કહે છે તે ભારતને આપનાર બંધારણ ઘડવામાં તમામ લઘુમતી કોમો તેઓની સાથે જોડાય અથવા આપણે જેને લોકો દ્વારા, લોકો માટેની અને લોકોના નામે હોય તેવી સરકાર કહીએ છીએ તે સરકાર લાવવામાં તમામ લઘુમતી કોમો તેઓને સહયોગ આપે તો બહુમતી કોમે એ જોવું જોઈશે કે લઘુમતીઓના તમામ ભય શાંત થઈ જાય. નહિતર, સાર્વભૌમ દરજ્જો માગવાનું જોખમ લેવાનું અમારા માટે શક્ય બનશે નહિ.

## પાંચમી બેઠક - તા. ૧૪મી જાન્યુઆરી, ૧૯૩૧

**અધ્યક્ષ :** હમણાં જે દરખાસ્ત કરવામાં આવી તેનાથી આપણી સમક્ષ પડેલા અહેવાલના મુસદ્દાને સ્વીકારવાનું અશક્ય બનશે, કારણ કે તે સમગ્ર સંજોગોને ફેરવી નાખે છે. જો આપ સંમત થાવ તો હું હમણાં આ પેટા-સમિતિને મોકુફ રાખું અને હું એમ પણ સૂચવું છું કે હું અધ્યક્ષસ્થાને રહીશ અને જેઓને ખાસ રસ હોય તેવાને જણાવીશ કે આપણે મળીશું જેમાં ડૉ. આંબેડકરનો સમાવેશ થશે.

**ડૉ. આંબેડકર :** આપનો આભાર.

અધ્યક્ષ: જરૂર, આપણે એમનો સમાવેશ કરીશું અને જોઈશું કે અભિપ્રાયોની આપ-લે દ્વારા સામસામે બેસીને આપણે કંઈક સંમતિ પર આવીએ.

સર પી. સી. મિત્તર : એ ચર્ચાઓમાં હું જોડાઈશ.

ડૉ. આંબેડકર : આપણે હમણાં આ દરખાસ્તો સાંભળી અને નિકાલની ટકાવારી જોઈ પરંતુ ખરેખર મને એમ લાગે છે કે જો આપ આ તમામને ભેગી કરો તો તે ૧૦૦ ટકાથી ઉપરની છે એટલું જ નહિ પરંતુ તેમાં પંજાબ, બંગાળ અને બીજા પ્રાંતોમાંની ઘણી બીજી કોમોનો ખ્યાલ રાખવામાં આવ્યો નથી. આ સંજોગોમાં શીખો, મુસ્લિમો અને હિંદુઓ ૪૯ અને ૨૦ અને એ પ્રમાણે પચાવી પાડશે પછી બીજા લોકો માટે બાકી શું રહ્યું ? તેઓને પણ લક્ષમાં લેવાના છે કે નહિ ? એ બહુ ગંભીર પ્રશ્ન છે.

કર્નલ ગિડની : ડૉ. આંબેડકરે જે કહ્યું તેને મારૂ સમર્થન છે. એ નક્કી છે કે આપ રાજકીય રૂપિયો નથી લેવાના અને મોટી કોમોને ૧૫ આના અને ૯ પાઈ આપીને ૩ પાઈ બીજી કોમોને ઝૂંટાઝૂંટ કરવા આપશો. નાની કોમો વતી હું કહું છું કે આ વિતરણમાં આપણો પણ કંઈક અવાજ હોવો જોઈએ.

અધ્યક્ષ : હા, એ મુદ્દો છે ખરો, મને લાગે છે કે આ બાબત આપણે નાના સમૂહ સાથે ચર્ચીએ ત. ધુ સારું; થોડીક વાર, પણ અનૌપચારિક રીતે.

મિ. ફૂટ : અને નોંધ કશી નહિ લેવાની ?

અધ્યક્ષ : હું અધ્યક્ષસ્થાને રહીશ. આપ સંમત હશો તો હું જોઈશ કે સર મુહમ્મદ શફીએ કરેલા બહુ આશાસ્પદ સૂચનથી ઉઘડેલી સ્થિતિને સુધારવા માટે શું કરી શકાય તેમ છે.

## છઠ્ઠી બેઠક - તા. ૧૬મી જાન્યુઆરી, ૧૯૩૧

અધ્યક્ષ : "જુદી જુદી કોમોના સાંસ્કૃતિક અને ધાર્મિક જીવનને સલામતી આપતા અને દરેક વ્યક્તિને નાતજાતના ભેદભાવ વગર મળી શકતા મૂળભૂત અધિકારોની જાહેરાતનો બંધારણમાં સમાવેશ કરવો" અને એ બધું; "મુક્ત ઉપયોગ" અને એ બધું.

**રાજા નરેન્દ્રનાથ :** હું દરખાસ્ત કરૂ છું કે આપણે એમ કહીએ કે "મુક્ત અને સમાન ઉપયોગ."

**અધ્યક્ષ :** "તેના કે તેણીના આર્થિક, સામાજિક અને નાગરિક અધિકારોનો."

**રાજા નરેન્દ્રનાથ :** મને નથી લાગતું કે આપણે "તેના કે તેણીના" માગીએ છીએ. આપણે એમ ન કહી શકીએ કે "નાગરિકો દ્વારા આર્થિક, સામાજિક અને નાગરિક અધિકારોનો મુક્ત અને સમાન ઉપયોગ" ?

**અધ્યક્ષ :** "સમાન" એમાં કંઈ વજૂદ ખરૂ. બીજી બાબતોનું મહત્ત્વ નથી.

**રાજા નરેન્દ્રનાથ :** મારૂ સૂચન છે કે આપણે એમ કહેવું જોઈએ કે "મુક્ત અને સમાન ઉપયોગ."

**અધ્યક્ષ :** હકીકતમાં તો એ ડૉ. આંબેડકરનો પ્રશ્ન છે.

**રાજા નરેન્દ્રનાથ :** "સમાન" એ શબ્દ, ડૉ.આંબેડકરના પ્રવચનમાં વપરાયો હતો.

**સર એમ.શફી :** હું માનું છું "મુક્ત"માં તે આવી જાય છે.

**ડૉ.શફાઅત એહમદ ખાન :** મને લાગે છે કે એ જેમ છે તેમ રહેવો જોઈએ.

**અધ્યક્ષ :** એમાં કહેવાયું છે કે, "અને દરેક વ્યક્તિને મળી શકતા.....મુક્ત ઉપયોગ." તમે સમાન ઉપયોગ ન મેળવી શકો કારણ કે સમાન એ લક્ષણ અધિકારોનો ઉપયોગ કરતી વ્યક્તિનું છે.

**રાજા નરેન્દ્રનાથ :** મારો મતલબ છે અધિકારોમાં સમાનતા; સમાન અધિકારો.

**શ્રી ચિંતામણી :** હું "સમાન" એનું ખાસ ઔચિત્ય જોતો નથી.

**રાજા નરેન્દ્રનાથ :** એ ડૉ. આંબેડકરના મુસદ્દામાં વપરાયો છે.

**અધ્યક્ષ :** તમે દરેક વ્યક્તિને તે તેના અધિકારોનો મુક્ત ઉપયોગ કરે એમ કરી શકો, પરંતુ જો સમાનતાના અર્થમાં તે તેમનો ઉપયોગ ન કરે તો તેણે જોવાનું છે, સરકારે નહિ.

રાજા નરેન્દ્રનાથ : "તેના કે તેણીના" બહાર આવી શકે છે એમ હું માનું છું.

ડૉ.આંબેડકર : ફકરાના અંતમાં "અધિકારો" એ શબ્દ પહેલાં " ભેદભાવ વગર" એ શબ્દો ઉમેરવા જોઈએ એમ હું માનું છું.

અધ્યક્ષ : તેમાં એમ કહેવાયું જ છે કે "નાત, જાત, ધર્મ કે લિંગના ભેદભાવ વગર."

ડૉ.આંબેડકર : હું "અસ્પૃશ્યતા" એ શબ્દ માગું છું. આપ ત્યાં એ ઉમેરો !

અધ્યક્ષ : ...."અસ્પૃશ્યતા !" તમારી પાસે નાત, જાત તો છે જ.

ડૉ. મૂંજે : મને લાગે છે એ બરાબર છે.

ડૉ. આંબેડકર : બાબતોને વધુ સારી રીતે સમજાવવા માટે એ શબ્દ ઉમેરવો જોઈએ.

અધ્યક્ષ : આપણે એવો દસ્તાવેજ તૈયાર ન કરીએ કે જેને જોઈને લોકો હસે કે આ કેવા શબ્દોમાં તૈયાર કરાયો છે.

ડૉ. આંબેડકર : મને લાગે છે કે આપણે જ્ઞાતિ અને અસ્પૃશ્યતા વચ્ચે ભેદ પાડવો જોઈએ. ઘણા લોકોની જ્ઞાતિ હોય છે પરંતુ તેઓને અસ્પૃશ્યતાની મુશ્કેલી નડતી નથી હોતી.

રાજા નરેન્દ્રનાથ : મુસ્લિમોની પણ જ્ઞાતિ હોય છે.

દીવાન બહાદુર રામચંદ્ર રાવ : અસ્પૃશ્યોમાં પણ જ્ઞાતિ હોય છે . "જ્ઞાતિ" એ વ્યાપક શબ્દપ્રયોગ છે.

મિ.ફુટ : મહત્ત્વનો ફેરફાર ન હોય, તો મને લાગે છે કે આ તબક્કે ફેરફાર કરવો મોડું ગણાય.

ડૉ. આંબેડકર : હું એમ કહીશ કે, "અસ્પૃશ્યતા કે બીજા કોઈ કારણે સામાજિક અને નાગરિક અધિકારો."

અધ્યક્ષ : અસ્પૃશ્યતા એ સામાજિક અધિકારોનું ઉલ્લંઘન છે, અને જો તમે તેને સ્પષ્ટ રીતે સંક્ષિપ્ત ન બનાવો તો તે બાકાત રહી જશે. જો તમે વ્યાપક સિધ્ધાંતને

ખાસ રીતે લાગુ પાડો તો એનો અર્થ સંકુચિત થઈ જાય છે. જો તમે તમારા વ્યાપક સિધ્ધાંતને મજબૂત બનાવો તો તેને લાગુ પાડવા પૂરતો તે, કોઈ અમુક ફરિયાદને તે લાગુ પાડવા કરતાં વધુ સુરક્ષિત બની જાય છે.

**ડૉ. આંબેડકર :** એ સાચું છે, પણ હું એમ તો કહીશ જ કે અર્થઘટનનોપ્રશ્ન આવશે જ, અને આ અહેવાલ અંગેની કામગીરી જે કોઈ કરે તેણે એ સમજી લેવું જોઈશે કે અસ્પૃશ્યતાના કારણે કોઈપણ અશક્તતા નાખવાનો પેટા-સમિતિનો ઈરાદો ન હતો.

**અધ્યક્ષ :** જો એમ જ હોય, અને તેમાં કશી શંકા હોય, તો હું સમિતિનો અભિપ્રાય લઈને એની પતાવટ કરીશ. ડૉ.આંબેડકર, આપ હજી ચાલુ રાખો છો ?

**ડૉ. આંબેડકર :** મને ડર છે કે મહોદય, મારે ચાલુ રાખવું પડશે. મારી અસંમતિની નોંધ કરશો કે આની સ્પષ્ટતા કરાય તેવું હું ઈચ્છું જ છું.

**અધ્યક્ષ :** એવું સૂચન છે કે "ભેદ" એ શબ્દને બદલે "ભેદભાવ" એ શબ્દ મૂકવો, જેથી એમ વંચાય કે, "નાત જાતના ભેદભાવ વગર."

**ડૉ. આંબેડકર :** હા, એ ચાલશે.

**અધ્યક્ષ :** એ બરાબર રહેશે ને ?

**ડૉ. આંબેડકર :** એ બરાબર રહેશે. હું સૂચવું છું કે અંતમાં તે " ભેદભાવ વગર" એમ હોવું જોઈએ."

**અધ્યક્ષ :** બરાબર છે, તો પછી આપ એવો ફેરફાર કરશો ? પછી તે આ પ્રમાણે વંચાશે - ભેદભાવ વગર.

**ડૉ. આંબેડકર :** હા.

**અધ્યક્ષ :** એ સારો સુધારો છે. બીજો, મને લાગે છે ખરાબ બન્યો હોત.

●

**ડૉ. આંબેડકર :** મહોદય, હું સમજું છું તેમ ફકરા ૩ માં આ સમિતિ સમક્ષ જુદી જુદી કોમોએ રજૂ કરેલી માગણીઓનો સારાંશ આપવામાં આવ્યો છે.

અધ્યક્ષ : હા.

ડૉ. આંબેડકર : તે જોતાં હું એવું સૂચન કરૂ છું કે દલિતોએ તેઓની સ્થિતિ બીજી લઘુમતીઓ કરતાં કંઈક અંશે જુદી છે એ હકીકતના કારણે તેઓનાં પોતાનાં હિતમાં ખાસ કરીને જે બીજી માગણીઓ કરી છે તે ઉમેરવી જોઈએ.

મારો કહેવાનો એવો અર્થ નથી કે આ પરિષદે સ્વીકારેલી દરખાસ્ત તરીકે તે ઉમેરવી જોઈએ પણ પૂર્ણતા ખાતર એ માગણીઓ મૂકવી જોઈએ. તેથી હું એવું સૂચન કરૂ છું કે "અધિકારો" એ શબ્દ પછી, આ ફકરામાં નીચેનો ફકરો ઉમેરવો "દલિતોની એવી પણ માગણી છે કે અસ્પૃશ્યતાને - તેની પરિણામ સ્વરૂપ તમામ અરાજકતાઓ સહિત - કાયદા દ્વારા નાબૂદ કરવી જોઈએ અને તેઓને, તેઓના અધિકારોના મુક્ત અને નિર્બંધ ઉપભોગની બાંયધરી આપવી જોઈએ; અને તેઓ એવી પણ માગણી કરે છે કે તેઓના હિતોને બાધ આવે તેવા કેસોમાં ગવર્નર-જનરલને અને સેક્રેટરી ઓફ સ્ટેટને અપીલ કરવાનો તેમને અધિકાર રહે."

અધ્યક્ષ : પરંતુ આપ જોઈ શકો છો તેમ, આ સૂચનોનો અમલ કરી શકાય તેટલા પૂરતું, એ સૂચનો આપણે તૈયાર કરવાની જે વિગતો છે તેમાં આવશે જ.

ડૉ. આંબેડકર : મને એ સ્પષ્ટ સમજાય છે.

અધ્યક્ષ : અંશતઃ વૈધાનિક અને અંશતઃ વહીવટી.

ડૉ. આંબેડકર : પરંતુ મારે જે કહેવું છે તે આ છે, કે ફકરામાં, જુદી જુદી કોમોએ આ સમિતિ સમક્ષ કરેલી રજૂઆતોનો સારાંશ આપ્યો છે તે હકીકત જોતાં, બીજી કોમોને શું જરૂરી છે તે બાદ કરતાં, દલિતોએ તેમના માટે ખાસ પ્રકારે કંઈક માગણી રજૂ કરી હોય તો તે સંપૂર્ણતા તરીકે આમાં આવવી જોઈએ.

અધ્યક્ષ : પરંતુ એ તો કહે છે "ભેદભાવ વગર" અને એવું બધું.

ડૉ. આંબેડકર: આપની માફી ચાહું છું; પરંતુ કોઈપણ વ્યક્તિ સામે ભેદભાવ રાખવામાં આવશે નહિ એમ કહેવું એક વાત છે અને દરેક વ્યક્તિને મુક્ત ઉપભોગની બાંયધરી આપવામાં આવશે એમ કહેવું બીજી વાત છે. હું જાણું છું કે હકીકતમાં અમે હકીકતો સામે નકકર છીએ અને બંધારણે અમને આપેલા અધિકારોનો ઉપભોગ લોકો

અમને નહિ કરવા દે. મને મારા અસ્તિત્વની જેટલી ખાતરી છે તેટલી જ ખાતરી મને એ વાતની છે. મારે કેવળ કાગળ પરની બાંયધરી નથી જોઈતી. આખી કોમ અમારં સામે થઈ જશે અને અમને જે આપ્યું છે તેનો એક દશાંશ પણ ઉપભોગ અમે નહિ કરી શકીએ. તેથી હું ઈચ્છું છું કે બંધારણમાં માત્ર એટલું જ જાહેર કરવું જોઈએ નહિ કે દરેક કોમની જેમ અમને પણ ખાસ અધિકારો રહેશે, પરંતુ બંધારણમાં એવી પણ જોગવાઈ કરવી જોઈએ કે એ અધિકારોના ઉપયોગમાં અમને રક્ષણ મળે તેવા સાધનોપાય પણ રહેશે.

અધ્યક્ષ : મુદ્દો એ છે કે, ધારો કે વિધાનમંડળ આપને અનુકૂળ આવે એવો કાયદો પસાર ન કરે, તો શું બંધારણ તૂટી પડશે ?

ડૉ. આંબેડકર : ના. મારૂ સૂચન આ છે: પરિપત્ર રૂપે ફેરવેલી મારી યાદીમાં મેં અમુક સાધનોપાય સૂચવ્યા છે જે દ્વારા મને લાગે છે કે અમારા અધિકારોના ઉપયોગની બાબતમાં અમારા અધિકારોનું રક્ષણ કરી શકાય. સમિતિ અહીં સંમત ન થઈ શકે કે એમ કરવાનો એ ઉચિત ઉપાય છે; સમિતિ એમ પણ સૂચવે કે તેમ કરવાનાં કેટલાંક બીજાં સાધનો છે. આ બીજાં સાધનોપાયની વિચારણા માટે હું તદ્દન તૈયાર અને ખુલ્લા મનનો છું: પરંતુ હું એ રજૂ કરવા માગું છું કે આ મુસદ્દામાં એ જણાવવું જોઈએ કે દલિતોએ એવું સૂચન કર્યું જ હતું કે તેઓને બીજી કોમો સાથે સમાન ભૂમિકા પર મૂકવામાં આવે છે એવી માત્ર જાહેરાતથી દલિતોને સંતોષ થયો ન હતો; પરંતુ એ અધિકારો તેઓને બંધારણ દ્વારા આપવામાં આવે તેવો તેમણે આગ્રહ રાખ્યો હતો. હું એના કરતાં વિશેષ કંઈપણ માગતો નથી. અને આ અહેવાલ એ રીતે પૂર્ણ થાય તેમ ઈચ્છું છું.

મિ. ફુટ : ડૉ.આંબેડકર પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ સાથે મને એક જ મુશ્કેલી પડી, અને તે એ કે જો તમે પત્રકમાં તમારી સ્થિતિનો ઉલ્લેખ કરવાની શરૂઆત કરો તો તેને માટે બહુ મોટું પૂરૂ પત્રક જોઈશે. આપણી પાસે નોંધ પર કઈ માગણીઓ કરાઈ છે તે મુકાયું જ છે, અને ફકરાં ૧૬ના અંતમાં તે સહાનુભૂતિપૂર્વક અપનાવાયું છે. મને લાગે છે કે જો તમે કોઈ માગણી રજૂ કરવાના હો તો કદાચ તમારે તે આ યાદીમાં પૂરેપૂરી જણાવવાની રહેશે.

**ડૉ. આંબેડકર :** હું ફકરા ૧૬ અંગે કંઈક કહીશ. છેલ્લાં બે વાક્યો દલિતો અંગેનાં છે, અને તેમાં દલિતોને ફાળવવાની બેઠકોનો ઉલ્લેખ છે. એ તો સાવ જુદી જ બાબત થઈ ગણાય. મારે જે કહેવાનું છે તે આ છે કે બંધારણમાં મને અમુક અધિકારો આપવામાં આવે, પણ હું જાણું છું કે ભારતમાં ૯૯ ટકા લોકો મને એ અધિકારોનો ઉપયોગ નહિ કરવા દે. તો પછી એવા કાગળ પરના અધિકારોનો મારે શો ઉપયોગ ? સિવાય કે બંધારણમાં એવી જોગવાઈ કરવામાં આવે કે જો કોઈ પણ વ્યક્તિ મારા અધિકારોનું ઉલ્લંઘન કરે તો તે અમુક શિક્ષાઓને પાત્ર બનશે. હું જે કહું છું તે આ છે. હું આગ્રહ નથી રાખતો કે આ બેઠકમાં મારી દરખાસ્ત અપનાવાય હુ તો એટલું જ માગું છું કે બંધારણને એટલું સંપૂર્ણ બનાવવું જોઈએ કે જેથી કરીને તેમાં, આ પેટા-સમિતિમાં દલિતો વતી મેં જે કહ્યું છે તેનો સમાવેશ થઈ જાય.

**અધ્યક્ષ :** અમને આપની દરખાસ્ત માટે પૂરી હમદર્દી છે અને અમે તેનું સમર્થન કરવા તૈયાર છીએ, પરંતુ મૂળભૂત અધિકારો જાહેર કરવા અંગે બંધારણમાં ફકરો મૂકવો અને તે અધિકારોનું પાલન કરતા કાયદાઓનો મુસદ્દો તૈયાર કરવો એ બે વચ્ચેનો તફાવત વાસ્તવિક તફાવત છે. તમે બંધારણીય જાહેરાતમાં, તેનો અમલ કરતા કાયદાની વિગતો મૂકી શકો નહિ. આપે એ માટે આમ કરવું જોઈએ, જ્યારે આપને આપના બંધારણમાં આપનું પ્રતિનિધિત્વ મળે, જ્યારે આપને અધિકારોની જાહેરાત મળે ત્યારે વિધાનમંડળમાં બીજા લોકોના સહકારથી આપના લોકોના પ્રતિનિધિ તરીકે બંધારણમાંની જાહેરાતને અમલી બનાવતો હોવાનું આપ વિચારતા હો એ કાયદો આપે બનાવવાનો છે, કારણ કે આપના બંધારણમાં વિગતો તરીકે આપ કંઈ પણ મૂકો અને બંધારણ એ બાબતમાં અમલમાં ન આવે તો બંધારણ તદ્દન અમલી બની શકે જ નહિ. તેથી આપ એ દિશામાં જતા નહિ.

**ડૉ. આંબેડકર :** મારી રજૂઆત આ છે. હું આપની સાથે સંપૂર્ણ સંમત છું કે મૂળભૂત અધિકારોની આ જાહેરાતનું કંઈ પરિણામ નથી. અંગત રીતે હું તેને કંઈ મહત્ત્વ આપતો નથી, કારણ કે આખરે તો , વ્યક્તિના અધિકારો જાહેર થાય તેટલું જ વ્યક્તિ માટે મહત્ત્વનું નથી. પરંતુ એ અધિકારોનો અમલ કરાવવા માટેનો ઉપાય પણ તેની પાસે હોવો જોઈએ. જાહેરાતમાંના અધિકારોની એ જ અસરકારક બાંયધરી છે અને તેથી હું ઈચ્છું છું કે બંધારણે મને અમુક સાધનો આપવાં જોઈએ જે દ્વારા,

મને અન્યાય થાય તો હું તેની દાદ માગી શકું. "અસ્પૃશ્યતા" નથી માત્ર એટલું જ કહેવાનો કંઈ અર્થ નથી.

**અધ્યક્ષ :** હકીકતમાં અમને આ મુદ્દો સ્પષ્ટ સમજાઈ ગયો છે એટલે ફરી જણાવવાની જરૂર નથી. પણ ડૉ.આંબેડકર એમ કહે છે કે બંધારણમાંની જાહેરાત એમના માટે પૂરતી નથી, સિવાય કે કાયદા દ્વારા તેનું પાલન કરાવી શકાય તેમ હોય. એ બરાબર છે. કાયદા દ્વારા તેનો અમલ કરાવી શકાય તે માટે, શિક્ષાઓ કરી શકાય તેવો કાયદો પસાર કરવો જોઈએ અને સૌ પ્રથમ ગુનાઓ અને સજાઓ મુકરર કરવાં જોઈએ. આપ આ પ્રકારનો ગુનો ઊભો કરી શકો નહિ. બંધારણ હેઠળ તમને અમુક અધિકારો આપવામાં આવ્યા હોય છે. માની લો કે કોઈ દલિતને આ જાહેરાતનું ઉલ્લંઘન કરીને ખરેખર ત્રાસ અપાય તો શું તે દલિત અદાલતમાં કંઈક દાદ ન માગી શકે ?

**લૉર્ડ રીડિંગ :** અલબત્ત, આપે એને કંઈક ઉપાય તો આપવો જ જોઈએ. આપે તેને દુર્વ્યવહાર ગણવો જોઈએ.

અધ્યક્ષ : શું આપ તેવું બંધારણમાં કરી શકો ?

**લૉર્ડ રીડિંગ :** ના, મને નથી લાગતું એવું કરી શકાય. જો આપ મને ઘડીભર માફ કરો તો કહું કે મને નથી લાગતું કે ડૉ. આંબેડકર તેના માટે આગ્રહ રાખતા હતા. હું સમજયો છું તે પ્રમાણે તેઓ એમ ઈચ્છે છે કે આપણે એવું નિશ્ચિત વિધાન કરીએ કે "મુક્ત ઉપયોગ" વગેરેની કેવળ જાહેરાતથી તેમને સંતોષ થયો ન હતો. તેઓ એમ પણ ઈચ્છે છે કે આ અધિકારોના ભંગ બદલ તેમને રક્ષણ પણ અપાય નહિ ત્યાં સુધી એનો એમને મન કશો અર્થ ન હતો. તેઓ તો એટલું કહીને છૂટી જાય છે. પછી તો તમારે વિચારવાનું છે કે એ ઉપાય હવે પછી શો છે ? હું તો એમને એ પ્રમાણે સમજયો છું.

**ડૉ. આંબેડકર :** મારી પણ એ જ દરખાસ્ત છે.

## અહેવાલના ફકરા ૪ અંગે ચર્ચા

**ડૉ. આંબેડકર :** ફકરા ૪ ના બીજા પેટા-ફકરામાં હું સુધારો સૂચવું છું. "દલિતો"એ શબ્દ પછી "શરૂઆતનો થોડો સમય બાદ કરતાં" એ શબ્દો ઉમેરવા. પછી તે આ રીતે વંચાશે, "અને દલિતોને શરૂઆતનો થોડો સમય બાદ કરતાં સ્વીકાર્ય રહેશે."

**અધ્યક્ષ :** હું માનું છું કે આપે એને સ્વીકાર્ય કર્યો, પરંતુ એ શરતે કે પુખ્ત મતાધિકાર હોય.

**ડૉ. આંબેડકર :** મેં એ દસ વર્ષ સુધી કહ્યું કે અમારે અલગ મતદારમંડળ જોઈએ, પછી ભલે પુખ્ત મતાધિકાર હોય કે ન હોય.

**અધ્યક્ષ :** "અને દલિતોને સંક્રાન્ત સમય પછી સ્વીકાર્ય રહેશે" ?

**ડૉ. આંબેડકર :** હા.

**અધ્યક્ષ :** આપ સંમત છો કે તેનાથી વધુ ચોકસાઈ આવે છે ?

**શ્રી ચિંતામણી :** શું આપણે "પરંતુ એ શરતે કે મતાધિકાર પુખ્ત મતાધિકાર પર આધારિત હોય" એ પરંતુક કમી કરવાનો છે.

**અધ્યક્ષ :** ના, કરાયેલાં પ્રવચનોમાં આપણે ફેરફાર કરી શકીએ નહિ. પરંતુ ડૉ.આંબેડકરે એમ કહ્યું કે જો પુખ્ત મતાધિકાર ન હોય તો તેઓએ અલગ મતદારમંડળોની માગણી કરવી જોઈએ, પરંતુ જો પુખ્ત મતાધિકાર હોય તો સંક્રાન્ત સમય પછી તેઓ તેને છોડી દેશે. આ ચોકસાઈમાં હું ફેરફાર કરવાની છૂટ આપી શકું નહિ.

## અહેવાલના ફકરા ૧૨ અંગે ચર્ચા

**ડૉ. આંબેડકર :** મહોદય, હું ઈચ્છું છું કે ફકરા ૧૨માં શરૂઆતમાં નીચેના શબ્દો ઉમેરવામાં આવે:

"લઘુમતીઓ અને દલિતો તેમની માગણીમાં ચોક્કસ હતાં કે તેમની માગણીઓ સ્વીકારાય નહિ ત્યાં સુધી, ભારત માટે કોઈ પણ પ્રકારના સ્વશાસન અંગેના બંધારણમાં તેઓ સંમતિ નહિ આપે." અને તે પછી આપ આગળ વધી શકો છો: "ભલામણોની બાબતમાં સર્વસામાન્ય સંમતિ સધાઈ હતી," અને એ રીતે આગળ મારી વાત કરૂ તો મને લાગે છે કે આ સમિતિમાં મેં મારું પ્રથમ પ્રવચન આપ્યું ત્યારે તે સમયે મેં બહુ સ્પષ્ટ કહ્યું હતું કે નવા બંધારણમાં અમે સલામત છીએ એવી અમને ખાતરી આપવામાં ન આવે ત્યાં સુધી, જવાબદારીના સિધ્ધાંતવાળા કોઈ પણ બંધારણ અંગે

અમે સંમતિ આપીએ નહિ. જો બીજી કોમો આ બાબતમાં અમારી સાથે જોડાવાનં પરવા કરે નહિ તો દલિતો વતી મારા પોતાના વિધાન તરીકે તે રહેશે.

લેફ્ટેનન્ટ કર્નલ ગિડની : હું પણ એ વિધાનમાં જોડાઉં છું.

અધ્યક્ષ : અલબત્ત, એ વિધાન એક હકીકત તરીકે કરાયું હતું અને તે પ્રતિનિધિ તરીકે કરાયું હતું. તે માત્ર વ્યક્તિગત વિધાન ન હતું. પરંતુ જો તેને આ અહેવાલમ મૂકવામાં આવે તો તેની એવી અસર થશે કે તમારા" માંના એકાદ બે જણ બોલ ઊઠશે કે, " અમારી માગણીઓ સંતોષવામાં આવી નથી." એ આ સમિતિનો નિર્ણ્ય નથી, પરંતુ તેનાથી, જે કાંઈ કરવામાં આવી રહ્યું છે તેમાં અવરોધ પેદા થતા નથી સિવાય કે બધા જ એમ કહે કે જે કંઈ કરવામાં આવી રહ્યું છે તેનાથી તેઓને સંતોષ છે.

લૉર્ડ રીડિંગ : આ અમુક ફકરામાં તેનું શું મહત્ત્વ છે તે કહેવું કઠિન છે; અ કારોબારીને લગતી વાત છે, અને નવા બંધારણ વિશે જણાવેલો એક જ મુદ્દો તેન સફળ કામકાજ અંગેનો છે.

ડૉ. આંબેડકર : હું કેવળ વિધાન નથી કરતો અને મેં અમુક માગણીઓ કરં એમ હું કહું એ માત્ર નોંધાય એમ પણ હું નથી માગતો; હું એમ માગું છું કે આનં પાછળ મારા મનમાં જે પ્રબળ વિચારો છે તેની પણ અહેવાલમાં નોંધ કરાય, એ કંઈ માત્ર એવી માગણી નથી કે જે સ્વીકારાય કે નકારાય, પરંતુ મેં એમ કહ્યું કે આનં સ્વીકાર થાય એ માગણીઓના સ્વીકારની શરત હતી.

લૉર્ડ રીડિંગ : મને એ નથી સમજાતું કે એ આ ફકરામાં કઈ રીતે આવી શકે

ડૉ. આંબેડકર : એ ગમે ત્યાં આવી શકે. તેમાં સર્વસામાન્ય સંમતિની છણાવટ હતી તેથી મને લાગ્યું કે થોડીક લીટીઓ આ ફકરાની શરૂઆતમાં ઉચિત રીતે આવં શકશે. જો આપ એને અનુકૂળ માનતા ન હો તો મને કંઈ વાંધો નથી.

અધ્યક્ષ : હું નથી માનતો કે એ અહીં આવી શકે; મને એ નથી સમજાતું આપ એને અહીં કઈ રીતે લાવી શકો. આપે એ બાબતને ફરીથી ઉઠાવવી જોઈએ.

ડૉ. આંબેડકર : ત્રીજી લીટીમાં આવું વંચાય છે. "મહત્ત્વની લઘુમતી કોમો એટલે કે હિંદુઓ, મુસ્લિમો અને શીખોના પ્રાંતિક કારોબારીઓમાંનું પ્રતિનિધિત્વ એ સૌથી વધુ વ્યવહારૂ મહત્ત્વની બાબત હતી..." મારો સુધારો આ છે, કે આપણે "મહત્ત્વની" એ શબ્દ કમી કરવો જોઈએ, કારણ કે હું લઘુમતીઓ અને લઘુમતીઓ વચ્ચે કોઈપણ ભેદભાવ કરાય એવું નથી માગતો. પરંતુ સાથે કોઈપણ લઘુમતીનો નામથી ઉલ્લેખ કરવો જોઈએ નહિ, અને જો તમે તેમ કરવાના હો તો આપે તમામ્ લઘુમતીઓનો ઉલ્લેખ કરવો જોઈએ.

ડૉ. મૂંજે : હું પણ આવું જ કંઈક ચોક્કસ કહેવાનો હતો.

અધ્યક્ષ : હકીકત તરીકે આ શબ્દો મૂક્યા તેનું કારણ એ છે કે તે શબ્દો સંદર્ભ હેઠળના અહેવાલમાં છે. સુધારો કેવો છે ? આપ સંમત ન હો એવું કંઈપણ આપણે મૂકવાના નથી. "લઘુમતી કોમોનું પ્રાંતિક કારોબારીમાંનું પ્રતિનિધિત્વ" ?

ડૉ. આંબેડકર : એને છોડો. "હિંદુઓ, મુસ્લિમો અને શીખો" એ કમી કરો.

અધ્યક્ષ : હવે જોઈએ એનો અર્થ શો થાય છે. એ આ રીતે વંચાશે: " લઘુમતી કોમોનું પ્રાંતિક કારોબારીઓમાંનું પ્રતિનિધિત્વ... ની સફળ કામગીરી માટે સૌથી વધુ વ્યવહારુ મહત્ત્વની બાબત હતી, " અને એ રીતે.

ડૉ. આંબેડકર : હા.

અધ્યક્ષ : એનો અર્થ એ થયો કે દરેક લઘુમતી કોમ, જો તે ૮, ૯, ૧૦ કે ૧૨ હોય તો, તેને કારોબારીમાં પ્રતિનિધિત્વ આપવું જોઈએ.

ડૉ. આંબેડકર : ના; તો પછી હું ઉમેરીશ કે "શક્ય હોય ત્યાં સુધી વિવેકનિર્ણય ગવર્નર પર છોડીને," કોઈ પણ કોમને ખાસ રીતે ઉલ્લેખ કરવો હું પસંદ નહિ કરૂ

લોર્ડ રીડિંગ : ચોક્કસ. આ શું કહે છે તે જુઓ; "પેટા-સમિતિ નં.૨ (પ્રાંતિક બંધારણ)ની ભલામણો સાથે વ્યાપક સંમતિ સધાઈ હતી."

ડૉ. આંબેડકર : એવું ન હોવું જોઈએ.

ડૉ.મુંજે : મારૂ સૂચન નાનું છે, કદાચ એ ડૉ.આંબેડકરના દ્રષ્ટિકોણને મળતું આવે. એ આ જ ધોરણો હતું. "મહત્ત્વની લઘુમતી કોમો, એટલે કે મુસ્લિમો, શીખો, દલિતો." એ મારું નાનું સૂચન હતું.

**લોર્ડ રીડિંગ :** તો પછી બીજાઓને અંદર આવવા દેવા પડશે.

**સર એ.પી. પેટ્રો :** શું દલિતો હિંદુઓ નથી ? શું આપ દલિતોને અલગ કરી દેશો? હું માનું છું કે એવા પણ દલિતો છે જેઓ એ સૂચન સામે વિરોધ કરશે કે તેઓ હિંદુઓ નથી. દક્ષિણ ભારતમાં જો ડૉ. આંબેડકર આવે અને કહે કે તેઓ હિંદુઓ નથી, તો હું નથી જાણતો દક્ષિણ ભારતમાં ડૉ. આંબેડકરની શી દશા થાય.

**ડૉ. આંબેડકર :** આપણે અહીં એની ચર્ચા નથી કરતા.

**સર એ. પી. પેટ્રો:** તેથી હું કહું છું કે પ્રતિનિધિત્વ હકીકતો અને અનુભવ સાથે સુસંગત હોવું જોઈએ.

**અધ્યક્ષ :** જેનો સંદર્ભ અપાય છે તે અહેવાલનો મેં ઉલ્લેખ કર્યો છે. મને કહેવામાં આવ્યું છે કે "હિંદુઓ, મુસ્લિમો અને બીજાઓ" એ શબ્દો ઉદાહરણ તરીકે મૂકવામાં આવ્યા હતા. અને આ શબ્દો અહેવાલમાં આવતા નથી.

**સર મુહમ્મદ શફી :** હું પણ આ જ કહેવાનો હતો.

**અધ્યક્ષ :** એક મિનિટ થોભી જાવ. "મહત્ત્વની લઘુમતી કોમોનું પ્રાંતિક કારોબારીઓ પરનું પ્રતિનિધિત્વ" એ શબ્દોમાં "મહત્ત્વની" એ શબ્દ આવે છે તેથી "મહત્ત્વની" એ શબ્દ રહેવો જોઈએ.

**સભ્યો :** હા.

**અધ્યક્ષ :** પરંતુ "હિંદુઓ, મુસ્લિમો અને શીખો" એ શબ્દો જતા રહેવા જોઈએ. તેમનું અહીં કશું કામ નથી.

**ડૉ. આંબેડકર :** મહોદય, આપ એથી આગળ વધો તે પહેલાં હું આપનું લક્ષ આ શબ્દો તરફ દોરીશ: "નવા બંધારણની કામગીરી અને એ અંગે પણ સંમત થવાયું હતું કે એ જ કારણોસર મુસ્લિમોને સમવાયી કારોબારીમાં પ્રતિનિધિત્વ આપવું

જોઈએ." અમે શરૂઆતમાં જે કહીએ છીએ તેને લક્ષમાં રાખીને, "મુસ્લિમો" એ શબ્દને બદલે "મહત્ત્વની લઘુમતીઓ" એ શબ્દો મૂકવા જોઈએ.

**અધ્યક્ષ :** અરે, હા ! "એ અંગે પણ એ જ કારણોસર સંમત થવાયું હતું"-

**ડૉ. આંબેડકર :** "તેઓને સમવાયી કારોબારીમાં પણ પ્રતિનિધિત્વ આપવું જોઈએ.

**અધ્યક્ષ :** "મહત્ત્વની લઘુમતીઓને સમવાયી કારોબારીમાં પ્રતિનિધિત્વ આપવું જોઈએ. નાની લઘુમતીઓ વતી માગણી રજૂ કરવામાં આવી હતી કે વ્યક્તિગત રીતે અથવા સામૂહિક રીતે તેઓને પ્રાંતિક અને સમવાયી કારોબારીઓમાં પ્રતિનિધિત્વ આપવું જોઈએ અને તેમ ન બની શકે તો દરેક મંત્રીમંડળમાં ખાસ પ્રકારનો હવાલો ધરાવતા એક મંત્રી હોવા જોઈએ," અને એવું બધું. ચોકકસ આ જ બાબત રજૂ કરાઈ હતી.

**લૉર્ડ રીડિંગ :** હા.

**અધ્યક્ષ :** સત્તાવાર રીતે.

●

**અધ્યક્ષ :** ચોકકસ નોંધની બાબત તરીકે "મુસ્લિમો" એ શબ્દનો ઉપયોગ સંપૂર્ણ સાચો છે.

**સર મુહમ્મદ શફી :** સમવાયી ખાસ ભૂમિકા પર રહે છે.

**અધ્યક્ષ :** "મુસ્લિમો" રહે છે.

**શ્રી જોષી :** હા, હું એમાં સંમત છું.

**ડૉ. આંબેડકર :** તો તમારે "મુસ્લિમો"માં, "અને બીજી મહત્ત્વની લઘુમતીઓ" ઉમેરવું જોઈએ.

**અધ્યક્ષ :** ના, તમે એ નહિ કરી શકો. એવી માગણી હતી.

**ડૉ. આંબેડકર :** શું હું એ મારા માટે કહી ન શકું ? મારી વાત કરૂ તો હું દલિતોની પણ વાત કરૂ જ.

**શ્રી જોષી :** એમાં સંમતિ નથી. તમે માગણી કરી ન હતી.

**ડૉ. આંબેડકર :** મેં માગણી કરી હતી કે નહિ એ પ્રશ્ન નથી.

**અધ્યક્ષ :** હવે, આપણે કામ કરીએ.

**ડૉ. મૂંજે :** હું એમ કહીશ કે "સંમત" એ શબ્દને બદલે આપણે એમ કહેવું જોઈએ કે, "એ જ કારણોસર એવી પણ માગણી કરવામાં આવી હતી," અને એવું બધુ.

**સર મુહમ્મદ શફી :** ના, ના એમાં સંમત થવાયું હતું. એ તો હકીકતની બાબત છે.

**ડૉ. મૂંજે :** મને ખબર નથી સમવાયી માળખા સમિતિમાં શું થયું.

**સર મુહમ્મદ શફી :** નોંધમાં છે એ.

**ડૉ. મૂંજે :** પણ અલબત્ત અહીં, હું એ મુદ્દા અંગે સંમત નથી થતો.

**સર એ.પી.પેટ્રો :** એ સ્વીકારાયું છે. હવે બીજો ફકરો.

**ડૉ. મૂંજે :** માગણી રજૂ કરાઈ હતી.

**અધ્યક્ષ :** વિધાન એવું કરાયું હતું કે મુસ્લિમોને માન્ય કરવા જોઈએ અને નોંધ મુજબ એ અંગે સંમતિ થઈ હતી અને તેને જ નોંધમાંથી ખેંચી કઢાયું છે.

**શ્રી જોષી :** આ સમિતિની નોંધમાંથી ?

**લેફ્ટેનન્ટ કર્નલ ગિડની :** પૂર્ણ બેઠકમાં આપણી પાસે આ આવ્યું ત્યારે આ બાબત અંગે મેં અલગ વિધાન કર્યું હતું, અને મેં એ મતલબનું વિધાન કર્યું હતું કે મોટી કોમો અમુક બાબતો માગે તે તેમના માટે સારું ગણાય પરંતુ લઘુમતીઓને કંઈક પ્રતિનિધિત્વ જોઈએ.

**અધ્યક્ષ :** એમ વાત છે.

**લેફ્ટેનન્ટ કર્નલ ગિડની :** આ તો માત્ર વિકલ્પ છે.

**અધ્યક્ષ :** અરે, ના એવું નથી. વાક્યમાં વિકલ્પ દેખાય છે પરંતુ એમાં કહેવાયું છે કે એવી માગણી કરાઈ હતી કે કાં તો લઘુમતીઓનું સીધું પ્રતિનિધિત્વ હોવું જોઈએ અથવા તો, જો એ ન બને, એટલે કે જો એ અશકય હોય, તો...

**લેફ્ટેનન્ટ કર્નલ ગિડની :** અમારે તો એ જ જોઈએ.

**રાવ બહાદુર પન્નીર સેલ્વમ :** "એ ન બને તો" એ શબ્દોને બદલે "જો એ અશક્ય જણાય તો" એ શબ્દો મૂકવા જોઈએ.

સરદાર ઉજજલ સિંઘ : સમવાયી કારોબારીમાં બીજી કોઈ પણ કોમો માટે જોગવાઈ કરો, અને "મહત્ત્વની લઘુમતીઓ" એ શબ્દ ત્યાં દાખલ કરો. આપણે એક યા બીજી રીતે કંઈક જોગવાઈ કરી શકીએ, પણ જોગવાઈ હોવી જોઈએ.

**અધ્યક્ષ :** હું આપને પરિસ્થિતિની નક્કર હકીકતો બતાવું ? તમે સમવાયી કારોબારીમાં દરેક લઘુમતીને લઈ શકો નહિ.

**ડૉ. આંબેડકર :** હું મારી પરિસ્થિતિની ચોખવટ કરૂ. પ્રાંતિક વિધાનમંડળમાં આપણે એવું કર્યું છે કે આપણે તે કરવાનો પ્રયાસ કરવાની જવાબદારી ગવર્નર પર નાખી છે. તેમને બંધનમાં નથી નાખ્યા, પરંતુ એક પ્રયાસ તરીકે તેમને બીજી મહત્ત્વની લઘુમતીઓમાંથી પણ પસંદગી કરવાની સ્વતંત્રતા ચોક્કસ આપવી જોઈએ. બંધારણ તૈયાર કરવામાં આપણે તેમનો સંપૂર્ણ ઉપયોગ નથી કરતા. આપણે એટલું જ કર્યું છે કે આપણે એમના પર જવાબદારી મૂકીએ છીએ તે પસંદગી કરવાની નહિ પરંતુ આપણે તેમના પર જવાબદારી મૂકીએ છીએ તે પ્રયાસ કરવાની. અને એ એમને નક્કી બાંધી તો નથી લેતી, અને મારી એવી રજૂઆત છે કે "મુસ્લિમો" એ શબ્દ પછી, " બીજી મહત્ત્વની લઘુમતી કોમો" એ શબ્દો આવવા જોઈએ.

અધ્યક્ષ : ના, આપણે એ મુદ્દો વટાવી ગયા છીએ. આપણે હવે બીજા મુદ્દા પર છીએ

સર એ. પી. પેટ્રો : હું ફકરા ૧૩ નો ઉલ્લેખ કરૂ ?

**ડૉ, આંબેડકર :** હું સૂચન કરીશ કે મારી અસંમતિ ફકરા ૧૨માંથી નોંધવી.

**સરદાર ઉજજલ સિંઘ :** "મુસ્લિમો" એ શબ્દ પછી, "બીજા મહત્ત્વની લઘુમતીઓ" એ ઉમેરવું.

**કર્નલ ગિડની :** બીજી લઘુમતીઓ માટે તે શા માટે બંધ કરો છો ?

**અધ્યક્ષ :** મારે ખરેખર રૂલિંગ આપવું જોઈએ. મેં કહી દીધું છે તેમ આપણે તેને બીજી લઘુમતીઓ માટે બંધ નથી કરતા. શબ્દો જે પ્રમાણે છે તે પ્રમાણે તેમના અંગેના સુધારાઓની ચર્ચા કરવા હું તદ્દન રાજી છું. આનાથી માગણી ઊભી થાય છે કે બીજી લઘુમતીઓનું પણ પ્રતિનિધિત્વ હોવું જોઈશે. પરંતુ જો આ અશક્ય જણાય - એ ફેરફાર કર્યો છે - તો મંત્રી રહેશે. જે માગણીઓ કરાઈ હતી તેની એ ચોક્કસ નોંધ છે. ફકરા ૧૨ અંગે સંમત.

**ડૉ. આંબેડકર :** મને લાગે છે કે અમારી અસંમતિ નોંધવી જોઈએ.

અધ્યક્ષ : બહુ સારૂ.

[પેટા-સમિતિ નં.૩ (લઘુમતીઓ)દ્વારા પૂરેપૂરો અપનાવાયા પ્રમાણેનો ફકરો નં.૧૨]

૧૨. પેટા-સમિતિ નં.૨ (પ્રાંતિક બંધારણ)ની ભલામણ અંગે વ્યાપક સંમતિ સધાઈ હતી કે પ્રાંતિક કારોબારીઓમાં મહત્ત્વની લઘુમતીકોમોનું પ્રતિનિધિત્વ, નવા બંધારણની સફળ કામગીરી માટે સૌથી વધુ વ્યવહારૂ મહત્ત્વની બાબત હતી, અને એ અંગે પણ સંમત થવાયું હતું કે એ જ કારણોસર મુસ્લિમોનું સમવાયી કારોબારીમાં પ્રતિનિધિત્વ હોવું જોઈએ. વધુ નાની લઘુમતીઓ વતી પ્રાંતિક અને સમવાયી કારોબારીઓમાં કાં તો વ્યક્તિગત રીતે અથવા તો સામૂહિક રીતે તેઓના પ્રતિનિધિત્વ માટેની માગણી રજૂ કરાઈ હતી, અથવા જો આ અશક્ય જણાય તો, દરેક મંત્રીમંડળમાં, લઘુમતી હિતોનું રક્ષણ કરવાની ફરજનો ખાસ રીતે હવાલો સંભાળતા મંત્રી હોવા જોઈએ.

● ● ●

## અહેવાલના ફકરા ૧૮ અંગે ચર્ચા

**અધ્યક્ષ :** ૧૭ કમી કરવામાં આવે છે. હવે ૧૮, જે ૧૭ બનશે. આ અહેવાલ સમગ્ર પરિષદની સમિતિ સમક્ષ રજૂ કરવો. તરફેણમાં કેટલા છે ? વિરૂધ્ધમાં કેટલા છે ? ચાલો એ પસાર. પછી તે સમગ્ર પરિષદની સમિતિ પાસે જશે.

**ડૉ. આંબેડકર :** મહોદય, મારો સુધારો છે.

**અધ્યક્ષ :** આપની ક્ષમા માગું છું. હું દિલગીર છું.

**ડૉ. આંબેડકર :** હું આ સુધારો ૧૬ પછી અલગ ફકરા તરીકે રજૂ કરવા માગું છું.

**અધ્યક્ષ :** તેને છેલ્લો ફકરો બનાવવો ?

**ડૉ. આંબેડકર :** હા.

અધ્યક્ષ : તો પછી એ રદ કરતો ફકરો છે.

**ડૉ. આંબેડકર :** મારો સુધારો આ છે : "લઘુમતીઓ અને દલિતો તેઓની માગણીમાં ચોક્કસ હતાં કે તેઓની માગણીઓ સ્વીકારાય નહિ ત્યાં સુધી, ભારત માટેના કાંઈ પણ સ્વશાસન બંધારણ અંગે તેઓ સંમતિ નહિ આપે."

**અધ્યક્ષ :** હકીકત તરીકે એમ કહેવાયું હતું. અને જવાબદાર રીતે એમ કહેવાયું હતુ; એ કંઈ અભિપ્રાયની કેવળ વ્યક્તિગત અભિવ્યક્તિ ન હતી.

**ડૉ. આંબેડકર :** મને લાગે છે કે તે અંદર હોવું જોઈએ.

**શ્રી જોષી :** હું માનું છું કે એ વિધાન માટે મજૂરવર્ગને લઘુમતી ગણી શકાય નહિ.

**અધ્યક્ષ :** હું તેને રદબાતલ નથી કરી શકતો.

**ડૉ. આંબેડકર :** હું આ શબ્દો સ્વીકારીશ: "તેઓની માગણીઓ વાજબી રીતે સ્વીકારવામાં આવે ત્યાં સુધી."

**અધ્યક્ષ :** તે એને નિરર્થક બનાવે છે.

**ડૉ. આંબેડકર:** અથવા "તેઓની વાજબી માગણીઓ સ્વીકારવામાં આવે."

શ્રી ઝફરુલ્લા ખાન : શું કોઈ એવું માને ખરું કે જો માગણીઓને વાજબી રીતે સ્વીકારવામાં આવે તો તેઓને ખુશ કરી શકાય ?

**મી.ફૂટ :** એ તો માત્ર માગણીની નોંધ જ છે.

અધ્યક્ષ : એ તો માત્ર માગણીની નોંધ જ છે. એ ફકરો, ફકરા ૧૮ તરીકે, નવા ફકરા તરીકે, ઉમેરવો જોઈએ.

● ● ●

# પરિશિષ્ટ-૧

## સ્વાધીન ભારતના ભાવિ બંધારણમાં દલિતોના રક્ષણ માટેની રાજકીય સાવચેતીઓની યોજના

### પેટા-સમિતિ નં.૩ (લઘુમતીઓ)ના અહેવાલનું પરિશિષ્ટ. (ડૉ.ભીમરાવ આર.આંબેડકરે અને રાવ બહાદુર આર. શ્રીનિવાસને રજૂ કરેલું)

સ્વશાસિત ભારતમાં બહુમતી શાસન હેઠળ દલિતો પોતાને મૂકવાની સંમતિ જેના આધારે આપશે તે શરતો નીચે આપી છે :

### શરત નં.૧
### સમાન નાગરિકતા

દલિતો વારસાગત ગુલામીની તેમની હાલની પરિસ્થિતિમાં બહુમતી શાસન હેઠળ રહેવાની સંમતિ આપી શકે નહિ. બહુમતી શાસન સ્થપાય તે પહેલાં અસ્પૃશ્યતાની પ્રથામાંથી તેમની મુક્તિ એક પૂર્ણ થયેલું કાર્ય ગણાવું જોઈએ. દલિતોને રાજયના બીજા નાગરિકો સાથે સમાન નાગરિકતાના તમામ અધિકારોના હકદાર ગણવા જોઈએ.

(એ) અસ્પૃશ્યતાની નાબૂદી કરવા અને નાગરિકતાની સમાનતા સર્જવા, નીચેના મૂળભૂત અધિકારોને ભારતના બંધારણનો ભાગ બનાવવા જોઈએ.

## મૂળભૂત અધિકાર

"ભારતમાં રાજયના તમામ લોકો કાયદાની નજરે સમાન છે અને સમાન નાગરિક અધિકારો ધરાવે છે. અસ્પૃશ્યતાના કારણે રાજયની કોઈ પણ વ્યક્તિ સામે જે દ્વારા કોઈ શિક્ષા, ગેરફાયદો, અશક્તતા કરવામાં આવે અથવા ભેદભાવ વર્તવામાં આવે તેવો હાલનો કોઈ પણ કાયદો, વિનિયમ, હુકમ, રિવાજ અથવા કાયદાનું અર્થઘટન આ બંધારણ અમલમાં આવે તે તારીખથી ભારતમાં અસર ધરાવતું બંધ થશે."

(બી) ૧૯૧૯ના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમો ૧૧૦ અને ૧૧૧ની રૂએ કારોબારી અધિકારીઓ દ્વારા ભોગવાતી હાનિરક્ષાઓ અને મુક્તિઓ નાબૂદ કરવી અને કારોબારી કાર્યવાહી અંગેની તેમની જવાબદારીને યુરોપિયન બ્રિટિશ લોકોની બાબતમાં તે જે છે એ રીતે સમાન મર્યાદાની રાખવી.

## શરત નં.૨
## સમાન અધિકારોનો મુક્ત ઉપભોગ

દલિતો માટે સમાન અધિકારોની જાહેરાત કરવાનો કંઈ અર્થ નથી. એમાં શંકા નથી કે દલિતોએ, જો તેઓ નાગરિકતાના સમાન અધિકારોના ઉપયોગનો પ્રયાસ કરે તો. સમગ્ર રૂઢિચુસ્ત સમાજના વિરોધનો સામનો કરવાનો રહેશે. તેથી દલિતોને લાગે છે કે જો અધિકારોના ઉપયોગનો પ્રયાસ કરે તો, સમગ્ર રૂઢિચુસ્ત સમાજના વિરોધનો સામનો કરવાનો રહેશે. તેથી દલિતોને લાગે છે કે જો અધિકારોની આ જાહેરાત કેવળ પવિત્ર ઉદ્‌ઘોષણાઓ જ રહેવાની ન હોય પરંતુ રોજબરોજની જિંદગીની વાસ્તવિકતાઓ થવાની હોય તો જાહેર કરાયેલા આ અધિકારોના ઉપભોગમાં અંતરાયરૂપ બનનારા પરિબળોના કારણે સર્જાતી યાતનાઓ અને શિક્ષાઓથી તેઓને પર્યાપ્ત રક્ષણ આપવું જોઈએ.

(એ) તેથી દલિતો દરખાસ્ત કરે છે કે ૧૯૧૯ના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમના ભાગ ૧૧માં ગુનાઓ, કાર્યપધ્ધતિ અને શિક્ષાઓને લગતી નીચેની કલમ ઉમેરવી જોઈએ :

### (૧) નાગરિકતાના ભંગનો ગુનો

"કોઈપણ વ્યક્તિ, તમામ વર્ગોની વ્યકિતઓને લાગુ પડે તેવા કાયદા દ્વારા કારણોસર હોય તે સિવાય અને અસ્પૃશ્યતાની કોઈપણ પૂર્વશરતને ધ્યાનમાં લીધા સિવાય, કોઈપણ

સગવડ ફાયદા, સવલત, ધર્મશાળાના વિશેષાધિકાર, શિક્ષણ સંસ્થાઓ, માર્ગો, રસ્તાઓ, મહોલ્લાઓ, તળાવો, કૂવા અને બીજાં જલસ્થાનો, ભૂમિ, હવાઈ અને જળ પરનાં જાહેર વાહનો અથવા જાહેર મનોરંજનનાં થિયેટરો અથવા બીજાં સ્થળો, આશ્રમસ્થળો અથવા આરામગૃહો - પછી ભલે તે જાહેર જનતાના ઉપયોગ માટે સમર્પિત હોય, નિભાવાતાં હોય કે લાઈન્સ અપાયેલાં હોય તો પણ - ના પૂરેપૂરા ઉપભોગનો ઈનકાર કરે તો તે વ્યક્તિ, પાંચ વર્ષની કેદ અને શિક્ષાને પાત્ર બનશે અને દંડની શિક્ષાને પણ પાત્ર બનશે.

(બી) દલિતોને તેઓના અધિકારોના શાંતિપૂર્ણ ઉપભોગના માર્ગમાં રૂઢિચુસ્ત વ્યક્તિઓ દ્વારા અવરોધ થાય છે માત્ર એ જ એક ભય નથી. અવરોધનો સૌથી સામાન્ય પ્રકાર સામાજિક બહિષ્કારનો છે. રૂઢિચુસ્ત વર્ગોના હાથમાં એ સૌથી ભયાનક શસ્ત્ર છે જેના વડે તેઓ, પોતાને અણગમતી કોઈ પણ પ્રવૃત્તિ જો દલિતો કરે અથવા કરવાનો કંઈપણ પ્રયાસ કરે તો તેમને મારી હઠાવે છે.

## ૧. બહિષ્કારના ગુનાની વ્યાખ્યા

(૧) કોઈ વ્યક્તિએ બીજી વ્યક્તિનો બહિષ્કાર કર્યો ત્યારે ગણાશે જયારે તે

(એ) બીજી વ્યક્તિને કોઈ ઘર કે જમીન ભાડે આપવાની કે ઉપયોગ કરવાની કે તેનો કબજો ધરાવવાની કે તે અંગેની કામગીરી કરવાની, ભાડેથી કામ કરવાની કે તેની સાથે ધંધો કરવાની ના પાડે અથવા તેને કોઈ સેવા આપવાની કે તેની પાસેથી તેવી સેવા લેવાની ના પાડે અથવા ધંધાના સામાન્ય ક્રમમાં સામાન્ય રીતે આવી બાબતો કરવી જોઈએ તેવી શરતોએ ઉક્ત બાબતોમાંથી કોઈ પણ બાબત કરવાની ના પાડે, અથવા

(બી) બંધારણમાં જાહેર કરાયેલા નાગરિકતાના બીજા અધિકારો કે કોઈ પણ મૂળભૂત અધિકાર સાથે અસંગત ન હોય તેવા સમાજના હાલના રિવાજો ધ્યાનમાં રાખીને તેવી વ્યક્તિ આવી વ્યક્તિ સાથે સામાન્ય રીતે રાખતી હોય તેવા સામાજિક, ધંધાકીય અથવા વ્યવસાયના સંબંધો રાખવાથી દૂર રહે, અથવા

(સી) આવી વ્યક્તિના કાયદેસર અધિકારોના ઉપયોગમાં તેને કોઈપણ રીતે ઈજા પહોંચાડે, પજવે કે ખલેલ પહોંચાડે.

## ૨. બહિષ્કાર કરવા માટેની શિક્ષા

કોઈ વ્યક્તિને કોઈ કાર્ય કરવાનો કાયદેસર હક હોય તેવું કાર્ય કરે અથવા તે ન કરવાનો કાયદેસર હક હોય અને તે ન કરે તેના પરિણામ સ્વરૂપ કોઈ વ્યક્તિ તેવી વ્યક્તિનો શારીરિક રીતે, માનસિક રીતે, ઈજ્જત કે મિલકતની દ્રષ્ટિએ અથવા તેના ધંધામાં કે આજીવિકાનાં સાધનોમાં બહિષ્કાર કરે અથવા આવી વ્યક્તિને જેનામાં હિત હોય તેવી વ્યક્તિનો બહિષ્કાર કરે તો તેવી વ્યક્તિ, સાત વર્ષની કેદની શિક્ષાને પાત્ર થશે અથવા દંડની શિક્ષાને પાત્ર થશે અથવા એ બંને શિક્ષાને પાત્ર થશે

પરંતુ, જો કોર્ટને ખાતરી થાય કે આરોપી વ્યક્તિએ બીજી કોઈ વ્યક્તિની ઉશ્કેરણીથી અથવા તેની સાથે સંતલસ કરીને અથવા બહિષ્કાર કરવાના કોઈ કાવતરા અનુસાર અથવા કોઈ કરાર અનુસાર અથવા તેના ભાગરૂપ બની જઈને આવું કૃત્ય કર્યું નથી તો આ કલમ હેઠળ કોઈ ગુનો થયો હોવાનું ગણાશે નહિ.

## ૩. બહિષ્કાર માટે ઉશ્કેરવા કે પ્રોત્સાહન આપવા માટેની શિક્ષા.

કોઈ પણ વ્યક્તિ -

(એ) જાહેર રીતે કોઈ દરખાસ્ત કરે કે પ્રસિધ્ધ કરે કે પરિપત્રિત કરે, અથવા

(બી) એવા ઈરાદાથી અથવા જેનાથી એને માનવાને કારણ હોય એવું કોઈ નિવેદન, અફવા કે અહેવાલ કરે, પ્રસિધ્ધ કરે કે પરિપત્રિત કરે; અથવા

(સી) કોઈ પણ વ્યક્તિનો અથવા વ્યક્તિઓના વર્ગનો બહિષ્કાર કરવામાં બીજી કોઈ રીતે ઉશ્કેરણી કરે કે ઉત્તેજન આપે તે વ્યક્તિ પાંચ વર્ષની કેદની શિક્ષાને અથવા દંડની શિક્ષાને અથવા બંને શિક્ષાને પાત્ર થશે.

સ્પષ્ટીકરણ : અહીં ઉલ્લેખેલા પ્રકારના કોઈ કાર્યથી અસર પામેલી અથવા અસર પામવાનો સંભવ હોય તેવી વ્યક્તિને નામથી અથવા વર્ગથી જણાવવામાં આવી ન હોય પરંતુ તેના કાર્યથી અથવા તેવું કાર્ય નહિ કરવાથી અમુક નિર્દિષ્ટ રીતે નક્કી થતું હોય તો આ કલમ હેઠળ ગુનો કર્યો હોવાનું ગણાશે.

## ૪. બહિષ્કારની ધમકી આપવા માટેની શિક્ષા

કોઈ પણ વ્યક્તિ, કોઈ વ્યક્તિને કાયદેસર હક હોય તેવું કૃત્ય કરે યા ન કરે તેના પરિણામે અથવા કોઈ વ્યક્તિને કાયદેસર હક હોય તેવું કૃત્ય કરે યા ન કરે તેવા

ઈરાદાથી આવી વ્યક્તિનો અથવા આવી વ્યક્તિને જેમાં હિત હોય તેવી વ્યક્તિનો બહિષ્કાર કરવાની ધમકી આપે તો તે પાંચ વર્ષની કેદની અથવા દંડની અથવા બંને શિક્ષાને પાત્ર થશે.

સ્પષ્ટીકરણ : નીચે પ્રમાણેનું કૃત્ય કરવું એ બહિષ્કાર નથી -

(૧) કાયદેસર મજૂર વિવાદની આગળની કાર્યવાહી કરવી,

(૨) ધંધાની સ્પર્ધાના સામાન્ય ક્રમમાં કોઈ કાર્ય કરવું.

ના.ક.- આ તમામ ગુનાઓ પોલીસ અધિકારના ગુનાઓ ગણાશે.

## શરત નં.૩
## ભેદભાવ સામે રક્ષણ

ભવિષ્યમાં કરાય તેવા કાયદા દ્વારા અથવા કારોબારી દ્વારા ભેદભાવનો ગંભીર ભય દલિતોને લાગી રહ્યો છે. તેથી, દલિતો સામે અન્યાયી ભેદભાવ વિધાનમંડળ કે કારોબારી દ્વારા કરવાનું કાયદામાં અશક્ય ન બનાવાય ત્યાં સુધી તેઓ પોતે બહુમતી શાસન હેઠળ રહે તેવી સંમતિ આપી શકે નહિ.

તેથી, ભારતના બંધારણીય કાયદામાં નીચેની કાનૂની જોગવાઈ કરવાનું સૂચવવામાં આવે છે :

"ભારતમાંના કોઈપણ વિધાનમંડળને કે કારોબારીને, ભારતની સાર્વભૌમ હકૂમતને અધીન હોય તેવા તમામ પ્રદેશોમાં, અસ્પૃશ્યતાની પૂર્વશરતને ધ્યાનમાં લીધા સિવાય, રાજયના લોકોના અધિકારોનું ઉલ્લંઘન કરે તેવો નીચેની બાબતોને લાગુ પડતો કાયદો પસાર કરવાની કે હુકમ અથવા નિયમ અથવા વિનિયમ કાઢવાની સત્તા રહેશે નહિ."

(૧) કરારો કરવાની અને તેનો અમલ કરાવવાની, દાવો માંડવાની, પક્ષકારો બનવાની અને પુરાવો આપવાની, વારસો મેળવવાની, ખરીદવાની, પટે આપવાની, વેચવાની, વાસ્તવિક અને અંગત મિલકત ધારણ કરવાની અને લઈ જવાની,

(૨) મુલકી અને લશ્કરી નોકરીમાં અને તમામ શિક્ષણ સંસ્થાઓમાં, રાજ્યના લોકોના તમામ વર્ગોના વિધિસર અને પૂરતા પ્રતિનિધિત્વ માટેની જોગવાઈ કરવા માટે જરૂરી હોય તેવી શરતો અને મર્યાદાઓ સિવાય, પ્રવેશ માટે પાત્ર થવાની,

(૩) દરેક જાતિ, વર્ગ, જ્ઞાતિ, વર્ણ કે ધર્મના તમામ લોકોને સમાનરૂપે લાગુ પડતી હોય તેવી શરતો અને મર્યાદાઓને અધીન રહીને, સગવડો, ફાયદા, સવલતો, શિક્ષણ સંસ્થાઓ, ધર્મશાળાના વિશેષ હક, નદીઓ, ઝરા, કૂવા, તળાવો, રસ્તા, માર્ગો, મહોલ્લા, ભૂમિ, હવાઈ અને જળવ્યવહારનાં જાહેર વાહનો, થિયેટરો, અને જાહેર વિશ્રામનાં બીજાં સ્થળો અથવા મનોરંજનના પૂરેપૂરા અને સમાન ઉપભોગના હકદાર થવાની,

(૪) સામાન્ય જનતા માટે અથવા એક જ સંપ્રદાય અને ધર્મની વ્યક્તિઓ માટે સમર્પિત અથવા સર્જિત, અથવા નિભાવાતા અથવા લાઈસન્સ અપાયેલ કોઈ પણ ધાર્મિક કે સખાવતી ટ્રસ્ટના લાભ ભેદભાવ વગર લેવા માટે યોગ્ય અને શક્તિમાન ગણાવાની,

(૫) અસ્પૃશ્યતાની કોઈપણ પૂર્વશરત લક્ષમાં લીધા સિવાય, બીજા લોકો દ્વારા ઉપભોગ કરાય છે તે પ્રમાણે વ્યક્તિ કે મિલકતની સલામતી માટેના તમામ કાયદા અને કાર્યવાહીઓનો સંપૂર્ણ અને સમાન લાભ લેવાની માગણી કરવાની, અને સમાન શિક્ષા, યાતના અને દંડને અધીન રહેવાની.

## શરત નં.૪
## વિધાનમંડળોમાં પૂરતું પ્રતિનિધિત્વ

દલિતોને તેઓનું કલ્યાણ કરવા માટે, વૈધાનિક અને કારોબારી કાર્યવાહી પર પ્રભાવ પાડવા માટેની પૂરતી રાજકીય સત્તા આપવી જોઈએ. આ જોતાં તેઓ માગણી કરે છે કે ચૂંટણીવિષયક કાયદામાં નીચેની જોગવાઈઓ કરવી જેથી કરીને તેઓને નીચે પ્રમાણે આપી શકાય:-

(૧) દેશના, પ્રાંતના અને કેન્દ્રનાં વિધાનમંડળોમાં પૂરતા પ્રતિનિધિત્વનો અધિકાર.

(૨) (એ) પુખ્ત મતાધિકાર દ્વારા, અને (બી) પહેલાં દસ વર્ષ માટે અલગ મતદારમંડળો દ્વારા અને ત્યાર પછી સંયુક્ત મતદારમંડળો અને અનામત બેઠકો દ્વારા



૫

તેઓના પ્રતિનિધિઓ તરીકે તેઓના પોતાના માણસોને ચૂંટવાનો અધિકાર. આમાં એ સમજી લેવાનું છે કે સંયુક્ત મતદારમંડળો સાથે પુખ્ત મતાધિકાર ન હોય ત્યાં સુધી, આવાં સંયુક્ત મતદારમંડળો દલિતોની મરજી વિરુધ્ધ દલિતો પર ઠોકી બેસાડવામાં આવશે નહિ.

તા.ક.- બીજી કોમોને આપેલા પ્રતિનિધિત્વનું પ્રમાણ જાણવામાં ન આવે ત્યાં સુધી, દલિતો માટેના પૂરતા પ્રતિનિધિત્વની પ્રમાણાત્મક શબ્દોમાં વ્યાખ્યા કરી શકાય નહિ. પરંતુ એ સમજી લેવું જોઈએ કે દલિતોને આપવામાં આવે તેના કરતાં વધુ સારી શરતોએ બીજી કોઈપણ કોમને નક્કી કરાતા પ્રતિનિધિત્વ અંગે દલિતો સંમત થશે નહિ. આ બાબતમાં તેઓને ગેરફાયદાની સ્થિતિમાં મૂકવામાં આવે તેમાં તેઓ સંમત થશે નહિ. કોઈ પણ ભોગે મુંબઈના અને મદ્રાસના દલિતોને, એ પ્રાંતોમાંની બીજી લઘુમતીઓને અપાતા પ્રતિનિધિત્વના પ્રમાણને લક્ષમાં લીધા વિના, દલિતોના વસ્તીના ગુણોત્તર ઉપર મહત્ત્વ અને વજૂદ મળવાં જ જોઈએ.

## શરત નં.૫
## સેવાઓમાં પૂરતું પ્રતિનિધિત્વ

જે ઉચ્ચ જ્ઞાતિઓના અધિકારીઓએ કાયદાનો દુરુપયોગ કરીને અથવા દલિતોને બાધ આવે એ રીતે અને ન્યાય, નીતિન્યાય અથવા શુભનિષ્ઠા પ્રત્યે લક્ષ આપ્યા વગર સવર્ણ હિંદુઓને ફાયદો થાય એ રીતે કાયદાનો વહીવટ કરવામાં તેમનામાં નિહિત વિવેકનિર્ણયનો દુરુપયોગ કરીને રાજ્ય સેવાઓમાં એકાધિકાર જમાવ્યો છે તેઓના હાથે દલિતોને પારાવાર યાતના સહન કરવાની થઈ છે. રાજ્ય સેવાઓનાં સવર્ણ હિંદુઓનો ઈજારો નષ્ટ કરવામાં આવે અને દલિતો સહિતની તમામ કોમોને રાજ્ય સેવાઓમાં પૂરતો હિસ્સો મળે એવી રીતે રાજયસેવાઓની ભરતીને વિનિયમિત કરવામાં આવે. માત્ર તો જ આ અન્યાય દૂર કરી શકાય. આ હેતુ માટે દલિતોએ બંધારણીય કાયદાના એક ભાગ તરીકે કાનૂની કાયદો ઘડવા માટે નીચેની દરખાસ્તો કરવાની છે:-

(૧) ભારતમાં અને ભારતના દરેક પ્રાંતમાં રાજ્ય સેવાઓની ભરતી અને નિયંત્રણ કરવા માટે રાજ્ય સેવા કમિશનની સ્થાપના કરવામાં આવશે.

(૨) રાજય સેવાના કમિશનના કોઈ પણ સભ્યને, વિધાનમંડળ દ્વારા પસાર કરાયેલા ઠરાવ દ્વારા હોય તે સિવાય, દૂર કરી શકાશે નહિ તેમજ તેને તેની નિવૃત્તિ પછી તાજ હેઠળના કોઈ પણ હોદ્દા પર નીમી શકાશે નહિ.

(૩) નિયત કરાય તેવી કાર્યક્ષમતાની કસોટીઓને અધીન રહીને રાજય સેવા કમિશનની એ ફરજ રહેશે કે- (એ) તમામ કોમોને વિધિસર અને પૂરતું પ્રતિનિધિત્વ મળે એવી રીતે સેવાઓમાં ભરતી કરવી, અને (બી) સંબંધિત કોઈ અમુક સેવામાં જુદી જુદી કોમોના પ્રતિનિધિત્વના હાલના પ્રમાણ અનુસાર નોકરીમાં વખતોવખત અગ્રતા વિનિયમિત કરવી.

## શરત નં.૬

## બાધ આવે તેવી કાર્યવાહી અથવા હિતોની ઉપેક્ષા સામે દાદ

ભવિષ્યનું બહુમતી શાસન એ રૂઢિચુસ્તોનું શાસન રહેશે એ હકીકત જોતાં દલિતોને ભય રહે છે કે આવા બહુમતી શાસનને તેઓ પ્રત્યે સહાનુભૂતિ નહિ હોય અને તેઓનાં હિતોને બાધ આવે અને તેઓની મહત્ત્વની જરૂરિયાતોની ઉપેક્ષા કરવામાં આવે તેવા સંભવ પ્રત્યે દુર્લક્ષ સેવી શકાય નહિ. તેની સામે જોગવાઈ કરવી જોઈએ એનું ખાસ કારણ તો એ છે કે દલિતોનું પ્રતિનિધિત્વ ગમે તેટલું પર્યાપ્ત હોય તો પણ તેઓ તમામ વિધાનમંડળોમાં લઘુમતીમાં રહેશે. દલિતોને લાગે છે કે એ બહુ જરૂરી છે કે તેઓને દાદનાં સાધનો તેઓને બંધારણમાં આપવાં જોઈએ. તેથી એવી દરખાસ્ત છે કે નીચેની જોગવાઈ ભારતના બંધારણમાં કરવી જોઈએ:-

"દરેક પ્રાંતમાં અને દરેક પ્રાંત માટે અને ભારતમાં અને ભારત માટે વિધાનમંડળની અને કારોબારીની અથવા કાયદા દ્વારા સ્થપાયેલા બીજા કોઈ પણ સત્તાતંત્રની એ ફરજ અને જવાબદારી રહેશે કે દલિતો માટે શિક્ષણ, સ્વચ્છતા, રાજ્ય સેવાઓમાં ભરતી અને તેઓની સામાજિક અને રાજકીય પ્રગતિની બીજી બાબતોમાં પૂરતી જોગવાઈ કરવામાં આવે અને તેઓને બાધ આવે એવી અસર કરતી કોઈપણ કામગીરી કરવામાં ન આવે.

"(૨) જયાં કોઈ પણ પ્રાંતમાં કે ભારતમાં આ કલમની જોગવાઈઓનું ઉલ્લંઘન કરવામાં આવે ત્યાં બાબતને અસરકર્તા હોય તેવી અપીલ, કોઈપણ પ્રાંતિક સત્તાતંત્રના

કોઈ પણ કૃત્ય કે નિર્ણયમાંથી ગવર્નર-જનરલ ઈન કાઉન્સિલને અને કેન્દ્રીય સત્તાતંત્રના કોઈ પણ કૃત્ય કે નિર્ણયમાંથી સેક્રેટરી ઓફ સ્ટેટને કરી શકાશે."

"(૩) એવા દરેક કેસમાં જ્યાં ગવર્નર-જનરલ ઈન કાન્સિલને કે સેક્રેટરી ઓફ સ્ટેટને એમ જણાય કે પ્રાંતિક સત્તાતંત્ર કે કેન્દ્રીય સત્તાતંત્ર આ કલમની જોગવાઈઓના વિધિસર અમલ માટે જરૂરી પગલાં લેતું નથી ત્યારે આવા દરેક કેસમાં, દરેક કેસના સંજોગોમાં જરૂરી બનાવે તે રીતે જ અપીલ સત્તાધિકારી તરીકે કાર્યકર્તા ગવર્નર-જનરલ ઈન કાઉન્સિલ અથવા સેક્રેટરી ઓફ સ્ટેટ, તેમને યોગ્ય લાગે તેટલી મુદત માટે આ કલમની જોગવાઈઓના વિધિસર અમલ માટેના ઉપાયાત્મક પગલાં નિયત કરી શકશે અને આ કલમ હેઠળનો તેમનો કોઈ પણ નિર્ણય, જે સત્તાતંત્ર સામે અપીલ કરવામાં આવી હતી તે સત્તાતંત્રને બંધનકર્તા રહેશે."

## શરત નં.૭
## ખાસ ખાતાકીય કાળજી

દલિતોની લાચાર, દુ:ખી અને નિસ્તેજ હાલતનું મુખ્ય કારણ, દલિતોને દરજ્જાની સમાનતા અથવા વ્યવહારની સમાનતા નહિ આપતી રૂઢિચુસ્ત વસ્તીના સમગ્ર સમૂહનો એકધારો અને એકનિશ્ચયી વિરોધ છે. તેઓની આર્થિક સ્થિતિ માટે એટલું કહેવું પૂરતું નથી કે તેઓ ગરીબીનો માર ખાવેલા છે અથવા જમીનવિહોણા ખેતમજૂરોના વર્ગના છે કારણ કે આ બંને વિધાનો હકીકતનાં વિધાનો છે. એની નોંધ લેવી જોઈએ કે દલિતોની ગરીબી મહદંશે સામાજિક પૂર્વગ્રહોને લીધે છે જેના પરિણામસ્વરૂપ આજીવિકા રળવાના ઘણાખરા વ્યવસાય તેઓના માટે બંધ થઈ જાય છે. આ એક એવી હકીકત છે જે દલિતોની સ્થિતિને સામાન્ય સવર્ણ મજૂરની સ્થિતિથી જુદી પાડે છે અને ઘણીવાર એ બંને વચ્ચે મુસીબતનું મૂળ પણ એ જ બની જાય છે. એ પણ ધ્યાનમાં રાખવાનુ છે કે દલિતો સામે વપરાતા જુલમ અને દમનના પ્રકારો બહુ જુદા જુદા હોય છે અને દલિતોની પોતાનું રક્ષણ કરવાની શક્તિ અત્યંત મર્યાદિત હોય છે.

૧૩૪. અત્યાર સુધી જેનો માત્ર અણસાર જ આપવામાં આવ્યો હતો તેવા દમનના આ પ્રકારો છે જેનો અછડતો ઉલ્લેખ કરવો જોઈએ. પારિયાઓની અવજ્ઞા બદલ શિક્ષા કરવા માટે તેઓના માલિકો -

(એ) ગામડાની કોર્ટમાં અથવા ફોજદારી કોર્ટોમાં ખોટા કેસો લાવતા હોય છે.

(બી) પારાચેરીની આસપાસ આવેલી ખરાબાની જમીન સરકાર પાસેથી અરજી કરીને મેળવતા હોય છે જેથી કરીને પારિયાઓનાં ઢોરને ડબામાં પૂરી શકાય અથવા તેઓના મંદિર તરફ જવાનો માર્ગ રોકી શકાય.

(સી) પારાચેરી વિરુધ્ધ સરકારી ખાતામાં મીરાસી નામોને કપટથી દાખલ કરાવતા હોય છે.

(ડી) ઝૂંપડાં તોડી પાડતા હોય છે અને પાછલા વાડાઓમાં ઊગેલી વનસ્પતિનો નાશ કરતા હોય છે.

(ઈ) પ્રાચીન પેટા-ગણોત ધારામાં કબજા-ભોગવટાના અધિકારનો ઈનકાર કરતા હોય છે.

(એફ) પારિયાઓના પાકને બળજબરીથી કાપી નાખતા હોય છે અને જો તેમનો વિરોધ કરાય તો તેમના પર ચોરી અને હુલ્લડનો આરોપ મૂકતા હોય છે.

(જી) ખોટી રજૂઆતો કરીને તેમની પાસે દસ્તાવેજો કરાવી લેતા હોય છે જેના કારણે તેઓ પછીથી પાયમાલ થઈ જતા હોય છે.

(એચ) તેઓનાં ખેતરોમાંથી પાણીના પ્રવાહને અટકાવી દેતા હોય છે.

(આઈ) કાયદેસર નોટિસ વગર, પેટા-ગણોતિયાઓની મિલકતને જમીનદારોના મહેસૂલની બાકી માટે જપ્ત કરાવતા હોય છે.

"૧૩૫. એમ કહી શકાશે કે આમાંની કોઈ પણ હાનિની દાદ માટે દિવાની અને ફોજદારી કોર્ટો છે ખરી ? વાસ્તવમાં કોર્ટો તો છે જ; પરંતુ કોર્ટે ચઢવાની હિંમત જોઈએ ને ? વકીલ રોકવાના પૈસા ક્યાંથી લાવવા ? કાયદેસર થતા ખર્ચને પહોંચી ક્યાંથી વળવું ? અને કેસ ચાલે તે દરમિયાન અને પછી અપીલ કરાય ત્યારે આજીવિકાનું સાધન ક્યાંથી લેવું ? મોટા ભાગના કેસોનો આધાર પહેલી કોર્ટના નિર્ણય પર હોય છે, અને આ કોર્ટોના અધિકારીઓ કોકવાર ભ્રષ્ટાચારી હોય છે અને તેઓ સામાન્ય રીતે, બીજાં કારણોસર, તેઓ જેમાંથી આવતા હોય છે તેવા વર્ગોના ધનિક અને જમીનદાર વ્યક્તિઓના હમદર્દ હોય છે."

"૧૩૬ આ વર્ગોની વ્યક્તિઓની અસર સરકારી જગત પર કેવી હોય છે એ કહેવાની જરૂર ખરી ? દેશી માણસોની બાબતમાં જો એ સર્વોચ્ચ હોય તો વિદેશી માણસોમાં પણ એ મહાન હોય છે. દરેક કચેરીમાં ટોચથી માંડી તળિયા સુધી તેઓના પ્રતિનિધિઓ હોય છે અને તેઓનાં હિતોને અસર કરતી કોઈ દરખાસ્ત ભલે ન હોય પરંતુ તેઓ કેસ શરૂ થાય ત્યાંથી લઈને તેનો અમલ થાય ત્યાં સુધી તેના ક્રમમાં ભારે લાગવગ ધરાવતા હોય છે."

એમાં શંકા હોઈ ન શકે કે આ સંજોગોમાં, દલિતોના ઉધ્ધારનું કાર્ય એક પવિત્ર આશા બની રહેશે સિવાય કે એ કાર્યને તમામ સરકારી પ્રવૃત્તિઓને મોખરે રાખવામાં આવે અને સિવાય કે સરકાર પક્ષે નિશ્ચિત નીતિ અને નિર્ધારિત પ્રયાસ દ્વારા નકોર્ન સમાનતાના ખ્યાલને વ્યવહારમાં મૂકવામાં આવે. આ સિધ્ધ કરવા માટે દલિતોની દરખાસ્ત એ છે કે બંધારણીય કાયદામાં ભારત સરકાર પર એવી કાનૂની જવાબદારી મૂકવામાં આવે કે હંમેશાં એક વિભાગ રાખવો જોઈએ જેમાં તેઓની સમસ્યાઓ અંગેની કામગીરી કરવામાં આવે અને તે ઉપરાંત ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં નીચેની મતલબની એક કલમ ઉમેરવામાં આવે :-

"૧. સાથોસાથ, આ બંધારણ શરૂ થતાં અને તેના એક ભાગ તરીકે ભારત સરકારમાં, દલિતોનાં હિતો પર નજર રાખવાના અને તેઓના કલ્યાણને ઉત્તેજન આપવાના હેતુ માટે મંત્રીના હવાલામાં રહે એ રીતનો એક વિભાગ ઊભો કરવામાં આવશે."

"૨. મંત્રી, કેન્દ્રીય વિધાનમંડળનો પોતે વિશ્વાસ સંપાદિત કરે તેટલા સમય સુધી હોદ્દા પર રહેશે."

"૩. મંત્રીને સોંપેલી અથવા કાયદા દ્વારા તેમને તબદીલ કરેલી કોઈ પણ સત્તાનો અમલ કરવામાં તેમની એ ફરજ રહેશે કે સમગ્ર ભારતમાં દલિતો સામેના સામાજીક અન્યાય, દમન કે જુલમ માટે નિવારક અને તેઓના કલ્યાણને ઉપકારક હોય તેવા ઉપાયો તૈયાર કરવામાં આવે, તેમનો અસરકારક અમલ કરવામાં આવે અને તેમનું સંકલન કરવામાં આવે તે સુનિશ્ચિત કરવા માટે હિતાવહ હોય તેવાં તમામ પગલાં લેવા.

"૪. ગવર્નર-જનરલ માટે નીચેની બાબતો કરવી કાયદેસર ગણાશે -"

(એ) શિક્ષણ, સ્વચ્છતા, વગેરેને લગતા કોઈ પણ કાયદામાંથી ઊભી થતી દલિતોના કલ્યાણ બાબતની તમામ કે કોઈપણ સત્તા કે ફરજ મંત્રીને તબદીલ કરવી.

(બી) મંત્રીની સત્તા હેઠળ અને તેમના સહકારમાં કામગીરી બજાવવા માટે દરેક "પ્રાંતમાં દલિત કલ્યાણ કચેરી નીમવી."

## શરત નં.૮
## દલિતો અને મંત્રીમંડળ

વિધાનમંડળમાં બેઠકો દ્વારા સરકારી કામકાજ પર અસર ધરાવવાની સત્તા દલિતોને આપવી જોઈએ એ જેટલું જરૂરી છે એટલું જ હિતાવહ એ પણ છે કે સરકારની વ્યાપક નીતિ ઘડવાની તક દલિતોને આપવી જોઈએ. જો તેઓને મંત્રીમંડળમાં સ્થાન મળે તો જ તેઓ આ કરી શકે. તેથી, દલિતોની માગણી છે કે બીજી લઘુમતીઓ સાથે સમાન ધોરણે મંત્રીમંડળમાં પ્રતિનિધિત્વ ધરાવવાના તેઓના નૈતિક અધિકારોને માન્ય કરવા જોઈએ. આ હેતુને લક્ષમાં રાખીને દલિતો દરખાસ્ત કરે છે કે :

સૂચના-ખતમાં, ગવર્નર પર અને ગવર્નર-જનરલ પર એવી જવાબદારી મૂકવી જોઈએ કે તે તેમના મંત્રીમંડળમાં દલિતોનું પ્રતિનિધિત્વ મેળવવાનો પ્રયાસ કરે.

● ● ●

# પરિશિષ્ટ-૨

## પેટા-સમિતિ નં.૩ (લઘુમતીઓ) નો અહેવાલ

### અખિલ પરિષદ દ્વારા માન્ય
### દલિતોને લગતા પેટા-સમિતિ નં.૩ના
### અહેવાલના સંબંધકર્તા ફકરાઓ
### તા.૧૯-૧-૧૯૩૧

૩. પેટા-સમિતિ સમક્ષ રજૂ કરાયેલી એક મુખ્ય દરખાસ્ત એ હતી કે જુદી જુદી કોમોના સાંસ્કૃતિક અને ધાર્મિક જીવનને સલામતી બક્ષતા અને દરેક વ્યક્તિને જાતિ, જ્ઞાતિ, ધર્મ કે લિંગના ભેદભાવ વગર આર્થિક, સામાજિક અને નાગરિક અધિકારોને પ્રાપ્ત કરાવતા મૂળભૂત અધિકારની જાહેરાતને બંધારણમાં સમાવિષ્ટ કરવી (ડૉ.આંબેડકરે એ વાત પ્રત્યે લક્ષ દોર્યું કે મૂળભૂત અધિકારોનું પાલન કરાવવા માટેની બંધારણીય સત્તા અને મૂળભૂત અધિકારોનો ભંગ થાય ત્યારે દાદ માગવાના અધિકારની જરૂરિયાતનો પણ સમાવેશ કરવો.)

૪. જ્યારે સામાન્ય રીતે એવું સ્વીકારવામાં આવ્યું હતું કે સંયુક્ત મુક્ત મતદારમંડળોની પધ્ધતિ અમૂર્ત રૂપે વ્યાપક અર્થમાં સમજાવેલા લોકશાહી સિધ્ધાંતો સાથે સુસંગત હતી, અને ટૂંકી સંક્રાંતી મુદત પછી દલિતોને તે, મતાધિકાર પુખ્ત મતાધિકાર પર આધારિત હોય એ શરતે, સ્વીકાર્ય બનશે, ત્યારે એવો અભિપ્રાય વ્યક્ત કરવામાં આવ્યો હતો કે ભારતમાં કોમોની વહેંચણી અને તેઓની અસમાન આર્થિક, સામાજિક અને રાજકીય અસરકારકતા જોતાં એક વાસ્તવિક ભય એ હતો કે આવી

પધ્ધતિ હેઠળ લઘુમતીઓ દ્વારા સિધ્ધ કરાયેલ પ્રતિનિધિત્વ તદ્દન અપર્યાપ્ત રહેશે, અને તેથી આ પધ્ધતિથી કોમી સલામતી મળી શકશે નહિ.

૫. તેથી, જુદી જુદી કોમોએ માગણીઓ રજૂ કરી હતી કે પ્રતિનિધિત્વ માટે અને બેઠકોના નિયત પ્રમાણ માટે વ્યવસ્થા કરવી જોઈએ. એવી પણ માગણી કરાઈ હતી કે લઘુમતી કોમ માટે અનામત બેઠકોની સંખ્યા કોઈપણ સંજોગોમાં તેની વસ્તીના પ્રમાણ કરતાં ઓછી હોવી જોઈએ નહિ. જે પધ્ધતિઓ દ્વારા આ સિધ્ધ કરી શકાય એ મુખ્યત્વે ત્રણ હતી (૧) નિયુક્તિ, (૨) બેઠકો અનામત રાખવા સહિત સંયુક્ત મતદાર મંડળ અને (૩) અલગ મતદાર મંડળો.

૮. ચર્ચા પરથી એ સ્પષ્ટ થયું કે જે માત્ર એક જ માગણી તરીકે રહી અને સામાન્ય રીતે જે સ્વીકાર્ય બની તે હતી અલગ મતદારમંડળો માટેની. આ યોજના સામેના વ્યાપક વિરોધની ભારતમાં ઘણી પૂર્વ ચર્ચા કરવામાં આવી છે. તેમાં એક બહુ મુશ્કેલ સમસ્યા રહેલી છે જેનો ઉકેલ કઠિન છે, એટલે કે જુદા જુદા પ્રાંતોમાં અને કેન્દ્રમાં કોમી પ્રતિનિધિત્વનું પ્રમાણ કેટલું રાખવું જોઈએ; જો સમગ્ર અથવા લગભગ સમગ્ર વિધાનસભામાંની બેઠકો, કોમોને આપવાની હોય તો સ્વતંત્ર રાજકીય અભિપ્રાયના અથવા સાચા રાજકીય પક્ષોના વિકાસ માટે કશી તક જ ન રહે, અને દલિતોના પ્રતિનિધિઓએ માગણી કરવાથી આ સમસ્યા પ્રત્યે ગંભીર વિચારણા કરવામાં આવી કે તેઓને હિંદુ વસ્તીમાંથી બાદ કરવા અને ચૂંટણીના હેતુઓ માટે એક અલગ કોમ તરીકે ગણવા.

૧૨. પેટા-સમિતિ નં.૨ (પ્રાંતિક બંધારણ)ની ભલામણ સાથે વ્યાપક સંમતિ સધાઈ હતી કે પ્રાંતિક કારોબારીઓમાં મહત્ત્વની લઘુમતી કોમોનું પ્રતિનિધિત્વ, નવા બંધારણની સફળ કામગીરી માટે સૌથી વધુ વ્યવહારૂ મહત્ત્વની બાબત હતું, અને એવી પણ સંમતિ સધાઈ હતી કે એ જ કારણોસર મુસ્લિમોને સમવાયી કારોબારીમાં પ્રતિનિધિત્વ આપવું જોઈએ (ડૉ. આંબેડકરે "મુસ્લિમો" એ શબ્દ પછી "અને બીજી મહત્ત્વની લઘુમતીઓ" શબ્દો ઉમેર્યા હતા). વધુ નાની લઘુમતીઓ વતી એક માગણી રજૂ કરવામાં આવી હતી કે તેઓને પ્રાંતિક અને સમવાયી કારોબારીઓમાં વ્યક્તિગત રીતે અથવા સામૂહિક રીતે પ્રતિનિધિત્વ આપવું જોઈએ અથવા આ અશક્ય જણાય તો દરેક

'મંત્રીમંડળમાં લઘુમતી હિતોના રક્ષણની ફરજનો ખાસ હવાલો ધરાવતા મંત્રી હોવ જોઈએ.

૧૩. વહીવટની બાબતમાં, એવી સંમતિ થઈ હતી કે પ્રાંતિક અને કેન્દ્રીય સેવાઓની ભરતી રાજય સેવા કમિશનોને સોંપવી જોઈએ અને તેને એવી સૂચનાએ આપવી જોઈએ કે કાર્યદક્ષતાનું યોગ્ય ધોરણ જળવાઈ રહે તે અંગેની જોગવાઈ કરીને રાજય સેવામાં જુદી જુદી કોમોની માગણીઓ મુજબ યોગ્ય અને પૂરતું પ્રતિનિધિત્વ આપીને ભરતી કરવી.

૧૬. એવું પણ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે બ્રિટિશ સરકાર, સંમતિની કોઈ પણ તક લઈને, કોમો પર ચૂંટણી વિષયક એનો કોઈ સિધ્ધાંત ઠોકી નહિ બેસાડે કે જેન અંગે એક યા બીજા લક્ષણ માટે તેઓ તરફથી વિરોધ થાય. તેથી એ સ્પષ્ટ બાબત હતી કે સંમતિમાં નિષ્ફળ જવાય તો અલગ મતદાર મંડળો - તેમની ખામીઓ અને મુશ્કેલીઓ સહિત - નવા બંધારણ હેઠળની ચૂંટણી વિષયક વ્યવસ્થાના ધોરણ તરીકે રાખવાનાં રહેશે. આમાંથી પ્રમાણનો પ્રશ્ન ઊભો થશે. આ સંજોગોમાં, દલિતોની માગણીઓ અંગે પર્યાપ્ત રીતે વિચારણા કરવાની રહેશે.

૧૮. લઘુમતીઓ અને દલિતો તેઓની માગણીઓ અંગે નિશ્ચિત હતાં કે તેઓની માગણીઓને વાજબી રીતે સંતોષવામાં નહિ આવે ત્યાં સુધી, તેઓ ભારત માટે સ્વશાસિત બંધારણ અંગે કોઈ પણ સંમતિ નહિ આપે.

# ૫

# પેટા-સમિતિ નં.૬ (મતાધિકાર)

## બીજી બેઠક-

## તા. ૨૨મી ડિસેમ્બર, ૧૯૩૦

ડૉ. આંબેડકર : મને લાગે છે કે મહત્ત્વના માત્ર બે જ પ્રશ્નો છે જેની આ ગોળમેજી પરિષદમાં વિચારણા થવાની છે. એક પ્રશ્ન એ છે કે ભારતમાં જવાબદાર સરકાર હોવી જોઈએ કે કેમ અને બીજો પ્રશ્ન એ છે કે તેવી સરકાર કયા લોકોને જવાબદાર હોવી જોઈએ.

પૂર્ણ બેઠકોમાં આપણે સૌએ સમૂહગાનમાં જોડાઈને માગણી કરી હતી કે ભારતમાં જવાબદાર પ્રકારની સરકાર હોવી જોઈએ, અને મારી વાત કરું તો તે પૂર્ણ બેઠકોમાં દલિતો વતી બોલતાં હું, ભારત માટે જવાબદાર માગણી કરવામાં વિરોધ પક્ષે બેઠેલા મારા મિત્રો સાથે જોડાઈ ગયો હતો. તેમ છતાં, જ્યારે મેં એવું કર્યું ત્યારે મારા મન પર એવી છાપ હતી કે આ ગોળમેજી પરિષદમાં પોતાના દેશનું પ્રતિનિધિત્વ કરવા જેઓ આવ્યા છે તે ભારતીય લોકો ભારત માટે જવાબદાર સરકારની માગણી કરવામાં માત્ર એક થઈ ગયા હતા એટલું જ નહિ પરંતુ તેઓ, એવી સરકાર કોને જવાબદાર રહેવી જોઈએ એ અંગેના મંતવ્યમાં પણ એક થઈ ગયા હતા.

મહોદય, મને એવું કહેતાં અફસોસ થાય છે કે મને છેતરવામાં આવ્યો છે. હવે મને સમજાય છે કે અમારામાંના કેટલાક લોકો એવી ઈચ્છા રાખે છે કે હું અને બીજાઓ સાર્વભૌમ દરજ્જા માટેની તેઓની માગણીમાં જોડાઈ જઈએ, તેમ છતાં તેઓ અમારી સાથે એવી માગણી કરવામાં જોડાતા નથી કે સાર્વભૌમ દરજ્જા હેઠળ રચવામાં

આવનારી સરકાર એકંદરે ભારતના લોકોને જવાબદાર રહેશે. મને એનો કદી પણ વિચાર નહોતો આવ્યો કે અભિપ્રાયનું આવું વિભાજન થશે, અને આપણે અપનાવેલી સ્થિતિનો બચાવ કરવા માટે મારે ઊભું થવું પડશે.

હવે, મહોદય, દલિતો વતી બોલતાં હું, જવાબદાર સરકાર અંગે અથવા સાર્વભૌમ દરજ્જા અંગે પ્રમાણિકપણે સંમત થઈ શકું નહિ, સિવાય કે મને એવી ખાતરી કરાવી શકાય કે જેમના માટે હું બોલું છું એ લોકોને તે બંધારણમાં સ્થાન મળવાનું છે. મારે એ હકીકત મારા તમામ મિત્રો સમક્ષ સ્પષ્ટ કરી દેવી જોઈએ. મારા કેટલાક મિત્રોએ પુખ્ત મતાધિકાર માટેની દરખાસ્ત સામે વાંધો ઉઠાવ્યો છે તેથી, તેની સામે રજૂ થયેલી દલીલોનો હું જવાબ આપવા વિચારું છું.

રજૂ કરવામાં આવેલી દલીલોમાં એક એવી હતી કે આપણે આ દેશમાં નિયત કરેલા પૂર્વદૃષ્ટાંતને અનુસરવું જોઈએ, કે પુખ્ત મતાધિકારની કક્ષાએ તબક્કાવાર પહોંચવું જોઈએ. એમ સૂચવવામાં આવ્યું હતું કે આપણે ૧૮૩૨ થી ૧૯૧૮ સુધી આ દેશમાં અપનાવાયેલા તબક્કાને અનુસરવું જોઈએ. જેઓ પોતાનો દૃષ્ટિકોણ આ દેશના મતાધિકારના રાજકીય ઈતિહાસ પર રાખે છે તેઓ એમ માનતા જણાય છે કે ૧૮૩૨ પછી લોકોને મતાધિકાર આપવામાં અંગ્રેજ લોકોએ લીધેલા ઉપાયો તૈયાર કરવામાં તેઓએ વિચારી કાઢેલી કંઈક ફિલસૂફીભરી કાર્યવાહી હતી, તેઓએ અગાઉથી વિચારી લીધું હતું કે ૧૮૩૨માં તેઓએ માત્ર મર્યાદિત સંખ્યાના લોકોને જ મતાધિકાર આપવો જોઈએ, નહિતર તે ફિલસૂફીની દૃષ્ટિએ ખોટું ગણાશે; તેઓએ બીજું પગલું ૧૮૬૭માં નહિ પણ ૧૮૮૪માં લેવું જોઈએ. હું નથી જાણતો કે જેઓ તે દલીલનો આશરો લે છે તેઓ એમ માને છે કે કેમ કે તે હકીકત પાછળ કોઈ ફિલસૂફીભરી માન્યતા હતી. પરંતુ મારે મારા મિત્રોને એ જણાવવું જોઈએ કે જેઓ પોતાની દલીલનો આધાર આ હકીકત પર રાખે છે તેઓ જો ઈંગ્લેન્ડનો રાજકીય ઈતિહાસ વાંચે તો તેમને જણાશે કે તબક્કા નક્કી કરનાર ફિલસૂફીભરી માન્યતા હતી એટલું જ નહિ પણ મતાધિકારના પ્રશ્નને દેશમાં પક્ષીય રાજકારણની બાબત ગણવામાં આવતો હતો; દરેક પક્ષ મતાધિકાર આપવાનો પ્રયાસ કરતો હતો કારણ કે એણે વિચાર્યું હતું કે એક રાજકીય નારા તરીકે તે પક્ષને વધારવામાં અસરકારક નીવડશે.

બીજો મુદ્દો હું એ જણાવવા માગું છું કે શું મારા મિત્ર ખરેખર એવું માને છે કે આ દેશમાં મતાધિકાર મર્યાદિત હતો તેથી તે મતાધિકાર હેઠળ રચાતી સરકાર સારી સરકાર હતી - એવી સરકાર હતી જેનો ઉદ્દેશ લોકોનું કલ્યાણ અને આમજનતાની

આબાદી હતો ? એ હકીકતમાંથી શું તેઓ એવું તારણ કાઢે છે કે મતાધિકાર મર્યાદિત હોવાના કારણે કોઈ તકલીફ ન હતી અને આ દેશમાં દરેકને સંતોષ હતો ? ખરેખર એવું નથી.

ત્રીજું, મારા મિત્રને હું એ જણાવીશ કે જો તેઓ ખરેખર ગંભીર હોય અને તેઓ જે કહે છે તે માનતા હોય કે ભારતના લોકોને પુખ્ત મતાધિકાર આપવો જોઈએ કારણ કે તેઓ તેને માટે લાયક નથી, તો તેમના માટે એક જ વિકલ્પ ખુલ્લો છે અને તે એ કે તેમણે ભારત પાછા જવું અને સાર્વભૌમ દરજ્જાની કે જવાબદાર સરકારની માગણી કરવી નહિ, કારણ કે જો તેમનો એવો મત હોય કે ભારતીય લોકો મતાધિકારનો ઉપયોગ કરવા માટે લાયક નથી, પોતાના માથે સરકારની જવાબદારીઓ લેવા માટે યોગ્ય નથી તો હું એ નથી સમજી શકતો કે કોના નામે તેઓ જવાબદાર સરકારની માગણી કરે છે. શું તે આ વર્ગ માટે છે ? શું તે તેમના પોતાના માટે છે ? માત્ર એક જ દલીલ જવાબદાર સરકારની તરફેણમાં અને સાર્વભૌમ દરજ્જાની તરફેણમાં છે અને તે એ અનુમાન કે ભારતના લોકો સરકારની જવાબદારી માથે લેવા માટે લાયક છે. જો મારા મિત્ર માનતા ન હોય કે ભારતીય લોકો એ જવાબદારી ઉઠાવી શકે એટલા લાયક છે તો એક જ તારણ છે કે ભારતીય લોકોને સાર્વભૌમ દરજ્જો મળી શકે નહિ અને જવાબદારી મળી શકે નહિ.

બીજી દલીલ એ હતી કે પુખ્ત મતાધિકાર એક આદર્શ હોવા છતાં હાલની ક્ષણે એને અમલમાં લાવી શકાય નહિ કારણ કે તેને અમલમાં મૂકવા માટે આપણી પાસે તંત્ર નથી. એ દલીલ સાથે મને સહાનુભૂતિ છે પરંતુ હું જણાવીશ કે એ મતના વિરોધમાં વિચારણાઓ છે. આ મતાધિકારનો ખરો અર્થ શું છે ? મતાધિકાર એટલે માત્ર મતપેટીની બાબત નથી, એ માત્ર મતદાન મથકોની વાત નથી અને ત્યાં મતદાન અધિકારીઓને ગોઠવવાની પણ વાત નથી. મતાધિકારનો અર્થ તેથી પણ કંઈ વિશેષ મહત્ત્વનો છે. મારે મન મતાધિકાર એટલે બીજું કંઈ નહિ પણ સ્વરક્ષણનો અધિકાર છે, એનો અર્થ એ થાય છે કે તમે એવું વિધાનમંડળ રચશો જેમાં લોકોના જીવનને, સ્વાતંત્ર્યને અને મિલકતને અસર કરતા કાયદાઓ પસાર કરવાની તમને વિશાળ સત્તા રહેશે. જો પરિસ્થિતિ એવી થવાની હોય, જો તમારું વિધાનમંડળ તમારા જીવનને આ અત્યંત મહત્ત્વની બાબતોમાં અસર કરવાની સત્તા મેળવવાનું હોય, તો તેવા કાયદાને

અધીન રહેનાર પ્રત્યેક વ્યક્તિને, તેના સ્વાતંત્ર્ય પર, તેના જીવન પર અને તેની મિલકત પર આક્રમણ થવાનો સંભવ હોય તેવા સંજોગોમાંના કાયદાઓ સામે પોતાની જાતનું રક્ષણ કરવાની સત્તા હોવી જોઈએ.

હું આ જુદી રીતે જણાવીશ. હું મતાધિકારને એમ સમજું છું કે એ સમાજમાં સહયોગી જીવન કહેવાય તેની શરતોને વિનિયમિત કરવાનો અધિકાર છે: મતાધિકારનો મર્મ એ છે જ્યારે તમે માનવીને મતાધિકાર આપો છો ત્યારે તમે એનો અર્થ એવો કરો છો કે તમે તેને શરતો વિનિયમિત કરવાની સત્તા આપો છો જેના આધારે તે સમાજમાં બીજી વ્યક્તિઓ સાથે સંબંધમાં રહી શકે. હવે, જો મતાધિકારનો અર્થ એ થતો હોય તો તમે ઉચ્ચ વર્ગોને, બુધ્ધિજીવીઓને અથવા ધનિક વર્ગોને એવા સહયોગી જીવનની શરતોને વિનિયમિત કરવાની સત્તા આપી શકો નહિ, અને નીચલા વર્ગોને તેઓની દયા પર છોડી દઈ શકો નહિ. તેઓને પણ સહયોગી જીવનની શરતોને વિનિયમિત કરવાની સત્તા હોવી જોઈએ. જે રીતે મૂડીવાદીને પોતે મજૂર સાથેના સહયોગી જીવનને કઈ શરતોએ જીવી શકશે એ અંગેના બંધારણની જરૂર હોય છે તે જ રીતે મજૂર પણ, તેણે પોતાના મૂડીવાદી માલિક સાથે કઈ રીતે સહયોગી જીવન જીવવું જોઈએ એની શરતોને વિનિયમિત કરવાની સત્તાનો હકદાર છે. આવો મતાધિકાર કંઈ એકપક્ષી સોદો ન હોઈ શકે; અને તે એવો એકપક્ષી સોદો હોવો પણ ન જોઈએ. મારા મિત્રે એવી દલીલ કરી હતી કે આપણને પુખ્ત મતાધિકાર હોવો ન જોઈએ કારણ કે આપણી પાસે મતદાન મથકો અને મતદાન અધિકારીઓ નહિ હોય. આ તો એના જેવી વાત થઈ ગણાય કે જો કોઈ વ્યક્તિને અન્યાય થયો હોય અને આપણે એને કહીએ કે એણે કોર્ટનો આશ્રય લેવો જોઈએ પણ એ કહેશે કે કોર્ટમાં પૂરતા ન્યાયાધીશો નથી તો એ પરિસ્થિતિ કેવી કહેવાય ? એટલે જો મતાધિકાર એ અંતર્ગત અધિકાર હોય અને તેના અમલ માટે વહીવટી મુશ્કેલીઓ હોય તો એનો ઉપાય એ નથી કે મતાધિકાર પર કાપ મૂકવો જોઈએ, પણ એનો ઈલાજ એ છે કે જરૂરી તંત્રની જોગવાઈઓ કરવી જોઈએ જેથી કરીને એ મતાધિકારનો ઉપભોગ કરવા શક્તિમાન હોય તેવા દરેક પુરુષ અને સ્ત્રી તેને અમલમાં મૂકવાની સ્થિતિમાં રહે.

આપણી સમક્ષ રજૂ કરવામાં આવેલી મતાધિકારના વહીવટ અંગેની મુશ્કેલીઓ બે જુદાં જુદાં કારણોમાંથી ઊભી થાય છે. આપણને કહેવામાં આવે છે કે ભારતમાં

મત વિસ્તારો અત્યંત વિશાળ છે. એવું કહેવાય છે કે જો તમે હાલના મતવિસ્તારોમાં મતદારોની સંખ્યા વધારશે તો સમગ્ર તંત્ર તૂટી પડશે. પરિષદ સમક્ષ મારી રજૂઆત એ છે કે આ મુશ્કેલીને સરળતાથી પહોંચી વળી શકાય. આ મુશ્કેલી મુખ્યત્વે ઊભી થવાનું કારણ, આજે તમારી વિધાન પરિષદોની રચના અને સંખ્યાબળ જે રીતે છે તે છે. એ રચના એટલી બધી મર્યાદિત છે કે મોટા મતવિસ્તારો રાખ્યા વગર તમારો છૂટકો નથી. પ્રાંતોમાંના વિધાનમંડળોનું હાલનું સંખ્યાબળ હાસ્યાસ્પદ છે. મદ્રાસ, બંગાળ અને સંયુક્ત પ્રાંતોની વસ્તી લગભગ ફ્રાન્સ, ગ્રેટ બ્રિટન અને ઈટાલી જેટલી જ છે. મદ્રાસ વિધાન પરિષદમાં ૧૩૨ સભ્યો છે; બંગાળ વિધાનપરિષદમાં ૧૪૦ સભ્યો છે; સંયુક્ત પ્રાંત વિધાન પરિષદમાં ૧૨૩ સભ્યો છે. બીજી બાજુ ફ્રાન્સમાં નીચલી ચેમ્બર છે જેમાં ૬૨૬ સભ્યો છે; ગ્રેટ બ્રિટનમાં લગભગ ૬૦૦ સભ્યો છે અને ઈટાલીમાં ૫૬૦ સભ્યો છે. બીજી બાજુ મુંબઈ અને પંજાબ લો, જે વસ્તીની બાબતમાં લગભગ સમાન કક્ષાઓ છે. મુંબઈમાં ૧૧૪ સભ્યો છે; પંજાબમાં ૯૪ સભ્યો છે. મુંબઈ અને પંજાબ લગભગ સ્પેનની વસ્તીની સમાન છે; જો સ્પેનમાં તમે નીચલી ચેમ્બરની વાત કરો તો તેમાં ૪૧૭ સભ્યો છે. હાલમાં તે અસ્તિત્વમાં નથી, પણ એ જુદી વાત થઈ. એ રચનાની બાબત છે. ફ્રાન્સમાં તે મોટી સંખ્યામાં અસ્તિત્વમાં છે. હવે મધ્ય પ્રાંતોમાં વિધાન પરિષદમાં ૭૩ સભ્યો છે. મધ્યપ્રાંતોની વસ્તી યુગોસ્લાવિયા જેટલી છે. યુગોસ્લાવિયામાં ૩૧૩ સભ્યો છે. અસમમાં ૫૩ સભ્યો છે; વસ્તીમાં એ પોર્ટુગલની બરાબર છે અને પોર્ટુગલમાં ૧૪૬ સભ્યો છે.

હવે જો તમે આટલી મોટી વસ્તીને સંકુચિત કરીને વિધાન પરિષદની સંખ્યા ૧૪૦થી વધુ ન રાખો તો તમારે ખૂબ મોટા મતવિસ્તારો રાખવા જ પડે. વિધાનમંડળોની સંખ્યા વધારતાં તમે શા માટે ડરો છો ? હું એ સમજી શકતો નથી. જો તમે ડરતા ન હો, જો તમે બીજા દેશોને અનુસરવા માગતા હો તો તમે મતવિસ્તારોનું કદ સહેલાઈથી ઘટાડી શકો છો, અને એમ કરીને પુખ્ત મતાધિકારની બાબતમાં આવતી હોવાનું કહેવાતી એક મુશ્કેલી દૂર કરી શકો છો.

બીજી મુશ્કેલી એ જણાવવામાં આવી હતી કે આપણી પાસે મતદાન અધિકારીની પૂરતી સંખ્યા નથી. મારે મન એ મુશ્કેલી પણ બહુ ગંભીર પ્રકારની જણાતી નથી. જો ભારતમાંની તમામ કોલેજોના વિદ્યાર્થીઓને ચૂંટણીવિષયક ખાતાંમાં જોડવામાં આવે

અને તેઓની સેવા લેવામાં આવે તો આ મુશ્કેલી સહેલાઈથી ઉકેલી શકાય . બીજી બાજુએ બેઠેલા મારા કેટલાક મિત્રો એને હસી નાખે છે પણ મને ખબર નથી તેઓ શા માટે એવું કરે છે. હકીકતમાં હું જાણું છું કે વસ્તીગણતરીની કામગીરીમાં તમામ કોલેજોના અને શાળાઓના વિદ્યાર્થીઓ વસ્તીગણતરી ખાતાને ગણતરીમાં મદદ કરે છે જો આ જ પધ્ધતિ મતદાનના દિવસે અપનાવાય, જો તમામ કોલેજોના વિદ્યાર્થીઓની મદદ આ બાબતમાં લેવાય તો મને સહેજે શંકા નથી કે તેઓ આ ખાતાની મદદમાં નહિ આવે. એવું કરવામાં આવે તો આવા પ્રસંગોએ આપણને જરૂર હોય તેના કરતાં વધુ મતદાન અધિકારીઓ મળી આવે.

તેથી, મને લાગે છે કે પરિસ્થિતિમાં જે મુશ્કેલીઓ છે તે હલ કરી શકાય એવી છે. વિરોધ પક્ષે બેઠેલા મારા મિત્રો જેઓ પુખ્ત મતાધિકારનો વિરોધ કયા કારણે કરે છે તે હું આપને જણાવું. મને લાગે છે કે તેઓની સ્થિતિ કંઈક વિચિત્ર પ્રકારની છે. જયાં બ્રિટિશ ડેલિગેશનનો કોઈ સભ્ય કોઈ મુશ્કેલી ઊભી કરે અને એમ કહે કે ભારતના માર્ગમાં મુશ્કેલીઓના ઢગલા પડયા છે તેથી ભારતને સાર્વભૌમ દરજ્જો કે જવાબદાર સરકાર આપવી ન જોઈએ તો તે વખતે વિરોધ પક્ષે બેઠેલા સજજનો અંગ્રેજ સજજનને મુશ્કેલીઓનો લાભ લેવા નહિ દે. તેઓએ તેમને એકદમ કહી દેવું જોઈએ: "અમારી માગણીઓને દાબી દેવા માટે તમે શા માટે મુશ્કેલીઓનું સમર્થન કરો છો ? આ મુશ્કેલીઓને અમે ચોકકસ પહોંચી વળી શકીશું." હું એમને કહું છું કે આ બાજુએ બેઠેલા અમે પણ તમને આ મુશ્કેલીનો ફાયદો નહિ ઉઠાવવા દઈએ. જો અમારા હાથમાં સત્તા મેળવવાના માર્ગમાં મુશ્કેલીઓ હોય તો એ મુશ્કેલીઓને હલ કરવી જોઈએ. અમે તમને આ પરિસ્થિતિનો ફાયદો ઉઠાવવા નહિ દઈએ.

મહોદય, અત્યાર સુધી મેં પુખ્ત મતાધિકારની વિરુધ્ધમાં રજૂ કરાયેલી દલીલોનો જવાબ આપ્યો છે. હવે હું પુખ્ત મતાધિકારની તરફેણમાં હોવાનું મને લાગતી એકાદ બે દલીલો રજૂ કરીશ, અને મારા મતે એ ઓછેવત્તે અંશે નિર્ણાયક છે. મારી પહેલી દલીલ એવી છે કે પુખ્ત મતાધિકારથી ઓછી એવી કોઈ પણ પધ્ધતિ તમે ભારતમાં રાખી નહિ શકો કારણ કે પુખ્ત મતાધિકારથી જ ભારતમાંની તમામ જ્ઞાતિઓ અને કોમોને પ્રતિનિધિત્વની સમાનતા આપી શકાશે. દા.ત. મતવિસ્તારોની વાત લો. બંગાળમાં અને પંજાબમાં મુસ્લિમોની બહુમતી છે. મુંબઈથી અલગ એવા સિંધમાં પણ મુસ્લિમો બહુમતીમાં છે. હવે, આ પ્રાંતોમાં મુસ્લિમ કોમોની શી હાલત છે ? હું આ એક

પ્રાથમિક સૂચન તરીકે રજૂ કરૂ છું. મારા મુસ્લિમ મિત્રો આના કરતાં જુદો દૃષ્ટિકોણ ધરાવી શકે છે. આજે આપણી પાસે છે તેવી મતાધિકારની પધ્ધતિ હેઠળ આ પ્રાંતોમાં મુસ્લિમ કોમોની કેવી હાલત છે ? સિંધમાં મુસ્લિમો વસ્તીના લગભગ ૭૦ ટકા છે; અને તેમ છતાં તેમની મતદાન સંખ્યા માત્ર ૪૯ ટકા છે. બંગાળમાં અને પંજાબમાં મુસ્લિમોનું વર્ચસ્વ છે, અને છતાં મતદારયાદીમાં તેઓ લઘુમતીમાં છે. હવે દલિતોની વાત કરીએ. હાલની મતાધિકારની પધ્ધતિમાં મતદારમંડળમાં તેઓનો ક્યાંય પત્તો જ નથી. આવા પ્રકારનો મતાધિકાર હોવો એ સૌથી વધુ શરમજનક બાબત ગણાય. આપે એક વાત યાદ રાખવી પડશે: કે ભારતીય સમાજ આટલી બધી જ્ઞાતિઓ અને ધર્મોનો બનેલો છે અને એ જ્ઞાતિઓ અને ધર્મો પરસ્પર સીધી રેખામાં જોડાયેલાં નથી, જેથી કરીને જો તમે આ સમૂહને કોઈ એકાદ બિંદુએથી કાપી નાખો તો તમને એવો ભાગ મળે કે જે તમામ કોમોનો સમાન પ્રમાણમાં પ્રતિનિધિ હોય. બીજી બાજુ, તેઓ એ રીતે જોડાયેલાં છે કે તેઓ એકબીજાથી આડી રેખામાં સમાંતર અંતરે આવેલાં છે, કે જેથી કરીને જો તમે તેને અમુક બિંદુએ કાપી નાખો તો તમને કેવળ એક જ ભાગ એવો મળે કે જે માત્ર એક કે બહુ તો બે કોમોનો પ્રતિનિધિ હોય અને બાકી રહેલાઓનું કોઈ પણ પ્રતિનિધિત્વ કરતું ન હોય. આપણે રાજકીય સરકારની એવી પધ્ધતિ ઊભી કરવા નથી માગતા કે જેમાં માત્ર થોડીક જ્ઞાતિઓનું અને થોડીક કોમોનું જ વર્ચસ્વ રહે. આપણે ભારતમાં દક્ષિણ આફ્રિકા ઊભું કરવા નથી માગતા જયાં માત્ર થોડાક લોકોએ મત આપવાનો હોય અને બાકીનાઓએ મત આપવાનો ન હોય. જો દરેક માણસ મત આપે એવું તમે ઈચ્છતા હો, દરેકને રાજકીય મતાધિકાર મળે એમ કરવા માગતા હો કે જેથી કરીને તે વ્યક્તિ પોતાનું ભાવિ ઘડી શકે, તો તમે ભારતમાં પુખ્ત મતાધિકાર સિવાયની બીજી કોઈ પણ મતાધિકાર પધ્ધતિની કલ્પના કરી શકો નહિ.

હવે હું બીજો દાખલો આપું. હું સ્ત્રીઓને મતાધિકાર આપવાનો વિરોધી નથી. અને આપણે મહિલા સાથી શ્રીમતી સુબ્બારાયનનો આ બાબતમાં તેમણે આપણને આપેલા ટેકા બદલ આભાર માનું છું. એવું સૂચન છે કે મતાધિકારનો સંબંધ અક્ષરજ્ઞાન સાથે હોવો જોઈએ. એ તરંગી મતાધિકાર થયો કહેવાય એમ હું નહિ કહું, પણ આની અસર કેવી થશે ? આનાથી કેટલીક કોમોની મતદાન સંખ્યા બેવડી થઈ જશે જયારે બીજી કોમો જયાંની ત્યાં રહી જશે. ભારતમાં અક્ષરજ્ઞાન અસમાન રીતે પ્રસર્યું છે. તેથી આવી પરિસ્થિતિ સર્જાયા વિના નહિ રહે.

મહોદય, હું જણાવવા માગું છું તેવી આ બાબતમાં નિર્ણાયક કરે તેવી બીજી વિચારણા રજૂ કરવા માગું છું. આપણે સૌ જાણીએ છીએ કે સંયુક્ત વિરુધ્ધ અલગ મતદાર મંડળનો પ્રશ્ન છે. અત્યંત કાંટાળો પ્રશ્ન છે. મને તે બહુ નિર્ણાયક પ્રશ્ન લાગે છે. હું આ પરિષદને જણાવવા માગું છું કે મારા મને સંયુક્ત વિરુધ્ધ અલગ મતદારમંડળનો પ્રશ્ન મતાધિકારના પ્રશ્ન સાથે જટિલતાથી બંધાઈ ગયો છે. કોઈપણ લઘુમતીને પુખ્ત મતાધિકાર આપવામાં ન આવે ત્યાં સુધી સંયુક્ત મતદારમંડળો અંગે સંમત થવાનું તમે ભારતમાંની કોઈપણ લઘુમતીને કહી નહિ શકો, તેને ફરજ નહિ પાડી શકો અને તમને એવી સંમતિ મળી પણ નહિ શકે. હું મારી જાતને કોઈપણ બહુમતી સરકારનાં નિયંત્રણ અને સત્તા હેઠળ મૂકવાનો નથી, સિવાય કે મને એવી ખાતરી હોય કે મારી સામાજિક સત્તાનો હું ચૂંટણીમાં ઉપયોગ કરી શકું. જ્યાં સુધી હું દલિત કોમનો દરેક પુરુષ અને દરેક સ્ત્રી મતનાં ઉપયોગ કરી શકે છે અને દેશમાંના લોકસમૂહનું પ્રતિનિધિત્વ કરનાર ઉમેદવારનું ભાવિ ઘડી શકે છે એ જાણું નહિ ત્યાં સુધી હું સંયુક્ત મતદારમંડળો અંગે મારી સંમતિ કદી નહી આપું; કદી પણ નહિ. હું મારી જાતને લઘુમતી સ્થિતિમાં મૂકવા માગતો નથી. હું બહુમતીને મારો ઉમેદવાર પસંદ કરવા નહિ દઉં. ના, કોઈપણ સંજોગોમાં નહિ. અને મને લાગે છે કે મારી લઘુમતીને માટે જે સાચું છે તે મુસ્લિમો માટે પણ સાચું છે. તમે બંગાળના કે પંજાબના મુસ્લિમોને સંયુક્ત મતદારમંડળો સ્વીકારવાનું કહી નહિ શકો, સિવાય કે તમે તેઓને મતદારમંડળમાં બહુમતીમાં મૂકો. તમે મુસ્લિમોને મતાધિકારનો ઈનકાર કરી શકો નહિ, ચૂંટણી વિષયક સત્તામાં તેઓને લઘુમતી બનાવી શકો નહિ અને પછી કહો કે, "આવો હવે, અને સંયુક્ત મતદારમંડળ લો."

આ હકીકતની નિર્ણાયકતાનો ખ્યાલ નહેરૂ સમિતિએ અને ભારતીય કેન્દ્રીય સમિતિના ત્રણ સભ્યોએ કર્યો હતો.

હું પૂરૂ કરું તે પહેલાં, જેઓ અમને પુખ્ત મતાધિકાર નથી આપવાના તેવા મારા મિત્રોને એકાદ બે ટકોર કરી લઉં. મારા પ્રવચનની શરૂઆતમાં મેં સ્પષ્ટ કર્યું હતું કે આપણે ભારતને જવાબદાર સરકાર આપવાના પ્રશ્નને સંપૂર્ણપણે આ પ્રશ્ન પર આધારિત નહિ એવો પ્રશ્ન બનાવીએ. જો કે હું જાણું છું કે ૮૦ કે ૯૦ વ્યક્તિઓની આ પરિષદમાં મારો મિત્ર અને હું એમ બે જણ જ છીએ. અમે ૪ કરોડ ૩ લાખ લોકોનું પ્રતિનિધિત્વ કરીએ છીએ.

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** શું ડૉ. આંબેડકર લૉર્ડ ઝેટલેન્ડની દરખાસ્ત સ્વીકારશે ?

**ડૉ. આંબેડકર :** અમે સિધ્ધાંત સ્વીકારી શકીએ છીએ, પરંતુ હું કહું કે હું જે વિષય લઈને આવ્યો છું તે અંગે મને હજારો પત્રો અને તાર મળે છે. એ એક નિર્ણાયક બાબત છે.

**સર પી. સી. મિત્તર :** કેન્દ્રીય વિધાનમંડળનું શું ? શું તેઓ પુખ્ત મતાધિકાર માગે છે ? અને વિધાનમંડળનું કદ તેઓ કેટલું રહે તેમ ઈચ્છે છે ?

**ડૉ. આંબેડકર :** એ પ્રશ્નનો નિર્ણય પાછળથી થશે. કેન્દ્રીય વિધાનમંડળમાં મને લાગે છે કે ૫૦૦ સભ્યો હોવા જોઈએ.

**સર પી. સી. મિત્તર :** અને પુખ્ત મતાધિકાર પણ ?

**ડૉ. આંબેડકર :** હા.

◉

સર કાવસજી જહાંગીર : આ તમામ સૂચનો એવી ભાવનામાંથી ઉત્પન્ન થાય છે કે મતાધિકાર એ પરિષદોમાંના પ્રતિનિધિત્વનો પાયો છે. એવું તમામ દેશોમાં છે.

પરંતુ જયાં આપણે કોમો માટે મહત્ત્વ અને વજૂદ આપવાનો સિધ્ધાંત દાખલ કર્યો હોય ત્યાં તે સિધ્ધાંત લાગુ નથી પડતો.

કર્નલ ગિડની : હું હવે એક નક્કર સૂચન કરીશ, કે લૉર્ડ ઝેટલેન્ડે સૂચવેલી યોજના અપનાવવામાં આપણે સીધી અને આડકતરી ચૂંટણી માટે જવું જોઈએ. સીધી ચૂંટણી પૂરતું મારૂ સૂચન એ છે કે મતાધિકારને વધુ વ્યાપક બનાવવી જોઈએ નહિ અને હાલના મતાધિકારને તે જેમ છે તેમ જ રહેવા દેવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** ના.

**કર્નલ ગિડની :** એ તદ્દન બરાબર છે.

**સર કાવસજી જહાંગીર :** તેનાથી વિધાનમંડળમાં શહેર માટેના અને ગ્રામ માટેના એમ બંને મતવિસ્તારોના અમુક સંખ્યાના પ્રતિનિધિઓ ચૂંટાઈ આવવા જોઈએ.

વસ્તીની મોટી સંખ્યા સીધા મત વગરની રહી જશે અને વસ્તીના તેટલા આખા સમૂહ માટે મતાધિકારને વિસ્તૃત બનાવવો જોઈએ. તે, પુખ્ત વયની વસ્તીના ૨૫ ટકાના ધોરણે હોવો જોઈએ અને તેઓએ ગ્રામ અને શહેર એમ બંને વિસ્તારોમાં ચૂંટણીની આડકતરી પધ્ધતિથી પોતાના પ્રતિનિધિઓ ચૂંટવા જોઈએ. હું એ બે વચ્ચે કશો ભેદ જોતો નથી. તેના પરિણામે ઔદ્યોગિક મજૂરો અને ખેતમજૂરો લાવી શકાશે.

**ડૉ. આંબેડકર :** તેના પરિણામે તે પ્રકારનું કશુંય નહીં લાવી શકાય.

●

**ડૉ. આંબેડકર :** મહોદય, આજે સવારે મારે મતાધિકારના પ્રશ્ન અંગે જે કહેવું જરૂરી હતું તે મેં કહ્યું પરંતુ આજે સવારે મેં જે કહ્યું હતું તેને બાધ આવ્યા વગર હું, મતાધિકારને વિસ્તૃત બનાવવાના હેતુ માટે આ સમિતિ સમક્ષ રજૂ કરાયેલ સૂચનો તપાસી જવા માગું છું. માનું છું કે આ સમિતિ એ અંગે સંમત છે કે પુખ્ત મતાધિકાર એક આદર્શ છે. આપણામાંના કેટલાક એવું માને છે કે તે તરત મૂર્ત કરવો જોઈએ; બાકીના આપણા મિત્રો માને છે કે તેને તબક્કાવાર વિકસાવવો જોઈએ. તેથી, આપણે આપણી સમક્ષ બે નક્કર સૂચનો મૂકયાં છે. એક સૂચન એ છે કે આપણે હપ્તાની પધ્ધતિ અપનાવવી જોઈએ અને હાલની મતદાર યાદીમાં ૨૫ ટકા ઉમેરો કરવાની ક્રમીક યોજના દ્વારા મતાધિકાર વધારવો જોઈએ, અમુક સંખ્યાના વર્ષોના સમયાંતરે. બીજી બાજુ આપણી પાસે એક સૂચન એવું છે જે આપણા ઉમદા મિત્ર ઝેટલેન્ડના મારકવેસનું છે કે જેમાં પણ પુખ્ત મતાધિકારનો આ આદર્શ કંઈક અંશે મૂર્ત કરવાની વાત કરવામાં આવી છે.

હવે, આ બંને સૂચનો સરખાવતાં હું એવું કહ્યા વિના રહી શકતો નથી કે મને ઉમદા લોર્ડના સૂચન તરફ પક્ષપાત છે તેમ છતાં હું એવો મત ધરાવું છું કે આપણે જલદ પુખ્ત મતાધિકાર હોવો જોઈએ. જો તે કેવળ બંને વચ્ચેની પસંદગીની બાબત હોય તો મારે ચોકકસ કહેવું જોઈએ કે આપણે એવી પધ્ધતિ હોવી જોઈએ કે જે પુખ્ત મતાધિકારનો પાયો જલદી તૈયાર કરતી હોય. બીજી પધ્ધતિ જેમાં મને વિશ્વાસ નથી તે એવી છે કે તેમાં માત્ર લોકોના અમુક વર્ગને જ કંઈક અંશે મતાધિકાર આપવામાં આવે છે અને કેટલાય સમય સુધી મોટી જનતા માટે સ્વશાસનની હકીકત મોકૂફ રાખવામાં આવે છે. હું આવા સૂચનને પૂરા હૃદયથી સમર્થન નહિ આપી શકું કારણ

કે મને તેમાં અમુક મુશ્કેલીઓ દેખાય છે. જો આ જૂથો દ્વારા આડકતરી ચૂંટણીની પધ્ધતિ અપનાવાય તો તે પધ્ધતિ હેઠળ દલિતોનો દહાડો નહિ વળે, કારણ કે દલિતો ભારતમાં દરેક ગામમાં નાની સંખ્યામાં છૂટાછવાયા રહેતા હોય છે. તેઓ પર જેમનો સામાજિક અને આર્થિક પ્રભાવ પડતો હોય છે તેવા ગ્રામવાસીઓના શક્તિશાળી જૂથોનું તેઓમાં જીવન પર લગભગ ચારે બાજુએથી વર્ચસ્વ હોય છે. એ શક્ય છે અને એવો સંભવ પણ છે કે જયારે આ આડકતરી ચૂંટણી તેઓને લાગુ પાડવાનું આવે છે ત્યારે ગ્રામ સમાજ દ્વારા દલિતો પર એટલું બધું દબાણ લાવવામાં આવે છે કે પ્રાથમિક ચૂંટણીમાં તેઓ મત આપે ત્યારે તેઓના ઉત્તમ પ્રતિનિધિઓ ન હોય તેવા લોકોને પસંદ કરવાની તેઓને ફરજ પાડવામાં આવતી હોય છે. મને એ બીક રહે છે.

બીજી બાબત હું એ જોઉં છું કે જો આ પધ્ધતિને, હપ્તાવાર મત વિસ્તારવાની ક્રમીક પધ્ધતિની પસંદગીમાં અપનાવવાની હોય તો આપણે શા માટે આ પધ્ધતિને ધનિક વર્ગ પૂરતી અથવા બીજા કોઈપણ વર્ગ પૂરતી મર્યાદિત ન રાખવી જોઈએ ? શા માટે આ પધ્ધતિ આપણે એ રીતે ન વિસ્તારવી જોઈએ કે જેથી કરીને પુખ્ત મતાધિકાર એ પધ્ધતિનો પાયો બની જાય.

**એક સભ્ય :** એ જ ઈરાદો છે.

**ડૉ. આંબેડકર :** એ સાંભળી મને આનંદ થયો. સૂચન કરવામાં આવી મુશ્કેલીઓ એટલે કે આનાથી અલગ મતદારમંડળોની બાબત જટિલ બની જશે. તે અંગે મને નથી લાગતું કે તેવું બનશે, કારણ કે આડકતરી ચૂંટણી સાથે તમે જે કોમો અલગ રજિસ્ટરો રાખવા ઈચ્છતી હોય તે કોમો માટે અલગ રજિસ્ટરો રાખી શકશો. મને નથી લાગતું કે તેનાથી આ બાબતમાં કોઈ મુશ્કેલી ઊભી થશે.

પરંતુ, આપણે આ સિધ્ધાંતને ટેકો નહિ આપી શકીએ સિવાય કે આપણે ખરેખર જાણતા હોઈએ કે આ સિધ્ધાંત વ્યવહારમાં કઈ રીતે કારગત નીવડવાનો છે. તેથી મારું નક્કર સૂચન એ છે કે આ સમિતિએ એક નાની પેટા-સમિતિ નીમવી જોઈએ જે આ પધ્ધતિ અંગે વિચારણા કરશે અને તે અંગે અહેવાલ આપશે, જેથી કરીને આપણે પૂરી જાણ અને માહિતી સાથે આ અંગે મતાધિકાર સમિતિને ભલામણ કરી શકીએ જે ત્યાર પછી તે પધ્ધતિ તૈયાર કરી શકે.

**શ્રી બસુ :** પરંતુ અધિકતમ આંકડો મૂકવો જરૂરી છે કારણ કે મતાધિકાર સંમતિએ તે અંગે વિચારણા કરવાની રહેશે અને વિગતોમાં ઊતરવું પડશે. મને લાગે છે કે આપણે ન્યૂનતમ આંકડો મૂકવો જોઈએ, એ જરૂરી છે. અધિકતમ આંકડા અંગે તેઓ નિર્ણય કરશે કે તે કેટલો હોવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** તમે તૈયાર કરેલા ફકરામાં એ જણાવવું જોઈતું હતું કે સમિતિનો અભિપ્રાય એવો હતો કે મતાધિકારનું વિસ્તરણ, વહીવટ અને તંત્રની વિચારણાઓ દ્વારા મર્યાદિત રાખવું જોઈએ. માત્ર એ જ મર્યાદા હતી જે આપણે અંદર મૂકવી જોઈની હતી.

**સર સી. સેતલવાડ :** એ કેવળ વહીવટ નથી; બીજી પણ વિચારણાઓ છે.

શ્રીમતી સુબ્બારાયન : વ્યવહાર્ય શું છે ?

**ડૉ. આંબેડકર :** વ્યવહારૂ એટલે તંત્ર. મારો મતલબ છે સમિતિને એવું જણાય કે હાલના તંત્ર સાથે એ વ્યવહાર્ય હતું કે વસ્તીના ૫૦ ટકાને મતાધિકાર આપવો જોઈએ.

**શ્રી ઝફરૂલ્લાખાન :** તમારો મતલબ છે કે કુલ વસ્તીના ૫૦ ટકા ?

**ડૉ. આંબેડકર :** હા.

શ્રી ઝફરુલ્લાખાન : એ તો સાર્વત્રિક પુખ્ત મતાધિકાર કરતાં સહેજ જ વધારે થશે.

**અધ્યક્ષ :** એવું સૂચન છે કે આપણે અધિકતમને જવા દેવું જોઈએ. નિષ્ણાત સમિતિને તે વ્યવહાર્ય અને ઈચ્છનીય જણાય તે પ્રમાણે આખી બાબત શરતી છે; તેથી આપણે અધિકતમ રાખવાની જરૂર નથી.

મિ. કે. ટી.પાઉલ : જો આપ ૨૫ ટકા જવા દેવાની વાત કરો અને જો તેનાથી આપણું વિધાન નબળું પડી જાય તો હું તેમાં સંમત નહિ થાઉં.

**અધ્યક્ષ :** તેનાથી તે નબળું નથી પડતું.

**શ્રી ચિંતામણી :** ઘણીવાર આવી બાબતોમાં એવું બને છે કે જ્યારે ન્યૂનતમ જણાવવામાં આવે ત્યારે વાસ્તવિક વ્યવહારમાં તે અધિકતમ થઈ જાય છે. જો આપણે આપણા અહેવાલમાં ૧૦ ટકાનો આંકડો બતાવીએ તો તેનાથી મતાધિકાર સમિતિને એમ જણાશે કે તે મુકરર કરાયેલો આંકડો છે અને જો તેઓ અધિકતમ ૧૦ ટકા રાખે તો આપણે સંતુષ્ટ થવું જોઈએ. આપણામાંના જેઓએ ૨૫ ટકાનો આંકડો જણાવ્યો તેઓએ હાલની સ્થિતિ અને પુખ્ત મતાધિકાર વચ્ચે અમુક પ્રકારે અસંતોષકારક સમાધાન જેવું કર્યું હતું. જો આપ તે લઈ લો તો મને ખુશી નહિ થાય.

**મિ. ફૂટ :** શ્રી ચિંતામણીએ પુખ્ત વસ્તીના ૨૫ ટકા જણાવ્યા હતા ?

**મિ. ચિંતામણી :** કુલ વસ્તીના.

**મિ. ફૂટ :** હું આપની ક્ષમા ચાહું છું.

**મિ.જોષી :** મને એ કહેતાં ખૂબ દિલગીરી થાય છે કે તમારે અહેવાલમાં એમ નહિ જણાવવું જોઈએ કે એ સૂચન સર્વાનુમતે લેવાયેલું સૂચન છે, કારણ કે હું તો એમાં સંમત નહિ થાઉં અને પૂર્ણ પરિષદમાં પુખ્ત મતાધિકારનો પ્રશ્ન ફરી ખોલવાનો અધિકાર મારા પૂરતો અનામત રાખું છું.

**ડૉ. આંબેડકર :** મારી પણ એ જ સ્થિતિ છે.

**શ્રી જોષી :** એ અહેવાલમાં જણાવવું જોઈએ.

●

**ડૉ. આંબેડકર :** જો એ વ્યવહારૂ બને એવું આપણે જાણીએ તો એ (સાર્વત્રિક પુખ્ત મતાધિકાર) શ્રેષ્ઠ પછીનું બીજું સૂચન ગણાશે.

**અધ્યક્ષ :** એને અધીન રહીને, સમિતિના બાકીના સૌ સંમત છો ?

**સર સી. જહાંગીર :** હું આ ૨૫ ટકાના આંકડા સાથે સંમત થઈ શકતો નથી, સિવાય કે આપણી સમક્ષ સમગ્ર હકીકતો આવી જાય.

**અધ્યક્ષ :** આપણે સૂચવીએ છીએ કે એક નિષ્ણાત સમિતિની રચના કરવી.

**સર પી. સી. મિત્તર :** આપણે હકીકતોને પૂરેપૂરી જાણી લઈએ તે પહેલાં આપણે જાતે વચનથી બંધાઈ જવું આપણા માટે ઠીક નહિ ગણાય.

**અધ્યક્ષ :** આપણું કામ આપણે નિષ્ણાત મતાધિકાર સમિતિને સોંપી દઈએ તે આપણે માટે યોગ્ય નહિ ગણાય. અમુક ભલામણ કરવાની આપણે માટે કમનસીબ સ્થિતિ આવી પડી છે અને આપણે એમ પણ ન કહી શકીએ કે આપણે માત્ર એટલી જ ભલામણ કરીએ કે કોઈક બીજી વ્યક્તિએ આપણું કામ ઉપાડી લેવું જોઈએ.

**સર પી. સી. મિત્તર :** હું તો માત્ર મારો અંગત અભિપ્રાય જ વ્યક્ત કરૂ છું. હું મતાધિકાર સમિતિને એવું સૂચન કરું છું કે બને તેટલો મોટો વધારો થવા જોઈએ અને જેના પર મારે મારો અભિપ્રાય બાંધવાનો હતો તેવી તમામ હકીકતોની જો મને આગળથી ખબર પડી હોત તો મેં ૧૦ કે ૨૦ કે ૫૦ ટકાનો વિરોધ કર્યો ન હોત.

**અધ્યક્ષ :** મને લાગે છે કે આપણે એ સમિતિને કંઈક માર્ગદર્શન આપવું જોઈએ.

**શ્રી ચિંતામણી :** હું નથી જાણતો કે હું જે સૂચન કરવાનો છું તે અંગે આપ સંમત થશો કે કેમ, પરંતુ આપણી સમક્ષ એક મહત્ત્વનું સૂચન એવું પણ છે કે મતાધિકાર સમિતિને એવી લાયકાતો શોધી કાઢવાનું જણાવવું જોઈએ કે જેનાથી, બને ત્યાં સુધી, જુદી જુદી કોમોમાંના મતદારોનું એક જ પ્રમાણ જળવાઈ રહે. સાયમન કમિશને આ દરખાસ્ત કરી હતી. તેને નવેસરથી વિચારી શકાય ખરી ? જો મતાધિકાર સમિતિને એ શક્ય નહિ જણાય તો તેઓ તેને ફગાવી દેશે.

**અધ્યક્ષ :** મને લાગે છે કે એ બીજા શીર્ષક એટલે કે "મતાધિકારનો સામાન્ય પાયો" એ હેઠળ આવે છે. (૧) મતાધિકારની લાયકાતો એક જ વિસ્તારમાં તમામ કોમો માટે એક જ રાખવી ? હું આપનું લક્ષ "એક જ વિસ્તારમાં" એ શબ્દો પ્રત્યે દોરૂ છું. હવે અમે સ્ત્રીઓના મતાધિકાર અથવા એના જેવા બીજા કોઈ વિષય પર ચઢી જઈએ એવું ન કરતા.

**સર પી. સી. મિત્તર :** મને ખબર છે કે શેમાંથી આપે ખાસ હિતો અને કોમી હિતો લઘુમતીઓ માટેની સમિતિ હેઠળ આવે છે એવો નિર્ણય લીધો.

**અધ્યક્ષ :** આપણે એ વિશે આવતી કાલ પછી વધુ જાણી શકીશું. અત્યારે તો આપણે મતાધિકારના સામાન્ય પાયાની અને લાયકાતો તમામ કોમો માટે એક જ રાખવી જોઈએ કે કેમ તેની ચર્ચા કરી રહ્યા છીએ.

દીવાન બહાદુર રામચંદ્ર રાવ : આપે કહ્યું કે આપ પ્રધાનમંત્રી સાથે વાત કરશો અને અમને જણાવશો કે આ બાબત આપણી સમિતિના કે બીજી સમિતિના ક્ષેત્રાધિકાર હેઠળ આવે છે કે કેમ.?

**ડૉ. આંબેડકર :** હું એક સૂચન કરવા માગું છું. આ સમિતિના અમુક સભ્યોએ જણાવ્યું કે સાર્વત્રિક પુખ્ત મતાધિકારનો પ્રશ્ન હાલમાં શક્ય નથી અને વ્યવહાર્ય પણ નથી. તેમ છતાં મને લાગે છે કે કોઈપણ ભોગે દલિતો માટે પુખ્ત મતાધિકાર રાખવાનું શક્ય છે. શા માટે તમામ કોમોને એક જ મતાધિકાર આપવો જોઈએ તેનું કંઈ કારણ નથી - હકીકતમાં જીવનના વ્યાવહારિક કામકાજમાં આપણને એવા કેસો પણ જોવા મળે કે દરજ્જાની સમાનતા પ્રાપ્ત કરવા આપણે સમાનતાની પધ્ધતિઓ અપનાવવી પડે. દા.ત. વધુ ગરીબ વર્ગોની સામે વધુ માલદાર વર્ગો સાથે વ્યવહાર કરવાની બાબતમાં વધુ ગરીબ વર્ગોના લાભ માટે આપણે અમુક ખાસ ઉપાયો લઈએ જ છીએ. આપણે વધુ ગરીબ લોકો કરતાં માલદાર વર્ગ પર વધુ ઉંચા દરે કરવેરા નાખીએ છીએ અને એનો ઉદ્દેશ તો એ જ હોય છે કે કરવેરા ચૂકવવાની શક્તિના સિધ્ધાંતનો વ્યવહારમાં અમલ કરી શકાય. મને લાગે છે કે દલિતોને એ જ વિચારણા લાગુ પાડવી જોઈએ. જો સમિતિનો ઉદ્દેશ એ હોય કે મતદારમંડળમાં તમામ કોમોને સમાન પ્રમાણમાં પ્રતિનિધિત્વ મળવું જોઈએ, તો એ હેતુ માટે જુદા પ્રકારનો વ્યવહાર એ જ માત્ર જો ઉપલભ્ય સાધન હોય તો શા માટે એક વર્ગના લોકો સાથે બીજા વર્ગના લોકો કરતાં જુદી રીતે વ્યવહાર ન કરવો જોઈએ ? મને લાગે છે કે જો પુખ્ત મતાધિકાર દલિતોને લાગુ પાડવાનો હોય અને બીજી કોમોને લાગુ પાડવાનો ન હોય, પરંતુ જો બીજી કોમો માટે લોર્ડ ઝેટલેન્ડે સૂચવ્યા પ્રમાણેની પધ્ધતિ હોય તો વાસ્તવિક રીતે જોતાં તે કોઈપણ રીતે ભેદભાવ નહિ ગણાય અને પ્રાંતોમાં ઉપલભ્ય ચૂંટણી વિષયક તંત્ર પર કશું ભારે દબાણ પણ તેનાથી નહિ મુકાય. દલિતોની અમુક પ્રકારની સ્થિતિ જોતાં અને તેઓને મતાધિકારની પધ્ધતિ સિવાયની બીજી કોઈપણ પધ્ધતિ મતાધિકાર નહિ આપી શકે એવો મોટાભાગનો અભિપ્રાય જોતાં અને તેવા મત વગર હાલના સમયમાં

વિધાનમંડળ માટે ઊભા રહેતા કોઈ પણ ઉમેદવાર દ્વારા તેઓના માટે ચિંતા વ્યક્ત કરવામાં નહિ આવે એ જોતાં આ સિધ્ધાંત જ ઉચિત ગણાશે. મને લાગે છે કે અ સિધ્ધાંત દલિતોને લાગુ પાડવાનું જો સમિતિ માન્ય રાખે તો સમિતિ કોઈ ભારે નુકસાન નહિ કરી નાખે.

## ત્રીજી બેઠક - તા. ૩૦મી ડિસેમ્બર, ૧૯૩૦

**અધ્યક્ષ :** આપણે હવે, શૈક્ષણિક લાયકાતના પ્રશ્નની ચર્ચા કરીએ છીએ. હું આપને યાદ અપાવું કે આપણે બીજો નિર્ણય એવો કર્યો હતો કે, "અમે ભલામણ કરીએ છીએ કે કોઈ એક વિસ્તારમાં મતાધિકારની લાયકાત તમામ કોમો માટે એક જ રાખવી જોઈએ પરંતુ અમે ઈચ્છીએ છીએ કે નિષ્ણાત મતાધિકાર સમિતિએ પોતાની દરખાસ્તો કરવામાં એ લક્ષમાં રાખવું જોઈએ કે આદર્શ પધ્ધતિ તો એ જ હશે કે જેમાં દરેક કોમને બને એટલી શક્ય રીતે મતદાન શક્તિ તેની વસ્તીના પ્રમાણમાં આપવી, અને આ સમિતિએ તેઓના મતાધિકારને બને એટલી વ્યવહાર્ય રીતે એ પ્રમાણે ગોઠવવો જોઈએ કે આ પરિણામ આવી શકે." તેથી, શૈક્ષણિક લાયકાતો અને એવા આ તમામ પ્રશ્નોની વિચારણા કરવામાં આપે એ યાદ રાખવાનું છે કે આપ મતાધિકાર સમિતિને આ તમામ લક્ષમાં લેવાની સત્તા ન આપો ત્યાં સુધી આપ તેઓની કાર્યવાહીને વિસ્તારતા નથી પણ મર્યાદિત બનાવો છો.

**ડૉ. આંબેડકર :** આપે જે નિર્ણય વાંચી સંભળાવ્યો તે અંગે મારે એક પ્રશ્ન પૂછવો છે. મતદાનનું સંખ્યાબળ એ કોમોના સંખ્યાબળને પ્રમાણસર રહેશે એવું પરિણામ આવે તે માટે, જુદી જુદી કોમો માટે જુદા જુદા પ્રકારના મતાધિકારો અંગે વિચારણા કરવાની ઉક્ત મતાધિકાર સંમતિને છૂટ રહેશે એવો તે નિર્ણયનો અર્થ થાય છે ખરો ?

**અધ્યક્ષ :** મને નથી લાગતું કે એવું હોય. આપણે તો મતાધિકાર સમિતિને માર્ગદર્શન આપવાનું છે; તેઓ વિગતો મેળવી લેશે. આપણે તો કેવળ સ્થપતિઓ જ છીએ અને તેઓ કડિયા અને ભવનનિર્માતાઓ છે.

**ડૉ. આંબેડકર :** હું એ સમજું છું, પરંતુ મારે એ જાણવું છે કે તેવા નિર્ણયથી, સમાનતા મેળવવાના ઉદ્દેશથી જુદી જુદી કોમો માટે જુદો જુદો મતાધિકાર રાખવાની મતાધિકાર સમિતિને છૂટ મળે છે કે નહિ.

અધ્યક્ષ : ના. પહેલું વાક્ય જણાવે છે કે આપણે ભલામણ કરીએ કે કાંઈ આપેલા વિસ્તારમાં મતાધિકાર લાયકાત તમામ કોમો માટે એક જ રાખવી જોઈએ. હવે આપણે શૈક્ષણિક લાયકાત અંગેની આપણી ચર્ચા આગળ ધપાવીશું.

●

**શ્રી જાધવ :** શું કોઈપણ વિધાનપરિષદને દસ વર્ષ પછી પીછેહઠ કરવાની અને મતાધિકારને મર્યાદિત બનાવવાની સત્તા રહેશે ખરી ? એમાંની કેટલીક એવું કરવા ઈચ્છે ખરી ?

**અધ્યક્ષ :** તેઓની સત્તા, ઘટાડાની નહિ પણ વિસ્તરણની સત્તા રહેશે.

**ડૉ. આંબેડકર :** આ વિષય અંગે હું બે શબ્દ કહીશ - આપણે લીધેલી સ્થિતિને બાધ ન આવે એ રીતે. મને લાગે છે કે શ્રી જોષીએ સૂચવેલ વિકલ્પોની સાથે સરખાવતાં, સ્વયં વિસ્તરણ માટેની જોગવાઈ કરતો અમુક કાયદો હોવો જોઈએ, અને બીજી મુખ્ય દરખાસ્ત એ છે કે એ બાબત વિધાનમંડળોની મુનસફી પર છોડી દેવી જોઈએ. સાયમન કમિશને કરેલી ભલામણો મને વધુ સારી લાગે છે અને મારા દૃષ્ટિકોણથી વધુ સહેલાઈથી સ્વીકાર્ય લાગે છે. અમુક ચોક્કસ મુદત સુધીમાં મતાધિકારના કામકાજનું પરિણામ શું આવ્યું એ અમુક નિશ્ચિત મુદતને અંતે તપાસનાર અમુક સત્તાતંત્ર રાખવું જોઈએ એ વધુ સારું ગણાશે. એ તંત્ર જોઈ શકશે કે જુદા જુદા પ્રાંતો વચ્ચે કઈ અસમાનતા આવી છે. તે તંત્ર એ પણ જોઈ શકશે કે જો મતાધિકારમાં ફેરફાર કરવાનો હોય તો ચૂંટણીને પહોંચી વળવા માટે દસ વર્ષના અંતે હાલનું તંત્ર કેવું છે અને તે તંત્ર પોતે નિષ્પક્ષ હોવાથી જનતાના અધિકારો અંગે વધુ ઝડપથી, વધુ ન્યાયી અને વાજબી રીતે કાર્યવાહી કરી શકશે, જે કાર્યવાહી વર્ગસભાન લોકો નહિ કરી શકે જેઓને, આજે આપણે દાખલ કરીએ છીએ તેવા મર્યાદિત મતાધિકારના પરિણામ તરીકે સ્થાપવામાં આવ્યા છે. આ બધાં કારણોને લઈને મને લાગે છે કે સાયમન કમિશનની દરખાસ્તો, વિકલ્પો કરતાં વધુ સારી છે.

**સર કાવસજી જહાંગીર :** તેની રચના કોણ કરશે ?

**ડૉ. આંબેડકર :** જે રીતે અધિનિયમમાં સંસદે સૂચવ્યું કે રાજય સેવા કમિશન હોવું જોઈએ એ જ રીતે એવું પણ સૂચવી શકાય કે સમિતિની નિમણૂક કરવી જોઈએ.

**સર કાવસજી જહાંગીર :** કેન્દ્ર સરકાર દ્વારા ?

**ડૉ. આંબેડકર :** હા.

**અધ્યક્ષ :** મને લાગે છે કે આ વિષય અંગેનો મુસદ્દો કઈ રીતે તૈયાર કરવો એનું મને જ્ઞાન છે, પણ હું આપનું મંતવ્ય જાણવા માગું છું - એનો અર્થ એવો નથી કે આપણે અહીં જ અને હમણાં જ ભલામણ કરીએ કે ૧૫ વર્ષ પછી કોઈ નિષ્ણાત મતાધિકાર સમિતિ કે બીજી કોઈ સમિતિની રચના કરવી જોઈએ, પરંતુ એક પ્રાંત પોતાનો મતાધિકાર બીજા પ્રાંત કરતાં વધુ ઉદારતાપૂર્વક વિસ્તારે તેવી શક્યતા જોતાં આ આખી બાબત હાથમાંથી સરી જાય તેથી આ બાબતની તપાસ રાખવા કોઈ તંત્રની રચના કરાય તેવી શક્યતા આપણે વિચારવી જોઈએ કે આપણે આ બાબતોને પ્રાંતો પર છોડી દઈને કેવળ આત્મસંતુષ્ટ થઈ જવું જોઈએ કે પછી આપણે ડૉ.આંબેડકરના સમિતિના વિચારને અપનાવવો જોઈએ ? આપણે એવું કહેવાની જરૂર નથી કે તે અસ્તિત્વમાં આવી ગઈ છે અથવા તે ક્યારે અસ્તિત્વમાં આવશે પરંતુ જો તે અસ્તિત્વમાં આવે તો તે કાર્ય કરતી થઈ જશે.

**શ્રી બસુ :** કોઈપણ સમયે જ્યારે કેન્દ્ર સરકાર સમિતિની નિમણૂક કરવાનું ઈચ્છે ત્યારે.

**અધ્યક્ષ :** આપણે એ નહિ કહીએ કે કઈ રીતે તેની નિમણૂક થવાની છે, પરંતુ આવું તંત્ર નીમવાની શક્યતા વિશે આપ શું કહો છો ?

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** મને લાગે છે કે સંસદે આવા તંત્રની રચના કરવી જોઈએ નહિ પરંતુ ભારત સરકારે આવા તંત્રની રચના કરવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** તેનાથી શું ફરક પડશે ?

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** આ બધી બાબતોમાં આપણે મોટું સ્વાતંત્ર્ય જવા દઈએ છીએ. હું સંસદીય નિયંત્રણને દૂર કરવા માગું છું. હું એ જાણવા માગું છું કે દરખાસ્ત શી છે ? જો આપ એમ કહો કે અમુક વર્ષો પછી તમામ પ્રાંતોમાં આ પ્રશ્ન તપાસવા માટે સમિતિની નિમણૂક કરવાની ભારત સરકારને સત્તા રહેશે તો મને કંઈ વાંધો નથી, પરંતુ જો એ એવો પ્રશ્ન હોય કે જેને સંસદ ફરી પાછી દસ વર્ષ પછી તપાસવાની હોય તો હું તેનો સંપૂર્ણ વિરોધ કરું છું. જે દ્વારા મતાધિકારને

વિસ્તારવામાં આવે તેવી સમિતિની નિમણૂક સામે મને કંઈ વાંધો નથી, પરંતુ હું ઈચ્છું છું કે સત્તા સમગ્ર રીતે ભારત સરકારમાં નિહિત કરવી જોઈએ અને અમુક વર્ષોમાં કે અમુક વર્ષો પછી એવી કોઈ બાબત માટેની જરૂરિયાત ઊભી થાય ત્યારે ત્યારે તેના વિવેકનિર્ણય અનુસાર તેનો ઉપયોગ કરે.

**ડૉ. આંબેડકર :** આ સમિતિની નિમણૂક સંસદ દ્વારા કરાય કે ભારત સરકાર દ્વારા કરાય તેની આ પેટા-સમિતિનાં કાર્યો પર તેની કઈ રીતે કોઈ અસર થાય ?

**દીવાન બહાદુર રામચંદ્ર રાવ :** આપણે સત્તા ભારત પાસેથી લઈને સંસદને સોંપીએ છીએ કારણ કે ૧૯૧૯માં જયારે આ પ્રશ્ન સંસદીય સમિતિ સમક્ષ આવ્યો ત્યારે મેં અને મારી સાથે બીજાઓએ એવી દલીલ કરી કે આના જેવા પ્રશ્નોની સોંપણી ભારતમાંના સત્તાતંત્રોને કરવી જોઈએ; અને એવું પગલું ભરવામાં આવ્યું ન હોવાના કારણે આપણે હવે, તપાસાઈ રહેલી મતાધિકાર અંગેની એકત્રિત ફરિયાદોનો સામનો કરી રહ્યા છીએ અને એવી તપાસ કરી શકાતી નથી કારણ કે સંસદીય પરવાનગી જરૂરી બની ગઈ હતી. તેથી, મારું સૂચન છે કે તે દિશામાં લેવાનું કોઈપણ પગલું એ હોવું જોઈએ કે ભારત સરકારને સંપૂર્ણ સત્તાની સોંપણી અને અમુક વર્ષોમાં મતાધિકારનો સમગ્ર પ્રશ્ન તપાસવા માટે તેના વિવેકનિર્ણય મુજબ તેનો ઉપયોગ કરવો. આ એવો મુદ્દો છે જેના પર હું ભાર મૂકવા ઈચ્છું છું.

**ડૉ. આંબેડકર :** મને અને મારા કેટલાક મિત્રોને હવે એ સ્પષ્ટ સમજાયું છે કે આપણે પેટા-સમિતિ સમક્ષ મુકાનારી અમુક દરખાસ્તોમાંથી અસંમતિ નોંધ કરવી પડશે. જુદા જુદા મુદ્દાઓ અંગે અસંમતિ નોંધ આપને આપવાની પરવાનગી આપશો અને આપ એને અહેવાલ સાથે જોડવાની મહેરબાની કરશો કે આપ અમને બીજી કોઈ પધ્ધતિ બતાવશો ?

**અધ્યક્ષ :** મને નથી લાગતું કે અત્યાર સુધી કોઈપણ પેટા-સમિતિએ લઘુમતી અહેવાલો જેવા હોય તેવા જોડયા હોય; મને લાગે છે કે પેટા-સમિતિનો અહેવાલ એક અહેવાલ રહ્યો છે, પરંતુ તેના આમુખમાં નિર્દેશ કરવામાં આવ્યો છે કે અમુક સભ્યોએ-જરૂરી હોય તો નામ દર્શાવવાં-અસંમતિ દર્શાવી છે.

ડૉ. આંબેડકર : આપની પરવાનગીથી હું એક ગેરફાયદો જે મને એ કાર્યપધ્ધતિમાં જણાય છે તે દર્શાવીશ. જો અમારી અસંમતિ નોંધ રેકર્ડ પર મૂકવાની અમને છૂટ ન હોય તો આપ અમારું સૂચન નક્કર સ્વરૂપે રજૂ કરવાની અમને તક ન આપો. જો અમને એમ કરવાની છૂટ હોય તો અમે એ કરીએ. અમે સંમત થતા નથી એમ કહેવાની નકારાત્મક છૂટ અમને આપવામાં આવે છે.

અધ્યક્ષ : મને ખાતરી છે કે અમે આપની સાથે સંમત નહિ થઈ શકીએ. હું માનું છું કે આપે આપનો વાંધો તદ્દન સ્પષ્ટ જણાવ્યો છે. આપ ખરેખર જે માગો છો તે પુખ્ત મતાધિકાર છે, અને મને લાગે છે કે આપણી પાસે એક વાક્ય અંદર એવું દર્શાવે છે કે આપણી પેટા-સમિતિના અમુક સભ્યોએ આની સામે વાંધો ઉઠાવ્યો કારણ કે તેમને લાગ્યું કે પુખ્ત મતાધિકારની પધ્ધતિ એ જ માત્ર સંતોષકારક પધ્ધતિ હતી. એમાં મુદ્દો આવી જાય છે.

ડૉ. આંબેડકર : આપણે શું કરવું જોઈએ તેનો આધાર અહેવાલ પર રહેશે.

અધ્યક્ષ : મુશ્કેલી ઊભી ન થાય ત્યાં સુધી મુશ્કેલીને ભુલી જઈએ. અને જોઈએ કે અમે આપની સાથે સંમત થઈ શકીએ છીએ કે કેમ. મને લાગે છે થઈ શકીશું.

## ચોથી બેઠક - તા. ૧લી જાન્યુઆરી, ૧૯૩૧
## અહેવાલનો મુસદ્દો - મુદ્દો ૪

**૪. મતાધિકારનું વિસ્તરણ :** વ્યાપક રીતે એવું ઠરાવાયું હતું કે પુખ્ત મતાધિકાર એ લક્ષ્ય હતો અને તે તરત સિધ્ધ કરવો જોઈએ, ત્યારે એવું સંમત થવાયું હતું કે મતાધિકારનો પાયો તરત વિસ્તારવો જોઈએ અને તેમાં ભારે વધારે હિતાવહ હતું.

હાલના સંજોગોમાં આ કેટલે અંશે વ્યવહાર્ય હતું એ અંગે અમુક મતભેદ પ્રવર્તતો હતો અને એવું સમજવામાં આવ્યું હતું કે પ્રગતિની ચોક્કસ મર્યાદાઓ નક્કી કરવા અંગેની જરૂરી સામગ્રી પેટા-સમિતિ પાસે ન હતી. કાનૂની કમિશને મતદારોની સંખ્યામાં આવો વધારો એવી રીતે કરવાનું સૂચન કર્યું કે જેથી તે સંખ્યા વસ્તીના દસ ટકા જેટલે આવે.

અમે ભલામણ કરીએ છીએ કે નિષ્ણાત મતાધિકાર કમિશનની નિમણૂક કરવી જોઈએ અને તેને સૂચના આપવી જોઈએ કે મતદારમંડળમાં તાત્કાલિક વધારો કરવાની જોગવાઈ એવી રીતે કરવી કે જેથી કરીને કુલ વસ્તીના દસ ટકાથી ઓછી નહિ તેટલી સંખ્યાને મતાધિકાર આપી શકાય, અને વાસ્તવમાં વધુ મોટી સંખ્યાને - પરંતુ કુલ વસ્તીના પચીસ ટકાથી વધુ નહિ તેટલી સંખ્યાને મતાધિકાર આપી શકાય - જો પૂરી તપાસ કરીને એમ કરવું વ્યવહાર્ય અને ઈચ્છનીય બને તો.

અમે ભલામણ કરીએ છીએ કે આ વધારા માટેની જોગવાઈ કરવા ઉપરાંત કમિશને એક એવી યોજના શરૂ કરવા અંગે વિચારણા કરવી જોઈએ કે જેના પરિણામે સીધો મત આપવાનો જેમને હક ન હોય તેવા તમામ પુખ્ત વયના લોકોને આશરે ૨૦ જણાનાં પ્રાથમિક જૂથોમાં દરેક જૂથમાંથી એક પ્રતિનિધિની ચૂંટણી માટે એક સાથે લાવવામાં આવે જે પ્રાંતિક ચૂંટણીઓમાં કાં તો એ જ મતવિસ્તારોમાંથી સીધી રીતે લાયકાત ધરાવતા મતદારો તરીકે અથવા તેઓના માટે રચવામાં આવનારા અલગ મત વિસ્તારોમાં મત આપવાના હકદાર રહેશે.

(શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ.આંબેડકર અને શ્રી. શ્રીનિવાસન આ દરખાસ્તોને માત્ર "બીજી ઉત્તમ" તરીકે ગણે છે અને એમ વિચારે છે કે પુખ્ત મતાધિકાર તાકીદે દાખલ કરવું એ વ્યવહાર્ય પણ છે અને ઈચ્છનીય પણ છે.

સર કાવસજી જહાંગીર, સર પી.સી. મિત્તર અને શ્રી બસુ અમે સૂચવ્યું છે તે પ્રમાણે અધિકતમ કે ન્યૂનતમ અંગે સંમત થતા નથી, પરંતુ ઈચ્છે છે કે પુખ્ત મતાધિકારનો વિવેકનિર્ણય સંપૂર્ણપણે નિર્બંધ હોય.)

## અહેવાલના મુસદ્દાના મુદ્દા જ અંગે ચર્ચા

**ડૉ. આંબેડકર :** હું ફકરા ૪ અંગે સુધારો રજૂ કરવા માગું છું એટલે કે બીજી કલમમાં ૨જી લીટીમાં "વ્યવહાર્ય" એ શબ્દ પહેલાં નીચેના "હાલના સંજોગોમાં ઉપલબ્ધ ચૂંટણી વિષયક તંત્ર સાથે આ કેટલે અંશે વ્યવહાર્ય હતું એ અંગે કેટલાક મતભેદ હતા" એ શબ્દો ઉમેરવા. હવે એ આ રીતે વંચાશે "હાલના સંજોગોમાં ઉપલબ્ધ ચૂંટણીવિષયક તંત્ર સાથે આ કેટલે અંશે વ્યવહાર્ય હતું એ અંગે કેટલાક મતભેદ હતા."

**કેટલાય સભ્યો :** બીજાં કારણો છે.

**ડૉ. આંબેડકર :** એ મારો સુધારો છે. સમિતિના મિજાજને સારાંશમાં મૂકનાર શ્રેષ્ઠ જજ તરીકે હું અધ્યક્ષ પર એ છોડું છું, પરંતુ મારા મન પર પડેલી છાપ એવી હતી કે તરતના ભવિષ્ય માટે સાર્વત્રિક પુખ્ત મતાધિકારને વ્યવહારુ રાજકારણ ગણીને તેનો જેઓએ વિરોધ કર્યો હતો તેઓમાંના બહુમતી લોકોએ એટલા માટે એમ કર્યું હતું કે જો દરેક વ્યક્તિને મત આપવાની છૂટ આપવામાં આવે તો એ પરિસ્થિતિને પહોંચી વળવા માટે ભારતમાં પૂરતું ચૂંટણીવિષયક તંત્ર ન હતું.

**અધ્યક્ષ :** ડૉ.આંબેડકર, હું પોતે એમ નથી માનતો કે એકમાત્ર એ જ કારણ હતું જેના પર આ બાબત રજૂ કરાઈ હતી. એ મુખ્ય કારણોમાંનું એક કારણ હતું, પરંતુ સમિતિના મંતવ્યની નોંધ કરવામાં, મને નથી લાગતું કે આપણે, એ જ માત્ર એક કારણ હતું એમ કહીને આપણી જાતને મર્યાદિત બનાવવી જોઈએ. દા.ત. સંદેશાવ્યવહારની મુશ્કેલી અને પ્રવાસ માટેની સગવડોનો અભાવ અને એવાં બીજાં પણ ઘણાં કારણો પર ભાર મૂકવામાં આવ્યો હતો.

**ડૉ. આંબેડકર :** હું ઈચ્છું છું કે એ બાબત અહેવાલમાં સ્પષ્ટ જણાવવામાં આવે.

**શ્રી જોષી :** આપ એને આવા શબ્દોમાં મૂકી શકો, "વ્યવહારુ ચૂંટણી કામગીરી અંગેની મુશ્કેલીઓ."

**સર કાવસજી જહાંગીર :** પરંતુ બીજા પણ વાંધા છે.

**શ્રી જોષી :** આપણે સામાન્ય બહુમતીની વાત કરીએ છીએ અને એ લોકોની વાત નથી કરતા કે જેઓ સિધ્ધાંત ખાતર મત આપવા નથી માગતા.

**અધ્યક્ષ :** મને લાગે છે કે જે કહેવાઈ ચૂકયું છે તેમાં મુદ્દો આવી જાય છે. આખરે તો, આપ અને શ્રી જોષી નોંધમાં છેડે આવો જ છો.

**ડૉ. આંબેડકર :** હું એ તદ્દન સમજું છું. અલબત્ત અમે એક આદર્શના હિમાયતી છીએ તેથી અમારે 'બીજી શ્રેષ્ઠ' વસ્તુ સ્વીકારવી પડે. પરંતુ અમે એવું તો ઈચ્છીએ જ કે એ 'બીજી શ્રેષ્ઠ' વસ્તુને બની શકે તેટલી સારી કરવામાં આવે. મને લાગે છે કે મારો મુદ્દો સ્પષ્ટ કરવો જરૂરી છે જેથી નિષ્ણાત મતાધિકાર સમિતિ તે અંગે વિચારણા કરી શકે.

**અધ્યક્ષ :** મને નથી લાગતું કે તેથી સમિતિના બહુમતી સભ્યો સંમત થાય. મને લાગે છે કે સમિતિના બહુમતી સભ્યોને એમ લાગશે કે શબ્દોમાં વધઘટ કરવી જોઈએ નહિ.

હવે બીજું વાક્ય જે આ શબ્દોથી શરૂ થાય છે તેનું શું કરવું ? "અમે ભલામણ કરીએ છીએ કે નિષ્ણાત મતાધિકાર સમિતિની નિમણૂક કરવી જોઈએ અને તેને સૂચનાઓ આપવી જોઈએ કે મતદારમંડળમાં તાકીદે વધારો કરવાની જોગવાઈ કરે કે જેથી કરીને કુલ વસ્તીના દસ ટકાથી ઓછા નહિ એટલા વાસ્તવમાં વધુ મોટી સંખ્યાના પરંતુ કુલ વસ્તીના પચીસ ટકાથી વધુ નહિ તેટલા લોકોને મતાધિકાર મળી શકે - જો તેમ કરવું, પૂરી તપાસ પછી, વ્યવહાર્ય અને ઈચ્છનીય જણાય."

**ડૉ. આંબેડકર :** "પરંતુ નહિ" એ શબ્દોને બદલે હું "અને તેના બદલે પણ" એ શબ્દો મૂકવા માગું છું.

**અધ્યક્ષ :** આપણામાંના ઘણાને અને મને પણ એવું લાગ્યું છે કે પચીસ ટકાનો તાકીદનો વધારો કંઈક અંશે તેને ખેંચવા જેવું ગણાય અને મને નથી લાગતું કે આપણે તેને વધુ ખેંચવા જણાવવું જોઈએ. વળી, ડૉ.આંબેડકર, આપ તો આપના અનામત હેઠળ આવો છો.

**ડૉ. આંબેડકર :** મારો બીજો સુધારો એ છે કે "અને ઈચ્છનીય" એ શબ્દો કાઢી નાખવા. આ બાબત, ગમે તેટલો વધારો ઈચ્છનીય છે કે નહિ તે ખરેખર તો આ સમિતિએ નકકી કરવાની છે. તેનો નિર્ણય નિષ્ણાત મતાધિકાર કમિશન દ્વારા કરી શકાય નહિ. તે કમિશનની નિમણૂક, આપણે લઈએ તે નિર્ણયોનો અમલ કરવા માટેના સાધનોપાય શોધી કાઢવા માટે કરવામાં આવી છે. કેટલો વધારો ઈચ્છનીય છે તે ચોકકસ એવી બાબત નથી જેને નવા મતાધિકાર કમિશનની સત્તા પર છોડી ન શકાય. તે દૃષ્ટિકોણથી હું માનું છું કે આ શબ્દો પડતા મૂકવા જરૂરી છે.

**અધ્યક્ષ :** શું વ્યવહાર્ય છે અને શું ઈચ્છનીય છે એ બેને અલગ કરવું બહુ મુશ્કેલ છે. "વ્યવહાર્ય" એ સ્થિતિસ્થાપક શબ્દ છે. તે સિધ્ધ કરવું બહુ મુશ્કેલ હોઈ કે સિધ્ધ કરવું મુકાબલે સરળ વાત હોઈ શકે; પરંતુ તે સિધ્ધિ માટે શક્ય હોઈ શકે અને તેથી આપ એમ કહી શકો કે એ વ્યવહાર્ય છે. ઈચ્છનીયતા અંગે વિચારણા કરવામાં

કોઈ બાબત વ્યવહાર્ય છે. તેટલે અંશે આપ આપનું મન ભાગ્યે જ બંધ કહી દઈ શકો, એ બંને બાબત કંઈક અંશે એક સાથે આવવી જોઈએ.

ડૉ. આંબેડકર : અમે નક્કી કર્યું છે કે અમારા મતે વસ્તીના પચીસ ટકા લોકોને આવરી લેતું વિસ્તરણ ઈચ્છનીય છે.

અધ્યક્ષ : આપ "વ્યવહાર્ય"જેવા સ્થિતિસ્થાપક શબ્દનો ઉપયોગ કરો છો. મને લાગે છે કે એ જ મુશ્કેલી છે. આપ બંને શબ્દોને સંપૂર્ણ અભેદ્ય એવાં ખાનાંમાં મૂકી શકો નહિ. જે વ્યવહાર્ય છે તેની સામી અસર જે ઈચ્છનીય છે તેના પર પડવી જોઈએ, અને આપ બહુ સ્થિતિસ્થાપક શબ્દનો ઉપયોગ કરો છો. મને લાગે છે કે અહીં એ બંનેને રાખવા વધુ શાણપણભર્યું ગણાશે. આપણે પુખ્ત મતાધિકારને એક આદર્શ તરીકે જોઈએ છીએ એવું શરૂઆતમાં કહીને આપણા નિર્દેશનો સ્પષ્ટ મત આપણે આપીએ છીએ.

●

અધ્યક્ષ : આપણે લીટી પછી લીટી લઈએ તો વધુ સારૂ જો તેઓ સુધારો સૂચવે તો કોઈ તેમાં દખલ કરશે ખરૂ ? "અમે ભલામણ કરીએ છીએ કે આ વધારા માટેની જોગવાઈ કરવા ઉપરાંત કમિશને એક એવી યોજના શરૂ કરવાની વિચારણા કરવી જોઈએ કે જે દ્વારા સીધો મત આપવાના હકદાર નહિ તેવા તમામ પુખ્ત વયના લોકોને આશરે ૨૦ લોકોનાં પ્રાથમિક જૂથોમાં એક સાથે ભેગા કરી દેવા," - પછી આ શબ્દો દાખલ કરવા વિચારાયું છે "અથવા કોઈ બીજી અનુકૂળ રીતે. " એમાં કોઈ વાંધો છે ?

- "સીધેસીધી લાયકાત ધરાવતા મતદારો તરીકે એ જ મતવિસ્તારોમાં અથવા તેઓ માટે રચવામાં આવનાર અલગ મતવિસ્તારોમાં પ્રાંતિક ચૂંટણીઓમાં મત આપવાના જેઓ હકદાર રહેશે તેવા દરેક જૂથમાંથી એક પ્રતિનિધિની ચૂંટણી માટે."

" (શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ.આંબેડકર અને શ્રી શ્રીનિવાસન આ દરખાસ્તોને માત્ર 'બીજી ઉત્તમ'તરીકે ગણે છે અને એવું વિચારે છે કે પુખ્ત મતાધિકાર તાકીદે દાખલ કરવો એ વ્યવહાર્ય અને ઈચ્છનીય છે.) "

**ડૉ. આંબેડકર :** મારે કહેવું જોઈએ કે મિ. કે.ટી.પાઉલ પણ અમારા જેવો જ અભિપ્રાય ધરાવતા હતા.

**અધ્યક્ષ :** તેની નોંધ લેવામાં આવશે.

**શ્રી જોષી :** મારી દરખાસ્ત છે કે "બીજી ઉત્તમ"એ શબ્દોને બદલે "તદ્દન અપર્યાપ્ત"એ શબ્દો મૂકવા.

**અધ્યક્ષ :** સજ્જન એ ખરેખર આપની બાબત છે. જો આપ "બીજી ઉત્તમ"એ શબ્દોને બદલે "તદ્દન અપર્યાપ્ત" એ શબ્દો મૂકવાનું પસંદ કરતા હો તો ખરેખર એ બાબત આપે જોવાનું છે. તેથી હવે તે આ રીતે વંચાશે: "શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ. આંબેડકર, શ્રી શ્રીનિવાસન અને મિ. કે. ટી. પાઉલ આ દરખાસ્તોને તદ્દન અપર્યાપ્ત તરીકે ગણે છે અને એમ વિચારે છે કે પુખ્ત મતાધિકાર તાકીદે દાખલ કરવો એ સ્વીકાર્ય અને ઈચ્છનીય છે."

**શ્રી જાધવ :** મારું નામ પણ એ યાદીમાં ઉમેરવું જોઈએ.

**અધ્યક્ષ :** એની નોંધ કરવામાં આવશે. પછી આ પ્રમાણે આગળ ચાલે છે: "સર કાવસજી જહાંગીર, મિ. પી.સી.મિત્તર અને શ્રી બસુ, અમે સૂચવ્યા પ્રમાણે અધિકતમ કે ન્યૂનતમ અંગે સંમતિ આપતા નથી, પરંતુ ઈચ્છે છે કે મતાધિકાર કમિશનનો વિવેકનિર્ણય સંપૂર્ણ રીતે નિર્બંધ રહે." દેખીતું છે કે તેઓને શું જોઈએ છે એ તેઓએ કહેવાનું છે.

**અધ્યક્ષ :** નાની કોમોનું રક્ષણ ખરેખર તો મતદારોની સંખ્યા દ્વારા એટલું બધું નથી થતું જેટલું તેઓના પ્રતિનિધિઓની સંખ્યા દ્વારા થાય છે, પછી ભલે તેમના માટે અલગ મતવિસ્તારો હોય કે પછી તેઓ માટે અનામત સહિતના સંયુક્ત મતવિસ્તારો હોય. તેઓના રક્ષણ માટે એ મુખ્ય બાબત છે.

પરંતુ એક નિર્ણય પ્રાપ્ત કરવાના પ્રયાસ તરીકે શું આપણે એમ ન કહી શકીએ કે "દરેક કોમ" એ શબ્દોનો ઉપયોગ કરવાને બદલે " અમે ઈચ્છીએ છીએ કે મતાધિકાર કમિશને પોતાની દરખાસ્તો કરવામાં એનો ખ્યાલ રાખવો જોઈએ કે એક આદર્શ પધ્ધતિ એ રહેશે કે શક્ય તેટલા પ્રમાણમાં બહુમતી કોમોને પ્રમાણસરમાં મતદાન સંખ્યાબળ આપવું." મને લાગે છે કે એ ચાલશે.

સર સી. જહાંગીર : "બે મોટી કોમોને"

અધ્યક્ષ : એમનો મુદ્દો એ છે કે તેઓ પોતાની જાતને મોટી કોમો પૂરતા મર્યાદિત રાખવા માગતા નથી, પરંતુ તેઓ એને આ રીતે કહેવા માગે છે કે તેઓ મોટી કોમોની બાબતમાં માત્ર ભલામણ જ કરે છે; નાની કોમો તો ભલામણની વિષયવસ્તુ છે જ નહિ. આપ તેઓ સાથે એ અંગે સંમત ન થઈ શકો ?

સર સી. જહાંગીર : એ તો બહુ ભયંકર કહેવાય. જ્યારે આપ અલગ મતદારમંડળની વાત કરો છો ત્યારે આપણી પાસે અલગ મતદારમંડળો નથી અને આપણે તે માગતા પણ નથી.

ડૉ. આંબેડકર : એનો આવો અર્થ થાય કે મોટું હાલનું મતદારમંડળ રાખવાનો ફાયદો જાળવી રાખવા માટે મતાધિકારને બહુમતી લોકો સુધી વિસ્તારવો જોઈએ નહિ. આનો અર્થ એ જ થાય છે કે જો સર કાવસજી જહાંગીરે ચૂંટણી વિષયક સંખ્યાબળના સંદર્ભમાં તેમનો વસ્તીનો હાલનો ગુણોત્તર જાળવી રાખવો હોય તો દેશમાંના બીજા લોકોને ચૂંટણીવિષયક સંખ્યાબળ પર રાખવા જોઈએ નહિ.

સર સી. જહાંગીર : હું જે કહેવા માગું છું તેનો અર્થ એ થાય છે કે વધુ નાની કોમને જોખમમાં મૂકવી જોઈએ નહિ.

ડૉ. આંબેડકર : મતાધિકારને કોઈ પણ દૃષ્ટિએ ઘટાડવામાં આપની સ્થિતિ જોખમમાં આવી જ પડવાની છે, અને જો આપને લાગતું હોય કે બીજા મતદારોના પ્રમાણની દૃષ્ટિએ આપની સ્થિતિ ઘટી જાય, તો આપની સુરક્ષા, કાં તો બહુમતીમાં વિશ્વાસ મૂકવામાં અથવા તો અલગ મતદારમંડળોની માગણી કરવામાં રહેલી છે. પરંતુ આપ એમ ન કહી શકો કે : "અમને નીચે ફેંકી દેવામાં આવશે એ કારણે અમે ડૂબી જઈશું, તેથી બીજી કોમોને એ આપવું જોઈએ નહિ."એનો અર્થ એ જ થાય છે, બીજો કંઈ નહિ.

સર સી. જહાંગીર : હું એવું નથી કહેતો.

અધ્યક્ષ : મને ડર છે કે આપણે આપણો નિર્ણય કરવો પડશે. યાદ રાખો, જો આપ એવું ઈચ્છશો કે આપણે પુખ્ત મતાધિકાર એક આદર્શ છે એ અંગે સંમત થઈએ

છીએ તો આપણે અહેવાલના એ ભાગને વટાવી ગયા છીએ. મેં આ શબ્દો સૂચવ્યા છે . શક્ય તેટલા પ્રમાણમાં નિદાન બહુમતી કોમોને આપવામાં આવશે."

સૌ પ્રથમ હું કમિશન સમક્ષ રજૂઆત કરીશ કે શબ્દો જેમ છે તેમ રહેવા જોઈએ,"જો શક્ય હોય તો દરેક કોમને આપો."એની વિરુધ્ધમાં કોણ છે ?

એની નોંધ લેવામાં આવશે કે સર કાવસજી જહાંગીર, કર્નલ ગિડની અને સરદાર ઉજજલ સિંઘ વાક્યના પાછલા ભાગ અંગે અસંમત છે.

**ડૉ. આંબેડકર :** જો આપ મતાધિકાર કમિશન સમક્ષ તે રજૂ કરવા માગતા હો તો અમે હજી પણ એવું કહેવાનું પસંદ કરીશું કે અમારા મતે પુખ્ત મતાધિકારનો સિધ્ધાંત દલિતોને લાગુ પાડવો જોઈએ.

**અધ્યક્ષ :** આપણે એમ કર્યું જ છે.

**મી. ફુટ :** નહિતર, આપ દરેક ફકરામાં ઉમેરણ મૂકો.

**અધ્યક્ષ :** દરેક વખતે આપણે એવું ન કરી શકીએ.

**શ્રી જાધવ :** મુંબઈમાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણો તથા જુદી જુદી કોમો, દલિતો તમામને ઉમેરવા જોઈએ.

**અધ્યક્ષ :** આપણે એમાં ન પડીએ.

(ડૉ. આંબેડકર ફકરા ૧૩ અંગે પોતાની અસંમતિની નોંધ કરવાનો આગ્રહ રાખે છે.)

●

**મી. ફુટ :** માત્ર એક જ મુદ્દો છે. પુખ્ત મતાધિકાર માટેની માગણી પર આધારિત વ્યાપક વિરોધ જોતાં, શું આપે દરેક ફકરા નીચે નોંધ મૂકવી જરૂરી છે ? શ્રી જોષીએ અને તેમના સાથીઓએ લીધેલા વાંધાને મૂર્ત કરતી વ્યાપક નોંધ શું છેડે ન મૂકી શકાય ?

**અધ્યક્ષ :** મને લાગે છે કે આપને માટે એ વધુ સારું ગણાશે. હું આપની સ્થિતિ તદ્દન સમજું છું.

**ડૉ. આંબેડકર :** એ હું આપના પર છોડું છું.

**અધ્યક્ષ :** જો હું એમ કહું કે મને લાગે છે કે જો આપ સ્ત્રીઓના મત અંગે વિરોધ કરતા માલૂમ પડશો તો આપ મુશ્કેલ સ્થિતિમાં આવી પડશો.

**ડૉ. આંબેડકર :** એમ કરવા માટેનું બહુ સારું કારણ અમારી પાસે છે . અમે મનથી તદ્દન તૈયાર છીએ અને એ કારણસર ગમે તેવો વિરોધ ઊભો થાય તેને અમે પહોંચી વળી શકીએ એમ છીએ. અમને સ્ત્રીઓ પ્રત્યે સૈધ્ધાંતિક વાંધો નથી.

. **શ્રી જાધવ :** અધિકતમ ૨૫ ટકા સ્ત્રીઓ દ્વારા લઈ લેવાશે અને પછી મતાધિકારમાં બીજો કોઈ ઘટાડો કરવાની જરૂર રહેશે નહિ.

## અખિલ પરિષદની સમિતિ -
## પેટા-સમિતિ નં.૬ના અહેવાલનો સારાંશ (મતાધિકાર)
## તા. ૧૬મી જાન્યુઆરી, ૧૯૩૧

(કેટલાક ફકરા ડૉ. આંબેડકરની દરખાસ્તો સાથે સંબધિત છે

પેટા-સમિતિએ ભલામણ કરી, જુઓ :

ફકરો ૪ : (૧) કે નિષ્ણાત મતાધિકાર કમિશનની નિમણૂક કરવી જોઈએ અને તેને એવી સૂચનાઓ આપવી જોઈએ કે મતદારમંડળમાં તાકીદે વધારો કરે જેથી કરીને કુલ વસ્તીના ૧૦ ટકાથી ઓછા નહિ તેટલા લોકોને અને વાસ્તવમાં તેથી મોટી સંખ્યામાં પરંતુ કુલ વસ્તીના ૨૫ ટકાથી વધુ નહિ તેટલા લોકોને - પૂરી તપાસ પછી જો વ્યવહાર્ય અને ઈચ્છનીય જણાય તો, મતાધિકાર આપી શકાય.

(૨) કે આ વધારા માટેની જોગવાઈ કરવા ઉપરાંત કમિશને એક એવી યોજના દાખલ કરવા અંગે વિચારણા કરવી જોઈએ કે જે દ્વારા, સીધેસીધા લાયકાત ધરાવતા મતદારો તરીકે કાં તો એ જ મતવિસ્તારોમાં અથવા તો તેઓ માટે રચવાના અલગ મતવિસ્તારોમાં પ્રાંતિક ચૂંટણીઓમાં મત આપવાના હકદાર હોય તેવા દરેક જૂથમાંથી એક પ્રતિનિધિની ચૂંટણી માટે, આશરે ૨૦ લોકોનાં અથવા કોઈ બીજી અનુકૂળ રીતે પ્રાથમિક જૂથોમાં સીધો મત આપવા માટે હકદાર ન હોય તેવા તમામ પુખ્ત વયના લોકોને એકસાથે જૂથમાં મૂકવામાં આવે.

(શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ.આંબેડકર, શ્રી શ્રીનિવાસન, મિ. કે.ટી.પાઉલ અને શ્રી જાધવ આ દરખાસ્તોને તદ્દન અપર્યાપ્ત તરીકે ગણાવે છે અને વિચારે છે કે પુખ્ત મતાધિકાર તાકીદે દાખલ કરવો એ વ્યવહાર્ય પણ છે અને ઈચ્છનીય પણ છે.)

ફકરો ૭ : પેટા-સમિતિનો એવો અભિપ્રાય હતો કે મતાધિકાર કમિશને મતાધિકાર માટેની એક વધારાની લાયકાત તરીકે યોગ્ય શૈક્ષણિક લાયકાત ઘડવાની શક્યતા અંગે વિચારણા કરવી જોઈએ.

ફકરો ૮ : પેટા-સમિતિ એ અંગે સંમત થઈ હતી કે હાલની લશ્કરી સેવાની લાયકાતને રાખવી જોઈએ અને ભલામણ કરી હતી કે મતાધિકાર કમિશને આ લાયકાતને વિસ્તારવા અંગે વિચારણા કરવી જોઈએ કે જેથી કરીને સહાયક અને પ્રાદેશિક દળોમાંની સેવાનો સમાવેશ કરી શકાય.

ફકરો ૯ : પેટા-સમિતિ સંમત થઈ હતી કે સ્ત્રીઓ માટે ખાસ લાયકાતો નિયત કરવી જોઈએ અને ભલામણ કરી હતી કે મતાધિકાર કમિશને કાનૂની કમિશનની ભલામણ સહિત ઉપલભ્ય તમામ પુરાવાના આધારે આ પ્રશ્ન પ્રત્યે ખાસ લક્ષ આપવું જોઈએ અને પેટા- સમિતિમાં સૂચન કરવામાં આવ્યું હતું કે કાનૂની કમિશનની દરખાસ્તોમાં જણાવેલી વય-મર્યાદા ૨૫ થી ઘટાડીને ૨૧ કરવી જોઈએ.

(શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ. આંબેડકર અને શ્રી શ્રીનિવાસન ફકરા ૭,૮ અને ૯માંની દરખાસ્તો સાથે અસંમત થયા હતા.)

૧૩. પેટા-સમિતિએ, મતાધિકાર સ્વયંવિસ્તરણનો કોઈપણ કાર્યક્રમ નિયત કરવાની બાબતને સલાહભર્યું ન હોવાનું ગણ્યું હતું. તેણે એવું પસંદ કર્યું હતું કે નવું બંધારણ દાખલ કરવાની તારીખથી ૧૦ વર્ષ પછી પોતાના મતાધિકારનું વિસ્તરણ પોતાના વિવેકનિર્ણય અનુસાર કરવાનું દરેક પ્રાંતિક વિધાનમંડળ પર છોડવું જોઈએ.

(શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ. આંબેડકર અને શ્રી શ્રીનિવાસન એવું માનતા હતા કે મતાધિકારના સ્વયંવિસ્તરણની પસંદગી નિયત કરવી જોઈએ.)

શ્રી જોષી : ફકરા ૯ અંગે હું એક મુદ્દો સ્પષ્ટ કરવા માગું છું. એમ કહેવામાં આવ્યું કે શ્રી જોષી, શ્રી શિવા રાવ, ડૉ. આંબેડકર અને શ્રી શ્રીનિવાસન ફકરા ૭,૮ અને ૯માંની દરખાસ્તો અંગે અસંમત હતા. હું એની નોંધ લેવાય એમ ઈચ્છું છું કે

અમે, સ્ત્રીઓ માટે અમુક પ્રકારની લાયકાતો ઊભી કરવામાં આવે તેવી સ્ત્રીઓની માગણીઓનો વિરોધ કરતા નથી. કમનસીબે, સમિતિમાં અમે જે વલણ લીધું તે અમારે લેવું પડયું હતું, કારણ કે હકીકત એવી હતી કે સમિતિએ મતદારોની કુલ સંખ્યા ઊભી કરવાની અમુક મર્યાદા ઠરાવી હતી અને આ સંજોગોમાં, મતાધિકાર અપાયો ન હોય તેવા લોકોનાં હિતોનું રક્ષણ કરવાની અમારી ફરજ થઈ પડી, કારણ કે જો અમે, મતાધિકાર અપાયો ન હોય તેવા લોકોની પત્નીઓને મતો આપવાનો સિધ્ધાંત સ્વીકારીએ, તો જેમને મતાધિકાર ન હોય તેવા લોકોને મતાધિકાર આપવાની મર્યાદા ઊંચી આવવાની જ. અમે જેમાં મુકાયા હતા તેવી ખાસ અને મુશ્કેલ પરિસ્થિતિના કારણે અમારે, જેમને મતાધિકાર અપાઈ ચૂકયો હોય તેવા લોકોની પત્નીઓને મતો નહિ આપવાનું વલણ અપનાવવું પડયું હતું, અને આમ, જેમને મતાધિકાર અપાયો ન હોય તેવા લોકોને તેઓના અધિકારોથી વંચિત કરવા પડયા હતા. અમે લિંગના કારણે થતી ગેરલાયકાત દૂર કરવાના વિરોધી નથી.

**અધ્યક્ષ :** ફકરો ૯, નોંધ લીધી.

● ● ●

# ૬

# અખિલ પરિષદની સમિતિ-પેટા-સમિતિ નં.૭ (સંરક્ષણ)ના અહેવાલ અંગે ટીકા-ટિપ્પણ તા. ૧૬મી જાન્યુઆરી, ૧૯૩૧

**ડૉ. આંબેડકર :** આ અહેવાલમા ફકરા ૪ના ખંડ (૨)માં હું નીચેની મતલબનો સુધારો રજૂ કરૂ છું કે ભારતીય સેનામાં દલિતો સહિત, હિઝ મેજેસ્ટીના તમામ પ્રજાજનોને ભરતી કરવાનાં તાકીદે પગલાં લેવાં જોઈએ અને એમાં કાર્યક્ષમતા તથા જરૂરી લાયકાતો હોવા અંગે સતત વિચારણા કરવી જોઈએ. હું આ બાબતને કેવળ નોંધવા માટે નહિ પરંતુ એક મહત્ત્વના સુધારા તરીકે રજૂ કરી રહ્યો છું જેથી ગૃહની મરજી એ અંગે જાણી શકાય. મારો સુધારો બહુ સાદો છે : તેનો ઉદ્દેશ, લશ્કરી સેવામાં હિઝ મેજેસ્ટીના પ્રજાજનોના જુદા જુદા વર્ગો વચ્ચેનો ભેદભાવ દૂર કરવાનો છે. બેશક આ સુધારો રજૂ કરવાનો મારો મુખ્ય ઉદ્દેશ, દલિતોના વિશિષ્ટ અધિકારોનું રક્ષણ કરવાનો છે, પરંતુ તેમ કરવામાં હું સમિતિને કોઈ તરફેણ કરવાનું કહેતો નથી; હું સમિતિને એટલું જ કહું છું કે હિઝ મેજેસ્ટીના કોઈ પણ પ્રજાજનને તેની જ્ઞાતિ, ધર્મ કે વર્ણના કારણે રાજ્ય સેવામાં પ્રવેશવામાંથી બાકાત રાખવામાં આવશે નહિ તેવા ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં માન્ય કરેલા સિધ્ધાંતનો અમે વ્યવહારમાં અમલ થાય તે જોવા માગીએ છીએ. તેથી, આમ કરવામાં મને નથી લાગતું કે હું કોઈ ખાસ કૃપા માગી રહ્યો હોઉં.

મહોદય, હું આપને જણાવું કે આ સુધારો. સેવા સમિતિએ અપનાવેલાં ધોરણે છે. જો આપ, આ સમિતિએ નીમેલી સેવા સમિતિનો અહેવાલ જોશો તો આપને જણા કે સેવા સમિતિએ ગંભીર પ્રયાસ કર્યો જ હતો કે હિઝ મેજેસ્ટીના તમામ પ્રજાજનો દેશની રાજ્ય સેવાઓમાં ન્યાયી અને પૂરતી તક મળે, અને તેમણે હિઝ મેજેસ્ટીન પ્રજાજનોને કોઈપણ રાજ્ય સેવામાં પ્રવેશવામાંથી બાકાત રાખવામાં આવે તે સા રક્ષણ આપતા અમુક મૂળભૂત અધિકારો સ્પષ્ટ જણાવ્યા હતા. એટલું જ નહિ પરં તેઓએ પોતાની મર્યાદા વટાવીને, ઍંગ્લોઈન્ડિયનો અને દલિતો જેવી અમુક વિશિ કોમોનો ઉલ્લેખ કરીને ખાસ ભલામણો પણ કરી હતી.

પરંતુ મહોદય, આ, સુધારો માત્ર દલિતોનાં જ હિતમાં નથી. હું એવું કહું છું એ હિઝ મેજેસ્ટીની તમામ કોમો અને પ્રજાજનોનાં હિતમાં પણ છે. હું માનું છું કે એક મોટો જાહેર ભય છે કે ભારતમાંની કોઈ પણ કોમને દેશમાંની કોઈપણ સેવામ ઈજારો સ્થાપવાની છૂટ આપવી. હું કહું છું કે એ એક ભારે મોટો જાહેર ભય છે કારણ કે તેમ કરવાથી ફાયદાની સ્થિતિમાં મૂકવામાં આવેલી આ અમુક કોમોમ શ્રેષ્ઠતાની ભાવના ભડકી ઊઠે છે એટલું જ નહિ પરંતુ તેનાથી, અમુક વિશિષ્ટ કોમ દ્વારા લોકોને અપાતા રક્ષણ પર લોકોને આધાર રાખતા બનાવી દઈને લોકોના કલ્યાણ પણ જોખમમાં મૂકવામાં આવે છે. તેથી મારી રજૂઆત છે કે જ્યારે આપણે ભારત નવું બંધારણ સ્પષ્ટ રીતે નક્કી કરી રહ્યા છીએ ત્યારે આપણે એવી પધ્ધતિથી શરૂઆ કરવી જોઈએ કે જેનાથી હિઝ મેજેસ્ટીના દરેક સભ્યને દેશની કોઈ પણ રાજ્ય સેવામ તેની યોગ્યતાના કારણે તે શક્તિમાન હોય તેવો ભાગ ભજવવાની પરવાનગી આપે અને, મારો સુધારો, ખુદ આ ફકરામાં સ્પષ્ટ જણાવેલા સિધ્ધાંતનું માત્ર તાર્કિક પરિણા જ છે, કારણ કે જો આપ ખંડ ૪નો પેટા-ખંડ ૧ જોશો તો આપને જણાશે કે :

"પેટા-સમિતિ એમ વિચારે છે કે ભારતમાં નવા રાજકીય માળખાની સરકા આવતાં, ભારતના રક્ષણ અંગેની વધતી જતી ચિંતા બ્રિટિશ સરકારે નહિ પરંતુ ભારતના લોકોએ કરવાની રહેશે."

હવે, જો એ વાક્યનો એટલે કે ભારતના રક્ષણ અંગેની વધતી જતી ચિંતા, ભારતના તમામ લોકોએ કરવાની રહેશે - એનો કંઈ પણ અર્થ થતો હોય તો તેવી ચિંતા કોઈ અમુક કોમે નહિ પરંતુ ભારતના લોકોએ કરવી જોઈએ.

તેથી મારી રજૂઆત છે કે આગ્રહ મેં સૂચવેલો સુધારો અપનાવી લે.

**ડૉ. મૂંજે :** તમામ વર્ગોને ભરતીનો અધિકાર હોવો જોઈએ એવી ડો. આંબેડકરની દરખાસ્ત સાથે હું સંપૂર્ણ સંમત છું, પરંતુ એ શરતે કે કાર્યક્ષમતાનું ધોરણ જાળવી રાખવામાં આવે.

**ડૉ. આંબેડકર :** આ મારો સુધારો છે; હું કહું છું કે તે કાર્યક્ષમતા સાથે સુસંગત રહેશે.

**સર તેજ બહાદુર સપ્રુ :** હું પણ ડો.આંબેડકર સાથે જોડાઉં છું.

**શ્રી બસુ :** અધ્યક્ષશ્રી, હું વ્યવસ્થાનો મુદ્દો ઉઠાવું છું . આ સુધારાથી સેવા સમિતિના ખાતાનો અમુક હિસ્સો ઢંકાઈ જાય છે, જે કોઈ પણ સમિતિના સભ્યપદ અંગે ખંડ ૫(૪) માં કહે છે કે જ્ઞાતિ, ધર્મ કે જાતિ કોઈ પણ રાજય સેવાઓમાં બઢતી આપવા કે ઉપરવટ કરવા માટેનું કારણ બનશે નહિ.

**ડૉ. આંબેડકર :** અમારી વિચારણા માટે અમે સેનાને બાકાત રાખી હતી.

**મિ. થોમસ :** અધ્યક્ષશ્રી, મને નથી લાગતું કે સુધારાની કશી જરૂર હોય. આ ફકરો ઈરાદાપૂર્વક અંદર મૂકવામાં આવ્યો હતો. એટલે કે, "પેટા-સમિતિ એમ વિચારે છે કે ભારતમાં નવા રાજકીય માળખાની સરકાર આવતાં, ભારતના રક્ષણ અંગેની વધતી જતી ચિંતા એકલી બ્રિટિશ સરકારે નહિ પરંતુ ભારતના લોકોએ કરવાની રહેશે." એનો એવો અર્થ નથી કે ભારતના રક્ષણની ખાસ ચિંતા ભારતમાંના કોઈ પણ સમૂહે કરવી જોઈએ. તેનો સમાવેશ કરવા માટે તે ઈરાદાપૂર્વક ઘડવામાં આવ્યો હતો; અને "ભારતીયકરણ"એ શબ્દ લાગુ પડે છે.

**ડૉ. આંબેડકર :** હા, પરંતુ હું એમ સમજું છું કે રાજય સેવામાં પ્રવેશવાની, તમામ કોમોના લોકોને તક ન હોય તો પણ ભારતીયકરણ હોઈ શકે છે. ભારતીયકરણનો અર્થ હજી પણ કેટલીક કોમોનો ઈજારો એવો થાય છે.

**અધ્યક્ષ :** સ્થિતિ એવી છે એની નોંધ લેવાશે.

## ૭
## પેટા-સમિતિ નં.૮ (સેવાઓ)માં
## બીજી બેઠક - તા. ૭મી જાન્યુઆરી, ૧૯૩૧

**ડૉ. આંબેડકર :** એક બાબત મને જરૂરી જણાય છે તે એ છે કે આ પેટા-સમિતિએ એ અંગે વિચારણા કરવી જોઈએ કે ભારતીયકરણની આ પ્રક્રિયાને, ભાવિસનંદી સેવામાં યુરોપિયનો સામે ભારતીયોના પગાર, પેન્શન અને બીજા વિશેષાધિકારોની બાબતમાં અમુક વિશિષ્ટ ભેદ સાથે જોડવી જોઈએ કે કેમ. મને લાગે છે કે આ એક મુદ્દો એવો છે જે અંગે પેટા-સમિતિએ જરૂર વિચારણા કરવી જોઈએ . તેથી હું આ ફકરામાં એટલું ઉમેરવા માગું છું કે, " પગાર, પેન્શન અને બીજા વિશેષાધિકારોની બાબતમાં શું ભારતીય તત્ત્વને યુરોપિયન તત્ત્વ સાથે સમાન ભૂમિકા પર મૂકવું જોઈએ ? "

અધ્યક્ષ : હું એ ધ્યાનમાં રાખીશ.

પછી " (૪) નવા બંધારણ હેઠળ અખિલ ભારત સેવાઓમાં ભરતી માટે ભરતી કરનાર સત્તાધિકારી કોણ રહેવા જોઈએ ? "

સર ચીમનલાલ સેતલવાડ : આપે ત્યાં નિયંત્રણનો પ્રશ્ન ઉમેરવો પડશે, ભરતી કોણ કરશે અને નિયંત્રણ કોણ રાખશે ?

અધ્યક્ષ : આપણે હમણાં એ જવા દઈએ.

પછી " (૫) ભારતીય તબીબી સેવાની મુલકી શાખાને લગતી ભલામણો " એ તો ખૂબ વિસ્તૃત છે. આપણને જે ગમે તે ભલામણો આપણે કરી શકીએ.

પછી " (૬) સાચા પ્રકારના ભાવિ ઉમેદવારોને આકર્ષવા અને રાખવા માટે કઈ શરતો જરૂરી હોવી જોઈએ એ અંગેના પ્રશ્નની ભલામણ કરવાની ઈચ્છનીયતા અંગે ટેકનિકલ સમિતિ અથવા સમિતિને પૂછાવવું જોઈએ." મને એનો ખ્યાલ આવ્યો કે આવા તો કંઈ કેટલાય મુદ્દાઓ છે. દા.ત. પગાર-ધોરણો અંગે, જે આપણે વિચારવાના છે. તમને જરૂર હોય તેના કરતાં તમે વધારે ચૂકવવા માગતા નથી; બીજી બાજુ, જ્યારે

તમને સાચા પ્રકારનો માણસ ન મળે ત્યારે લોકોને અપૂરતાં વેતન ચૂકવવાં એ ખરાબ અર્થતંત્ર છે. એ તો દેખીતું છે.

નિયંત્રણના પ્રશ્ન અંગે ઊભા કરેલા મુદ્દામાં મને લાગે છે કે નિષ્ણાત જ્ઞાન માગી લેતી ઉચ્ચ પ્રકારની ટેકનિકલ બાબતોનો સમાવેશ થાય છે, તેથી મને શંકા છે કે આ પેટા-સમિતિ કોઈ અંતિમ અભિપ્રાય વ્યક્ત કરવા માટેની લાયકાત ધરાવે છે કે કેમ - મને ખબર છે હું નથી. તેથી મેં ઈરાદાપૂર્વક એજન્ડાની બાબત (૬)નો મુસદ્દો તૈયાર કર્યો જેથી આપણે એ વિચારી શકીએ કે આ પ્રશ્ન નક્કી કરવા માટે કમિશનો સ્થાપવાં જોઈએ એવું આપણે કહેવું જોઈએ નહિ. આપમાંનો કોઈ કહી શકશો ? હું નથી કહી શકતો - સાચા પ્રકારના લોકોને આકર્ષવા માટે કયું પગાર ધોરણ જરૂરી છે ? પોતે જાણે છે એવું કહેવા કોઈ તૈયાર છે ? અથવા જો આપણે તે વિષયને પહોંચી વળવા માગતા હોઈએ તો નિયંત્રણ અંગે કેવા સ્પષ્ટ વિનિયમો કરવા જોઈએ એ અંગે કોઈ વ્યક્તિ સૂત્ર જણાવી શકશે ?

**સર ચીમનલાલ સેતલવાડ :** મને લાગે છે કે નિયંત્રણ અંગેનો વિસ્તૃત સિધ્ધાંત અહીં જણાવવો જોઈએ, એટલે કે, હાલમાં છે તે પ્રમાણે તે સેક્રેટરી ઓફ સ્ટેટ પાસે હોવું જોઈએ કે પછી ભારત સરકારને માથે આવવું જોઈએ ?

**ડૉ. આંબેડકર :** યુરોપિયનો અને ભારતીયો વચ્ચે છે તેવો મહેનતાણાનો તફાવત એ એવો વ્યાપક પ્રશ્ન છે કે જે આ પેટા- સમિતિએ નક્કી કરવો જોઈએ. અમુક સિધ્ધાંત એટલે કે સેવામાંના બે તત્ત્વોને એકસમાન ભૂમિકાએ ગણવાં જોઈએ કે કેમ તે ચોકકસ આ પેટા-સમિતિએ વિચારવાનો છે.

**સર પી. સી. મિત્તર :** જો આપ અખિલ ભારત સેવા રાખવા માગતા હો તો એ યાદ રાખવું જરૂરી છે કે પ્રાંતોમાંની સ્થિતિઓ એકસરખી નથી . આપ પુરાવો ન લો ત્યાં સુધી હું એ સમજી શકતો નથી કે આખાય ભારતમાંની સેવાઓ માટે શ્રેષ્ઠ માણસોને આકર્ષવાના પ્રશ્ન અંગે આવાં વિસ્તૃત સામાન્યીકરણો પણ કઈ રીતે કરી શકાય ?

**સર એ. પી. પેટ્રો :** સેવાઓમાં કોઈ છટણી હોવી જોઈએ કે કેમ તે તપાસવા માટે આપણી પાસે સમિતિ હતી. તે એક અત્યંત સ્વતંત્ર સમિતિ હતી, પરંતુ તેણે જે

પરિણામ તારવ્યું તે એ હતું કે વેતનનાં ધોરણો અમુક બાબતોમાં ખરેખર વધારવાં જોઈએ. મને લાગે છે કે આ પ્રશ્ન એક સ્વતંત્ર સમિતિએ વિચારવો જોઈએ. આપણામાંના કેટલાકને, ભારતીયકરણની જબરદસ્ત હિમાયત કરતી વખતે , લાગે છે કે આપણા પોતાના દેશના હિતમાં ભારતીય અધિકારીઓનાં વેતનની બાબતમાં ભારે કરકસર કરવી જોઈએ, પરંતુ સાથોસાથ, આવા અધિકારીઓને પૂરતું આકર્ષણ પણ આપવું જોઈએ જેથી દેશમાં તેઓ પોતાનું પદ અને પ્રતિષ્ઠા જાળવી શકે અને લાલચથી પોતે બચી શકે. સેવામાં શ્રેષ્ઠ માણસોને રાખવા માટે કયું પગાર-ધોરણ પર્યાપ્ત છે તે બાબત એવી નથી કે જે એકદમ નક્કી કરી શકાય, તે એક એવી બાબત છે જેના માટે અત્યંત કાળજીભરી વિચારણા જરૂરી બનશે. સેવાની કાર્યક્ષમતાને અસર કરતા આ મહત્ત્વના પ્રશ્નો છે. મારી સાદર રજૂઆત એ છે કે હમણાં આપણે એની વિગતોના ભારમાં આપણને દબાવી દેવા ન જોઈએ.

**સર ચીમનલાલ સેતલવાડ :** નિયંત્રણ અંગેની મારી ટકોરને તદ્દન સમજવામાં આવી નહોતી. હું માત્ર એટલું જ માગું છું કે વિસ્તૃત સિધ્ધાંત નિયત કરવો જોઈએ કે તે નિયંત્રણ વ્હાઈટ હોલમાં હોવું જોઈએ કે ભારતમાં હોવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** હું આપનું લક્ષ સિલોન કમિશનના અહેવાલ પ્રત્યે દોરૂ છું, જેણે એવા વ્યાપક સિધ્ધાંતની ભલામણ કરી કે સિલોનના વતનીઓ અને બીજા લોકો વચ્ચે વેતન અંગેનો તફાવત હોવો જોઈએ.

**અધ્યક્ષ :** જો આપણે એજન્ડાની બાબત (૬)ના અંતે "અને જો તેમ હોય તો, આવી સમિતિઓના માર્ગદર્શન માટે કોઈ ચોક્કસ ભલામણ કરવી જોઈએ કે કેમ" એ વાક્યખંડ મૂકીએ તો મુદ્દો સંતોષાય.

લોર્ડ ઝેટલેન્ડ : સર ચીમનલાલ સેતલવાડ જે પ્રશ્ન ચર્ચવા ઈચ્છે છે તે બાબત (૪) પર આવશે. નિયંત્રણ, ભરતી કરતા સત્તાધિકારી પાસે રહે છે.

**અધ્યક્ષ :** આપણે બાબત (૪)માં આટલું ઉમેરીએ, "અને નિયંત્રણ અંગે કઈ સામાન્ય ભલામણો કરવી જોઈએ." હું લોર્ડ ઝેટલેન્ડ સાથે સંમત છું કે એક એ બીજાનો ફલિત સિધ્ધાંત છે. નિયંત્રણ, ભરતી કરતા સત્તાધિકારી પાસે રહે છે. તેથી, ડૉ.આંબેડકરનો મુદ્દો સંતોષવા શું આપ બાબત (૬)માં આટલું ઉમેરશો ? " અને જો

તેમ હોય, તો આવી સમિતિઓના માર્ગદર્શન માટે કોઈ ચોક્કસ ભલામણો કરવી જોઈએ કે કેમ ?"

●

**અધ્યક્ષ :** આપણે હવે બાબત (૩) લઈએ: "અખિલ ભારતીય ધોરણે કરાતી ભરતી નીચેની કોઈ પણ સેવા માટે ચાલુ રહેવી જોઈએ ? : (એ) ભારતીય સનંદી સેવા (બી) ભારતીય પોલીસ સેવા, (સી) ભારતીય વન સેવા, (ડી) ભારતીય ઈજનેરી સેવાની સિંચાઈ શાખા". હું અહીં અટકું છું, અને સૂચવું છું કે મને સમિતિની મરજી આ પ્રમાણે જણાય છે: (એ) માટે "હા", (બી) માટે "હા", અને (સી) માટે " ના."

**શ્રી શિવા રાવ :** મને લાગે છે કે આ તમામ સેવાઓનું પ્રાંતીયકરણ કરવું જોઈએ. હું નથી માનતો કે આ સેવાઓનું સંચાલન અખિલ ભારતીય ધોરણે કરવાનું સંતોષકારક ગણાશે, અને સાથોસાથ, સેવાઓ અને મંત્રાલય વચ્ચેના સંબંધને યોગ્ય બનાવી શકાશે.

**શ્રી બસુ :** ભારતીય સનંદી સેવા એ ભરતી કરવામાં આવતી સામાન્ય સેવા છે જેનું દ્વિભાજન અને ત્રિભાજન કરવામાં આવ્યું છે. સામાન્ય સેવામાં અમુક મુદત પછી કેટલાક સભ્યો જકાતમાં જાય છે, કેટલાક ન્યાયિક શાખામાં જાય છે અને ન્યાયાધીશો બની જાય છે અને બીજા સભ્યો કારોબારી અને મહેસૂલ ખાતામાં રહી જાય છે. જે સેવા ખાસ પ્રકારની સેવા નથી તેને શું આપણે શરૂઆતથી જ હોવી જોઈએ એવી નથી રાખવા માગતા ? એવું બને, મેં મારી સામાન્ય ટકોરમાં જણાવ્યું તેમ, કે નવું બંધારણ આવતાં, એક સેવા એટલે કે આઈ.સી.એસ. રાખવાના બદલે, સેવાઓના પ્રકારને નવેસર ગોઠવવા જરૂરી બનશે. આઈ.સી.એસ. દ્વારા ભૂતકાળમાં સારી કામગીરી કરવામાં આવી છે, પરંતુ એ કંઈક અંશે કાળવિપર્યાસ છે, અને ટૂંક સમયમાં એ વધુ પ્રમાણમાં એવી બનશે. પ્રશ્ન એ છે કે આવા પ્રકારના નામાભિધાન દ્વારા, હાલના સમયની જરૂરિયાતો સાથે સુસંગત ન થાય તેવી પરિસ્થિતિને આપણે ચાલુ રાખવા અને કાયમી બનાવવાનું વલણ રાખીશું કે કેમ.

**ડૉ. આંબેડકર :** આ પ્રશ્ન અંગે એકથી વધુ દૃષ્ટિકોણથી વિચારણા કરવાની રહે છે. સૌ પ્રથમ, પ્રાંતિક સ્વાયત્તતાનો દૃષ્ટિકોણ છે. આપણે એવું બંધારણ ઘડીએ

છીએ જેમાં આપણે પ્રાંતોને બને એટલા વધુ પ્રમાણમાં પ્રાંતિક સ્વાયત્તતા આપવા વિચારીએ છીએ, અને મને લાગે છે કે કોઈપણ પ્રાંતને, જો તેને પોતાના વિસ્તારમ કામગીરી બજાવનાર મુલકી સેવાને વિનિયમિત કરવાનો અધિકાર ન હોય તો, પ્રાંતિ સ્વાયત્તતા હોવાનું માની શકાય નહિ. બીજો અતિ મહત્ત્વનો દ્રષ્ટિકોણ છે એટલે નાણાં. જયારે આપણે અખિલ ભારતીય મુલકી સેવા રાખીએ ત્યારે આપણે નિય પગાર-ધોરણ રાખીએ છીએ. વેતન, મહેનતાણાં અને બીજા વિશેષાધિકારો એવાં ધોરણ છે જે જુદા જુદા પ્રાંતોમાં પ્રવર્તમાન હોય તેના કરતાં કંઈક અંશે દૂરવર્તી છે. કો મુલકી સેવા મુંબઈ કે બંગાળમાં ખર્ચાળ નહિ હોય તે અસમ, સિંધ, વાયવ્ય સરહ પ્રાંત અને પંજાબ જેવા વધુ નાના અને વધુ ગરીબ પ્રાંતો માટે ખર્ચાળ હોઈ શકે અને એવું પણ બને આ પ્રાંતોને પોતાને, અખિલ ભારતીય ધોરણો હોય તેવી સેવ તેઓને જે સંતોષ આપે તેના કરતાં સહેજ ઓછી કાર્યક્ષમ સેવાથી સંતોષ લાગે તેઓની પાસેનાં નાણાંને લક્ષમાં રાખીને તેઓ પ્રવર્તમાન પ્રતિભા અને કાર્યક્ષમતાને તેઓના હેતુ માટે તદ્દન પૂરતી ગણે. આખરે, વિશેષીકરણની બાબતમાં હું શ્રી બસુ સાથે સંમત છું. મને એ નથી સમજાતું કે આઈ.સી.એસ.ના જેવી પરીક્ષા પાસ કરવાથી કોઈ પણ માણસને અમુક ખાસ પ્રકારના ખાતામાં નોકરી કરવાની સક્ષમતા કઈ રીતે મળી શકે ? એક માણસે તેની આઈ.સી.એસ. પરીક્ષા ગણિતશાસ્ત્રને ખાસ વિષય તરીકે રાખીને પાસ કરી હોય તેને ખેતી ખાતામાં અથવા ભારતીય ચલણ જેવા ખાતામાં મૂકી શકાય છે. આપણે એવી સેવા હોવી જોઈએ કે જેનાથી, જેઓ તેમાં ભાગ લેતા હોય તેવા માણસોમાં શિક્ષણના અમુક ધોરણ અંગે કેવળ સુનિશ્ચિતતા મળી જાય એટલું જ પૂરતું નથી બલકે તેઓમાં વિશેષજ્ઞતાનું અમુક પ્રમાણ પણ હોવું જોઈએ. મારી દ્રષ્ટિએ એ જરૂરી છે કે આમાંની કેટલીક સેવાઓનું અખિલ ભારતીય સ્વરૂપ હવે બંધ થવું જોઈએ, અને પ્રાંતોને પોતાના કોટ કાપડ પ્રમાણે વેતરવાની છૂટ આપવી જોઈએ.

**સર એ. પી. પેટ્રો :** ડૉ. આંબેડકરે ઉઠાવેલો વાંધો બહુ મુદ્દાસર વાંધો છે.

●

**અધ્યક્ષ :** ડૉ. આંબેડકરની ટકોર અંગેનો શ્રી. બસુનો દ્રષ્ટિકોણ સ્પષ્ટ રીતે વિચારવો જોઈએ. આપણે એ સ્પષ્ટતા કરવાની કાળજી રાખવી જોઈએ કે આઈ.સી.એસ.

માટેની ભરતી અંગે ભલામણ કરવામાં આપણે આઈ.સી.એ.ને તે સારી હોવા છતાં, સંપૂર્ણ તરીકે અથવા ચોક્કસ એ જ ધોરણે હંમેશને માટે ચાલુ રાખવી જોઈએ તેવી એક બાબત તરીકે ગણતા નથી. તેને ફરીથી ઘડવા અને ફરીથી ઓપ આપવા માટે જે કંઈ શકય હોય તે કરવાનું જરૂરી બનશે. ડૉ. આંબેડકરની વિચારસરણીમાં માનનારા લોકોનું સૂચન છે કે અખિલ ભારતીય સેવાઓને હઠાવી દેવી જોઈએ અને તેમના સ્થાને નાની પ્રાંતિક સેવાઓ મૂકવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** મને લાગે છે કે મારે મારો મુદ્દો સ્પષ્ટ કરવો જોઈએ. આ સમિતિના બાકીના સભ્યો સાથે હું સંમત થાઉં છું કે સેવામાં યુરોપિયન તત્ત્વ હોવું બહુ જરૂરી છે. પરંતુ લોર્ડ ઝેટલેન્ડે જયારે એમ કહ્યું કે જો તમે સેવાને પ્રાંતિક બનાવશો તો તેનાથી ભરતીનો સ્ત્રોત સૂકાઈ જશે ત્યારે હું એમના મત સાથે સંમત થતો નથી.

**અધ્યક્ષ :** સૂચન છે કે આપણે ૧૯૩૯ અથવા આપ માગો તે તારીખ નક્કી કરીએ. તારીખમાં કંઈ જાદુ નથી. સૂચન તો એવું છે કે આપણે કોઈ તારીખ નક્કી કરીએ અને એ સ્પષ્ટ કરીએ કે હવે પછી એ બાબત ભારત સરકારે વિચારવાની છે. સૌને સંતોષ આપવાનો પ્રયાસ કરવા હું આ સૂચન કરું છું.

**ડૉ. આંબેડકર :** મારો મત એવો છે કે આપની ભલામણો માત્ર આઈ.સી. એસ.ને અને આઈ.પી.એસ. ને જ લાગુ પાડવી જોઈએ.

**અધ્યક્ષ :** હું એમાં સંમત થાઉં છું અને હું એ સ્પષ્ટ કરીશ.

## ત્રીજી બેઠક - તા. ૮મી જાન્યુઆરી, ૧૯૩૧

**ડૉ. આંબેડકર :** મહોદય, મારે કહેવું જોઈએ કે ભાવિ ભારત સરકારને માર્ગદર્શન આપવા માટે સમિતિ નીમવી જોઈએ કે નહિ તે પ્રશ્ન અંગે મારો અભિપ્રાય બહુ ચુસ્ત છે. પરંતુ બે બાબતો એવી છે જે અંગે હું બહુ ચુસ્ત અભિપ્રાય ધરાવું છું. પહેલી એ છે કે મને લાગે છે કે સમય આવી ગયો છે જયારે તમામ ખાતાંના માણસોને એક સમાન ભારતીય સનંદી સેવામાં રાખવાને બદલે, આપણે હવે પછી અમુક જોગવાઈ, સેવાઓના વિશેષીકરણને માટે કરવી જોઈએ જેથી કરીને કાર્યક્ષમતાનું પ્રમાણ હમણાં

છે તેના કરતાં વધુ પ્રમાણમાં પ્રાપ્ત કરી શકાય. આઈ.સી.એસ.ની શકિત અંગે મારે કશું નથી કહેવું, કારણ કે સામાન્ય રીતે એ સ્વીકારાયું છે કે એ સમર્થ મુલકી સેવા છે, પરંતુ એમ હોવા છતાં, હું એ તો કહીશ જ કે જે પ્રકારની તાલીમ વ્યકિતને આઈ.સી.એસ.માં અપાય છે તે અમુક ટેકનિકલ અથવા બીજી રીતે વિશેષજ્ઞતાવાળાં ખાતામાંની અમુક ફરજોના પાલન માટે પૂરતી નથી. એ સેવામાં આપણને વધુ પ્રમાણમાં કાર્યક્ષમતા મળી શકે તે માટે આઈ.સી.એસ. માં કેટલીક પુનર્રચના કરવી જોઈએ. મને એ એક બાબતમાં વધુ ખ્યાલ રહે છે. બીજો મુદ્દો જેના અંગે મને એના કરતાંય વધુ ચિંતા રહે છે તે એ છે કે અલબત્ત આપણે સૌ સંમત છીએ કે આઈ. સી.એસ.નું ભારતીયકરણ થવું જોઈએ. અને અત્યાર સુધી વિચારાયું છે તેનાં કરતાંય વધુ ઝડપે આઈ.સી.એસ.નું ભારતીયકરણ થવું જોઈએ તેમ છતાં મારી રજૂઆત એ છે કે ભારતીય કરદાતાના દ્રષ્ટિકોણથી આ પ્રશ્નને જોતાં એ ખૂબ જરૂરી છે કે આ ભારતીયકરણ એટલે સેવાના કર્મચારીગણમાંનો જ કેવળ ફેરફાર નહિ પરંતુ ભારતીયકરણ કરવાની સાથે સાથે ભારતીય કરદાતાનો બોજ પણ કંઈક અંશે હળવો કરવો જોઈએ. આઈ.સી.એસ.ના યુરોપિયન તત્ત્વને જે અપાય છે તેના મુકાબલે આઈ.સી.એસ.ના ભારતીય તત્ત્વના મહેનતાણા વેતન, પગાર અને પેન્શન અને બીજા વિશેષાધિકારોમાં કંઈક તફાવત હોવો જોઈએ. જો આ પેટા-સમિતિ હું તેમના સમક્ષ રજૂ કરૂ છુ તે બે મુદ્દા સ્વીકારે, એટલે કે આઈ.સી.એસમાં વૈવિધ્યીકરણ માટેની જરૂરિયાત અને આઈ.સી.એસ.માંના બે તત્ત્વો વચ્ચેના મહેનતાણામાં તફાવત માટેની જરૂરિયાત, તો મને લાગે છે કે એ એક જરૂરી ફલિત સિધ્ધાંત બને છે કે આ ભલામણોનો અમલ કરવા માટે ભારત સરકારને સલાહ આપવા અમુક તંત્રની રચના કરવી જોઈએ. આ કારણોસર હું એ સૂચનનું સમર્થન કરૂ છું કે નવું બંધારણ અમલમાં લવાય ત્યારબાદ, ભલામણ કર્યા પ્રમાણેની સમિતિની રચના કરવાની ભારત સરકારને સત્તા આપવી જોઈએ.

**અધ્યક્ષ :** પેટા-સમિતિના માર્ગદર્શન માટે શું હું એમ કહું કે આપણે વિચારવાના મુદ્દા તો નવાં રાજકીય માળખાનાં સંદર્ભમાં સેવાઓના સંબંધો અંગે છે તો દેખીતી રીતે આપણે વેતનોનો પ્રશ્ન વિગતવાર ન તપાસી શકીએ ? હાલમાં બિન-એશિયાઈ વસવાટ તરીકે ઓળખાતા આધાર પર અધિકારીઓના પગારમાં તફાવત છે. મને આશા છે કે આપ સૌ આ જાણો છો. એ તફાવત આવો છે કે જેઓનો બિન-એશિયાઈ વસવાટ હોય તેઓને દરિયાપારનો પગાર મળે છે, જે આશરે ૩૦૦ પાઉન્ડ વધારે છે.

**ડૉ. આંબેડકર :** મને લાગે છે કે એ ખરેખર વધુ સ્પર્શી જાય તેવો મુદ્દો છે. તમે યુરોપિયન પગારમાં કંઈક ઉમેરીને તફાવત પેદા કરી શકો છો. એ ભારતીય માટે કશી રાહતની બાબત નથી.

**સર એ. પી. પેટ્રો :** મને લાગે છે કે ડૉ. આંબેડકરે આપેલાં કારણોસર બે પ્રશ્નોના હકારાત્મક જવાબ આપવાનું જરૂરી બની જાય છે. મને લાગે છે કે તેમણે ભારતીયકરણની બાબતમાં તપાસનો કેસ ખૂબ જોરદાર રીતે રજૂ કર્યો છે. આના સંદર્ભમાં એમ પૂછી શકાય કે સાચા ઉમેદવારોને આકર્ષવા માટે કઈ શરતો જરૂરી બનશે ? એ બહુ મહત્ત્વની બાબત છે. જો સમિતિને એમ લાગતું હોય કે શ્રેષ્ઠ માણસને આકર્ષવા માટે હાલની શરતોમાં ફેરફાર કરવો જોઈએ તો સમિતિ એ પાસા અંગે વિચારણા કરશે અને તેથી, સમિતિ હોય એ જરૂરી બની જાય છે. બીજું લક્ષણ એ છે કે ભારતની ભાવિ સરકારને આ બાબત તપાસવાનો અને એ વખતે ઊભા થાય તેવા સંજોગો મુજબ શું જરૂરી બનશે તે વિચારવાનો અધિકાર હોવો જોઈએ. મને ડર છે કે એક એવો ખ્યાલ છે કે ભારતની ભાવિ સરકાર ધરમૂળથી એટલી બધી બદલાઈ જશે કે હાલની પદ્ધતિમાં ક્રાંતિકારી ફેરફાર કરવા માટે મંત્રીઓ કરી શકે તે કરવા તૈયાર થઈ જશે. આપણે એ જેટલું જલદી ભૂલી જઈએ તેટલું આપણા માટે સારું ગણાશે, અને તે વખતે સેવાની આ શરતોનો આપણો ખ્યાલ વધુ વાજબી બનશે.

આખરે તો, આપણે જાણીએ છીએ કે કેન્દ્રમાં માત્ર મર્યાદિત જવાબદારી જ રહેવાની છે. મંત્રીઓની જવાબદારી મર્યાદિત રહેશે. તેથી, આપણે ભૂતકાળના અનુભવ પરથી વિચારવું જોઈએ કે ભારતની ભાવિ સરકારને અમુક માર્ગદર્શન મળવું જોઈએ. જેની શરૂઆત કોરા ચેકથી થવા દેવી ન જોઈએ. આ તો સાવ એક ધંધાદારી બાબત છે અને આ બાબતના બંને ભાગનો મારે જવાબ હકારાત્મક રહે છે.

●

**ડૉ. આંબેડકર :** આપ જે શબ્દોમાં દાખલ કરવાનો પ્રયાસ કરી રહ્યા છો એ મૂળભૂત અધિકારોના પ્રશ્નમાં ઊભી થનારી મુશ્કેલી હું બતાવું. મુદ્દા આ છે. શબ્દો ગમે તે હોય - પણ વિધિસર અને પૂરતું પ્રતિનિધિત્વ આપી શકાય એ રીતે સેવાઓમાં ભરતી કરવાની સૂચના આપ રાજય સેવાઓને આપી રહ્યા છો. એનો અર્થ આ

થાય : જે કોમ સેવાઓમાં બીજી રીતે પ્રવેશ મેળવી શકતી નથી તે કોમનો ક્વોટ
પૂરા કરવા માટે જુદી જુદી કોમો વચ્ચે પસંદગી કરવાનો કમિશનને અધિકાર રહેશે
એનો અર્થ એ કે અત્યાર સુધી રાજય સેવામાં જેમની ભરતી કરવામાં આવી નથ
તેવી બીજી કોમોના વાજબી અને પૂરતા પ્રતિનિધિત્વની માગણી સંતોષવા માટે બીજ
કોમોના સભ્યોને કમિશને બાકાત રાખવાના રહેશે અને દરેક કોમની દરેક વ્યકિત
અપાયેલા આ મૂળભૂત અધિકારનું જો તમારે પાલન કરવું હોય તો તેનાં કારણે રાજ
સેવા કમિશન મૂંઝવણમાં મુકાઈ જશે, કારણ કે જે વ્યકિતને આવા પ્રકારનો મૂળભૂ
અધિકાર હશે તે તો એમ કહેશે કે તમે કોઈ બીજી કોમના કોઈ બીજા સભ્યોને પસં
કરીને મને અન્યાય કરી રહ્યા છો. મને આમાં મુશ્કેલી ઊભી થાય એમ લાગે છે.

**સર ચીમનલાલ સેતલવાડ :** હું એ જણાવું કે ધર્મ, જ્ઞાતિ કે સંપ્રદાયન
કારણે કોઈ અશકતતા નહિ હોય તેવી મૂળભૂત અધિકારો અંગેની સ્પષ્ટ રજૂઆત ર
કેવળ, જયારે તાજના હાથમાં ભારત સરકારનો વહીવટ આવ્યો ત્યારે રાણી વિક્ટોરિયાર
કરેલી ઘોષણાનું પુનરાવર્તન જ છે. એ વખતે કરાયેલી ઘોષણામાં એનો સમાવેશ કરાય
હતો.

**રાજા નરેન્દ્રનાથ :** પણ તેનાથી વ્યવહારૂ મુશ્કેલીનો ઉકેલ મળતો નથી.

અધ્યક્ષ : હું એવું સૂચન કરું છું કે જાણવા પ્રમાણે મૂળભૂત અધિકાર તો છે જ
તો પછી શું મૂળભૂત અધિકારોને ફરીથી જણાવવા જરૂરી છે ? સર ચીમનલાલે વાંચ
છે તેવી પહેલી બે દરખાસ્તો આપણા અહેવાલમાં જો આપણે સ્વીકારીએ અને મૂળભૂ
અધિકારો અંગેની જાહેરાતમાં ન મૂકીએ તો પેટા-સમિતિને ખાતરી થશે ?

**ડૉ. આંબેડકર :** હું એ જણાવીશ કે નિમણૂકો કરવાની બાબતમાં માત્ર સ્થાનિ
સરકારની લાગવગથી જ આપણે રાજય સેવા કમિશનને બચાવવાનું નથી. મને લા
છે કે રાજય સેવા કમિશન તેની પોતાની સત્તાનો દુરૂપયોગ કરે તે સામે પણ આપ
તેનું રક્ષણ કરવાનું છે. રાજય સેવા કમિશન તેના કર્મચારીગણની દ્રષ્ટિએ ખૂબ મર્યાદિ
રહેવાનું તેથી આપણે એવી જોગવાઈ ન કરી શકીએ કે રાજય સેવા કમિશને તેન
કર્મચારીગણમાં દેશમાંની જુદી જુદી કોમોને પ્રતિનિધિત્વ આપવું જોઈએ, અને માન
સ્વભાવ જેવો છે તેવો જોતાં મને ડર છે કે રાજય સેવા કમિશન તેની પોતાની સત્તાન
દુરૂપયોગ કરે.

**ડૉ. આંબેડકર :** ઉપાય એ રહેશે કે વિધાન પરિષદે રાજ્ય સેવા કમિશનમાં વિશ્વાસના અભાવનો ઠરાવ પસાર કરવો જોઈએ, જે રીતે દા.ત.-

સર ચીમનલાલ સેતલવાડ : એનાથી તો આખો ઉદ્દેશ જ માર્યો જશે.

**ડૉ. આંબેડકર :** જો આ સાધન ઈચ્છનીય ન હોય તો હું બીજું કોઈ સાધન આવકારીશ અને આ મુદ્દા પર કોઈ બીજી પદ્ધતિ આવકારીશ, પરંતુ મને એની ખૂબ જ ચિંતા લાગે છે કે જેને તેની પોતાની કોમમાં રસ હોય અને બીજી કોમોમાં રસ ન હોય તેવું રાજ્ય સેવા કમિશન રાખવાનો કોઈ અર્થ નથી.

●

**સર ચીમનલાલ સેતલવાડ :** રાજ્ય સેવા કમિશન જુદી જુદી કોમોને વાજબી પ્રતિનિધિત્વ મળે એમ કરશે એવું નકકી કર્યા પછી આપણે આવું વાજબી પ્રતિનિધિત્વ આપવામાં આવ્યું હોય તે જોવાની સત્તા ગવર્નરને તેમના સૂચના-ખતમાં આપીશું.

**ડૉ. આંબેડકર :** આપ ખંડ-૨માં એવી જોગવાઈ કરી શકો કે ગવર્નર રાજ્ય સેવા કમિશનને આપે તેવી સૂચનાઓને આ બાબત અધીન રહેવી જોઈએ.

સર ચીમનલાલ સેતલવાડ : એ તો ગવર્નરને વધુ પડતી સત્તા આપી હોવાનું ગણાય. તમારે જે જોઈએ છે તે તો એ જ છે ને કે જુદી જુદી કોમોને વાજબી પ્રતિનિધિત્વ મળવું જોઈએ, શું આપને એ જ જોવું છે ને કે રાજ્ય સેવા કમિશને આપવાનું આપણે જોગવાઈ કર્યા પ્રમાણેનું વાજબી પ્રતિનિધિત્વ હકીકતમાં મળ્યું છે કે કેમ ?

શ્રી ઝફરુલ્લા ખાન : ગવર્નર એ કઈ રીતે જોશે ?

**અધ્યક્ષ :** મેજર સ્ટેન્લીએ આવું સૂચન કર્યું છે જે એક માધ્યમ બની શકે. રાજ્ય સેવા કમિશનની ફરજનો આ ભાગ, પ્રાંતિક રાજ્ય સેવા કમિશનોની બાબતમાં ગવર્નરના સામયિક સમીક્ષાને અધીન રહેશે અને કેન્દ્રીય રાજ્ય સેવા કમિશનની બાબતમાં ગવર્નર-જનરલની સામયિક સમીક્ષાને અધીન રહેશે, જેઓને, ધાર્યું પરિણામ મેળવવા માટેની કોઈપણ જરૂરી સૂચનાઓ આપવાની સત્તા આપવામાં આવશે.

**ડૉ. આંબેડકર :** હા.

સર ચીમનલાલ સેતલવાડ : એ બરાબર છે, હું એ સ્વીકારવા તૈયાર છું.

●

**શ્રી શિવા રાવ :** મારૂ સૂચન એવું છે કે આપણે એમ કહીએ છીએ કે રાજ્ય સેવા કમિશનોનો દરેક સભ્ય તેની વર્તણૂક સારી હોય તે સમય દરમિયાન હોદ્દો ધારણ કરી શકશે અને રાજય સેવા કમિશનોના બીજા સભ્યોને, કેન્દ્રીય વિધાનમંડળ દ્વારા સંબોધનના આધારે, ગવર્નર જનરલ દ્વારા અને પ્રાંતિક રાજય સેવા કમિશનોની બાબતમાં પ્રાંતિક વિધાનમંડળ દ્વારા સંબોધનના આધારે સંબંધિત પ્રાંતના ગવર્નર દ્વારા હોય તે સિવાય, હોદ્દા પરથી દૂર કરી શકાશે નહિ.

**અધ્યક્ષ :** શ્રી. શિવા રાવે એક નવા ખંડનું સૂચન કર્યું છે અને તેમણે મુદ્દો બહુ સ્પષ્ટ રીતે રજૂ કર્યો છે. આપણે ભાષામાં નહિ બંધાઈ જઈએ, પણ એનું તાત્પર્ય એ છે કે આપણે એક નવા ખંડ તરીકે જણાવવું જોઇએ કે હોદ્દો સારી વર્તણૂક દરમિયાન ધારણ કરવાનો છે અને રાજય સેવા કમિશનોનો દરેક સભ્ય, પછી તે અધ્યક્ષ હોય કે સામાન્ય સભ્ય હોય, યથાપ્રસંગ ગવર્નરને અથવા ગવર્નર જનરલને વિધાનમંડળના સંબોધનના આધારે દૂર કરવાને પાત્ર હોય છે. આપણે એ મૂકીએ.

**ડૉ. આંબેડકર :** હું એને સમર્થન આપું છું.

●

**ડૉ. આંબેડકર :** શ્રી શિવા રાવે એવી દલીલ કરી કે રાજય સેવા કમિશનોના સભ્યો દૂર કરવાની બાબત અંગે વિવેકનિર્ણય સંપૂર્ણ રીતે ગવર્નર કે ગવર્નર જનરલમાં નિહિત કરવો જોઈએ. વિધાનમંડળે બહુમતીથી ઠરાવ પસાર કર્યો છે એ હકીકત સ્વયં બરતરફીમાં નહિ પરિણામે, પરંતુ ગવર્નર કે ગવર્નર જનરલ એ વિચારશે કે કાર્યવાહી કરવી કે નહિ.

**રાજા નરેન્દ્રનાથ :** નિમણૂકોની બાબતમાં હું વિધાનમંડળને દરમિયાનગીરી હરગિજ નહિ કરવા દઉં.

**ડૉ. આંબેડકર :** જેમ ન્યાયાધીશો ભ્રષ્ટ હોઈ શકે તેમ કોઈ વ્યકિત પણ ભ્રષ્ટ હોઈ શકે છે. તો શું એનો કોઈ ઉપાય છે જ નહિ ? આવી વ્યકિતને દૂર કરવાનો

કોઈ ઈલાજ ન હોવો જોઈએ ? આપણે મંત્રીઓ પાસેથી રાજયાશ્રય દૂર કરીએ છીએ કારણ કે આપણને લાગે છે કે તેઓ ભ્રષ્ટ હોઈ શકે છે, પરંતુ રાજય સેવા કમિશનો ભ્રષ્ટ હોઈ શકે છે. અને જો તેઓના કોઈ સભ્યને દૂર કરવાની આપણને તક ન હોય તો પછી એ સ્થિતિ કેવી થાય ?

**ડૉ. શફાઅત એહમદખાન :** ડૉ. આંબેડકરે કબૂલ કર્યું છે કે રાજ્ય સેવા કમિશનના સભ્યને ગવર્નર દ્વારા દૂર કરી શકાય છે, અને જો એમ હોય તો ગૃહ દ્વારા સંબોધનનો શો અર્થ છે ? વૈધાનિક તંત્રને કારોબારી બાબતોમાં દખલ કરવા દેવી એ બહુ ગંભીર કહેવાય. આપણે વિધાનમંડળના મસલતને લગતા કાર્યને કારોબારીના કાર્યથી સંપૂર્ણ રીતે અલગ રાખવું જોઈએ. અને જો આપણે જયાં હજારો નિમણૂકો જોખમમાં મુકાઈ જાય એમ હોય ત્યાં આવા પ્રકારની બાબતમાં બંને કાર્યોનું મિશ્રણ કરીએ તો મને લાગે છે કે આપણે તકલીફ વહોરી લઈશું અને રાજય સેવા કમિશનો અંગેના સમગ્ર વિનિયમોને સંપૂર્ણ નિરર્થક અને સાવ વ્યર્થ બનાવી દઈશું.

**અધ્યક્ષ :** શું એ પેટા-સમિતિની ઈચ્છાનુસાર રહેશે ?- મને લાગે છે કે કરવામાં આવેલી ટીકા સચોટ છે - આપણે એવી મતલબનો ખંડ દાખલ કરવો જોઈએ કે રાજય સેવા કમિશનનો કોઈપણ સભ્ય સારી વર્તણૂક દરમિયાન હોદ્દો ધારણ કરે છે અને યથા પ્રસંગ ગવર્નર કે ગવર્નર જનરલ દ્વારા દૂર કરાવાને પાત્ર છે (સંમત).

સર પી. સી. મિત્તર : જયાં સુધી વિધાનમંડળને ખાસ પ્રકારે અંદર લાવવામાં નથી આવતી એટલા પુરતો મને સંતોષ છે.

**અધ્યક્ષ :** શું એ વધુ સુધારો પેટા-સમિતિની ઈચ્છા પ્રમાણેનો રહેશે ? (સંમત) આપણે તે અંગેની વિચારણા અહેવાલના તબક્કે કરીશું, આપણે તેની વિચારણા હમણાં કામચલાઉ રીતે કરીએ છીએ.

હવે આપણે કર્નલ ગિડનીનો મુદ્દો લઈએ.

**ડૉ. આંબેડકર :** આપ કર્નલ ગિડનીની દરખાસ્ત અંગે આગળ વધો તે પહેલાં, જયારે મુસદ્દો પહેલી વાર વાંચી સંભળાવવામાં આવ્યો હતો ત્યારે એક એવો ખંડ હતો જેમાં જણાવાયું હતું કે રાજય સેવા કમિશનનો કોઈ સભ્ય એવા કમિશનના સભ્ય

તરીકેનો હોદ્દો ધરાવતો બંધ થાય તે પછી તેને તાજ હેઠળની નોકરી માટે પાત્ર ગણવો જોઈએ નહિ.

◎

**અધ્યક્ષ :** હાલમાં સૂચન શું છે તે હું આપની સમક્ષ મૂકવા માગું છું. તેથી આપ, " પ્રાંતિક વ્યવસ્થા હેઠળ મૂકવું " એ શબ્દો કાઢી નાખીને એના બદલે "અખિલ ભારતીય ધોરણે ભરતી કરવી" એ શબ્દો મૂકશો ?

"અને આ બે સેવાઓ અંગે કોઈ ખાસ ભલામણ કરવી જરૂરી હોય એવું અમને નથી લાગતું."

"અમે ભલામણ કરીએ છીએ કે અખિલ ભારતીય ધોરણે ભરતી આઈ.સી.એસ. અને આઈ.પી.એસ. માટે ચાલુ રાખવી જોઈએ. (શ્રી શિવા રાવ અસંમતિ દર્શાવે છે)" મને એની નથી ખબર કે તે એકલા છે કે બીજું કોઈ એમની સાથે છે.

**ડૉ. આંબેડકર :** મારો ઠરાવ એ છે કે આ બે સેવામાં યુરોપિયન તત્ત્વ માટે હોય તે સિવાય, બાકીની સેવાઓનું પ્રાંતીયકરણ કરવું જોઈએ.

**અધ્યક્ષ :** હું માનું છું કે તેને અલગ રીતે મૂકવાનું રહેશે.

"(શ્રી. શિવા રાવ આ નિર્ણયમાં અસંમત હતા અને એમની ઈચ્છા હતી કે તમામ સેવાઓનું એકદમ પ્રાંતીયકરણ કરી નાખવું જોઈએ) "મારૂ સૂચન છે કે આપણે અહીં આટલું ઉમેરીએ," અમુક સભ્યોનો અભિપ્રાય એવો છે કે ન્યાયિક હોદ્દાઓ માટેની ભરતી હવેથી આઈ.સી.એસ.માંથી કરવી જોઈએ નહિ."

◎

**ડૉ. આંબેડકર :** બંને સેવાઓ પ્રાંતિક ધોરણે હોય એની હું તરફેણ કરૂ છું, પરંતુ એ બે સેવાઓમાં યુરોપિયન તત્ત્વની તરફેણની બાબતમાં એક અપવાદ રાખવા હું તૈયાર છું.

**શ્રી ઝફરુલ્લાખાન :** હું ડૉ. આંબેડકર સાથે સંમત છું.

**સરદાર સંપૂરણ સિંઘ :** હું પણ એ જ મતનો સમર્થક છું.

**અધ્યક્ષ :** આપનો ઘણો આભાર. એ નકકી સ્વીકારાશે.

**ડૉ. આંબેડકર :** પૃષ્ઠ ૨ પર, "બેશક આવી સરકાર જો એને જરૂરી લાગે તો" એ શબ્દોથી શરૂ થતા ફકરામાં, આપે રાજય સેવાઓ, વગેરેનાં ખાતાંની પુનર્રચના અને પુનઃ સમાયોજનાના પ્રશ્નનો ઉલ્લેખ કર્યો છે. શું હું એ જાણી શકું છું કે આજે સવારે જે ચર્ચાઓ થઈ તે જોતાં વેતનના ધોરણનો પ્રશ્ન પણ આપ ઉમેરશો ?

**અધ્યક્ષ :** મને લાગે છે કે એ શબ્દો સાથે એ લેવામાં આવ્યું છે.

## ચોથી બેઠક - તા. ૯મી જાન્યુઆરી, ૧૯૩૧

લોર્ડ ઝેટલેન્ડ : ના. તમે સ્થાનિક સરકારની હકૂમતને પાછી ન લઈ શકો, કારણ કે એ સ્વીરાયુ છે કે સ્થાનિક સરકારની તેના અધિકારીઓ પર સર્વોચ્ચ સત્તા હોવી જોઈએ. પરંતુ એવું નિયત કરી શકાય કે જેને અનુસરવાનું તેને ઈચ્છનીય લાગે તે પ્રથા હોવી જોઈએ. મહોદય, મને લાગે છે કે હું પેટા-સમિતિ સમક્ષ જે મૂકવા માગું છું તે તેમાં આવી જાય છે. મુખ્ય મુદ્દો એ નિશ્ચિત કરવાનો છે કે ૧૮૬૧ના પોલીસ અધિનિયમથી ઈન્સ્પેકટર જનરલમાં હમણાં નિહિત કરેલી સત્તાઓ રાખવી જોઈએ, અને હું પેટા-સમિતિની વિચારણા માટે બીજાં જુદાં જુદાં સૂચનો રજૂ કરું છું, જેમકે પ્રાંતમાં પોલીસ પરિષદની રચના.

**ડૉ. આંબેડકર :** માહિતી માટે હું એક પ્રશ્ન પૂછવા માગું છું. શું ઉદાર માર્કવેસ એવું ઈચ્છે છે કે ઈન્સ્પેકટર જનરલની સ્થિતિ કાનૂન દ્વારા માન્ય કરવી જોઈએ અથવા શું તેઓ એવું માગે છે કે પોલીસ અધિનિયમ હેઠળ સ્થિતિ હમણાં છે તેવી જ રાખવી ? શું તેઓ એમ ઈચ્છે છે કે અમુક કાનૂની અધિકારો અને ફરજો ધરાવતા અધિકારીઓ તરીકે તેઓને કાનૂન દ્વારા માન્ય કરવામાં આવે ?

**લોર્ડ ઝેટલેન્ડ :** હા.

**સર પી. સી. મિત્તર :** સંસદીય કાનૂન દ્વારા ?

લોર્ડ ઝેટલેન્ડ : બરાબર. ઈન્સ્પેકટર જનરલ પાસે હમણાં કાનૂન એટલે કે પોલીસ અધિનિયમ દ્વારા આ સત્તાઓ છે.

**ડૉ. આંબેડકર :** પોલીસ અધિનિયમ માટે આ એક અલગ બાબત છે જેમાં અલબત્ત સ્થાનિક વિધાનમંડળ દ્વારા સુધારો કરવામાં આવશે. પ્રશ્ન એ છે કે તમે ઈન્સ્પેકટર જનરલની સ્થિતિને અમુક ફરજો બજાવતા અધિકારીની સ્થિતિની જેમ માન્ય રાખવા માગો છો કે મંત્રી દ્વારા કે સ્થાનિક સરકાર દ્વારા દખલને પાત્ર નહિ એવા અધિકારીની સ્થિતિની જેમ માન્ય રાખવા માગો છો ?

**લૉર્ડ ઝેટલેન્ડ :** એ તેની અસર છે. મારી એ દરખાસ્ત છે. મને લાગે છે કે ઈન્સ્પેકટર જનરલમાં હમણાં નિહિત કરાયેલી સત્તાઓને રાખવી જોઈએ.

સર કાવસજી જહાંગીર : કઈ સત્તા દ્વારા ?- પોલીસ અધિનિયમ દ્વારા કે ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ દ્વારા ?

**સર ચીમનલાલ સેતલવાડ :** પોલીસ અધિનિયમની જોગવાઈઓમાં ફેરફાર કરવાનું સ્થાનિક વિધાનમંડળના કે કોઈપણ વિધાનમંડળના મતની બહાર હોવું જોઈએ.

**લૉર્ડ ઝેટલેન્ડ :** હા. મને લાગે છે કે એ સમવાયી સરકારનો અધિનિયમ હોવો જોઈએ.

**શ્રી ઝફરુલ્લાખાન :** ગવર્નર જનરલની સંમતિ વગર પ્રાંતિક સરકાર દ્વારા જે રદ કરી ન શકાય, જેમાં ફેરફાર કરી ન શકાય કે જેને સુધારી ન શકાય એવા અધિનિયમોની યાદીમાં પોલીસ અધિનિયમને મૂકીને એવું કરી શકાય.

**ડૉ. આંબેડકર :** આજે એ પરિસ્થિતિ રહેશે કારણ કે કેન્દ્ર સરકારની પૂર્વમંજૂરી વગર અધિનિયમમાં સુધારો કરી શકાય નહિ.

**શ્રી ઝફરૂલ્લાખાન :** હું આટલું ઉમેરૂ કદાચ આ સમિતિના તમામ સભ્યોને એની જાણ નહિ હોય કે પેટા-સમિતિઓ નં. ૧ અને ૨ દ્વારા રચાયેલી સમવાયી માળખા પેટા-સમિતિ અને સંયુકત પેટા-સમિતિ એ બંનેએ, કલમ ૮૦ (૩) ( એચ) હેઠળ તે યાદામાં મૂકવાના મુકાબલે મહત્ત્વના વિષયો અંગે બહુ મોટી સંખ્યામાં સૂચનો કર્યાં છે. અને જો આપણે પોલીસ અધિનિયમને તે હેઠળ મૂકીએ તો તેનાથી કોઈપણ પ્રકારના સિધ્ધાંતનો ભંગ થશે નહિ.

**ડૉ. આંબેડકર :** હું શ્રી. ઝફરુલ્લાખાન સાથે સામાન્ય સંમતિ ધરાવું છું. આજે પોલીસ અધિનિયમને અનુસૂચિમાં કેમ મૂકવામાં નથી આવ્યો તેનું કારણ એ છે કે એ વિષય અનામત વિષય છે, તેથી હકીકતની દ્રષ્ટિએ ભારત સરકારનું કાયદો અને વ્યવસ્થાના ખાતા પર સંપૂર્ણ નિયંત્રણ છે અને જયારે કાયદો અને વ્યવસ્થાનું ખાતું તબદીલ થઈ જાય ત્યારે પરિસ્થિતિ તદ્દન જુદી જ થઈ ગઈ હશે. મને લાગે છે કે એ વિચારવું જરૂરી બનશે કે ઓછામાં ઓછું સંક્રમી મુદત માટે આપણે, અમુક સલામતીઓને હાલના સમયે તે છે તેમજ રાખવાની જરૂરિયાત વિચારવી જોઈએ તે નહિ. હું અંગત રીતે એવા સૂચનની તરફેણ કરું છું કે આ પોલીસ અધિનિયમનો અનુસૂચિમાં સમાવેશ કરવો જોઈએ જેમાં આજે ગવર્નર જનરલ કે ભારત સરકારની પૂર્વમંજૂરી જરૂરી બની જાય છે.

પોલીસ અને કાયદો અને વ્યવસ્થાના ખાતાના પ્રશ્ન અંગે હું આપનું લક્ષ દોરવા માગું છું. આ મુદ્દો મેં પ્રાંતિક બંધારણ પેટા- સમિતિમાં પણ ઉઠાવ્યો હતો. અલબત્ત, ભાવિ પ્રાંતિક સરકારોની જવાબદારીના દ્રષ્ટિકોણથી આ પ્રશ્નની વિચારણા થઈ છે. મને લાગે છે કે પ્રાંતોમાંની જુદી જુદી લઘુમતીઓના અને કોમી અશાંતિ તથા એવી બીજી કટોકટીના પ્રસંગોએ ઊભા થાય તેવા કટોકટીના પ્રસંગોના દ્રષ્ટિકોણથી પણ આ પ્રશ્ન વિચારવાનો રહે છે. મને લાગે છે કે જયારે કોમી હુલ્લડ ફાટી નીકળ્યું હોય ત્યારે તે અમુક વિસ્તારમાં કઈ કોમના અધિકારી કાયદો અને વ્યવસ્થાનો વહીવટ કરવાના છે તે જાણવું જુદા જુદા પ્રાતોમાંની લઘુમતીઓ માટે ખરેખર એક મોટી સલામતી છે. આપણે સૌ જાણીએ છીએ કે તમામ પોલીસ અધિકારીઓ પર પક્ષપાતી હોવાનો અને એક યા બીજી કોમની તરફેણ કરવાનો આરોપ મુકાતો હોય છે. એ આરોપ માટેનું પૂરતું વાજબીપણું ન પણ હોઈ શકે. પરંતુ એવા પ્રસંગો બની શકે કે જયારે તે અમુક વિસ્તારોમાં કાયદો અને વ્યવસ્થાનો અમલ કરતા અધિકારીઓ પક્ષપાતી થયા હોવાનું વિપુલ વાજબીપણું હોઈ શકે છે. મને લાગે છે કે લઘુમતીઓના રક્ષણનાં હિતમાં એ બહુ જરૂરી છે કે પોલીસ અધિકારોની બદલી અને સ્થાન-નિમણૂક મંત્રીઓના હાથમાં ન હોવી જોઈએ, અને કમ-સે-કમ કટોકટીના સમયમાં તો નહિ જ. એવું બની શકે કે પ્રાંતમાં કોમી બહુમતી ધરાવતા મંત્રી કોઈ અમુક પ્રસંગે પોતે જેના હોય તે અમુક કોમની તરફેણ નહિ કરતા પોલીસ અધિકારીને ખસેડી મૂકે.

**શ્રી ઝફરુલ્લાખાન :** સામાન્ય રીતે ઈન્સ્પેક્ટર જનરલ એવું કરતા હોય છે.

**ડૉ. આંબેડકર :** હું જાણું છું કે મુંબઈ ઈલાકામાં પોલીસ અધિકારીઓની બદલીના કારણે ભારે ઉહાપોહ મચી ગયો હતો. મને એની ખબર નથી કે તે પોલીસ ઈન્સપેકટર હેઠળ કરવામાં આવ્યું હતું કે હવાલો સંભાળના અધિકારી દ્વારા કરવામાં આવ્યું હતું; પરંતુ મને લાગે છે કે એ એક મોટી સલામતી છે જેની ભારતના ભાવિ બંધારણમાં જોગવાઈ કરવી જરૂરી છે.

મારી વિશિષ્ટ દરખાસ્ત એ છે કે હુલ્લડ કે કોમી અશાંતિ ફાટી નીકળે તેવા કટોકટીના પ્રસંગોમાં, જુદા જુદા વિસ્તારોમાં પોલીસની બાબતમાં ગવર્નરને મંત્રીની ઉપરવટ જવાની સત્તાઓ હોવી જોઈએ.

## પાંચમી બેઠક - તા. ૧૨મી જાન્યુઆરી, ૧૯૩૧

**અધ્યક્ષ :** ડૉ. આંબેડકર, શ્રી ઝફરૂલ્લાખાન અને સરદાર સંપૂરણ સિંઘ, આઈ.સી.એસ.માં યુરોપિયન તત્ત્વની બાબતમાં હોય તે સિવાય, આઈ. સી. એસ. માટે અખિલ ભારતીય ધોરણે ભરતી કરવાની વિરૂધ્ધ છે. કેટલાક સભ્યોનો અભિપ્રાય એવો છે કે ન્યાયિક અધિકારીઓની ભરતી હવેથી આઈ.સી.એસ. માંથી કરવી જોઈએ નહિ.

**ડૉ. આંબેડકર :** મહોદય, આઈ.પી.એસ.પણ.

**અધ્યક્ષ :** શું આપ આ રીતે મૂકવા માગો છો, "આઈ.સી.એસ. અને આઈ.પી.એસ.માટે" ?

**ડૉ. આંબેડકર :** હા.

**અધ્યક્ષ :** શું તે શ્રી. ઝફરૂલ્લા ખાનને લાગુ પડે છે ?

**શ્રી ઝફરૂલ્લાખાન :** હા.

અધ્યક્ષ : સરદાર સંપૂરણ સિંઘને પણ ?

**સરદાર સંપૂરણસિંઘ :** બરાબર છે.

**અધ્યક્ષ :** હું આપનાં મંતવ્યોને જ નોંધવાનો આશય રાખું છું, તેથી હું આ શબ્દોમાં મૂકીશ, "અને આઈ.પી.એસ.માટે."

## છઠ્ઠી બેઠક - તા. ૧૩મી જાન્યુઆરી, ૧૯૩૧

**ડૉ. આંબેડકર :** હું પેટા ફકરા (૪) પછી આવી મતલબનો નવો ફકરો દાખલ કરવા માગું છું : "પેટા સમિતિ ઈચ્છે છે કે રાજય સેવામાં દલિતોની નોકરીની બાબતમાં ઉદાર નીતિ અપનાવવી, અને તે ખાસ તો એવી ભલામણ કરે છે કે જેમાંથી હમણાં તેઓને બાકાત રાખવામાં આવે છે તે પોલીસ અને લશ્કરમાં તેમના માટે ભરતીની છૂટ આપવી".

**શ્રી ચિંતામણી :** તેઓને નિયમ દ્વારા બાકાત રાખવામાં આવે છે કે કેવળ એક પ્રથાની બાબત તરીકે ?

**ડૉ. આંબેડકર :** નિયમ દ્વારા પોલીસ સેવા કમિશન એવું સ્પષ્ટ જણાવે છે કે દલિતો અયોગ્ય છે.

શ્રી ચિંતામણી : જો પોલીસ કે લશ્કર જેવાં અમુક ખાતામાં નોકરીમાંથી દલિતોને બાકાત રાખતા નિયમો હોય તો તે એવા નિયમો નથી કે જે સમગ્ર દેશમાં લાગુ પડતા હોય. કેટલાક પ્રાંતોમાં એવા નિયમો હોઈ શકે, પરંતુ તમામ પ્રાંતોમાં નહિ.

**ડૉ. આંબેડકર :** જો એવી ઈચ્છા હોય તો હું મારી દરખાસ્તને નીચે પ્રમાણે પૂરી કરીશ :

"અને ખાસ કરીને ભલામણ કરે છે કે દલિતોને અસ્પૃશ્યતાના કારણે હવે પછી રાજય સેવાના કોઈપણ ખાતામાંથી તેઓને બાકાત રાખવા જોઈએ નહિ."

**રાજા નરેન્દ્ર નાથ :** ચોકકસ, ખંડ (૫)(એ) માં તે આવી જાય છે.

**સર કાવસજી જહાંગીર :** પરિસ્થિતિ એવી છે કે આ કોમને તેઓને નોકરીમાં લેવાની અવ્યવહાર્યતાના કારણે બાકાત રાખવામાં આવી છે. અહીં અને હમણાં તેની વિગતોમાં ઊતરવાનો અર્થ નથી. જો આપણી પાસે દલિતો માટે પોલીસની અલગ શાળા હોય તો પણ આવા વર્ગોના સભ્યોને તેમનો તિરસ્કાર કરતી વસ્તીમાં પોલીસના માણસોની કામગીરી કરવામાં મુશ્કેલી તો પડવાની જ. આ આટલો મોટો ગેરફાયદો કઈ રીતે દૂર કરવો એ સ્પષ્ટ સમજાતું નથી. હું કોઈપણ પ્રકારનો અભિપ્રાય વ્યકત કરી શકતો નથી. જે કંઈ કરવામાં આવ્યું છે તે જબરદસ્ત અનિચ્છાએ કરવામાં આવ્યું

છે. જે મને લાગે છે કે ડૉ. આંબેડકર કબૂલ કરશે. પરંતુ એ કેવળ પવિત્રકાર્ય હોય તો પણ ડૉ. આંબેડકર ઈચ્છતા હોય એવું આપણે જે કરવું જોઈએ તે વ્યક્ત કરવામાં મને કશું વાંધાજનક લાગતું નથી. મને ડર છે કે આપણે અસંખ્ય પ્રસંગોએ એક સરખો જ અભિપ્રાય વ્યક્ત કર્યો છે. અને તેનું પરિણામ કશું જ આવ્યું નથી. ડૉ. આંબેડકર એ સારી રીતે જાણે છે કે હુકમો પસાર કરાય છે અને કઈ રીતે તેને અવ્યવહાર્ય સાબિત કરાય છે. તેમ છતાં તે ઈચ્છે છે તે મુજબ આવો ફકરો સમાવાય તેને મારૂ સમર્થન છે. આપણે જોખમ ઉઠાવીએ અને જાણી લઈએ કે વ્યવહારૂ દરખાસ્ત નહિ હોય, પરંતુ આપે અગાઉના પ્રસંગે કહ્યું છે તેમ આપણે કોઈ આદર્શ સિધ્ધ કરવા માગતા હોઈએ ત્યારે આપણે હંમેશા તાર્કિક હોઈ શકીએ નહિ.

**ડૉ. આંબેડકર :** હું ખાસ ચિંતાતુર છું કે પોલીસ અને લશ્કરનો ઉલ્લેખ કરવો જોઈએ કારણ કે એ જ એવાં ખાતાં છે જેને માટે દલિત સભ્યો સૌથી વધુ યોગ્ય રહેશે.

અધ્યક્ષ  આ મુદ્દો, ફકરા (૫)(એ) અને (બી) માં આવી જાય છે.

**ડૉ. આંબેડકર :** એ રીતે ઍંગ્લોઈન્ડિયન કોમનો પ્રશ્ન પણ સમાવિષ્ટ કરવામાં આવ્યો છે. હું ખંડ (૪) પછી નવો ખંડ સૂચવું છું. "પેટા- સમિતિ ઈચ્છે છે કે રાજય સેવાઓમાં દલિતોની નોકરીની બાબતમાં ઉદાર નીતિ અપનાવવી જોઈએ અને ખાસ ભલામણ કરે છે કે જેમાંથી હમણાં તેઓને બાકાત રાખવામાં આવે છે તે પોલીસ અને લશ્કર ખાતામાં ભરતી કરવાનું તેમના માટે ખુલ્લું મુકાવું જોઈએ."

**રાજા નરેન્દ્રનાથ :** મારે એક સૂચન કરવું છે એટલે કે આપણે ઉમેરવું જોઈએ કે,"કોઈ વ્યકિતને કેવળ ધર્મ, જ્ઞાતિ, જાતિ કે લિંગના કારણે દેશની કોઈપણ સેવામાં પ્રવેશ માટે કોઈ પણ પ્રકારે અશક્તતા અથવા પૂર્વગ્રહ હેઠળ ગણવામાં આવશે નહિ." હું તેને ખાસ ભલામણ તરીકે રાખવા માગું છું.

**ડૉ. આંબેડકર :** એ પછી આવશે.

**શ્રી બસુ :** પોતાની કોમને જેના કારણે સહન કરવું પડે છે તે અશક્તતાઓ દૂર કરાય તે જોવાની ડૉ. આંબેડકરની ઈચ્છા પ્રત્યે હું સહાનુભૂતિ ધરાવું છું, અને જો કોઈપણ પ્રાંતમાં વહીવટી નિયમો દ્વારા કોઈપણ અશક્તતા નિયત કરવામાં આવી હોય

તો તેવા નિયમોને દૂર કરવા જોઈએ. પરંતુ જે રીતે તેમણે આ વિધાન કર્યું છે તે રીતના કારણે તે બહુ વ્યાપક થઈ જાય છે. દા.ત. મારા પ્રાંતમાં ઘણી બધી સંખ્યાની જગ્યાઓ દલિત સભ્યો દ્વારા ભરવામાં આવતી હોય છે. આ બાબતમાં મારા પ્રાંતને ઝાઝી ચિંતા કરવા જેવું નથી.

**ડૉ. આંબેડકર :** હું, "જયાં હાલમાં તેઓને બાકાત રાખવામાં આવતા હોય" એવા થોડાક મર્યાદિત શબ્દો દાખલ કરવા તૈયાર છું.

**રાજા નરેન્દ્રનાથ :** પોલીસમાં તેઓને નોકરીમાં લેવામાંથી બાકાત રાખતો કોઈ નિયમ નથી, પરંતુ વ્યવહારમાં તેઓને નોકરીમાં લેવામાં આવતા નથી. એકવાર પરિષદના સભ્યે પ્રશ્ન ઉઠાવ્યો હતો અને સરકારને પૂછયું હતું કે આ લોકોને પોલીસ માટે કેમ ભરતી કરવામાં આવતા નથી અને એ જાતની પ્રથા, હાલના ગવર્મેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૯૬નું ઉલ્લંઘન નથી કે કેમ ? એનો જવાબ સંતોષકારક નહતો. મને લાગે છે કે મેં સૂચવેલા શબ્દો ઉમેરવાથી મદદરૂપ થવાશે અને વ્યાપક ઈચ્છા અને વ્યાપક ભલામણની અભિવ્યકિત પણ મદદરૂપ બનશે. પરંતુ મને કહેવા દો કે મેં સૂચલેવા શબ્દો દાખલ કરવાથી જેટલી અસરકારકતા આવશે એટલી અસર વ્યાપક લાગણીની અભિવ્યકિતથી નહિ પડે.

**મેજર સ્ટેન્લી :** લશ્કરી સેવાનો વિશિષ્ટ ઉલ્લેખ ચોકકસ રીતે આ સમિતિના કાર્યક્ષેત્રની બહાર છે.

**શ્રી મોદી :** અમે ભલામણ કરી છે કે લશ્કરની જરૂરિયાતો ધ્યાનમાં રાખવી જોઈએ.

**અધ્યક્ષ :** હું સૂચન કરૂ છું કે જો આપે આમ કહ્યું હોત કે : " અને ખાસ કરીને ભલામણ કરે છે કે તમામ સેવાઓમાં ભરતી તેઓના માટે ખુલ્લી રાખવી જોઈએ," તો આપે એને સહેજ ઓછું વિવાદાસ્પદ બનાવ્યું હોત.

**શ્રી. મોદી :** હા, જેમાંથી તેઓને હમણાં બાકાત રાખવામાં આવે છે.

**અધ્યક્ષ :** મારે એમ નહિ કહેવું જોઈએ કારણ કે તેનાથી વિવાદનો મુદ્દો ઊભો થશે. આપે એમ કહેવું જોઈએ કે તમામ સેવાઓમાં ભરતી તેઓના માટે ખુલ્લી રાખવી જોઈએ.

**લેફ્ટેનન્ટ કર્નલ ગિડની :** આવી નોકરી માટે કોઈ લાયકાત નહિ હોય.

**અધ્યક્ષ :** હું આનો ઉલ્લેખ કરું ? જો આપણે આ અહેવાલને બુદ્ધિપૂર્વક વંચાય તેવો કરવો હોય તો એક જ કારણને આવરી લેવા માટે બે ક્રમિક ફકરા હોવા એ કંઈક અણઘડ લાગે છે અને તેથી ડૉ. આંબેડકરને મારું એવું સૂચન છે કે જો આપણે આ શબ્દો રાખવા હોય તો તે શબ્દો ખંડ ૫ પછી આવે એ વધુ સારૂ ગણાશે. આપણે ખંડ ૫માં આપણી વ્યાપક ભલામણો કરવી જોઈએ જેમાં આ પ્રકારે કહેવામાં આવ્યું હોય : "આ ભલામણ કરવામાં"- એટલે કે ખંડ ૫માં ભલામણ - "પેટા-સમિતિના ખાસ ધ્યાનમાં દલિતોનો કેસ્ર છે. તેઓ ઈચ્છે છે." વગેરે.

**ડૉ. આંબેડકર :** બહુ સરસ.

અધ્યક્ષ : જો આપને વાંધો ન હોય તો ખંડ ૫ની ચર્ચા આપણે પહેલાં કરીશું અને જોઈશું કે તેવી મતલબનો કોઈ ખંડ આપણે ઉમેરવો જોઈએ કે કેમ. ખંડ ૫નો મુસદ્દો જે રીતે તૈયાર કરવામાં આવ્યો છે તે અંગે કોઈએ કંઈ અવલોકન કરવાનું છે ?

**રાજા નરેન્દ્રનાથ :** મેં એ જ કહ્યું છે. મેં સૂચવ્યું કે " અશકતતા" પછી તમારે "અથવા કોઈપણ રીતે પૂર્વગ્રહ રખાશે" ઉમેરવું જોઈએ.

અધ્યક્ષ : હું એ પછી મૂકીશ. એ મુદ્દાને અધીન રહીને આપણે તે લઈશું. આપણે તે અંગે પછી જોઈશું.

**ડૉ. આંબેડકર :** ખંડ ૫ પસાર કર્યા પછી, સૂચવે છે કે આપણે આ શબ્દો ઉમેરવા જોઈએ, "આ ભલામણ કરવામાં પેટા-સમિતિના મનમાં ખાસ કરીને દલિતોનો કેસ છે; તેઓ ઈચ્છે છે કે રાજય સેવાઓમાં દલિતોની નોકરીની બાબતમાં ઉદાર નીતિ અપનાવવી જોઈએ, અને ખાસ કરીને ભલામણ કરે છે કે પોલીસ સહિત તમામ સેવાઓમાં ભરતી તેઓના માટે ખુલ્લી રાખવી જોઈએ." એ સુધારો ડૉ. આંબેડકરે ખંડ ૫ના છેડે ઉમેરવાની દરખાસ્ત કરી હતી.

એની તરફેણમાં હોય તેઓ પોતાનો આશય વ્યકત કરે; જેઓ વિરુદ્ધ અભિપ્રાય ધરાવતા હોય તેઓ વ્યકત કરે; તે પસાર કરવામાં આવ્યો.

# ૮

# પૂર્ણ બેઠક (સામાન્ય સમીક્ષા)માં
# આઠમી બેઠક
# તા. ૧૯મી જાન્યુઆરી, ૧૯૩૧

ભાવિ બંધારણમાં દલિતોની સલામતીઓ માટેની ખાસ અને નક્કર જોગવાઈઓ અંગેની માંગણી.

ડૉ. આંબેડકર : પ્રધાનમંત્રીશ્રી, ગોળમેજી પરિષદને સમાજના રાજકીય જીવનને સંઘટિત કરવાના કોઈપણ પ્રયાસના પરિણામે ઊભા થવા જોઈએ એવા બે સૌથી વધુ મહત્ત્વના પ્રશ્નો સાથે બાથ ભીડવી પડી હતી. એમાંનો એક હતો જવાબદાર સરકારની સમસ્યાનો અને બીજો હતો પ્રતિનિધિ સરકારનો.

પ્રાંતોમાં જવાબદાર સરકારના પ્રશ્ન અંગે મારે બહુ ઓછું કહેવાનું છે. હું સમિતિનો અહેવાલ સ્વીકારું છું અને મારી અસંમતિઓ સાથે તેની પડખે ઊભો રહું છું. પરંતુ, કેન્દ્રમાં જવાબદાર સરકારના પ્રશ્ન અંગે હું અલગ મત ધરાવું છું. એમ કહેવું અપ્રમાણિક ગણાશે કે સમવાયી માળખા પેટા-સમિતિના અહેવાલમાં આજે આપણે જાણીએ છીએ તેવી નોકરશાહી પ્રકારની સરકારમાં કોઈ ફેરફાર વિચારાયો નથી. પરંતુ આ ફેરફાર અવાસ્તવિક છે અને સંગીન નથી, અને જવાબદારી બનાવટી છે અને યથાર્થ નથી એવો મારો અભિપ્રાય આપથી છાનો રાખું તો એ પણ મારે માટે એટલું જ અપ્રમાણિક ગણાશે.

લોર્ડ ચાન્સેલરે આપણને કહ્યું કે એમણે બીજ વાવ્યું છે અને આપણે છોડ ઉછેરવાનો છે. મહોદય, આ મહત્ત્વની પરિષદમાં એમણે જે મહાન ભાગ ભજવ્યો છે તે બદલ અમે લોર્ડ ચાન્સેલરના ખરેખર અત્યંત આભારી છીએ. હું એમનો આભારી તો છું પણ એમણે જે આશા રાખી છે તે છોડ ઉછરશે કે કેમ તે અંગે હું આશાવાદી નથી.

સમવાયી ભારત માટેના ભાવિ બંધારણ અંગેનાં મારાં મંતવ્યો ધરાવતું એક નિવેદન મેં લોર્ડ ચાન્સેલરને આપ્યું હતું. જે સમિતિના પ્રમુખસ્થાને તેઓ છે તેણે તેની વિચારણા કરી હતી કે નહિ તેની મને ખબર નથી. કારણ કે જેના પ્રમુખસ્થાને તેઓ હતા તે સમિતિના અહેવાલમાં એનો કશોય ઉલ્લેખ મને જણાતો નથી. મેં એમાં વ્યકત કરેલાં મંતવ્યોને હું વળગી રહું છું, અને એ મંતવ્યો કરતાં આટલા મોટા પ્રમાણમાં જુદા પડતા બંધારણને હું મારી બહાલી આપી શકું નહિ. વાસ્તવમાં જો મારે હાલની પધ્ધતિ અને સમિતિએ વર્ણસંકર કરેલી પધ્ધતિ વચ્ચે પસંદગી કરવાની હોય તો હું હાલની પધ્ધતિને પસંદ કરીશ. પરંતુ, મહોદય, સમિતિના અહેવાલમાં જણાવેલા કેન્દ્ર સરકાર માટેના બંધારણથી જો સર ટી.બી. સપ્રુ - જે આ પરિષદના મિત્ર, માર્ગદર્શક અને ફિલસૂફ છે - તેમને સંતોષ થયો હોય, જો તે શ્રી જયકર - જેમણે પોતાની જાતને ભારતના યુવાનોના પ્રતિનિધિ જાહેર કર્યા છે-તેમને માફક આવતું હોય અને જો તે સર એ.પી. પેટ્રો- જે પોતે કરે છે તેમ ભારતના અબ્રાહ્મણોના નામે બોલે છે. -તેમને ખુશ કરતું હોય, તો હું એનો વિરોધ નહિ કરું. તેથી, મારું વલણ એવી વ્યકિતનું વલણ છે જે બહાલી પણ નહિ આપે પરંતુ જે વાંધો પણ નહિ ઉઠાવે. જેઓ તેને પસાર થઈ જવા દેવામાં આશિષ આપે છે તેઓના ઉપર હું છોડીશ.

આ વલણ મને અત્યંત માફક આવે એવું છે કારણ કે હું જેમનું પ્રતિનિધિત્વ કરૂ છું તેમના તરફથી મને સરકારના સ્વરૂપ અંગે કશો આદેશ મળ્યો નથી. પરંતુ મારી પાસે એક આદેશ છે અને તે એ છે કે જવાબદાર સરકારનો વિરોધ કરવામાં ન આવે તો પણ એ જોવું કે કોઈપણ જવાબદાર સરકાર સ્થપાય નહિ સિવાય કે સાથોસાથ તે પ્રતિનિધિ સરકાર પણ સાચા અર્થમાં હોય. પ્રતિનિધિ સરકારના પ્રશ્નની છણાવટ આ પરિષદે કઈ રીતે કરી છે એ શોધી કાઢવા માટે જયારે હું આ પરિષદની સિધ્ધિ તરફ નજર કરું છું ત્યારે મને અત્યંત નિરાશા જન્મે છે. મતાધિકાર અને વિધાનમંડળમાં

જુદા જુદા વર્ગોનું પ્રતિનિધિત્વ એ બે સ્તંભ છે જેના પર સાચા અર્થમાં પ્રતિનિધિ સરકારનો આધાર હોઈ શકે છે. સૌ જાણે છે કે નહેરુ સમિતિએ પુખ્ત મતાધિકાર અપનાવ્યો હતો. અને તેણે ઘડેલા બંધારણના ભાગને ભારતમાંના તમામ રાજકીય પક્ષોએ ટેકો આપ્યો હતો. જયારે હું આ પરિષદમાં આવ્યો ત્યારે મેં વિચાર્યું હતું કે જ્યાં સુધી મતાધિકારના પ્રશ્નને સંબંધ છે તેટલા પૂરતું યુધ્ધ જીતાઈ ચૂકયું હતું પરંતુ મતાધિકાર સમિતિમાં મારો ભ્રમ પૂરેપૂરો ભાંગી ગયો હતો. એ જોઈને મને ખૂબ આશ્ચર્ય થયું હતું કે જેઓએ નહેરુ અહેવાલ પર સહી કરી હતી તે સૌએ માનસિક સાવધાની રાખીને તેમ કર્યું હતું અને એ માનસિક સાવધાની એટલી બધી રાખી હતી કે પ્રાંતિક વિધાનમંડળો માટે વસ્તીના ૨૫ ટકા લોકોને મતાધિકાર આપવા અંગે સંમત થવાનું ભારતીય ઉદારમતવાદીઓને પણ સમજાવવું મુશ્કેલ થઈ પડયું હતું. બેશક,કેન્દ્રીય વિધાનમંડળ માટેના મતાધિકારનું પ્રમાણ અજ્ઞાત હતું. પરંતુ મને આશા નથી કે એ એવું રહેશે કે જેથી કરીને કેન્દ્રીય વિધાનમંડળને પ્રાંતિક વિધાનમંડળો થવાનાં છે તેના કરતાં લોકોના વધુ પ્રતિનિધિત્વવાળું બનાવી શકાશે. આટલા મર્યાદિત મતાધિકારથી ભારતની ભાવિ સરકાર, વર્ગો દ્વારા જનતાની સરકાર બનશે.

બહુમતી અને જુદી જુદી લઘુમતી કોમો વચ્ચે બેઠકોની વહેંચણીના પ્રશ્ન અંગે આપણે સૌ જાણીએ છીએ કે મડાગાંઠ ઊભી થઈ છે. મારા મતે એ મડાગાંઠ પડવાનું મોટું કારણ ભૂતકાળમાં કરેલી યુકિત પ્રયુક્તિ છે. મને ખાતરી છે કે જો ભારતમાંના સત્તાધિકારીઓએ ભૂતકાળમાં તમામને ન્યાય અને કોઈની તરફેણ નહિ એ સિધ્ધાંત પર કામગીરી કરી હોત તો આ સમસ્યા ઉકેલ ન આવી શકે તેટલી મુશ્કેલ બની ન હોત. બ્રિટિશ સરકારે જુદી જુદી કોમોનો રાજકીય ઉપયોગ કર્યો તે પ્રમાણે તેઓના પર તેમણે અલગ અલગ મૂલ્યો સ્થાપિત કર્યાં, અને દલિતોના ફાળે જેટલા પ્રમાણમાં અધિકારપૂર્ણ રીતે જવી જોઈએ તેટલા પ્રમાણમાં તેમને રાજકીય સત્તાનો હિસ્સો આપવાની ના પાડીને ઘણી કોમોને રાજકીય સત્તાનો અસાધારણ હિસ્સો આપી દીધો. આ બાબતે સૌથી વધુ નારાજ થયેલી કોમ દલિતો છે, અને હું આશા રાખતો હતો કે આ પરિષદ એવા સિધ્ધાંત પર આગળ વધશે કે જેની પતાવટ ખોટી રીતે થઈ હોય તેની પતાવટ કદી થતી નથી, અને જૂનાં મૂલ્યોનાં પુન:મૂલ્યાંકન દ્વારા બેઠકોનો તેઓનો અધિકારપૂર્ણ કવોટા દલિતોને અપાશે. પરંતુ એવું બન્યું નથી. બીજી કોમોની માગણીઓને માન્ય રાખવામાં આવી છે અને સુનિશ્ચિત કરવામાં આવી છે. તેઓને

જે કંઈ જોઈએ છે તે એ છે કે નવી સરકારના વિસ્તૃત માળખામાં અને વધારે વ્યાપમાં સુસંગત રાખીને તેમને લાવી શકાય ફેરફારો અને સુધારા કરવા. એ ફેરફ અને સુધારા ગમે તે હોય પણ તેથી કોઈ પણ વ્યકિત જે નંખાઈ ચૂકયા છે તેવા પા પર ચાસ પાડી શકશે નહિ. દલિતોનો કેસ સંપૂર્ણતયા જુદો છે. તેઓની માગણીઅં માત્ર સાંભળવામાં આવે છે. તેઓનો ન્યાયનિર્ણય પણ કરવામાં આવ્યો નથી. અ મને એ ય ખબર નથી કે એમાંની કેટલીનો સ્વીકાર કરવામાં આવશે. મારા ખ્ય પ્રમાણે એવો અસંભવ નથી કે તેઓની સ્થિતિની લાચારી જોતાં, પ્રતિનિધિત્વ માટે દલિતોની માગણીઓને. બીજી કોમો જે રક્ષણ માટે નહિ પણ સત્તા માટે ફાવાદાવા છે તેમની સતત વધતી જતી ઝૂંટાઝૂંટને સંતોષવા ક્ષીણ કરી નાંખવામાં આવશે.

આ જોતાં મારે મારૂ વલણ સંપૂર્ણ રીતે સ્પષ્ટ કર્યે જ છૂટકો. દલિતોના અધિકારે ભાવિ સંવિધાનમાં મુકરર કરવામાં આવ્યા ન હોવાથી કેન્દ્રમાં તેમજ પ્રાંતોમાં જવાબદા દાખલ કરવા અંગેની હિઝ મેજેસ્ટીની સરકાર વતી કરવામાં આવે તેવી કોઈપ જાહેરાતમાં એ સ્પષ્ટ કરવું જોઈએ કે એ દિશામાંની કોઈપણ પ્રગતિ એ શરતે અ કોમો વચ્ચેના કરારને અધીન રહીને કરવી જોઈએ. દલિતોના અધિકારો અને હિ માટે અસરકારક સલામતીઓની જોગવાઈ કરવામાં આવે જેમાં મારે પરિસ્થિતિ ગંભીરતા પર ભાર મૂકવો જોઈએ અને આપના ધ્યાન પર લાવવું જોઈએ કે ર બાબતમાં સ્થિતિ સંપૂર્ણ સ્પષ્ટ કરવામાં ન આવે ત્યાં સુધી કોઈ જાહેરાત અમ સ્વીકાર્ય રહેશે નહિ, અને આમાં નિષ્ફળ ગયેથી હું અને મારા સાથીઓ પરિષદ આગળનાં કાર્યમાં ભાગ લેવાની જવાબદારી સ્વીકારી શકીશું નહિ અને અમને તેમાં ફારેગ થવાની ફરજ પડશે. મહોદય, આપને આમ કરવાનું જણાવવામાં હું આપ આપે આપેલા વચનના શબ્દને અસર આપવાથી વધુ કંઈ કરવાનું કહેતો નથી. બ્રિટિ સંસદે અને તેના વતી બોલનારાઓએ હંમેશા કહ્યું છે કે તેઓ દલિતો માટેના ટ્રસ્ટીઅ છે અને મને ખાતરી છે કે તેઓ જે કહેતા આવ્યા છે તે સભ્યતાનાં રાબેતા પ્રકાર જૂઠાણાંમાંનું એક જૂઠાણું નથી જેનો આપણે સૌ માનવ સંબંધોને શકય તેટલા મધુ રાખવા માટે જપ જપ્યા કરીએ છીએ. તેથી મારા અભિપ્રાય મુજબ કોઈ પણ સરકાર એ જોવાની પવિત્ર ફરજ છે કે વિશ્વાસનો ભંગ કરવામાં આવતો નથી અને પ્રધાનમંત્રીશ્રી મને કહેવા દો કે જો હિઝ મેજેસ્ટીની સરકાર અમને જે લોકોએ અમારા કલ્યાણમ કંઈ રસ લીધો નથી અને જેમની આબાદી અને મહત્તા અમારી પાયમાલી અને અ

ાન પર રચાયેલી છે તેવા લોકોની દયા પર છોડી દેવાની હોય તો દલિતો એને ઝ મેજેસ્ટીની સરકારના પક્ષે રહેલો સૌથી મોટો વિશ્વાસઘાત ગણશે.

આવું કહેવા બદલ ભારતના રાષ્ટ્રવાદીઓ અને દેશભક્તો દ્વારા મને કોમવાદી કેવામાં આવશે. મને એનો ડર નથી. ભારત એક વિચિત્ર પ્રકારનો દેશ છે અને તેના ષ્ટ્રવાદીઓ અને દેશભક્તો પણ વિચિત્ર પ્રકારના લોકો છે. ભારતમાંનો આ દેશભક્ત ને રાષ્ટ્રવાદી એવો માણસ છે જે ખુલ્લી આંખે તેના બંધુઓને માનવી કરતાંય દતર વ્યવહાર પામતો જોયા કરે છે. પરંતુ તેની માનવતા આક્રોશમાં જાગી નથી ઠતી. તે જાણે છે કે પુરુષોને અને સ્ત્રીઓને તેઓના માનવ અધિકારોથી વંચિત ખવામાં આવે છે. પરંતુ એ તેની નાગરિક ભાવનાને સહાયભૂત કાર્યવાહી કરવા રતું નથી. તે જુએ છે કે લોકોના આખા વર્ગને રાજયની નોકરીમાંથી બાકાત રાખવામાં ાવે છે. પરંતુ તેનાથી તેની ન્યાય અને વાજબીપણાની ભાવના જાગૃત નથી થતી જુએ છે કે હજારો અનિષ્ટ પ્રથાઓ માનવ અને સમાજને નુકસાન પહોંચાડી રહી . પરંતુ તેનાથી તે રોષમાં સળગી નથી ઊઠતો. દેશભક્તનો એક નારો ફ્રસ એ જ કે તેને અને તેના વર્ગને સત્તા અને વધુ સત્તા મળતી જાય. મને આનંદ છે કે હું શભક્તોના તેવા વર્ગનો નથી. હું એ વર્ગનો છું જે લોકશાહી પર પોતાના પગ પર ભો રહે છે અને જે ઈજારાશાહીને તેના મુળ સ્વરૂપ અને પ્રકારમાં નષ્ટ કરવા માગે . અમારો ઉદ્દેશ એ છે કે જીવનનાં રાજકીય, આર્થિક અને સામાજિક તમામ પાસાંમાં ક વ્યકિત એક મૂલ્યનો અમારો આદર્શ વ્યવહારમાં સાકાર કરવાનો છે. આ જ રણથી પ્રતિનિધિ સરકાર એ લક્ષ્ય સિધ્ધ કરવાનું એક સાધન છે અને દલિતો તેને ાટલું બધું મહત્ત્વ આપે છે. અને અમારે મન તેનું આટલું મહત્ત્વ છે એ જ કારણથી આપને આગ્રહભરી વિનંતી કરી છે કે જો આપ આપની જાહેરાતને પરિપૂર્ણ કરવાના યતો જ એવી જાહેરાત કરશો. આપ મને કહી શકો કે દલિતોને આપની હમદર્દી . મારો જવાબ એ છે કે દુઃખગ્રસ્ત લોકોને જે જોઈએ છે તે કંઈક વધુ નક્કર, કંઈક ધુ નિશ્ચિત જોઈએ છે. હું નાહકનો ભયભીત બન્યો છું એ બદલ આપ મને ધિક્કારી કો છો. મારો જવાબ એ છે કે વધુ પડતી વિશ્વાસપૂર્ણ સલામતી દ્વારા પાયમાલ થવા રતાં વધુ પડતી ચિંતાગ્રસ્ત દહેશત માટે ધિક્કારપાત્ર બનવું બહેતર છે.

● ● ●

# ૯

# સમવાયી માળખા સમિતિમાં ત્રેવીસમી બેઠક- તા. ૧૬મી સપ્ટેમ્બર, ૧૯૩૧

## સદર - ૨

(સમવાયી વિધાનમંડળના સભ્યોની ચૂંટણી સાથે સંકળાયેલા પ્રશ્નો)

**ડૉ. આંબેડકર :** શ્રીમાન લોર્ડ ચાન્સેલર, સમવાયી માળખા સમિતિના સભ તરીકે હું પહેલી વાર બોલી રહ્યો છું. દરેક નવા સભ્યે, આ સમિતિએ સામનો કરવાન હોય તેવી સમસ્યાઓ અંગે પોતાની સ્થિતિ વિષે વ્યાપક વિધાન કરવા માટે પોતા આપના તરફથી મળેલી અતિ ઉદાર તકનો પોતે લાભ લેવામાં આપે આ સમિતિ આપેલી મહાન સેવાઓની પોતાની કદરદાની વ્યકત કરી છે; અને તેણે એક પરંતુ પણ ઉમેર્યો છે જેમાં સ્પષ્ટ જણાવ્યું છે કે તેની પોતાની કોમની અથવા તે જમ પ્રતિનિધિત્વ કરે છે તે હિતોની સુરક્ષા એ, કેન્દ્ર સરકારમાં જવાબદારીની સ્થાપના અં તે આપે તેવી કોઈ પણ સંમતિનાં અંક પૂર્વશરત હતી. લોર્ડ ચાન્સેલર, જો હું અ બાબતમાં મારા પૂર્વગામીઓને અનુસરું નહિ તો એનું કારણ એ નથી કે આ બાબ અંગે મારે કોઈ લાગણીઓ વ્યકત નથી કરવાની. ઊલટું મારી લાગણીઓ બહુ ઊં છે; અને જો હું તેને વ્યકત ન કરૂ તો તેનું કારણ એ છે કે આપે આજે સવારે અમ આપેલા આદેશનું હું પાલન કરૂ છું કે આ તમામ બાબતોને સમજ્યા બરાબર ગણવાન રહેશે.

આ થોડીક પ્રાથમિક ટકોર કરીને હું સદર નં. ૨ હેઠળ સમાવિષ્ટ જુદાં જુદાં પેટા-સદરો અંગે મારાં મંતવ્યો રજૂ કરવાનું વિચારૂ છું. આમ કરવામાં હું પેટા-સદરોના ક્રમને અનુસરવાની ઈચ્છા નથી રાખતો કારણ કે તે પેટા-સદરો યાદીમાં આપેલાં છે, અને તે આપણને પરિપત્રિત કરેલાં છે, તેમ જ હું તે યાદીમાં સમાવિષ્ટ કરાયેલી દરેક બાબત અંગે મારાં મંતવ્યો વ્યકત કરવાનું પણ વિચારતો નથી. જે અંગે મને લાગે છે કે મારે ચોકકસ અભિપ્રાય વ્યકત કરવાનો છે અને ચોકકસ ફાળો આપવાનો છે તેવા જ વિષયોને હું હાથ ધરીશ.

સૌથી પહેલી બાબત જે અંગે મારે કંઈ કહેવાનું છે તે વિષય છે સમવાયી વિધાનમંડળની રચના અને એ વિષય અંગે હું આગળ વધું તે પહેલાં ભાવિ ભારતનું સમવાયી વિધાનમંડળ એકમુખી શાસન પધ્ધતિવાળું રહેશે કે દ્વિમુખી શાસન પધ્ધતિવાળું રહેશે. એ અંગેના પ્રશ્નની બાબતમાં હું મારી સ્થિતિ સ્પષ્ટ કરી લઉં. હવે, હું શરૂઆતમાં જ એ કબૂલ કરી લઉં કે હું કદીય દ્વિમુખી શાસનપધ્ધતિની સરકારમાં માનનારો નહોતો. મેં કદીય નથી સ્વીકાર્યું કે બીજી ચેમ્બરની કશીય ઉપયોગિતા હોય, પણ હું એ પણ કબૂલ કરૂ છું કે, જો કે મને મારા પુરતી તેની પ્રતીતિ હોવા છતાં એવા બીજા ઘણા છે જે તે સ્થિતિનો સ્વીકાર કરતા નથી, અને હું જાણું છું કે આ પરિષદમાં બીજી ચેમ્બર જરૂરી નથી એવી તેઓને ખાતરી કરાવી શકશે નહિ. બીજું, મને એવું પણ લાગે છે કે જો બંને ચેમ્બરોના સંબંધોને યોગ્ય રીતે વિનિયમિત કરવામાં આવે અને એવા ઉપાયો છે જેનાથી બીજી ચેમ્બરના રાક્ષસી દાંતને યોગ્ય સલામતીઓ દ્વારા ઘસીને બુઠ્ઠા બનાવી શકાય જેથી તેને ભારતમાં લોકશાહી સરકાર માટે સુરક્ષિત બનાવી શકાય - તો ભારતમાં દ્વિમુખી શાસન પધ્ધતિ દાખલ કરાય તે સામે મારે વાંધો નથી.

આટલું કહ્યા પછી ભારતના સમવાયી વિધાનમંડળમાં બ્રિટિશ ભારતના પ્રાંતોના પ્રતિનિધિત્વનો પ્રશ્ન લઉં છુ. એમ કરવામાં, પ્રથમ પ્રશ્ન જેની સાથે આપણે સંબંધ છે અને જે આપણી સન્મુખ ખડો છે તે એ છે કે પ્રતિનિધિત્વ પ્રત્યક્ષ રહેશે કે પ્રતિનિધિત્વ પરોક્ષ રહેશે. મને લાગે છે કે સમવાયી સભાની નીચલી ચેમ્બર પૂરતું બે મત હોઈ શકે નહિ. તેની રચના પ્રત્યક્ષ ચૂંટણી દ્વારા કરવી જોઈએ. એ હકીકતથી હું તદ્દન સભાન છું કે સાયમન કમિશને આ પ્રશ્ન હાથ ધરતાં એવી ભલામણ કરી હતી કે નીચલી ચેમ્બરની રચના પ્રત્યક્ષ ચૂંટણી દ્વારા કરવી જોઈએ. અને તેના સમર્થનમાં

તેમણે જોયું કે હકીકત તરીકે પ્રત્યક્ષ ચૂંટણી અને પરોક્ષ ચૂંટણી વચ્ચે કશો ભેદ ન હતો, અને એક કદમ દૂર કરીને પરોક્ષ ચૂંટણી માત્ર પ્રત્યક્ષ ચૂંટણી જ હતી. હવે, તાર્કિક દ્રષ્ટિએ જોઈએ તો કદાચ તે સ્થિતિ ખોટી છે, પરંતુ મારી રજૂઆત એ છે કે માનસશાસ્ત્રની દ્રષ્ટિએ પ્રત્યક્ષ ચૂંટણી અને પરોક્ષ ચૂંટણીમાં મોટો તફાવત છે. મારા અભિપ્રાય મુજબ સૌથી વધુ અગત્યની બાબત તો એ છે કે ભારતના લોકોના મનમાં એ ભાવના ઠસાવવાની છે કે એક છેલ્લા આશ્રય તરીકે તેઓ દેશની સારી સરકાર માટે જવાબદાર છે. અને હું એ કહેવાનું સાહસ કરું છું કે ભારતીય નાગરિક ને એવું લગાડાય નહિ કે તે જ એવી વ્યકિત છે જે સરકારને બનાવી કે મિટાવી શકે છે ત્યાં સુધી, આપણે ભારતમાં જવાબદાર સરકારના સાચા પાયા સ્થાપવામાં કદી સફળ થઈ શકીશું નહિ. હવે, જો મારું સૂચન બરાબર હોય તો એ ફલિત થાય છે કે આપણી પાસે ચૂંટણીની એવી કોઈ પધ્દતિ હોવી જોઈએ જે દ્વારા દેશની સરકાર અને નાગરિકો વચ્ચે પ્રત્યક્ષ સંપર્ક સ્થાપી શકાય. અને તેથી મારી રજૂઆત એ છે કે કેન્દ્ર સરકાર અને નાગરિકો વચ્ચેના પરોક્ષ ચૂંટણીના અંતરપટને દૂર કરવો જોઈએ, અને તેઓને એ જોવા દેવું જોઈએ કે દેશની સરકાર પર અને તેઓના કલ્યાણ પર તેઓની ચૂંટણીની શી અસર પડે છે. હું કોઈ પણ સંજોગોમાં સમવાયી સભાની નીચલી ચેમ્બરની પ્રત્યક્ષ ચૂંટણી માટેની જોગવાઈ કરતી ન હોય તેવી પધ્દતિમાં સંમત નહિ થઈ શકું.

ઉપલી ચેમ્બરની રચનાની વાત કરતાં હું સમવાય માળખા પેટા- સમિતિએ સૂચવેલી પધ્દતિ એટલે કે તેની રચના, જેમાં પ્રાંતિક વિધાન પરિષદો મતવિસ્તારોની રચના કરે તેવી પરોક્ષ ચૂંટણીની પધ્દતિ- ને બહાલી આપું છું. હું એ પધ્દતિને બહાલ રાખું છું. કારણ કે ચૂંટણી અલગ અથવા કોમી મતદારમંડળોની અભેદ્ય પધ્ધતિઓના આધારે કરવાને બદલે, પ્રમાણસર પ્રતિનિધિત્વના ધોરણે કરવામાં આવશે. હવે, જયાં દુર્ભાગ્યે, જુદાજુદા સંજોગોના કારણે આપણે ભિન્ન કોમોનું અલગ પ્રતિનિધિત્વ ટાળી શકતા નથી. જયાં આપણે જુદાં જુદાં જૂથોનાં હિતોની સલામતીઓ પ્રત્યે દુર્લક્ષ સેવી શકતા નથી. તેવા ભારત જેવા દેશમાં બંધારણમાં બિન- કોમી હોય તેવી ચેમ્બરની જેના સભ્યોને કોઈ એક અમુક કોમમાંથી અલગ રીતે આદેશ મેળવવાનો રહેશે નહિ, પરંતુ વિશાળ પાયે આધારિત આદેશ રહેશે તેવી ચેમ્બર રાખવાનો મોટો ફાયદો રહેશે. તેમ છતાં, આ દરખાસ્ત અંગે મારે કરવાની માત્ર એક જ ટકોર છે. વાસ્તવમાં મેં જણાવ્યું છે તેમ પ્રમાણસર પ્રતિવાસ્તવમાં મેં જણાવ્યું છે તેમ, પ્રમાણસર પ્રતિનિધિત્વની

પધ્ધતિ સામે મને વાંધો નથી-હું એને બહાલ રાખું છું, પરંતુ મને લાગે છે કે એક એવો મુદ્દો છે જે જણાવવો જોઈએ. સમિતિના સૌ સભ્યો જાણે છે કે ભારતમાંની લઘુમતીઓ પોતાનાં હિતોનું અને પોતાની કોમોનું જુદા જુદા વિધાનમંડળોમાં પ્રતિનિધિત્વ થાય. માત્ર તેટલું જોવા જ આતુર નથી પરંતુ એ હકીકતનો પણ તેઓ આગ્રહ રાખે છે કે તેઓને અમુક ન્યૂનતમ પ્રમાણનું પ્રતિનિધિત્વ મળશે. હવે, મારો ડર એ છે કે જો કે તેઓને પ્રમાણસર પ્રતિનિધિત્વથી તેઓને ઉપલી ચેમ્બરમાં કંઈક પ્રતિનિધિત્વ આપી શકાય તેમ છતાં આપણે નથી જાણતા- કારણ કે આપણે પ્રમાણસર પ્રતિનિધિત્વના પરિણામો વિશે કદી ચોકકસ થઈ શકતા નથી- આપણે નથી જાણતાં કે જુદી જુદી કોમો, તેઓ માગે છે તેટલું પ્રતિનિધિત્વનું પ્રમાણ મેળવવામાં તેઓ સફળ થશે તેથી હું એવું સૂચન કરીશ કે સમવાયી માળખા પેટા-સમિતિની આ ભલામણ સાથે ઓસ્ટ્રીયન બંધારણની કલમ ૩૫ના ધોરણે કંઈક પરંતુક ઉમેરવો જોઈએ. અલબત્ત, એ પરંતુકમાં કોમોના પ્રતિનિધિત્વ અંગે કશું કહેવામાં આવ્યું નથી, તેમાં રાજકીય પક્ષોના પ્રતિનિધિત્વ અંગે કહેવામાં આવ્યું છે. પરંતુ કોમોના પ્રતિનિધિત્વને તે સહેલાઈથી લાગુ પાડી શકાય છે.

હું એમ નથી કહેતો કે આ પરંતુકને શબ્દશ: ઉઠાવી લઈને ભારતના બંધારણમાં અપનાવવો જોઈએ, પરંતુ એમાં સ્પષ્ટ જણાવેલો સિધ્ધાંત, એટલે કે પ્રમાણસર પ્રતિનિધિત્વ શરૂ કરવાની સાથે એક એવો પરંતુક રહેશે કે જેનાથી પ્રતિનિધિત્વના પ્રમાણ અંગે બાંયધરી મળી રહે એ સિધ્ધાંત બંધારણમાં અપનાવી શકાશે.

હવે, સમવાયી વિધાનમંડળમાં બ્રિટિશ ભારતના પ્રાંતોમાં પ્રતિનિધિત્વ પૂરતું મારે આટલું જ કહેવાનું છે. હવે હું વિષયનો બીજો ભાગ લઉં, એટલે કે સમવાયી વિધાનમંડળમાં દેશી રાજયોના પ્રતિનિધિત્વની વાત કરૂ. આ વિષયમાં વિચારણા અર્થે બે મુદ્દા ઊભા થાય છે. એક એ છે કે પ્રત્યેક રાજયનું પ્રતિનિધિત્વ વ્યકિતગત રીતે રહેશે કે કેમ અથવા તેઓનું પ્રતિનિધિત્વ માટેના હેતુઓસર જૂથ બનાવવાનું રહેશે કે કેમ, અને બીજો મુદ્દો જે તેમાંથી ઊભો થાય છે તે એ છે કે તેઓનું પ્રતિનિધિત્વ કઈ રીતે કરવામાં આવશે. ચૂંટણી દ્વારા કે નિયુકિત દ્વારા ?

હું મુદ્દો નં. ૧ લઉં. સમવાયી માળખા પેટા-સમિતિએ ભલામણ કરી છે કે આ એવી બાબત છે જે રાજયોના પોતાના પર છોડી દઈ શકાય. પેટા-સમિતિ પ્રત્યે સંપૂર્ણ

માન જાળવીને હું તેઓની દરખાસ્તથી જુદો પડું છું. મને તદ્દન એવું નથી લાગતું કે એ બાબત અંગે રાજયોએ નિર્ણય કરવો જોઈએ. મારૂ મંતવ્ય એ છે કે એ બાબત એવી છે જેમાં સમવાયી માળખા સમિતિએ નિર્ણય કરવો જોઈએ કે આપણે તૈયાર કરીએ છીએ તેવા કયા એકમો એવા હશે જેઓને સમવાયી બંધારણમાં માન્ય કરવામાં આવશે. હવે, જુઓ આ સમગ્ર બાબત દેશી રાજયોને પોતાને સોંપવાનું શું પરિણામ આવશે. સૌ પ્રથમ હું એ માની લઈશ કે દરેક રાજયને ભારતીય સમવાયતંત્રમાં પ્રતિનિધિત્વ મળે છે. જો એવું બને, તો મારી રજૂઆત એ છે કે ભારતમાં આપણી પાસે હશે એ સમવાયતંત્ર એક પ્રચંડકાય સમવાયતંત્ર હશે. માની લો કે આ સમવાયતંત્રમાં તમામ રાજયોને પ્રતિનિધિત્વ આપવામાં ન આવે, જેનો આપણે વિચાર કરીએ છીએ, અને માત્ર થોડાં જ રાજયોને પ્રતિનિધિત્વ આપવાનું હોય તો પ્રશ્ન એ ઊઠે છે કે આપણે મેળવવાના છે તે નવા બંધારણમાં ભારતીય વિસ્તારના પ્રત્યેક ઈંચને પ્રતિનિધિત્વ મળવું જોઈએ એવા આપણે નકકી કરેલા આદર્શનું શું થાય ? જેમની ઉપેક્ષા કરાવાની હોય તેવાં રાજયોનું શુ થાય ? એ એવી સમસ્યા છે જેનો આપણે વિચાર કરવાનો રહેશે.

પરંતુ, માન્યવર લોર્ડ ચાન્સેલર, મેં આ પ્રશ્ન ઉઠાવ્યો છે એનું કારણ એ નથી કે જે રાજયો ભારતીય સમવાયતંત્રના એકમો બનવાનાં છે તેમની સંખ્યાથી હું ચોંકી ઊઠયો છું, મને બેચેન બનાવનારી બાબત આ છે : શું આપણે દરેક ભારતીય રાજયને ભારતના સમવાયતંત્રના સ્વતંત્ર એકમ તરીકે માન્ય કરવાના છીએ ? અને તે પણ એ પ્રશ્નને લક્ષમાં લીધા વિના કે આ રીતે માન્ય કરાયેલા એકમો આધુનિક સભ્યતાના બોજ વેઠી શકે એમ છે કે કેમ-અથવા શું આપણે આપણા સમવાયતંત્રમાં એવા એકમોને દાખલ કરવાના છીએ કે જે એકમોની તાકાત શકય તેટલી તદ્દન ઓછી હોય ? મને ખાતરી છે કે જયારે આપણે ભારતીય રાજયોના પ્રશ્નની ચર્ચા કરી રહ્યા છીએ ત્યારે જુદાં જુદાં રાજયોમાં માલૂમ પડનારી સંજોગોની બહુવિધતા અને વૈવિધ્યથી આપણે તદ્દન પરિચિત નથી.

**બિકાનેરના મહારાજા :** ગઈ કાલે મેં જે કહ્યું તેની સાથે આને સંબંધ છે કે ભારતીય રાજયોના આ એકમો વિશે આપણે વાત કરીએ છીએ તે રાજયો તરીકે કે સાર્વભૌમ રાજયો તરીકે તે અંગેના વિચારમાં ગરબડ છે.

**ડૉ. આંબેડકર :** ના, એવું કંઈ નથી. આપના પ્રત્યે પૂર્ણ આદર સાથે હું આ પ્રશ્ન પૂછીશ. જો આપની પાસે રાજય શું છે એની કોઈ ચોકકસ વ્યાખ્યા હોય તો, અને જો વ્યાખ્યા સમવાયતંત્રોમાંનાં રાજયોના વહીવટની બાબતમાં એ અનુસરવાના હોય તો આપણે એ જાણવા માગીશું કે આપના મનમાં જે વ્યાખ્યા છે તે પ્રમાણે જેમને બાકાત રાખવાનાં છે તે રાજયોનું શું થશે ?

**બિકાનેરના મહારાજા :** મને લાગે છે કે સમય આવ્યે એ થઈ રહેશે.

**ડૉ. આંબેડકર :** સમવાય માળખા સમિતિ રાજયો જે માગે તે તેમને આંખો મીંચીને આપી ન શકે.

**બિકાનેરના મહારાજા :** રાજયો પણ એમ ન કરી શકે. આપણે પણ કંઈ કોરા ચેક પર સહી કરી ન શકીએ. આપણે પરસ્પરની મુશ્કેલીઓ સમજવાની રહે છે.

અધ્યક્ષ : **ડૉ. આંબેડકર,** કદાચ આપ મને એ બાબતમાં સહાય કરી શકશો. આપે જે કહ્યું તે મેં રસપૂર્વક સાંભળ્યું, પરંતુ હું આપને પૂછવા માગું છું કે આપનાં કેવાં તારણો છે ?

**ડૉ. આંબેડકર :** હું આવું કહું છું કે આ એક અત્યંત નિર્ણાયક પ્રસંગ છે. હું એવું કહું છું કારણ કે એકવાર આપ એવી દરખાસ્ત સ્વીકારી લો કે દરેક રાજયને પછી તેનો ફાળો ગમે તેટલો હોય તો પણ ભારતીય સમવાયતંત્રનું સભ્ય બનાવવાનો હક છે, તો આપ એ રાજયને કાયમને માટે અસ્તિત્વનો સ્વંતત્ર અધિકાર આપો છો.

**બિકાનેરના મહારાજા :** તેને એ અધિકાર હમણાં છે જ.

**ડૉ. આંબેડકર :** એ તો બ્રિટિશ સરકારની દયાથી એવું છે; પરંતુ મારી રજૂઆત એ છે કે આ એક એવી પરિસ્થિતિ છે જે અંગે હું વિચારી પણ શક્તો નથી અને સંમત પણ થઈ શક્તો નથી અને તે આ કારણસર. કોઈપણ એકમ, આધુનિક સભ્યતાની માંગના ધોરણે અસ્તિત્વ ધરાવી શકે નહિ સિવાય કે તેની પાસે પૂરતાં સાધનો હોય; અને ભારતીય રાજકુંવરના લોકોને તેનાથી લાભ થાય છે કે કેમ તેનો ખ્યાલ રાખ્યા વિના, તેના રાજયને અલગ અસ્તિત્વ ભોગવવા દઈને પોતાની જાતને રાજકુંવર કહેવામાં પોતાને આનંદ આવે છે માત્ર એટલા જ કારણસર ભારતીય રાજકુંવરના તરંગને ખુશ રાખવાનો પ્રયાસ કરવાનો કશો અર્થ નથી.

બિકાનેરના મહારાજા : તેઓને રાજકુંવરો કહેવામાં આવતા નથી.

**ડૉ. આંબેડકર :** મારી રજૂઆત છે કે કોઈ પણ રાજ્યને ભારતીય સમવાયતંત્રમાં દાખલ કરાય તે પહેલાં તેણે પરિપૂર્ણ કરવી જોઈએ તેવી અમુક લાયકાતો આ સમિતિએ નિયત કરવી જોઈએ.

**અધ્યક્ષ :** આ તો બહુ રસપ્રદ વાત થઈ કહેવાય. એ લાયકાતો કેવી હોવી જોઈએ એ અંગે આપ અમને સહાય કરી શકશો ?

**ડૉ. આંબેડકર :** હું અમુક વિસ્તારોને અને અમુક મહેસૂલને કસોટીઓ તરીકે નક્કી કરીશ. હું એકદમ નહીં કહી શકું કે એ વિસ્તાર કયો હોવો જોઈએ અને એ મહેસૂલ કયું હોવું જોઈએ; પરંતુ હું એ હકીકત પર આધાર રાખું છું કે જો રાજ્યોનો રાજવી ઈચ્છે કે તેનું રાજ્ય એક સ્વતંત્ર રાજ્ય તરીકે અસ્તિત્વ ધરાવે છે અને ભારતીય સમવાયતંત્રનું રાજ્ય બને તો તેણે એ સાબિત કરી આપવું જોઈએ કે તેના નાગરિકોને સભ્ય જીવન આપી શકે તેટલા પ્રમાણમાં જરૂરી સાધનો અને સામર્થ્ય તેની પાસે છે.

**સર માણેકજી દાદાભોય :** શું મારા મિત્રના વિધાનમાંથી મારે એ સમજવાનું છે કે તે નાનો પ્રદેશ અને ઓછી આવક ધરાવતા નાના રાજ્યને સમવાયતંત્રમાં આવવાની પરવાનગી નહિ આપે ?

**ડૉ. આંબેડકર :** પ્રશ્નના બીજા ભાગ પર આવતાં, એટલે કે સમવાય વિધાનમંડળમાં ભારતીય રાજ્યના પ્રતિનિધિત્વની વાત કરતાં, ભારતીય રાજ્યોએ એ સ્પષ્ટ કર્યું છે કે જો તેઓને સમવાય વિધાનમંડળમાં પોતાના પ્રતિનિધિઓ નિયુક્ત કરવાની છૂટ આપવામાં આવશે તો જ તેઓ ભારતીય સમવાયતંત્રમાં આવશે. હવે, ભારતીય રાજકુંવરો પ્રત્યે સંપૂર્ણ આદર રાખીને, મને ડર છે કે હું તેઓ સાથે સંમત થઈ શકતો નથી, મારે એવો આગ્રહ રાખવો જોઈએ કે તેઓનું પ્રતિનિધિત્વ ચૂંટણી દ્વારા કરવામાં આવશે. આ મુદ્દો અંગે મારી રજૂઆત કરવામાં, લોર્ડ ચાન્સલેર, પહેલી વાત હું એ જણાવવા માગું છું કે, મારી જાણ મુજબ, જયાં રાજ્ય સરકારોને સમવાય વિધાનમંડળમાં પોતાના પ્રતિનિધિઓ નિયુક્ત કરવાની છૂટ હોય તેવું કોઈ બંધારણમાં પૂર્વદૃષ્ટાંત નથી. એવું માન્ય રાખવું કે સમવાયતંત્રના એકમને સમવાય વિધાનમંડળના ઉપલા ગૃહમાં પ્રતિનિધિત્વનો હક છે તે એક બાબત થઈ; પરંતુ બીજી દરખાસ્ત જોતાં

એ સંપૂર્ણ જુદી વાત ગણાય કે સરકારોએ ગૃહમાં પોતાના પ્રતિનિધિઓ નિયુક્ત કરવા જોઈએ. આ બંને બાબતો સાવ અલગ છે. આગળ વધું તે પહેલાં હું આટલી ટકોર કરીશ કે મને ખાતરી નથી કે રાજકુંવરો આ જોગવાઈની તમામ અસરોને પૂરેપૂરી સારી રીતે સમજતા હોય. હું આ પ્રશ્નની ચર્ચા પૂર્વદ્રષ્ટાંતો આપીને કે સરખામણીઓ કરીને કરવા માગતો નથી; હું પ્રશ્નની ચર્ચા તદ્દન જુદા ધોરણે અને તદ્દન જુદી કસોટીઓ લાગુ પાડીને કરવા માગું છું. એક વાત આપણા સૌના મનમાં સ્પષ્ટ છે કે આપણે ભારત માટે જવાબદાર સરકારની પદ્ધતિ સ્થાપવા માટે બંધારણ ઘડવાના છીએ. અને જો કે આપણે વિવિધ બાબતોની ચર્ચા કરીએ તે આ સમિતિનો મુખ્ય ઉદ્દેશ છે અને મુખ્ય કાર્ય છે. આમાંથી એ ફલિત થાય છે કે જો આખરે એમ જણાય કે તેવી છૂટછાટથી કે તેવી યોજનાથી જવાબદારીની પદ્ધતિ અંગે બાંધછોડ થવાની છે અથવા આપણે સૌ જેનાં તરફ મીટ માંડીને રહ્યા છીએ તે જવાબદારીની પદ્ધતિને કુંઠિત કરી નાખવાની છે તો કોઈ છૂટછાટ મૂકી શકાય નહિ, કોઈ યોજના અપનાવી શકાય નહિ.

હવે, એ કસોટી લાગુ પાડતાં એવું ફલિત થાય છે કે તમે રાજકુંવરોના પ્રતિનિધિઓની નિયુક્તિ માટેની રાજકુંવરોની માગણી અંગે સંમત થઈ શકો નહિ.

**કર્નલ હકસર :** કયા ગૃહમાં ?

**ડૉ. આંબેડકર :** બંને ગૃહમાં; અને તે આ કારણસર. સૌ પ્રથમ, સમવાય માળખા પેટા સમિતિનો અહેવાલ વાંચનાર દરેક વ્યક્તિ જાણશે કે રાજકુંવરો માત્ર વિધાનમંડળમાં આવવા માગે છે એટલું જ નહિ બલકે તેઓ દેશની કેન્દ્રીય કારોબારીમાં પ્રતિનિધિત્વ મળે તેમ પણ ઈચ્છે; અને રાજકુંવરોનો એ ઉદ્દેશ હોય એ માત્ર સાચું છે, કારણકે માત્ર વિધાનમંડળમાં આવવાથી જ તેમને કશો લાભ થવાનો નથી- તેઓના વાસ્તવિક લાભ તો દેશની કારોબારીમાં તેમનો હાથ હોય તેમાં રહેલો છે. હવે, એ મુદ્દો ધ્યાનમાં રાખીને, હું આ કહું છું કે તમે સમવાય માળખા પેટા-સમિતિમાં જણાવ્યું છે કે કેન્દ્રીય વિધાનમંડળમાં જવાબદારીની પદ્ધતિ સામૂહિક જવાબદારીની પદ્ધતિ રહેશે. જો બ્રિટિશ ભારતના પતિનિધિઓ સમવાય વિધાનમંડળમાં ચૂંટણી દ્વારા આવવાના હોય, અને જો ભારતીય રાજ્યોના પ્રતિનિધિઓ સમવાય વિધાનમંડળમાં, તેઓને નિયુક્ત કરતા હોય તેમની પાસેથી ચોકકસ સૂચનાઓ લઈને, નિયુક્તિ દ્વારા આવવાના

હોય, તો હું એ નથી સમજી શકતો કે વિભાજિત આદેશો સાથેની, જુદી જુદી સૂચનાઓ સાથેની, સામૂહિક જવાબદારીઓની પદ્ધતિ દેશના ભાવિ બંધારણમાં કઈ રીતે કારગત નીવડી શકશે ?

બીજો પણ એક માર્ગ જેમાં જવાબદારીની આ પદ્ધતિને સમવાય વિધાનમંડળમાં રાજવી કુંવરોની નિયુક્તિ દ્વારા અસર થવાની છે. સર તેજબહાદુર સપ્રુએ ગઈ કાલે બહુ સાચી રીતે સરકારી નિયુક્તિ જૂથને વખોડી કાઢ્યું હતું અને સાદા કારણસર કે કારોબારીના હરદમ હુકમના તાબેદાર થઈને, નિયુક્ત જૂથ કારોબારીને વિધાનમંડળને જવાબદાર બનાવે છે. મને લાગે છે કે સરકારી જૂથને સમર્થન નહિ આપવા માટેની તેમની દલીલનો આ સારાંશ છે. હવે, હું ઉઠાવવા માગું છું તે પ્રશ્ન આ છે : શું આપણને એની પૂરી ખાતરી છે કે તે સમવાય વિધાનમંડળમાંનાં રાજવી કુંવરોના નિયુક્ત સભ્યો સરકારી વ્યક્તિઓનો ભાગ નહિ ભજવે ? મારા પૂરતું હું તદ્દન સ્પષ્ટ છું અને હું કહું છું કે મને એની ખાતરી નથી; અને હું શા માટે આમ કહું છું તેની સ્પષ્ટતા કરીશ.આપણે સૌ જાણીએ છીએ કે રાજવી કુંવરો તેમનાં રાજ્યોનો વહીવટ સર્વોપરિતાના સિદ્ધાંતથી ચલાવે છે, અને મને લાગે છે કે આપણે સૌ જાણીએ છીએ કે સર્વોપરિતાના સિદ્ધાંતનો એક પ્રસંગ એ છે કે સર્વોપરિ સત્તા મહત્ત્વની નિમણૂકોની બાબતમાં રાજવીકુંવરોને સલાહ આપવાના અધિકારની માગણી કરે છે.

બિકાનેરના મહારાજા : તમામમાં નહિ. એકાદ બે કેસોમાં એવું હોય. **ડૉ. આંબેડકર :** એ ખરૂ પણ હું એટલું જ કહી શકીશ કે એ તો બટલર સમિતિએ કહ્યું હતું.

કર્નલ હકસર : તેમણે કહ્યું હતું ?

બિકાનેરના મહારાજા : તેમણે કહ્યું હતું ? જો તેમણે એવું કહ્યું હોય તો તેઓ ખોટા હતા કારણ કે તેઓ કંઈક બીજી બાબતમાં હતા.

**ડૉ. આંબેડકર :** મને લાગે છે કે હું સાચો છું. અને એટલે જ હું એને એ રીતે સમજ્યો છું. આમાં એ હકીકત ઉમેરો કે નવા બંધારણમાં સર્વોપરિતાને અનામત વિષય તરીકે રાખવાનું વિચારાયું છે. હવે, ધારો કે રાજકીય ખાતું જે સર્વોપરિતાની

સત્તાઓનો ઉપયોગ કરશે તે, સમવાય વિધાનમંડળમાં નિયુક્તિની બાબતમાં રાજવી કુંવરોને સલાહ આપવાનો અધિકાર માગે તો એની અસર શું થાય ?

**બિકાનેરના મહારાજા :** તે એમ નહિ કરી શકે અને નહિ કરે; અને રાજ્યો દ્વારા તેનો સ્વીકાર નહિ કરાય.

**ડૉ. આંબેડકર :** હું જે કહું છું તે આ છે. ધારો કે રાજકીય ખાતું એવી માગણી કરે કે સમવાય વિધાનમંડળમાં રાજવીકુંવરોની નિયુક્તિ એ મહત્તવની નિમણૂક છે અને તેથી રાજકીય ખાતાએ રાજવીકુંવરોને સલાહ આપવાના તેના અધિકારનો ઉપયોગ કરવો જોઈએ - તો શું થાય ? હું નિર્ણય કરી શકું છું ત્યાં સુધી, હું ધારી શકું છું ત્યાં સુધી, એક માત્ર પરિણામ એ આવશે કે રાજવીકુંવરોની નિયુક્તિ હકીકતમાં સરકારી જૂથને બીજા સ્વરૂપે મૂકવા સિવાય કંઈ ઓછું કે કંઈ વધુ નહિ થાય.

**કર્નલ હકસર :** એવું નથી થતું.

**ડૉ. આંબેડકર :** અને હવે, આ તબક્કે, હું એક બાબત કહીશ.

**સર માણેકજી દાદાભોય :** પરંતુ આપે અમને એ સમસ્યાનો ઉકેલ આપ્યો નથી.

**ડૉ. આંબેડકર :** હું ચોક્કસ કહું છું. ચૂંટણી.

**કર્નલ હકસર :** ડૉ. આંબેડકર, શું આપ કોઈ એકાદવાર અમને બટલર સમિતિના અહેવાલનો સંદર્ભ આપશો ?

**ડૉ. આંબેડકર :** હું પ્રયાસ કરીશ.

**કર્નલ હકસર :** કારણ કે આપ એનો હવાલો આપો છો કે રાજકીય ખાતું મહત્ત્વનાં રાજ્યમાં નિમણૂકો કરે છે.

**ડૉ. આંબેડકર :** એ ખરૂ, કર્નલ હકસર આપણે વિવાદમાં અટવાઈ નહિ જઈએ; પરંતુ જો સર્વોપરિતાનો અમલ કરવામાં ન આવે તો બીજી ઘણી અસરોને સાખી લેવી પડશે.

**કર્નલ હકસર :** આપ આપની સ્થિતિથી ફંટાઈ રહ્યા છો.

**ડૉ. આંબેડકર :** ના, હું નથી ફંટાતો. હું આપને સંદર્ભ આપીશ. હવે, હું આ એક જ અવલોકન કરીશ જે મેં અગાઉ કર્યું જ છે, પરંતુ હું ના પર ભાર મૂકીશ. અલબત્ત આપણે સૌ સમગ્ર ભારત માટે સમવાયી બંધારણ તૈયાર કરવાનો પ્રયાસ કરી રહ્યા છીએ. પરંતુ હું એ પણ ભારપૂર્વક જણાવીશ કે આપણે અહીં માત્ર સરકારનું સ્વરૂપ બદલવાના હેતુ માટે નથી; એટલે કે એકમુખી શાસન પદ્ધતિની સરકારમાંથી બદલીને સમવાયી સરકાર કરવી.

**અધ્યક્ષ :** કેટલાક લોકો એમ કહે છે; જે કંઈ શ્રેષ્ઠ વહીવટ કરતું હોય તે શ્રેષ્ઠ કહેવાય.

**ડૉ. આંબેડકર :** હા, પરંતુ મેં વિચાર્યું કે આપણે સૌ એ હકીકત અંગે સંમત થયા છીએ કે જે બાબત શ્રેષ્ઠ રીતે વહીવટ કરી શકાય તે જવાબદાર સરકાર છે, તેથી, જો કે આ સમવાયતંત્રને અસ્તિત્વમાં લાવવા માટે શક્ય તેટલી છૂટછાટ આપવા હું રાજી છું તેમ છતાં, જેનાથી આપણને પ્રાણ વગર એટલે કે જવાબદાર સરકાર વગર સમવાયતંત્રનું માત્ર હાડપિંજર જ મળે એવી કોઈ પણ છૂટછાટ કે સમાધાનનો હું પક્ષકાર નહિ થઈ શકું.

ચોખ્ખી વાત કરૂ તો, ખરેખર હું નથી સમજી શકતો કે શા માટે રાજવીકુંવરોએ ચૂંટણીના સિદ્ધાંતનો વિરોધ કરવો જોઈએ ? મને એ નથી સમજાતું કે તેઓના પક્ષે કયો વાંધો હોઈ શકે. કારણ કે દેશી રાજયોમાં સમવાય સભામાં થનાર એ તમામ લોકપ્રિય ચૂંટણીમાં તેના પ્રદેશને ઘણા બધા મતવિસ્તારોમાં વિભાજિત કરવામાં આવશે. જો આપણે એમ કહીએ કે તેઓને તેઓના પોતાના પ્રદેશમાં વૈધાનિક સંસ્થાઓ હોવી જોઈએ જે તેઓના પોતાના વહીવટ પર નિયંત્રણ રાખશે, તો હું તેઓનો વાંધો તદ્દન સમજી શકું છું; પરંતુ આપણે એ પ્રકારનું કંઈપણ નથી કહેતા. આપણે જે કંઈ કહીએ છીએ તે આ છે : તમારા પ્રદેશને મતવિસ્તારોમાં વિભાજિત કરવાની અમને રજા આપો અને તમારા લોકોને તમારા પ્રતિનિધિઓ ચૂંટવા દો જેઓ આવીને સમવાય સભામાં મત આપશે. - તમારી અમુક બાબતો અંગે નિર્ણય લેવા નહિ, તમારા રાજયના કામકાજને નક્કી કરવા નહિ, પરંતુ આખા ભારતના કામકાજની ચર્ચા કરવા. હું ચોક્કસ સમજી નથી શકતો કે દેશી રાજયોના દૃષ્ટિકોણથી શો વાંધો હોઈ શકે ?

**સર માણેકજી દાદાભોય :** અને નાનાં રાજયોમાં પણ ?

ડૉ. આંબેડકર : જો તેઓ મારો દૃષ્ટિકોણ સ્વીકારે કે સમવાય સભામાંની ચૂંટણીથી તેમના પોતાનાં વહીવટને આંચ નહિ આવી શકે - તેઓનાં પોતાની રાજયોને બાધ નહિ આવી શકે - તો મારી રજૂઆત છે કે નીચલા ગૃહમાં એ એક સહેલો ઉકેલ ગણાશે. અલબત્ત ઉપલા ગૃહમાં રાજ્યોના પ્રતિનિધિત્વની સમસ્યા ઉકેલવાની રહેશે. અને જો નિયુક્તિ દ્વારા રાજયોનું પ્રતિનિધિત્વ જેમાં ન હોય તેવી પદ્ધતિ દ્વારા તેનો ઉકેલ કરવાનો હોયતો, હું તેના માટે બે વિકલ્પો સૂચવું છું. પહેલો વિકલ્પ છે નોર્વેજીયન યોજના અપનાવવાનો, જયાં તમારે લોકપ્રિય રીતે રચાયેલું એક ચૂંટાયેલું ગૃહ હોય અને જયાં તે ગૃહ તેના પોતાના સભ્યોમાંથી બીજું ગૃહ ચૂંટી કાઢે છે, જેથી કરીને તે દ્વારા તમે રાજયોએ ઉપલા ગૃહમાં તેઓના પ્રતિનિધિ નિયુક્ત કરવાની મુશ્કેલી ટાળી શકશો. અથવા જો એ સ્વીકાર્ય ન હોય તો, બીજો એક ઉકેલ છે જે હું આપું છું એ છે કે રાજવીકુંવરો ઉમેદવારોની પેનલ સૂચવે જેમાંથી સમવાય વિધાનમંડળમાં પ્રતિનિધિઓ ચૂંટી શકાય.

બિકાનેરના મહારાજા : કોના દ્વારા ?

ડૉ. આંબેડકર : નીચલા ગૃહ દ્વારા. પરંતુ મારા પૂરતું હું એ સ્પષ્ટ કરી લઉં કે નિયુક્તિ દ્વારા રાજયનું પ્રતિનિધિત્વ કરવાની છૂટ આપતી કોઈ પણ પદ્ધતિનો હું પક્ષકાર નહિ થાઉં. હવે હું ખાસ હિતોના પ્રતિનિધિત્વની ચર્ચા હાથ ધરીશ.

અધ્યક્ષ : આપની પાસે નં. (૫) છે - ખાસ હિતોના ખાસ મતવિસ્તારો દ્વારા પ્રતિનિધિત્વ માટે કરેલી જોગવાઈ.

ડૉ. આંબેડકર : પહેલી વાત હું એ સ્પષ્ટ કરવા માંગુ છું કે હું દલિતોને ખાસ હિત તરીકે ગણવા માગતો નથી. મુસ્લિમોને કે ખ્રિસ્તીઓને રાજકીય હેતુઓ માટે જે રીતે ગણવામાં આવે છે એ જ રીતે હું દલિતોને અલગ કોમ તરીકે ગણવા માગુ છું. તેઓને માત્ર પ્રાંતિક વિધાનપરિષદોમાં જ નહિ પરંતુ કેન્દ્રીય વિધાનમંડળનાં બંને ગૃહોમાં પણ પ્રતિનિધિત્વનો એવો જ અધિકાર હોવો જોઇએ.

અધ્યક્ષ : જયારે આપ એમ કહો છો કે એવા જ અધિકારો, તો શું એનો અર્થ આપ એવો કરો છો કે તેઓને બીજાઓની જેટલી જ સંખ્યા હોવી જોઈએ ?

**ડૉ. આંબેડકર :** ના; તમામની સાથે સમાન ધોરણે અપનાવાય તેવા સિદ્ધાંતના આધારે તેઓનો હક રહે તેટલી સંખ્યા.

અધ્યક્ષ : આપે એ જ કહ્યું. આભાર.

**ડૉ. આંબેડકર :** હવે હું બીજા હિતોની વાત કરૂ છું જેને અત્યાર સુધી માન્ય કર્યા છે, એટલે કે, વેપાર, વાણિન્ય, જમીનદારો અને યુનિવર્સિટીઓ.

**ડૉ. શફાઅત એહમદ ખાન :** યુનિવર્સિટીઓ નહિ ?

**ડૉ. આંબેડકર :** ના, આપાણે યુનિવર્સિટીઓ નથી. આ ખાસ હિતોના પ્રતિનિધિત્વ અંગે હું મારી સંમતિ આપી નહિ શકું. સૌ પ્રથમ, હું એ નથી સમજી શકતો કે શા માટે જમીનદારને કાંઈ ખાસ પ્રતિનિધિત્વની જરૂર હોય ? મને એની ખબર નથી કે જો જમીનદાર સામાન્ય મતવિસ્તારમાં ઊભા રહે અને તેના લોકોનો મતાધિકાર માગે તો તેને કઈ મુશ્કેલીઓ અને અશક્તતા સહન કરવી પડે ? તેને આમ કરતાં કોઈ અટકાવી શકે નહિ. - દા.ત. ઈંગ્લેન્ડમાં અને તમામ યુરોપિયન દેશોમાં મને ખાતરી છે કે વેપાર, વાણિજય અને જમીનદારો જેવાં હિતોના ખાસ પ્રતિનિધિત્વ માટે કોઇ જોગવાઈ કરવામાં આવી નથી; તેઓને સામાન્ય મતદારમંડળો મારફત તેઓનું સ્થાન મેળવવાની છૂટ છે, અને મને લાગે છે કે ભારતમાં પણ આ જ પદ્ધતિ અપનાવવી જોઈએ. આ હિતોના પ્રતિનિધિત્વ માટે કોઈ ખાસ જોગવાઈ કરવા સામે મારો એક વધુ વાંધો આ છે : સૌ પ્રથમ, આ હિતો પોતાનું પ્રતિનિધિત્વ ખૂબ ખૂબ સાંકડા મતવિસ્તાર દ્વારા મેળવે છે; તે પણ લગભગ એક ચંડાળ ચોકડી દ્વારા. હવે, જો તેઓની મતદાન શક્તિ, તેઓ સાથે સંકળાયેલી બાબતો પૂરતી મર્યાદિત હોય, તો અનિષ્ટ મુકાબલે નાનું રહેશે. પરંતુ તેઓ વિધાન પરિષદમાં, આ માત્ર મર્યાદિત મતવિસ્તારના ધોરણે જ નથી આવતા; તેઓ વિધાન પરિષદ સમક્ષ આવતી પરચૂરણ બાબતો અંગે મત આપે છે. મુંબઈ વિધાન પરિષદમાં મારા ધ્યાન પર આવેલી એક બાબત આ છે કે ત્યાં આપણે વેપાર અને વાણિજય માટેના મતવિસ્તારો છે. હવે મુંબઈ ઈલાકામાં વેપાર અને વાણિજય એ ખાસ કોમનો ઈજારો બની ગયાં છે જે, હું કહેતા દિલગીરી અનુભવું છું કે હું જાણું છું તે પ્રમાણે સૌથી વધુ રૂઢિચુસ્ત કોમ છે.

**શ્રી જયકર :** રાજયકીય દૃષ્ટિએ.

ડૉ. આંબેડકર : સામાજિક દૃષ્ટિએ. હવે આવા સભ્યો વિધાન પરિષદમાં પોતે આવે તે માટે આ સરળ જૂથ મતવિસ્તારો મેળવે છે. પછી, જો કોઈ પ્રગતિશીલ ઉપાય લાવવામાં આવે તો તેઓ આવે છે અને રૂઢિચુસ્તો સાથે જોડાઈ જાય છે અને તે દ્વારા મુક્તિ અને પ્રગતિના ઉદ્દેશોને વ્યર્થ બનાવી દે છે. તેથી, હું તેનો વિરોધ કરું છું. જો આવી કોઇ જોગવાઇ જરૂરી હોય, તો હું આ છૂટછાટ આપીશ કે આવા કોઇ હિતને, દા.ત. વેપાર, વાણિજય અથવા જમીનદારોને, વિધાન પરિષદમાં કે ઉપલા ગૃહમાં તેઓના અમુક હિતને અસર કરતા કોઈ વિધેયકની ચર્ચા કરવામાં આવે ત્યારે ત્યારે તેઓને સાંભળવા જોઈએ તેઓને અધિકાર આપવામાં આવે. તેઓને સાંભળવાનો અધિકાર આપી શકાય, પરંતુ તેઓને વિધાન મંડળનું સભ્યપદ કે વિધાન મંડળ સમક્ષ આવે તેવા કોઈ પણ વિધેયક પર મત આપવાની સત્તા આપવાની કોઈ જરૂર નથી.

મજૂરો માટે હું આ કહીશ. મને નથી ખબર કે મારા મિત્ર શ્રી. જોષી મારી સાથે સંમત થશે કે નહિ; પરંતુ મારો પોતાનો મત એવો છે કે જો પુખ્ત મતાધિકારની પદ્ધતિ અમલમાં આવે - અને મને આશા છે કે મહાત્મા ગાંધીની સહાય અને સમર્થનથી આ પરિષદમાં આપણે તે પસાર કરાવી શકીશું. - તો કદાચ મજૂરોના ખાસ પ્રતિનિધિત્વ માટે કશી જરૂરિયાત નહિ રહે; પરંતુ જો આપણે પ્રતિનિધિત્વની એવી પદ્ધતિ અપનાવીએ જેના પરિણામે બંધારણમાંથી મજૂર વર્ગોના મોટા સમૂહને બહાર રાખવામાં આવે કે જેથી કરીને તેઓ પોતાનું કલ્યાણ કરવા અને પોતાની આબાદી આણવા માટે સરકારનું નિયંત્રણ ન કરી શકે અને તેના પર અસર ન પાડી શકે, તો મજૂરોના પ્રતિનિધિત્વ માટેની ખાસ જોગવાઈ કરવાની જરૂર ચોક્કસ રહેશે, અને મને લાગે છે કે આવા પ્રતિનિધિત્વના હેતુ માટે મતદાર કોલેજો તરીકે જુદા જુદા સંઘોને માન્ય કરીને આ કરી શકાશે.

જેનો હું ઉલ્લેખ કરવા માગું છું તેવો બીજો વિષય છે નિયુક્ત સભ્યોનો પ્રશ્ન. હું ધારું છું - મને ખાતરી નથી - કે સમવાયી વિધાન મંડળમાં નિયુક્ત સભ્યનું જૂથ રાખવાનો ઉદ્દેશ મુખ્યત્વે તાજના પ્રજાજનોને, અથવા દ્વિમુખી શાસન પદ્ધતિ હેઠળ પ્રાંતોમાં અનામત વિષયોને ટેકો આપવાનો છે. સૌ પ્રથમ, હું એ સ્પષ્ટ કરીશ કે અધિકારીઓના આ નિયુક્ત જૂથનો મને ભારે ભય છે. જો એવી કોઈ સંસ્થા હોય, મારા મતે, કે જેણે પ્રાંતિક સરકારોમાં જવાબદારીની પદ્ધતિનો સંપૂર્ણ નાશ કર્યો હોય,

મોન્ટેગ્યુ - ચેમ્સફર્ડ સુધારા દ્વારા દાખલ કરવાની હતી તે આ નિયુક્ત અધિકારીઓ જૂથની સંસ્થા છે. એ આ સંસ્થા છે જેણે સમગ્ર પધ્ધતિને વિકૃત કરી નાખી છે. આ જૂથ છે જેણે પ્રાંતોમાં બહુમતી સામે લઘુમતી દ્વારા સરકારને શક્ય બનાવી એ આ જૂથ છે જેણે તમામ પ્રકારના લોકો અને જૂથો સાથે જોડાણો કર્યાં છે - મા એવાં જૂથો સાથે જ નહિ જેને તેની સહાય અને સમર્થનની જરૂર હોય, પરંતુ એ જૂથો સાથે પણ કે જેઓ નાના લાભ ખાતર પોતે વેચાવા તૈયાર હોય. મેં કહ્યું તે મને નિયુક્ત સરકારી જૂથ સામે સૌથી વધુ નક્કર વાંધો છે.

મારી બીજી રજૂઆત એ છે કે આ નિયુક્ત સરકારી જૂથ ખરેખર, તાજ પ્રજાજનોને ટેકો આપવાના હેતુ માટે તદ્દન જરૂરી નથી. પ્રાંતિક બંધારણમાં જ્યાં આપ હવે અનામત વિષયોની પધ્ધતિ છે, ત્યાં આ અનામત વિષયોને સમર્થન આપવા અને સલામતી આપવાની જુદી જુદી પધ્ધતિઓ આપણી પાસે છે. સૌ પ્રથમ કલ ૭૨ -ડી હેઠળ આપણી પાસે આ વિષયોના હવાલામાં એક વ્યક્તિ હોય છે જેને કરી શકાતી નથી અને જેનું વેતન બિનમતપાત્ર હોય છે; બીજું ગવર્નરને અનામ વિષયોની સલામતી આપવાના હેતુ માટે તેમને જરૂરી લાગે તેવું ખર્ચ પ્રમાણિત કરવા સત્તા આપવામાં આવી છે; ત્રીજું, ગવર્નરને અનામત વિષયોની કાર્યક્ષમતા જાળ રાખવાના હેતુ માટે તેમને જરૂરી લાગે તેવાં વિધેયકોને પ્રમાણિત કરવાની સ આપવામાં આવી છે, અને છેલ્લે, ગવર્નરને તેમને વાંધો હોય તેવા કોઈ પણ વિધેયક વિશે કરવાની સત્તા હોય છે.

**સર તેજબહાદુર સપ્રુ :** આ તબક્કે આપને હું એક પ્રશ્ન પૂછું ? આપે સૂચ કે પ્રમાણની સત્તા હોવી જોઈએ ?

**ડૉ. આંબેડકર :** હું નથી સૂચવતો કે પ્રમાણનની સત્તા હોવી જોઈએ; હું બાબતની ચર્ચા પણ કરીશ. હું એમ કહું છું કે આ બીજી વૈકલ્પિક પધ્ધતિઓ છે જે જોગવાઈ નિયુક્ત સરકારી જૂથ ઉપરાંત બંધારણમાં કરવામાં આવી છે. મારી એ દલી છે. મારી રજૂઆત એ છે કે જ્યારે તમારી પાસે આટલી વિપુલ વૈધાનિક અને કારોબા સત્તાઓ સરકારમાં તાજના પ્રજાજનોને સલામતી બક્ષવા માટે હોય તો પછી વિધા પરિષદમાં સરકારી સમૂહ રાખવાની તદ્દન જરૂર નથી.

બીજું, હું એ કહું છું કે નિયુક્ત સરાકારી જૂથ રાખવાથી તમે જે કંઈ થઈ રહ્યું છે તેનું સાચું સ્વરૂપ છુપાવો છો. જો નિયુક્ત સરકારીજૂથ ન હોત તો ઘણા ઉપાયો એવા હોત જે વિધાન પરિષદે કદાચ પસાર કર્યા ન હોત અને જે ગવર્નરને તેમની ખાસ સત્તાઓ હેઠળની બીજી કોઇ રીતે પ્રમાણિત કરવાની અથવા પસાર કરવાની ફરજ પડી હોત; પરંતુ નિયક્ત સરકારી જૂથના કારણે તમારી પાસે એવી વિસંગત સ્થિતિ ઊભી થઈ છે કે તમારે બહારના વિશ્વને એવો દેખાવ કરવો પડે છે કે વિધાન પરિષદ સામાન્ય રીતે બહુમતી નિયમના આધારે કામગીરી કરી રહી છે, જ્યારે હકીકતમાં, નિર્ણયો સરકારી જૂથની સહાયથી લઘુમતી દ્વારા લેવામાં આવે છે. તેથી મારી રજૂઆત છે કે ભારતના ભાવિ બંધારણમાં આ નિયુક્ત સરકારી જૂથનો કોઈ ઉપયોગ નથી.

હવે એક છેલ્લો વિષય છે. જેનો હું ઉલ્લેખ કરૂ છું, એટલે કે સોગંદનો પ્રશ્ન. મારા મતે આ પ્રશ્ન બહુ મોટો પ્રશ્ન છે; અને આ એવો પ્રશ્ન છે જે બીજા મોટા પ્રશ્નને જગાડે છે, એટલે કે ભારત માટે સમાન નાગરિકતાનો પ્રશ્ન. મારી પાસેના ટૂંકા સમયમાં મને નથી લાગતું કે આખો વિષય ચર્ચવાનું મારે માટે શક્ય બનશે નહિ; અને તેથી હું વિનંતિ કરીશ કે એક ખાસ પ્રસંગ આપવામાં આવે જ્યારે આ પ્રશ્ન વિગતે ચર્ચી શકાય, કારણ કે મારો એવો મત છે કે સમાન નાગરિક ન હોયત્યાં સુધી સાચું સમવાયતંત્ર હોઈ ન શકે. જે બંધારણમાં સમાન નાગરિકતા માટેની જોગવાઈ ન હોય તે બંધારણને સમવાયી બંધારણ કહેવું એ શબ્દનો ગલત પ્રયોગ કરવા સમાન ગણાશે. આ મુદ્દો આ ક્ષણે વિકસાવી ન શકાય કારણ કે પૂરતો સમય નથી.

## પચીસમી બેઠક - તા. ૧૮મી સપ્ટેમ્બર, ૧૯૩૧

### સદર - ૨

(સમવાયી વિધાન મંડળના સભ્યની ચૂંટણી સાથે સંકળાયેલા પ્રશ્નો )

**ડૉ. આંબેડકર :** હું આ પ્રશ્ન શ્રી. ગાંધીને પૂછીશ : કૉંગ્રેસે સમવાયી વિધાન મંડળ કે સમવાયી કારોબારીનાં સ્વરૂપ અંગેનો પ્રશ્ન તદ્દન વિચાર્યો જ નથી. કૉંગ્રેસે માત્ર એક જ પ્રશ્ન વિચાર્યો છે કે તે બ્રિટિશ સામ્રાજ્યનો ભાગ બનશે કે કેમ અથવા તે સ્વતંત્ર બનશે કે કેમ. પરિણામ, શ્રી ગાંધીએ ગઈ કાલે જે કંઈ કહ્યું તે તેમના અંગત અભિપ્રાયથી હશે. હું એ પૂછવા માગું છું કે તે તેમનો પોતાનો અંગત મત

વ્યક્ત કરતા હતા કે તેમનો એવો દાવો હતો કે તે અંગેનો તેમનો મત કૉંગ્રેસનો મત હતો કે કેમ. એ પછી હું એમને બીજો પ્રશ્ન પૂછવા માગું છું. આપણે જાણીએ છીએ તેટલા પૂરતું કૉંગ્રેસની કાર્યવાહીઓ જે લોકો માટે ખુલ્લી છે તેમાં આ પ્રશ્ન મારી જાણ મુજબ કૉંગ્રેસે વિચાર્યો નહોતો. કૉંગ્રેસે એ ખાનગીમાં વિચાર્યો હોય. તેથી હું પ્રશ્ન પૂછું છું. બીજો પ્રશ્ન છે - પરોક્ષ ચૂંટણીનો પ્રશ્ન જેને એમણે ગઈ કાલે ટેકો આપ્યો હતો એ શ્રીમતી એની બેસન્ટે, તૈયાર કરાયેલા સ્વરાજ વિધેયકમાં રજૂ કર્યો ન હતો અને સમવાયી વિધાનમંડળની રચના કરવાની પદ્ધતિ કૉંગ્રેસે ચોક્કસ રીતે નકારી નહોતી.

●

૨.

લોર્ડ ચાન્સલર, બીજો દ્રષ્ટિકોણ ડૉ. આંબેડકરે વધુ જોર દઈને ભારપૂર્વક રજૂ કર્યો છે. અને આ બાજુ બેઠેલા કેટલાક, સભ્યને મન તે અંગે વજૂદ હોય, તેથી હું તેનો પણ ઉલ્લેખ કરવા માગું છું. એવું સૂચવાયું છે કે રાજયના પ્રજાજનોની ચૂંટણીના પ્રશ્નની બાંયધરી આપવામાં આવી ન હોત તો એક જૂથ ઊભું થઈ ગયું હોત જે તત્ત્વત: સરકારી જૂથ કરતાં બહુ જુદું ન હોત; અને એવું સૂચવાયું હતું કે ખાસ કરીને રાજકીય ખાતું તે જૂથની રચના કરવામાં મોટો ભાગ ભજવશે. મહોદય, મને એમ કહેવામાં કશો ખચકાટ નથી કે જેઓ રાજકીય ખાતાની રચના કરે છે તે રાજ્ય કર્મચારીઓનું મોટું જૂથ, ભારતમાં કે અન્યત્ર રાજય કર્મચારીઓના બીજા કોઈપણ જૂથ જેટલું જ જાગૃત અને ન્યાયી છે.

**ડૉ. આંબેડકર :** જો તેમ હોય તો આપ જવાબદાર સરકારની માગણી જ શા માટે કરો છો ?

●

૪.

**ડૉ. આંબેડકર :** શા માટે આપ એવી જ રીતે સર સેમ્યુઅલ હોર પ્રત્યે મહેરબાન થતા નથી અને બ્રિટિશ ભારતમાં લોકપ્રિય સંસ્થાઓ દાખલ કરવા માટે

તેમને તેમનો પોતાનો સમય લેવા દેતા નથી. મને ખાતરી છે કે તેઓ આપના પ્રત્યે આભારી રહેશે.

અધ્યક્ષ : હું નથી માનતો કે આપણે સર સેમ્યુઅલ હોરના આભારની ચર્ચા કરવાની જરૂર હોય. આ બાબત સમિતિ સમક્ષ નથી.

પંડિત એમ. એમ. માલવિયા : મારા મિત્ર ડૉ. આંબેડકર ભૂલી જાય છે કે મેં શું કહ્યું છે. મેં બે વાર ફરી કહ્યું છે કે મારી ઇચ્છા એવી છે કે પ્રતિનિધિ સિદ્ધાંત રાજયમાં એકદમ દાખલ કરવો જોઈએ. એ ઇચ્છાઓની બાબતમાં હું મારા મિત્ર ડૉ. આંબેડકર સમક્ષ પણ નમતું નહિ મૂકું; પરંતુ હું મારી ઈચ્છા અને ડૉ. આંબેડકરની ઇચ્છા અને રાજવીકુંવરોનાં રાજયોમાં પ્રતિનિધિ સિદ્ધાંત ક્યારે અને કઈ રીતે દાખલ કરવો તે અંગે વિચારણા કરવા માટે સમય લેવામાં રહેલો તફાવત હું સમજું છું....

....હવે, હું એમ પણ કહેવા માગું છું કે રાજયોમાં પ્રતિનિધિ સંસ્થાઓનો સિદ્ધાંત દાખલ કરાય તે જોવા અમારામાંના જેઓ અધીરા છે - અને મારા કરતાં બીજું કોઈ વધારે અધીરૂ ન હોઈ શકે - તેમણે યાદ રાખવું જોઇએ -

ડૉ. આંબેડકર : લોર્ડ ચાન્સેલર, હું જણાવું કે આ બાજુએ બેઠેલા અમે લોકોએ કદી એમ નથી કહ્યું કે પ્રતિનિધિ સંસ્થાઓ રાજયોમાં દાખલ કરવી જોઈએ. અમે જે કંઈ કહીએ છીએ તે એટલું જ છે કે સમવાયી સભામાં પ્રતિનિધિઓની ચૂંટણી માટે ભારતીય રાજયોમાં, બ્રિટિશ ભારતમાં છે તેનો જેવા જ મતવિસ્તારો હોવા જોઈએ. મે એવું કદી નથી કહ્યું કે રાજવીકુંવરો સમવાયતંત્રમાં પ્રવેશ પામે તેની પૂર્વશરત તરીકે દેશી રાજ્યોના નિયંત્રણ માટે દેશી રાજયોમાં લોકપ્રિય સભાઓ હોવી જોઈએ.

પંડિત એમ. એમ. માલવિયા : જો. ડૉ. આંબેડકર એમ માનતા હોય કે તેમણે પ્રતિનિધિ સંસ્થાઓ માટે માગણી નથી કરી તો હું તેનો સંતોષ લેવાનું તેમના પર છોડું છું. આપણે એમ નહિ વિચારવું જોઈએ કે જેઓ રાજ્યોમાંથી સમવાયી સભામાં આવનાર સભ્યોને જો કોઈ લોકપ્રિય પદ્ધતિથી ચૂંટવામાં નહિ આવે તો તેઓ ઉપયોગી નહીં બને.... ભારતીય રાજયના પ્રતિનિધિ પણ જો લોકપ્રિય ચૂંટણી દ્વારા ન આવે તો ત્યારે પણ આપણી પાસે કેટલાક ઉત્તમ પ્રતિનિધિઓ હોઈ શકે છે જેમનો સહકાર આપણા કાર્યમાં અતિ મૂલ્યવાન રહેશે.

**અધ્યક્ષ :** તદ્દન સંક્ષિપ્ત રીતે તેનો સારાંશ કરતાં, આપ કહો છો કે "દુરાચારી સંસ્થાઓ" હંમેશાં દુરાચારી સભ્ય ચૂંટી નથી મોકલતી.

**પંડિત એમ. એમ. માલવિયા :** હું માનું છું. હું ઇચ્છું છું કે હું પણ આપની જેમ સૂત્રાત્મક રીતે વાત રજૂ કરી શકું.

[પંડિત માલવિયાએ વધુમાં એવું સૂચન કર્યું કે પ્રતિનિધિત્વનો સિદ્ધાંત દાખલ કરવાનું ભાતીરય રાજકુંવરોની દયા પર છોડી દેવું જોઈએ. જો તેઓ સ્વૈચ્છિક રીતે એમ કરે તો પોતાને આનંદ થશે] 'પરંતુ' તેઓ આ રીતે સમાપન કરે છે.

"તો પણ મારા બ્રિટિશ મિત્રોને મારી ભલામણ એ રહેશે કે આપણે ધીરજ અને સૌજન્ય બતાવીએ, આપણે આશા રાખીએ કે આવી સંસ્થાઓની સ્થાપના યોગ્ય સમયે કરવામાં આવશે, પરંતુ આપણે એવું કશું ન કરીએ કે જેથી, જેના પર હમણાં બાબતોનો આધાર છે તે રીતે આપણી આશાઓનો પણ ઘણો આધાર છે તેવી અખિલ ભારતીય સમવાયતંત્રની સ્થાપનાના માર્ગમાં બિનજરૂરી અડચણો ઊભી થવા ન પામે."

**ડૉ. આંબેડકર :** દલિતોને પણ આવી જ સલાહ આપવામાં આવે છે - કે તેઓની મુક્તિ પણ સમયસર આવશે.

પંડિત એમ. એમ. માલવિયા : મારા મિત્ર ડૉ. આંબેડકર બહુ મોટી ભૂલ કરી રહ્યા છે. અને મને કહેતાં દિલગીરી થાય છે કે મેં ધાર્યું હતું તેટલા સારા જાણકાર નથી

**ડૉ. આંબેડકર :** મને જાણ થાય એવું કરવું જોઈએ.

**પંડિત એમ. એમ. માલવિયા :** હું એમ નથી કહેતો કે દલિતોએ રાહ જોવી જોઈએ. દલિતો પૂરતું તેમનો ખાસ પ્રશ્ન, શિક્ષણનો છે, અને મેં દલીલ કરી હતી, હજી પણ કરૂ છું અને કૉંગ્રેસે પણ કરી છે કે સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણ હોવું જોઈએ. તેણે આ તમામ વર્ષો દરમિયાન એ કર્યું છે, અને જો ભારત સરકારે - જેની પાસે દેશનાં તમામ સાધનનો કાબૂ છે - તેણે લોકોમાં પ્રાથમિક શિક્ષણને ઉત્તેજન આપવા અંગે પૂરતાં નાણાં ખર્ચ્યાં હોત તો મને ખાતરી છે કે "દલિતો" એ શબ્દ અત્યાર સુધીમાં ઇતિહાસની બાબત બની ગયો હોત - અરે, આના કરતાંય પહેલાં. અમે એવી ઇચ્છા રાખી છે કે તેઓને પ્રારંભિક, પ્રાથમિક શિક્ષણ મળવું જોઈએ. તેઓને

માધ્યમિક શિક્ષણ મળવું જોઇએ, તેઓને માધ્યમિક શિક્ષણ મળવું જોઇએ, તેઓને ઉચ્ચ શિક્ષણ મળવું જોઈએ. બનારસ યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર થવાનું માન મને મળ્યું છે અને ત્યાં એક દલિત વિદ્યાર્થીને બીજા કોઈપણ વર્ગની માફક વિદ્યાર્થી તરીકે ચોક્કસ બેઠક મળે છે. ત્યાં તદ્દન કશો જ ભેદ નથી. અને જેમણે શિક્ષણ મેળવ્યું છે તેઓએ પોતાની જાતને શ્રેષ્ઠ સાબિત કરી બતાવી છે, જે રીતે, જો હું કહું તો મારા સન્માન્ય મિત્ર ડૉ. આંબેડકરે કરી બતાવ્યું છે તે જ રીતે.

**ડૉ. આંબેડકર :** હું હજી પણ સમાજમાં "અસ્પૃશ્ય" છું, જો કે હું શિક્ષિત છું. શિક્ષણે મને તેમાંથી ઊંચકીને બહાર આણ્યો નથી.

**પંડિત એમ. એમ. માલવિયા :** હું આપની ક્ષમા ચાહું છું, આપ અસ્પૃશ્ય નથી. આપ તો પ્રિય મિત્ર અને સાથી છો - એવા ભાઈ છો જેની સાથે આપના અત્યંત રૂઢિચુસ્ત મિત્રોને મળવામાં અને કામ કરવામાં આનંદ આવે છે. અને આપ જાણો છો કે તેઓ આપની સાથે મળીને કામ કરે છે. આજે કોઈપણ વર્ગના પ્રતિનિધિઓ કરતાં દલિતો માટે વધારે કામ બ્રાહ્મણો કરી રહ્યા છે. હું માનું છું એ હકીકત છે અને મારા મિત્ર ડૉ. આંબેડકરએ સ્વીકારશે.

પંડિત એમ. એમ. માલવિયા : ...સ્વીકારશે.

હવે, બીજો મુદ્દો છે પ્રત્યક્ષ અને પરોક્ષ ચૂંટણીના પ્રશ્નનો. મને ડર છે કે મહાત્મા ગાંધીએ ગઈ કાલે કરેલી ટકોરને કંઇક અંશે ગલત સમજવામાં આવી છે. જયારે ગઈ કાલે એ બોલ્યા ત્યારે મારી સમજ મુજબ એનો ઉદ્દેશ એ બતાવવાનો હતો કે દેશમાં તમામ પુખ્ત વયના લોકોને મતાધિકાર આપવાના માર્ગમાં વ્યવહારૂ મુશ્કેલીઓ હતી. પુખ્ત મતાધિકારનો સિધ્ધાંત દાખલ કરવા માટે શ્રી. ગાંધીએ એ યોજના સૂચવી હતી. એમણે એ વિચારને બહાલી નહોતી આપી કે ચૂંટણીની પરોક્ષ પધ્ધતિ અપનાવવી જોઈએ જે દ્વારા લોકોને એમ લાગવું જોઈએ કે તેઓને મત આપવાના અધિકારની બહાર રાખવામાં આવ્યા હતા.

**સર તેજબહાદુર સપ્રુ :** મહાત્મા ગાંધીએ પુખ્ત મતાધિકારના સિધ્ધાંતને સ્પષ્ટ કર્યો તે મેં ત્યારે લક્ષ અને રસથી સાંભળ્યું હતું, પરંતુ હું એવો મત ધરાવું છું કે

નહેરૂ અહેવાલમાં ભલામણ કરાયેલા સિધ્ધાંત કરતાં આ સિધ્ધાંત ઘણો નીચો છે. જો હું ખોટો હોઉં તો મને સુધારશો.

સર સેમ્યુઅલ હોર : પંડિત માલવિયા, એ તો એમ પણ પ્રત્યક્ષ ચૂંટણી જ રહેશે. આપ હવે પુખ્ત મતાધિકારની તરફેણમાં દલીલ કરો છો. એ એવો વિષય નહોતો જેના પ્રત્યે સમિતિ ગઈ કાલે ધ્યાન આપતી હતી. હું એવું સમજું છું. એ વિષય હતો પ્રત્યક્ષ અને પરોક્ષ ચૂંટણીના વિકલ્પનો: અને હું મહાત્મા ગાંધીનું પ્રવચન સમજ્યો છું, તે પુખ્ત મતાધિકારની તરફેણમાં હતા, પરંતુ તે પરોક્ષ ચૂંટણીની પણ તરફેણમાં હતા.

કર્નલ હકસર : ....મને નથી લાગતું કે મારે વધુ આગળ જવાની જરૂર હોય. હું માત્ર આપણા આદરણીય મિત્ર પંડિત માલવિયાના શબ્દોનો પડઘો જ પાડીશ. તેમના પ્રવચનના તે હિસ્સામાં તેમણે જે કહ્યું તેનો જો હું સારાંશ આપું તો તે આ હતો. સર્વોપરિ વિચારણા ભારતમાં એક એવું રાજય ઊભું કરવાની છે જેમાં કોઈ પણ ભાગ તે રાજયની બહાર હસ્તી નહિ ધરાવે. સર્વોપરિ વિચારણા છે દેશને એક બનાવવાની. જો એ સર્વોપરિ વિચારણા હોય તો હું કહું છું કે એ ઉદ્દેશ કોઈપણ ભોગે સિધ્ધ કરવો જોઈએ, અને તે ઉદ્દેશ હાંસલ કરવાના માર્ગમાં કંઈ પણ આવવા દેવું જોઈએ નહિ.

**ડૉ. આંબેડકર :** કોઈ પણ ભોગે નહિ - અમારા ભોગે નહિ !

## છવ્વીસમી બેઠક - તા. ૨૧મી સપ્ટેમ્બર, ૧૯૩૧

## સદર-૩

(સમવાયી વિધાનમંડળનાં બે ગૃહો વચ્ચેના સંબંધો)

**ડૉ. આંબેડકર :** એક પ્રશ્ન હું રજૂ કરવા માગું છું. સર તેજે કહ્યું કે સામાન્ય રીતે પુરવઠા અથવા નાણાં વિધેયકોની બાબતમાં ઉપલા ગૃહને અધિકાર હોવો જોઈએ કે તે નીચલા ગૃહને સૂચનો અને સદર્ભો આપે; પરંતુ કરેલાં સૂચનો જો નીચલું ગૃહ સ્વીકારે નહિ તો શું થાય ?

**સર તેજબહાદુર સપ્રુ :** તો વિધેયકને નકારવાની ઉપલા ગૃહને છૂટ છે, પરંતુ આ રીતે જો મડાગાંઠ ઊભી થાય તો આપ દક્ષિણ આફ્રિકાના પૂર્વ દૃષ્ટાંતને અનુસરી શકો છો. અને તેઓની કાર્યપદ્ધતિ અપનાવી શકો છો.

**ડૉ. આંબેડકર :** જો ઉપલા ગૃહને માત્ર સંદર્ભો અને સૂચનો આપવાની જ સત્તા હોય તો મડાગાંઢ કઈ રીતે ઊભી થઈ શકે ?

**સર તેજબહાદુર સપ્રુ :** તે વિધેયકનો પૂરેપૂરો અસ્વીકાર કરી શકે છે.

**સર મુહમ્મદ શફી :** તો પણ, નીચલા ગૃહને પાછો મોકલવામાં આવતા સુધારા અને અસ્વીકાર કરવાની સત્તાનો જેને ટેકો છે તેવા નીચલા ગૃહને કરવાના સૂચન વચ્ચે તાત્ત્વિક તફાવત શો છે ? આનો આખરી નિર્ણય બંને ગૃહોની સંયુક્ત બેઠક દ્વારા કરવાનો છે.

**સર તેજબહાદુર સપ્રુ :** સૌ પ્રથમ તો તે આધુનિક પ્રથા સાથે સુસંગત છે.

**ડૉ. આંબેડકર :** આપના સૂચન અનુસાર નાણાં વિધેયકો અને બીજાં વિધેયકો વચ્ચે કશો મહત્ત્વનો તફાવત નહિ હોય સિવાય આટલો કે નાણાં વિધેયકની બાબતમાં એકલા નીચલા ગૃહને જ પ્રારંભ કરવાની સત્તા રહેશે. બીજી તમામ બાબતોમાં બંને ગૃહો સમાન રહેશે ?

**સર તેજબહાદુર સપ્રુ :** અસરની દૃષ્ટિએ તો એ જે મેં કહ્યું તે જ છે.

●

**શ્રી ઝફરૂલ્લાખાન :** તેથી, મારી રજૂઆત એ છે કે સૂચિત સંખ્યાબળને લક્ષમાં લેતાં, અત્યાર સુધી વ્યક્ત કરાયેલાં મંતવ્યો સાથે સુસંગત માત્ર એ જ બાબત ગણાશે કે જરૂરી બનતી બહુમતી સાદી બહુમતી અથવા બંને ગૃહોના સભ્યોની કુલ સંખ્યાની સંપૂર્ણ બહુમતી પણ ન હોવી જોઈએ પરંતુ તેના કરતાં વધુ મોટી બહુમતી હોવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** શું શ્રી. ઝફરૂલ્લાખાન સાદી બહુમતી દ્વારા ઉપાયો અંગે નિર્ણય કરવા માટે બંને ગૃહને અલગ અલગ બેસવાની રજા આપશે ખરા ? અથવા શું તેઓ તે કેસમા સભ્યની વાસ્તવિક બહુમતી જરૂરી બનાવશે ?

શ્રી ઝફરૂલ્લાખાન : સાદી બહુમતી.

**ડૉ. આંબેડકર :** તો પછી મને એ નથી સમજાતું કે શા માટે તેઓએ, જ્યારે તેઓ એકસાથે બેસતા હોય ત્યારે, સાદી બહુમતી દ્વારા પ્રશ્નો અંગે નિર્ણય નહિ કરવો જોઈએ.

સર મુહમ્મદ શફી : કારણ કે બંને ગૃહો વચ્ચે મતભેદ છે.

શ્રી ઝફરૂલ્લાખાન : ઘણીવાર સભ્ય બીજા સભ્યના દૃષ્ટિકોણ સમજી શકતા નથી હોતા; પરંતુ એક કારણ એ પણ રહેશે કે બંને ગૃહોનું સ્વરૂપ ભિન્ન રહેશે.

❂

**સરદાર ઉજ્જલ સિંધ :** નાણાકીય બાબતો પૂરતું, હું આજનાં સમવાયતંત્રોમાંથી થોડાક ઉદાહરણો આપવા માગું છું. પહેલાં કેનેડાનું સાર્વભૌમ રાજ્ય - જે બ્રિટિશ રાષ્ટ્રસમૂહનું સભ્ય છે - તેને લઈએ - ત્યાં, કલમ ૫૩માં જણાવ્યું છે કે -

"રાજ્ય મહેસૂલનો કોઈ પણ ભાગનો વિનિયોગ કરવા માટેનાં અથવા કોઈ કર કે વેરો નાખવા માટેના વિધેયકોનો પ્રારંભ હાઉસ ઓફ કોમન્સમાં થશે."

કેનેડામાં બંને ગૃહોની સત્તાઓની ચોકકસ વ્યાખ્યા કરવામાં આવતી નથી. તેનું કારણ એ છે કે કલમ ૧૮ હેઠળ એમ જણાવવામાં આવ્યું છે કે કેનેડા સામાન્ય રીતે બ્રિટિશ નમૂનાને અનુસરશે. તેમાં કહ્યું છે : "ધારણ કરવાના, ઉપભોગ કરવાના અને ઉપયોગ કરવાના વિશેષાધિકારો, હાનિરક્ષાઓ અને સત્તાઓ..."

**ડૉ. આંબેડકર :** આની સાથે તેને કશો સંબંધ નથી; એ તો ગૃહની અંદરનો વિશેષાધિકાર છે.

**ડૉ. આંબેડકર :** ના. **સરદાર ઉજ્જલ સિંધ :** હું આપની ક્ષમા ચાહું છું. મહોદય. જો આપ આમુખ જોશો તો આપ જોઈ શકશો કે કેનેડાના બંધારણમાં જણાવ્યું છે કે કેનેડાનું બંધારણ યુનાઈટેડ કિંગ્ડમમાં જણાવેલા બંધારણ જેવું જ રહેશે; અને આપ જોઈ શકશો કે હાઉસ ઓફ કોમન્સ અને હાઉસ ઓફ લોર્ડ્ઝ વચ્ચેના સંબંધો કેનેડામાં માર્ગદર્શક સિદ્ધાંત હોય છે, પરંતુ હાઉસ ઓફ કોમન્સના વિશેષાધિકારોને ત્યાં અસર પહોંચતી નથી.

❂

**ડૉ. આંબેડકર :** અત્યાર સુધી વ્યક્ત કરાયેલાં મંતવ્યોએ સૌને મન સમાન એવી એક નોંધ ઊભી કરી છે; અને એ છે ભારતના ભાવિ બંધારણમાં બંને ગૃહોના સંબંધોને વિનિયમિત કરવામાં નાણાં વિધેયકોની બાબતમાં પ્રારંભના અધિકાર અને મત આપવાના અધિકાર જેવી નાની અને ગૌણ બાબતોમાં હોય તે સિવાય, તેઓને દરજ્જાની સમાનતા, સત્તાની સમાનતા આપવી જોઈએ. એ ધ્યાનમાં રાખીને મને લાગે છે કે મોટા ભાગનો અભિપ્રાય એવો હતો કે બંને ગૃહોએ સ્થિતિની સમાનતાનો ઉપભોગ કરવો જોઈએ.

હવે મારા પહેલાં બોલી ગયેલા સજ્જનો પ્રત્યે તમામ નમ્રતા અને તમામ આદર બતાવીને મારે કહેવું જોઈએ કે હું તેઓનાં મંતવ્યો સાથે સંમત થઈ શકતો નથી. મારી અને તેઓની વચ્ચે પ્રવર્તે છે તે મતભેદ માટેનાં કારણો મને જણાય છે કે એક સાદી હકીકતમાંથી ઊભાં થાય છે કે આપણે બીજા ગૃહનાં કાર્યો અને હેતુઓ પ્રત્યે સાવ જુદી નજરે જોઈએ છીએ. જેઓએ ગઈ કાલે એવો મુદ્દો નિર્ણય માટે ઉપસ્થિત કર્યો કે જો આપણા વિધાનમંડળની રચના એવી રીતે કરવામાં આવે કે દરેક ગૃહમાં સામ્રાજ્યની અલગ એસ્ટેટોનું પ્રતિનિધિત્વ કરવામાં આ તો બંને ગૃહોએ સમાન સત્તાઓનો ઉપભોગ કરવો જોઈએ તે સજ્જનોનાં મંતવ્યોને હું તદ્દન સારી રીતે સમજી શક્યો હતો. જો નીચલા ગૃહની રચના, ઉપલા ગૃહમાં પ્રતિનિધિત્ત્વ નહી કરી શકાયેલા વર્ગોની બનેલી હોય અને જો ઉપલા ગૃહની રચના, લોકપ્રિય ગૃહમાં પ્રતિનિધિત્વ નહિ કરી શકાયેલા વર્ગની બનેલી હોય, તો ગઈ કાલે વ્યક્ત કરાયેલા પ્રકારના મંતવ્ય માટે કંઈ કહેવાનું હોય. પરંતુ, જો આપણા વિધાનમંડળની રચના, મારા કહેવા પ્રમાણેના સામ્રાજ્યની અલગ એસ્ટેટોની યોજનાના આધારે કરવાની હોય, તો હું દ્વિમુખી શાસનપદ્ધતિના વિધાનમંડળ અંગે મારી સંમતિ નહિ આપું; કારણ કે જનતા માટે બોલતાં - હું આ સંબંધમાં મહાત્મા ગાંધીનો હરીફ છું - જનતા માટે બોલતાં, હું આવા વિધાનમંડળ અંગે સંમતિ નહિ આપું, અને તે દ્વારા આવા પ્રકારની પદ્ધતિ હેઠળ કામ કરતી અને આમ ખોટાં સંતુલનો અને ભરેલી ચોપાટની પદ્ધતિ હેઠળ કાર્ય કરતી સરકારને તેઓનું ભાગ્ય નહિ સોંપી દઉં.

હકીકતમાં, આપણા વિધાનમંડળનાં ગૃહો અલગ એસ્ટેટોના અલગ પ્રતિનિધિત્વના ધોરણે રચવાનાં નથી. જો હું ભાવિ વિધાનમંડળની રચનાને સાચી રીતે સમજતો હોઉં

તો હું એવું માનું છું કે નીચલું ગૃહ લોકપ્રિય રીતે રચાયેલું ગૃહ રહેશે - એવું ગૃહ જેમાં દરેકે દરેક વર્ગ, દરેક દરેક લોકમતનું પાસું પ્રતિનિધિત્વ ધરાવતું હશે અને એમ હોવાથી, હું રજૂઆત કરૂ છું કે આપણે એવું બીજું ગૃહ ન રાખી શકીએ જે તેનું હરીફ હોવાનો દાવો કરે અથવા જે સહ-સમાન દરજ્જો હોવાનો દાવો કરે. મારો એ મત હોવાથી, મારી રજૂઆત છે કે સદર નં. ૩ ના પેટા સદર (૨)માં નિર્ણય માટે રજૂ કરેલા પ્રશ્ન પૂરતું હું એના જવાબમાં કહીશ કે નિર્ણાયક અવાજ નીચલા ગૃહમાં નિહિત કરવો જોઈએ.

**અધ્યક્ષ :** ડૉ. આંબેડકર, શું આપ એને બંધારણમાં મૂકશો ?

**ડૉ. આંબેડકર :** હા, મને લાગે છે કે એમ કરી શકાશે.

**અધ્યક્ષ :** એ કરી તો શકાશે, પરંતુ શું આપ તેમ થાય તેની તરફેણ કરશો ખરા ?

**ડૉ. આંબેડકર :** કદાચ આપ મહેરબાની કરીને પછીથી એ બાબતની છણાવટ કરવા થોડો સમય આપશો. ખાસ કરીને નાણાં વિધેયકોની બાબતમાં આવું હોવું જોઈએ. મારા મતે, બીજા ગૃહને, નીચલા ગૃહની વિચારણા માટેનાં સૂચનો કરવાની સત્તા હોઈ શકે, જે નીચલું ગૃહ તેને ગમે તો, સ્વીકારે; બીજા ગૃહને માત્ર નાણાં વિધેયકોનો પ્રારંભ કરવાની સત્તા નહિ હોય એટલું જ નહિ બલકે તેને તેમાં સુધારો કરવાની સત્તા પણ નહિ હોય; અને ઉપલા ગૃહે નાણાં વિધેયકનો અસ્વીકાર કર્યો હોય તો પણ, નીચલા ગૃહ પસાર કર્યા પ્રમાણે, નાણાં વિધેયક કાયદો થવો જોઈએ.

હવે, હું એ માન્ય કરૂ છું કે મેં કરેલી દરખાસ્ત બહુ આમૂલ દરખાસ્ત હોવાનું જણાય છે - હકીકતમાં તો મને લાગે છે કે તેને એક ક્રાન્તિકારી દરખાસ્ત કહી શકાય. પરંતુ લોર્ડ ચાન્સેલર, જો એમ હોય તો એનું એક જ કારણ છે કે ગઈ કાલે જ્યારે આપણા વિદ્વાન સાથી સર તેજબહાદુર સપ્રુ અને સર મુહમ્મદ શફી આ પ્રશ્નની છણાવટ કરી રહ્યા હતા ત્યારે તેઓએ અમુક સૌથી વધુ આધુનિક બંધારણોનો ઉલ્લેખ કર્યો હતો. મને એવું આશ્ચર્ય થયું હતું કે તેઓએ કેનેડા, ઓસ્ટ્રેલિયા અથવા દક્ષિણ આફ્રિકાનાં સાર્વભૌમ રાજ્યોનાં સાપેક્ષ દૃષ્ટિએ અર્વાચીન બંધારણોમાંથી ઉદાહરણો લેવા માટે તેમને મર્યાદિત રાખ્યા હતા. મને ખબર નથી શા માટે તેઓએ અહીં હાઉસ

ઓફ કોમન્સ અને હાઉસ ઓફ લોર્ડઝ વચ્ચેના બંધારણીય સંબંધોનો વિચાર કર્યો નહિ. મને ખબર નથી શા માટે તેઓએ આયર્લેન્ડનાં બંને ગૃહો વચ્ચેના સંબંધોનો વિચાર કર્યો નહિ. હું સમજી શકતો નથી કે શા માટે તેઓ બ્રાઈસ સમિતિની દરખાસ્તો વિચારવાનું ભૂલી ગયા. જો તેઓએ તેમ કર્યું હોત તો મને ખાતરી છે કે સમિતિના સભ્યોએ જે આશ્ચર્યથી મારી દરખાસ્ત સ્વીકારી છે તે આશ્ચર્યનું અસ્તિત્વ ન હોત; પરંતુ જયારે તેઓએ તેમ કર્યું જ નથી ત્યારે હું મારી દરખાસ્ત માટે પૂર્વદૃષ્ટાંતો ટાંકીને મારી દરખાસ્તનું સમર્થન કરવાનું સાહસ કરીશ. હવે, મારી દરખાસ્ત એ ચોક્કસ રીતે એ જ દરખાસ્ત છે જે ૧૯૧૧ના સંસદ અધિનિયમમાં મૂર્ત કરવામાં આવી છે. એમાં જોગવાઈ કરાઈ કે નાણાં વિધેયક પૂરતું હાઉસ ઓફ લોર્ડઝ વિચારણા કરી શકે, પરંતુ હાઉસ ઓફ કોમન્સ સર્વોપરિ છે; અને અધિનિયમમાં જોગવાઇ કરવામાં આવી છે કે જ્યારે નાણાં વિધેયક હાઉસ ઓફ કોમન્સ દ્વારા વિચારવામાં આવે અને પસાર કરવામાં આવે ત્યારે, હાઉસ ઓફ લોર્ડઝની સંમતિ ન હોય તેમ છતાં પણ, તે કાયદો બનશે પરંતુ એ શરતે કે હિઝ મેજસ્ટી વિધેયક અંગે તેમની સંમતિ આપે. આઈરિશ બંધારણમાં નાણાં વિધેયકો પૂરતું બંને ગૃહો વચ્ચે નિયત કરાયેલ સંબંધ આવો છે.

મારી દરખાસ્તના સમર્થનમાં હું ટાંકીશ તેવી બીજી સત્તા છે બ્રાઈસ સમિતિની ભલામણ. હવે, આપણે સૌ જાણીએ છીએ તેમ, આ એક સૌથી વધુ પ્રતિનિધિ સમિતિ હતી. એવી સમિતિ જેની સભ્ય સંખ્યા હાઉસ ઓફ કોમન્સ અને હાઉસ ઓફ લોર્ડઝ એ બંનેમાંથી લેવામાં આવી હતી - અને એ સમિતિ એવા એકમત નિર્ણય પર આવી કે ઓછામાં ઓછું નાણાં વિધેયક પૂરતું ૧૯૧૧ના સંસદ અધિનિયમમાં મૂર્ત કરેલી જોગવાઈઓ સાચી અને યોગ્ય હતી.

એ પછી, આ દરખાસ્તની તરફેણમાં હું ત્રીજી સત્તા ટાંકીશ. બ્રાઈસ સમિતિનો અહેવાલ અને તેણે કરેલી ભલામણો અભરાઈ પર મૂકી દેવામાં આવી ન હતી; ૧૯૨૨ની મિશ્ર સરકારે તે અંગે વિચારણા કરી હતી. બ્રાઈસ સમિતિના અહેવાલ અંગે તે વખતેની સરકાર કઈ કાર્યવાહી કરવા તૈયાર હતી તે દર્શાવતા ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા (મને એ જોઇને આનંદ થાય છે કે લોર્ડ પીલ અહીં છે ). ઠરાવોને તા. ૧૧મી જુલાઈ, ૧૯૨૨ના રોજ સંસદ સમક્ષ મૂકવામાં આવ્યા હતા. ચોથો ઠરાવ આ પ્રમાણે વંચાય છે:

"જ્યારે હાઉસ ઓફ લોર્ડઝ નાણાં વિધેયકોને સુધારે કે નકારે નહિ ત્યારે કોઈ વિધેયક નાણાં વિધેયક છે કે નહિ અથવા અંશત: નાણાં વિધેયક છે અને અંશત: નાણાં વિધેયક નથી તેના નિર્ણય અંગે બંને ગૃહોની સંયુક્ત સ્થાયી સમિતિને પૂછાવવામાં આવશે, જેનો નિર્ણય આખરી ગણાશે."

નાણાં વિધેયક એ કેવળ હાઉસ ઓફ કોમન્સની જ ચિંતા ગણાશે એવો બ્રાઈસ સમિતિએ ભલામણ કરેલો સિદ્ધાંત આ ઠરાવો દ્વારા સ્વીકારાયો હતો અને કાયમ રખાયો હતો. આ ઠરાવો અંગે તે વખતના ભારત માટેના સેક્રેટરી ઓફ સ્ટેટ વિસ્કાઉન્ટ પીલે કરેલું પ્રવચન હું અહીં ટાંકું છું. આ ઠરાવો રજૂ કરતાં તેમણે કહ્યું કે આ ઠરાવો માત્ર સિદ્ધાંતો નિયત કરતા સામાન્ય રેખાચિત્ર જેવા છે.તેમણે કહ્યું કે બીજા ગૃહને હાઉસ ઓફ કોમન્સની સત્તા જેટલી સત્તા હોવી જોઈએ નહિ અથવા તે તેનું હરીફ હોવું જોઈએ નહિ, તેમજ તેને સરકારો બરતરફ કરવાની સત્તા હોવી જોઈએ નહિ અથવા તેણે કારોબારીને બંને ગૃહોને સમાન રીતે જવાબદાર બનાવવી જોઈએ નહિ.

મને લાગે છે કે મેં આ સમિતિની વિચારણા માટે તેની સમક્ષ મૂકેલી દરખાસ્તના સમર્થનમાં પૂરતી સત્તા આપી છે.

**લોર્ડ પીલ :** હું સૂચવું કે તે એક મિશ્ર સરકાર હતી ?

**ડૉ. આંબેડકર :** એ મિશ્ર સરકાર હતી.

**લોર્ડ પીલ :** મિશ્ર સરકારમાં તમે કહેવા માગતા હો તે બધું તમે કહી શકો નહિ.

**ડૉ. આંબેડકર :** આપે માનસિક સાવધાની રાખી હશે - હું કહી શકતો નથી - પરંતુ એ છે. મિશ્ર સરકાર એવી સરકાર હતી જેમાં એક કરતાં વધુ પક્ષો જોડાયા હતા. તેથી, મિશ્ર સરકારના નામે કરેલું વિધાન એવું વિધાન હતું. જેને લોર્ડ પીલ સહિત એક કરતાં વધુ પક્ષોનું સમર્થન મળ્યું હતું. મારી રજૂઆત છે કે આ સમિતિ સમક્ષ મેં મૂકેલી દરખાસ્ત ક્રાન્તિકારી દરખાસ્ત નથી એવું દર્શાવવા માટે મેં પૂરતી સત્તા ટાંકી છે.

**સર તેજબહાદુર સપ્રુ :** શું હું ડૉ. આંબેડકરને એ જણાવી શકું કે તેઓ તેમના દ્રષ્ટિકોણના સમર્થનમાં કોઈ સમવાયી બંધારણનો સંદર્ભ આપી શકશે ? ઇંગ્લેન્ડ સમવાય તંત્ર નથી, આયર્લેન્ડ સમવાયતંત્ર નથી.

**ડૉ. આંબેડકર :** એમ જ છે.

સર તેજબહાદુર સપ્રુ : બ્રાઈસ સમિતિને સમવાયતંત્ર સાથે કશી લેવાદેવા ન હતી.

**ડૉ. આંબેડકર :** મારો જવાબ એ છે કે ઉપલા ગૃહમાં કેવળ થોડાંક એવાં જ હિતોનું પ્રતિનિધિત્વ હોય કે જેનું પ્રતિનિધિત્વ નીચલા ગૃહમાં ન હોય એવી રીતે આપના સમવાયી વિધાનમંડળની રચના કરવામાં ન આવે ત્યાં સુધી મારી દરખાસ્ત ટકી રહેશે. આને સરકારના સ્વરૂપ સાથે કશી લેવાદેવા નથી - પણ તે એકમુખી હોય કે સમવાયી હોય.

**સર પી. સી. મિત્તર :** હું એક પ્રશ્ન પૂછવા માગું છું. હાઉસ ઓફ લોર્ડઝ વારસાગત ગૃહ હતું. શું આઇરિશ ઉપલું ગૃહ પણ એક તબક્કે એવું ન હતું ?

**ડૉ. આંબેડકર :** મારી એ રજૂઆત છે કે હાઉસ ઓફ લોર્ડઝ જે સૌથી પ્રાચીન ગૃહ છે. તેણે તેની પાછળની તમામ ગૌરવ પ્રણાલિકાઓ અને વિશેષાધિકારો સાથે, આ ક્રાન્તિકારી ફેરફાર અંગે સંમતિ આપી હતી. જો હું તમામ ઉચિત આદર સાથે એવી રજૂઆત કરૂ તો, હાઉસ ઓફ લોર્ડઝની તુલનામાં ભારતીય રાજયોની શી વિસાત છે ?

**બિકાનેરના મહારાજા :** બ્રિટિશ સામ્રાજયના મહાન ઉમરાવો પ્રત્યે તમામ ઉચિત આદર સાથે, રાજયો, બ્રિટિશ પ્રદેશ ન હોય તેવા કોઈ પણ પ્રદેશ પર સાર્વભૌમત્વ ધરાવે છે, જયારે સામ્રાજયના સૌથી વધુ મહત્ત્વના ઉમરાવો અને તેઓની એસ્ટેટો પણ સંપૂર્ણ જુદી સ્થિતિમાં છે.

**ડૉ. આંબેડકર :** સાર્વભૌમત્વ એ તો હાઉસ ઓફ લોર્ડઝની વગ અને સત્તાને અધીન છે.

સર મુહમ્મદ શફી : શું હું ડૉ. આંબેડકરને પૂછી શકું છું કે હાઉસ ઓફ લોર્ડઝના વિશેષાધિકારો શા છે ?

**ડૉ. આંબેડકર :** આ સ્થિત જોતાં, બીજી બાબત જે હું રજૂ કરવા માગું છું તે એ છે કે નાણાં વિધેયક શું છે તેની વ્યાખ્યા બંધારણમાં જણાવવી જોઈએ. સૂચવ્યા પ્રમાણે, તેની વ્યાખ્યા એવી રીતે કરવી જોઈએ જે રીતે તેની વ્યાખ્યા આઈરીશ બંધારણમાં કરવામાં આવી છે, જે ૧૯૧૧ના સંસદ અધિનિયમમાં આપેલી વ્યાખ્યાથી જુદી નથી.

બીજો મુદ્દો હું એ રજૂ કરૂ છું કે વિધેયકનો હવાલો ધરાવતા સભ્યને એવી માગણી કરવાનો વિશેષાધિકાર હોવો જોઈએ કે તેમનું વિધેયક નાણાં વિધેયક છે. નાણાં વિધેયક હોવાનો દાવો કરાતું વિધેયક નાણાં વિધેયક છે કે નહિ તે અંગે બંને ગૃહો વચ્ચે વિવાદ ઊભો થાય તો મારી રજૂઆત એવી છે કે એ વિવાદનો ઉકેલ, બંને ગૃહોની સંયુકત સમિતિના નિર્ણય દ્વારા કરવો જોઈએ જેમાં દરેક ગૃહનું પ્રતિનિધિત્વ તેની સભ્યસંખ્યાને પ્રમાણસર હોય તેટલા સભ્યોની સંખ્યા દ્વારા કરવું જોઈએ અને જેમાં તમામ પક્ષોનું પણ તેઓની સભ્યસંખ્યા અનુસાર પ્રતિનિધિત્વ હોવું જોઈએ.

**સર માણેકજી દાદાભોય :** આપ હાલની પ્રથાથી આડા ફંટાવા માગો છો.

**ડૉ. આંબેડકર :** તદ્દન એવું.

**શ્રી ઝફરૂલ્લાખાન :** જો હાલની પ્રથા સંતોષકારક હોત તો આપણે અહીં ન હોત.

**ડૉ. આંબેડકર :** બીજી બાબતે હું કહેવા માગું છે તે છે બિન- નાણાં વિધેયકો. બિન-નાણાં વિધેયકોની બાબતમાં હું નાણાં વિધેયકોને લાગુ પડતા સિધ્ધાંતમાં ફેરફાર કરવા તૈયાર છું,પરંતુ માત્ર બે હેતુઓ માટે જ. પહેલો, બીજા ગૃહને નીચલા ગૃહમાંથી લવાતાં બિન-નાણાં બિલોમાં, નાણાકીય સ્વરૂપનો હોય તેવો કોઈ સુધારો બીજી ગૃહ દ્વારા કરવામાં આવશે નહિ એવા પરંતુકને અધીન રહીને, સુધારો કરવાની સત્તા હોઈ શકશે. બીજો, બીજા ગૃહને, બિન-નાણાકીય વિધેયકને પસાર કરીને કાયદો બનાવવામાં, અને ઉતાવળી કાર્યવાહી અટકાવવા માટે તેના અંગે મતદારમંડળ પોતાનો અભિપ્રાય પૂરતા પ્રમાણમાં વ્યકત કરી શકે તે માટે જરૂરી હોય તેટલા સમય માટે તેને અટકાવી

રાખવાની અને તેટલા સમયનું પાલન કરાવવાની સત્તા રહેશે. આ જોતાં બિન-નાણાકીય વિધેયકોની કામગીરીમાં પેટા-સદરમાં જણાવેલ પ્રશ્નનો મારો જવાબ એ છે કે ઉપલા ગૃહને બિન-નાણાકીય વિધેયકને સુધારવાની સત્તા હોવી જોઈએ. જો એવા સુધારા નીચલા ગૃહ દ્વારા સ્વીકારવામાં આવે તો ઠીક અને સારૂ, પરંતુ જો તેનો સ્વીકાર કરવામાં ન આવે તો બંધારણમાં એવી જોગવાઈ કરવી જોઈએ કે જો બિન-નાણાકીય વિધેયક નીચલા ગૃહ દ્વારા તેના અસ્તિત્વની ત્રણ બેઠકોમાં ત્રણ વાર પસાર કરવામાં આવે તો બીજા ગૃહનો વિરોધ છતાં તે કાયદો બની જશે. છેલ્લે, મારી રજૂઆત એ છે કે બંને ગૃહો વચ્ચેના સંબંધોને પ્રણાલિકા પર છોડવા જોઈએ નહિ પરંતુ કાયદામાં મૂર્ત કરવા જોઈએ.

●

**ડૉ. આંબેડકર :** મિ. ગોવિન જોન્સ આપનું મંતવ્ય એવું છે કે દક્ષિણ આફ્રિકા અને ઓસ્ટ્રેલિયાનાં સંવિધાનોમાં બંને ગૃહો વચ્ચેના સંબંધોની વ્યાખ્યા, તેઓએ કરી છે તે રીતે કરવામાં આવી છે કારણ કે તેઓએ જાણ્યું હતું કે તેઓ સમવાયી સ્વરૂપની સરકાર માટે બંધારણનો મુસદ્દો તૈયાર કરતા હતા ?

**મિ. ગોવિન જોન્સ :** હા, ચોકકસ.

**ડૉ. આંબેડકર :** તો પછી એવું કેમ છે કે કેનેડિયન બંધારણમાં બંને ગૃહોનાં સંબંધો અંગે કશું નિયત કરવામાં આવ્યું નથી ?

**સર મુહમ્મદ શફી :** કારણ કે સામાન્ય નિયમ એવો છે કે સંબંધો, હાઉસ ઓફ લોર્ડઝ અને હાઉસ ઓફ કોમન્સ વચ્ચેના સંબંધો જેવા જ છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ હાઉસ ઓફ લોર્ડઝ અને હાઉસ ઓફ કોમન્સ તો એકમુખી સરકાર બનાવે છે, સમવાયી સરકાર નહીં. મેં કહ્યું તેમ આ બાબતને એકમુખી કે સમવાયી સ્વરૂપની સરકાર સાથે કશી લેવાદેવા નથી, અને હું તો કહીશ કે જુદાં જુદાં સાર્વભૌમ સંસ્થાનોએ, તેઓનાં બંધારણો ઘડયાં તે સમયે હાઉસ ઓફ લોર્ડઝ અને હાઉસ ઓફ કોમન્સ વચ્ચે તેમને જે સંબંધો હોવાનું જણાવ્યું હતું તે પ્રમાણે તેઓએ તેઓનાં બંધારણોમાં બંને ગૃહોના સંબંધો તૈયાર કર્યા હતા. તેઓ તેવા સંબંધોને સમવાયી માટે કે એકમુખી માટે ઘડતા ન હતા. કેનેડિયન બંધારણમાં કહ્યું....

અધ્યક્ષ : ડૉ. આંબેડકર આપે મિ. ગોવિન જોન્સને બોલવાની તક આપવી જોઈએ.

મિ. ગોવિન જોન્સ : હું એટલું કહીશ કે, ઓસ્ટ્રેલિયન બંધારણ એક સમવાયી બંધારણ છે.

ડૉ. આંબેડકર : ચોકકસ.

મિ. ગોવિન જોન્સ : હું એમ પણ કહીશ કે ઓસ્ટ્રેલિયા એ વિશ્વમાંના સૌથી વધુ લોકશાહી દેશોમાંનો એક દેશ છે.

ડૉ. આંબેડકર : હું સંપૂર્ણ સંમત છું.

મિ. ગોવિન જોન્સ : જો તેઓને આ તમામ સલામતીઓ રાખવાનું જરૂરી જણાયું હોય તો મને લાગે છે કે આપણે ભારતમાં તેવું રાખીએ એ બહુ હિતાવહ છે.

ડૉ. આંબેડકર : એ બીજી બાબત છે. મુદ્દો તો એ છે કે ઓસ્ટ્રેલિયાએ આ સંબંધમાં જોગવાઈ કરી તેનું કારણ એ છે કે તેને સમવાયી બંધારણ જોઈતું હતું. હું એમ કહું છું કે તેઓએ પોતાનું બંધારણ ઘડયું તે સમયે તેમને ઈંગ્લેન્ડમાં જે સંબંધો જોયા તે પ્રમાણે તેમણે સ્વીકાર્યું.

## અઠ્ઠાવીસમી બેઠક - તા. ૨૩મી સપ્ટેમ્બર, ૧૯૩૧

### સદર - ૧

(સમવાયી વિધાનમંડળનું સંખ્યાબળ અને રચના).

ડૉ. આંબેડકર : હં પેટા-સદરો (૧), (૨), (૩) અને (૪) અંગે કંઈ પણ કહેવાનું વિચારતો નથી. શ્રી. જોષીએ આજે સવારે એ તમામ મુદ્દાઓ અંગે જે કંઈ કહ્યું તે સાથે, એક બાબત સિવાય, હું સંમત છું. બંને ગૃહોની રચનાની બાબતમાં હું કોઈ અમુક આંકડા સાથે બધ્ધ નથી. મારા અભિપ્રાય મુજબ, અમુક આપેલો આંકડો આપણા માટે પ્રારંભ-બિંદુ હોવો જોઈએ નહિ. એવો આંકડો તો, સંબંધિત તમામ વિચારણાઓના પરિણામે નિયત કરતો આંકડો હોવો જોઈએ. હું એમ પણ કહીશ કે મારી સહાનુભૂતિ મોટા ગૃહની તરફેણમાં છે, કારણ કે મને લાગે છે કે એ ગૃહ, મસલત

કરનારૂ તંત્ર હોવાથી, તેની રચના એવી રીતે કરવી જોઈએ કે કોઈ અમુક હિત માટે તેમા પ્રવેશ નિષેધ રાખ્યા સિવાય, તમામ હિતોને તેમાં પોતાનું સ્થાન મળે.

એવી એક દલીલ છે જે મોટા ગૃહ સામે કરવામાં આવે છે એટલે કે આપણાં ગૃહો કામકાજલક્ષી હોવાં જોઈએ. હું માનું છું કે એ દલીલમાં કંઈક વજૂદ છે, પરંતુ મને એ તદ્દન નથી સમજાતું કે ગૃહની સભ્યસંખ્યાને તેના કામકાજ - સ્વરૂપ સાથે કઈ રીતે કશી લેવાદેવા હોઈ શકે ? મારે એ વિચારવું જોઈતું હતું કે ગૃહના કામકાજ સ્વરૂપ અને રવાનગીનો આધાર, તેની રચના થઈ હોય તેટલા સભ્યો પર ઓછો અને તેણે તેના માટે ઘડેલા કામકાજના સ્થાયી હુકમો અને નિયમો પર વધુ હોય છે. પરિણામે, હું એને તે વિચારણા દ્વારા મર્યાદિત નહિ બનાવું.

એક પ્રશ્ન છે જેના પરથી હજી પડદો ઊંચકાયો નથી. આપણને સૌને કહેવામાં આવ્યું છે કે ભવિષ્યનું ભારતીય બંધારણ સમવાયી બંધારણ હોવું જોઈએ, પરંતુ હજી સુધી કોઈએ એ સ્પષ્ટતા નથી કરી કે સમવાયી પ્રકારની જવાબદાર સરકારની સ્થાપના માટે ભારતીય રાજયોનો પ્રવેશ એ એક પૂર્વશરત છે એવી દરખાસ્ત જેઓ કરે છે તેમનો એ મત છે કે કેમ. એ એવો વિષય છે જેના અંગે બોલવું મારે માટે મુશ્કેલ છે, સિવાય કે હું એ ચોકકસ રીતે જાણું કે જેઓ એ દરખાસ્તનો આધાર લે છે તે લોકોનો મત શો છે ? જો આપ ઈચ્છો કે મારે એ પ્રશ્નનો જવાબ આપવો જોઈએ તો હું મારા માટે એમ કરીશ અને મારો જવાબ એ છે કે આપણે સમવાયી બંધારણની શરૂઆત માટે રાજયોની નિયત સંખ્યાના ટેકા માટે વાટ જોવી જરૂરી નથી. મને ખબર નથી કે એવો કોઈ પણ બ્રિટિશ ભારતીય હશે કે જે, રાજકુંવરો ભારતની સમવાયી સરકારમાં પ્રવેશવા માટે પોતાનાં મન તૈયાર કરે ત્યાં સુધી જવાબદાર સરકારની સ્થાપનાને શીતાગારમાં મૂકવા ચાહતો હોય. તેથી, મને લાગે છે કે ભારતની સમવાયી સરકારની શરૂઆત માટે આપણે કરવું જરૂરી છે કે નવાં રાજયોને તેઓ ઈચ્છે તે મુજબ સમવાયતંત્રમાં આવવા દેવા માટે હિઝ મેજેસ્ટીને પરવાનગી આપતો એક ખંડ બંધારણમાં મૂકવો. આ કંઈ નવી બાબત નથી. આવી વ્યવસ્થા કેનેડિયન બંધારણમાં છે મને લાગે છે કે આ પ્રકારનો ખંડ મૂકીને સમવાયી બંધારણ શરૂ કરવાના આપણા હેતુઓ માટે આટલું પૂરતું ગણાશે. આ બાબત, રાજકુંવરોએ સમવાયતંત્રમાં પ્રવેશવું કે નહિ તે અંગેની તેમની મુકિત સાથે સુસંગત ગણાશે.

પેટા-સદર (૫) ના (એ) ની વાત કરતાં, આપણને બિકાનેરના મહારાજા તરફથી એક સૂચન મળ્યું હતું કે સમવાયતંત્રમાં જોડાતાં એક કે તમામ કે થોડાંક રાજયોને તેઓને અપાયેલી મત આપવાની સમગ્ર સભ્યસંખ્યાનો ઉપયોગ કરવાનો હક હોવો જોઈએ. પૂરી નમ્રતાથી મારી રજૂઆત છે કે એ એવી દરખાસ્ત છે જે મારે મન હેરત પમાડે એવી દરખાસ્ત છે. એ એક ઢંગધડા વગરની દરખાસ્ત છે. આ પ્રકારની અસાધારણ દરખાસ્ત માટે કશું વાજબીપણું નથી. આખરે એનો અર્થ શો છે ? એનો અર્થ આટલો જ છે કે- કોઈ એકાદ રાજકુંવર સમવાયતંત્રમાં આવે અને બ્રિટિશ ભારતના પ્રજાજનોના ભાગ્યને અસરકર્તા કાયદામાં ભાગ લે તેના કારણે, તે તેની મતદાનની હેસિયતમાં દેશી રાજયોની સમગ્ર સત્તાનો ઉપયોગ કરી શકશે અને જે રાજકુંવરો સમવાયતંત્રમાં આવવાનું પસંદ નહિ કરે તેઓના પ્રજાજનોના ભાગ્યને અસર કરવા માટે કશુંય કરવાના કોઈ પણ અધિકાર રાખવા વિધાનમંડળમાં બ્રિટિશ ભારતીયો ભાગ નહિ લે. આ તો ભયંકર રીતે એકપક્ષીય વ્યવસ્થા છે. જે રાજકુંવર વિધાનમંડળની બહાર, રહેવાનું પસંદ કરે તે, તેની જોગવાઈ હેઠળ પડોશી રાજકુંવરને કે તેના સાથીને પોતાનો મત પ્રામ કરી શકશે અને તબદીલ કરી શકશે અને બ્રિટિશ ભારતના ભાગ્યને અસર કરવાની તેને સત્તા આપી શકશે. એમાં ન્યાય નથી અને નીતિન્યાય પણ નથી. અને એ અંગે હું કદી સંમત થઈ શકું નહિ. એકમાત્ર સાચી અને યોગ્ય બાબત એ રહેશે કે સમવાયતંત્રમાં આવવાનું પસંદ કરતા હોય તેવા રાજકુંવરોની મતદાનશકિતને સર મિરઝા ઈસ્માઈલે વિચારેલ વ્યવસ્થા હેઠળ તેઓને અપાય તેવા મતોના અમુક કવોટા પૂરતી મર્યાદિત રાખવી જોઈએ. જો એકાદ જ રાજકુંવર અંદર આવે અને જો તેનો એક જ પ્રતિનિધિ હોય તો તેને એક મતનો હક રહેશે. જો રાજકુંવરોનું જૂથ અંદર આવે, અને સર મિરઝ્રા ઈસ્માઈલ દ્વારા સૂચિત પધ્ધતિ હેઠળ જૂથને અપાયેલ બે મતો હોય તો જૂથે જૂથ તરીકે આવવાનું રહેશે અને તેના બે મતો કરતાં વધુનો ઉપયોગ કરવાની તેનો સત્તા રહેશે નહિ. બીજી વ્યવસ્થાને હું મારી સંમતિ આપીશ.

## ત્રીસમી બેઠક - તા. ૨૫મી સપ્ટેમ્બર, ૧૯૩૧

## સદર - ૪

(સમવાયતંત્ર અને તેના એકમો વચ્ચે સાધનોની વહેંચણી)

**ડૉ. આંબેડકર :** હું સર મુહમ્મદ શફીએ ઉપસ્થિત કરેલા મુદ્દાને ખૂબ મહત્ત્વ આપું છું. હું આશા રાખું છું કે આ પ્રશ્નની ચર્ચા માટે આપ પછીથી તક આપશો -

કે સમવાય માળખા પેટા-સમિતિએ કરેલી વિષયોને "કેન્દ્રીય" અને સમવાયી એમ વિભાજન કરવા અંગેની ભલામણને બંધારણમાં સમાવિષ્ટ કરવી જોઈએ કે કેમ. આપની વિચારણા માટે હું સૂચવું છું એ બીજો મુદ્દો છે કે તે વિષયની વિચારણા પહેલી કરવી યોગ્ય નહિ ગણાય કે કેમ, અને તે પછી આ બાબત અંગે નાણાં પેટા-સમિતિને પુછાવવું કે કેમ, અથવા આપણે નાણા પેટા-સમિતિ હોવી જોઈએ અને પછી આ બાબત પાછળથી વિચારવી જોઈએ કે કેમ. આ બાબત આપની વિચારણા માટે છે. મેં એવો વિચાર કર્યો હતો કે આપણે કંઈક નિર્ણય લીધો હોત તો સારૂ થાત. એક યા બીજી રીતે, કે આપણે આ દ્વિમુખી વિભાજન બંધારણમાં રાખવું કે કેમ, અથવા આપણે એ વિષયો પેટા- સમિતિને વિચારણા માટે સોંપી દેવા સારું ગણાત કે કેમ ?

## ચોત્રીસમી બેઠક - તા. ૧૪મી ઓકટોબર, ૧૯૩૧

## સદર - ૪

(સમવાયતંત્ર અને તેના એકમો વચ્ચે નાણાકીય સાધનોની વહેંચણી)
સમવાય નાણા પેટા-સમિતિના અહેવાલ પર ચર્ચા.

**ડૉ. આંબેડકર :** લોર્ડ ચાન્સેલર, આપણે નાણા પેટા-સમિતિના અહેવાલ પર છેલ્લા બે દિવસથી થઈ રહેલી ચર્ચા સાંભળી છે, અને એ ચર્ચા કંઈક અંશે થાક અને કંટાળો જન્માવે એવી બની ગઈ છે. પેટા-સમિતિએ કરેલી મોટાભાગની ભલામણો સાથે જો હું અસંમત ન થયો હોત તો મેં આ ચર્ચામાં દખલ ઊભી કરી ન હોત.

પેટા-સમિતિએ હાથ ધરેલો પહેલો પ્રશ્ન છે સમવાય સરકાર અને તેના એકમો વચ્ચે સાધનોની વહેંચણીની સમસ્યા, અને પેટા-સમિતિએ ભલામણ કરવામાં, સમવાય સરકાર અને એકમો વચ્ચે સાધનોના વિભાજનને લાગુ પાડવાના અમુક સિદ્ધાંતો અંગે આગળની કાર્યવાહી કરી છે. એ સિદ્ધાંતોનો ઉલ્લેખ, અહેવાલના ફકરા ૮માં કર્યો છે, અને ત્યાં એવું સૂચન કરાયું છે કે સમવાય સરકાર અને એકમો વચ્ચે મહેસૂલની ફાળવણીની યોગ્ય પદ્ધતિ એ રહેશે કે "પરોક્ષ" કરવેરા એકમોને જવા જોઈએ. હવે, એ સિદ્ધાંતનો અપવાદ કરવાનું હું સાહસ કરું છું. અને પહેલી વાત એ કહું છું કે આ બાબતને પૂર્વદૃષ્ટાંતનો તદ્દન આધાર નથી. મેં બહુ કાળજીપૂર્વક મોટાભાગની

સમવાય સરકારોનાં બંધારણો તપાસ્યાં છે, અને નાણા પેટા- સમિતિના અહેવાલના ફકરા ૮માં સ્પષ્ટ જણાવેલા સિધ્ધાંતનો કોઈ પુરાવો નથી.

હવે, પેટા-સમિતિએ સૂચવેલ સાધનોના વાસ્તવિક વિભાજનની બાબતમાં એ ફાળવણીને લાગુ પડતી એક જ કસોટી છે તે પર્યાપ્તતાની. એ યોજનાને એ કસોટીથી તપાસવી શકય નથી. કારણ કે અહેવાલમાં માત્ર જરૂરી બજેટ અંદાજો જ જણાવ્યા છે, એના પરથી જ કહેવાનું છે કે ફાળવણી પર્યાપ્ત છે કે નહિ. વિભાજનનો આધાર એવા અનુમાન પર છે કે કલ્યાણ કાર્યો મહદ અંશે પ્રાંતિક છે અને તેથી પ્રાંતોએ મહેસૂલનાં સાધનો વિસ્તારતા રહેવું જોઈએ. મુખ્યત્વે તો એ સાચું છે પરંતુ એવી જોગવાઈ કરવામાં સમવાય સરકારને તેની નાણાકીય પધ્ધતિમાં પર્યાપ્તતા અને સ્થિતિ સ્થાપકતા એ બંનેની ના પાડવામાં આવી છે.

પેટા-સમિતિના અહેવાલમાં જણાવેલી દરખાસ્તોની મહેસૂલ બાજુ લો. તમારી પાસે સૌ પ્રથમ મહેસૂલના સાધન તરીકે જકાત છે. હવે, જકાત મહેસૂલનો આધાર જુદાં જુદાં પરિબળો પર રહેલો છે. પહેલાં તો એનો આધાર વેપારની આબાદી કે વેપારની મંદી પર રહેશે. મંદીના સમયમાં દેખીતી રીતે જ નિકાસ ઘટી જશે અને લોકોની વપરાશ શકિત પણ ઘટી જશે. અને તેટલા અંશે આયાત પણ ઘટી જશે, અને એનો અર્થ એ થશે કે જકાત મહેસૂલમાં સીધો ઘટાડો થશે. બીજું, મહેસૂલના આ સાધનનો મોટો આધાર આગામી સમયમાં અપનાવવાની અમુક પ્રકારની જકાત પધ્ધતિ પર છે. એવું બને કે ભારતમાં સત્તામાં આવનાર પક્ષ સંપૂર્ણ રક્ષણમાં માને જેના પરિણામે ઘરઆંગણે ઉદ્યોગ અને ઉત્પાદન સાથે સ્પર્ધા કરે તેવી બહારની કોઈપણ પ્રકારની આયાત સામે જડ- દીવાલ ઊભી થાય જો અંતિમ રક્ષણવાદની નીતિ દ્વારા આયાતો બંધ કરી દેવાય તો જકાત મહેસૂલની જડ કપાઈ જાય. જો, બીજી બાજુ, એવો પક્ષ સત્તા પર આવે જે મુકત વેપારમાં માનતો હોય અને રક્ષણમાં માનતો ન હોય તો તેનાથી જકાત સાધન બહુ પાતળું બની જાય અને સમવાય સરકારને આધાર રાખવા માટેનું નાજુક સાધન થઈ જાય.

હવે, સમવાય સરકાર માટેનું બીજું સાધન-અફીણ લઈએ, ભારત સરકાર એમ કહે છે કે આપણે અફીણ નિકાસ અંગેનું તમામ મહેસૂલ જે આશરે ૨ કરોડ રૂપિયાનું થાય છે તે ગુમાવીશું, પરંતુ નબીબી અફીણના વેચાણમાંથી રૂ. ૧૦ કે ૧૫ લાખની

નાની રકમ રાખી શકીશું. એ બતાવે છે કે સમવાય સરકાર માટેની મહેસૂલનું આ સાધન કેટલું ઓછું છે.

પેટા-સમિતિ દ્વારા સમવાય સરકારને આપેલું ત્રીજું મહેસૂલનું સાધન છે મીઠાવેરો. હવે આપણે સૌ જાણીએ છીએ તેમ આ સાધન ઝઘડાની બાબત બની ગયું છે અને તેને ભારતીય રાજકારણના વમળમાં ખેંચવામાં આવ્યું છે, અને જો કોંગ્રેસ પક્ષ તેના માર્ગે સફળ થશે તો આ વેરો સાવ નષ્ટ થઈ જશે. હવે કોંગ્રેસ આ વેરો તદ્દન દૂર કરવામાં સફળ થશે કે કેમ તે પ્રશ્ન બાદ કરતાં એ તદ્દન ચોક્કસ છે કે આ વેરો જે ભારતમાં લોકસમૂહોના સાધારણ જીવન ધોરણમાં એટલો ઓતપ્રોત થઈ ગયો છે કે સમવાય સરકારને બહુ મોટું મહેસૂલનું સાધન બને તેવો તેના પર કદી આધાર રાખી શકાય નહિ.

છેલ્લે, આપણી પાસે કોર્પોરેશન વેરો છે, જે પેટા-સમિતિના સૂચન પ્રમાણે સમવાય સરકાર માટે મહેસૂલનું સાધન છે. એની ઊપજ આશરે ૩ કરોડ છે, તેથી હાલ એ વેરો બહુ નાનાં પરિમાણોનું સાધન છે, જો આપણે સંમત થઈએ કે ઔદ્યોગિકરણ ભારતની સમૃદ્ધિ માટે બહુ મહત્ત્વની બાબત છે તો, અને જો આપણે એ અંગે પણ સંમત થઈએ કે ઔદ્યોગિકરણ માટે મૂડીનું સંસ્થાપન પણ જરૂરી છે, તો આપણે આ વેરો, સંસ્થાપનને શિક્ષા કરવાના ભયથી ઘણા બધા એવા કોઈપણ પ્રકારમાં વધારી શકીશું નહિ.

બજેટની મહેસૂલ બાજુ અંગે મને આવું લાગે છે. ખર્ચની બાજુએ આવતાં, પેટા-સમિતિ એવા મત અંગે આગળ વધી છે કે કેન્દ્ર ખાતેની સરકારે સંરક્ષણ સિવાય ઘણું ઓછું કરવાનું રહેશે. મને નથી લાગતું કે આધુનિક સમયમાં કોઈપણ સરકારના કાર્યનો એવો મત હોઈ શકે. ઇતિહાસમાં એવો સમય હતો જયારે લોકો વિચારતા કે સરકારનું યોગ્ય કાર્ય, અંધાધૂંધી વત્તા કોન્સ્ટેબલ, એ સિવાય કશા માટેની જોગવાઈ નહિ, પરંતુ મને લાગે છે કે આપણે બદલાઈ ગયા છીએ. આપણે માનીએ છીએ કે સરકારે કોન્સ્ટેબલની જોગવાઈ કરવી જોઈએ, પરંતુ તેણે કલ્યાણ માટે પણ જોગવાઈ કરવી જોઈએ. મને જણાય છે કે કેન્દ્ર ખાતાની સરકારે અમુક સમય માટે મારા મતે ભારત માટે ખાસ પ્રકારના કહી શકાય એવાં અમુક કલ્યાણ કાર્યો કરવાં જોઈએ. કેન્દ્ર ખાતેની સરકારે દલિતોના કલ્યાણ માટેનો અમુક અંશે બોજ પોતાના પર લઈ લેવો

જોઈએ. દલિતોની સમસ્યાને અને અસ્પૃશ્યતા દૂર કરવાની સમસ્યાને હવે પછી માત્ર સ્થાનિક કે પ્રાંતિક સમસ્યા ગણવી જોઈએ. જેમાં સમગ્ર ભારતને રસ હોવો જોઈએ. કેન્દ્ર ખાતેની સરકારે દલિતોના જેટલી જ સંખ્યામાં છે તેવી જંગલની જનજાતિઓને સભ્યતાના વ્યાપની અંદર લાવવાની પોતાની ફરજ ગણવી જોઈએ. સરકારે "પછાત વિસ્તારો" તરીકે ઓળખાતા વિસ્તારો સંબંધમાં અમુક કાર્યો પોતાના માથે લઈ લેવાં જોઈએ. બીજા શબ્દોમાં કહું તો કેન્દ્ર ખાતેની સરકારે એવાં કલ્યાણ કાર્યો પોતાના માથે લઈ લેવાં જોઈએ જેનાથી દરેક વ્યકિતને અને દરેક કોમને સભ્યતાપૂર્ણ જીવનના ન્યૂનતમ પ્રમાણ અંગે બાંયધરી મળી રહે.

ઘણી યાતનાઓ એવી હોય જે સમગ્ર ભારતને લાગુ પડતી હોય અથવા અમુક પ્રાંતને લાગુ પડતી હોય અને તેમ છતાં તે પ્રાંત પાસે તેનો ઉકેલ લાવવાનું સામર્થ્ય ન હોય. દા. ત. મલેરિયાનો અભિશાપ. અમુક પ્રાંતોમાં એ નાનો રોગ છે. અમુક પ્રાંતોમાં તે લોકોનાં મહત્ત્વનાં અંગોને ખાઈ જતો રોગ છે. પ્રાંત પૂરતો મજબૂત ન હોય એટલે કે તે રોગને નાબૂદ કરવા માટે નાણાકીય દૃષ્ટિએ મજબૂત ન હોય, તો તેને રાષ્ટ્રીય સમસ્યા ગણવી જોઈએ, અને તેટલા અંશે રાષ્ટ્રીય સરકારે કલ્યાણ કાર્ય પોતાના પર લેવાનું રહેશે.

પેટા-સમિતિએ એ હકીકતને લક્ષમાં લીધી નથી કે અમુક વિશિષ્ટ કારણોસર તમામ પ્રાંતોને સમાન હોય તેવાં કારણો બાદ કરતાં- સમવાય સરકારે અમુક નાણાકીય સહાય આપવાની થાય, દા.ત. વાયવ્ય સરહદ પ્રાંતને તેના શાહી સમસ્યાઓ સાથેના ખાસ સંબંધના કારણે તેણે વેઠવા પડતા વિશિષ્ટ બોજ માટે અપાતી નાણાકીય સહાય. એ જ રીતે, નવા પ્રાંતો અસ્તિત્વમાં આવે અને તેઓ ટકી રહે તે માટે સમવાય સરકારે તેઓને નાણાકીય સહાય આપવી પડે.

હવે, મને લાગે છે કે આપ જો ખર્ચની બાજુનો વિસ્તૃત દૃષ્ટિકોણ અપનાવો અને તેને મહેસૂલ બાજુ સાથે સરખાવો તો સમવાય સરકારના હેતુઓ માટે જણાવેલી નાણાકીય પદ્ધતિ એવી રહેશે કે તે સામાન્ય સંજોગોમાં તેનું નાક પાણીની સહેજ જ ઉપર રાખી શકશે એમ જો હું કહું તો તેમાં જરાય અતિશયોકિત નથી, અને એવું પણ નહિ થઈ શકે. તદ્દન નકકી તો એ છે કે પ્રતિકૂળ પવનના કોઈપણ ઝપાટે તે ડૂબી જશે.

હવે, કટોકટી અંગેની જોગવાઈઓ લો, એટલે કે ગંભીર કટોકટીની વાત કરીએ. હવે, પેટા-સમિતિએ કરેલી ભલામણ એ છે કે સમવાય સરકારને સમવાયતંત્રના તમામ એકમો પાસેથી ફાળાની માંગણી કરવાની સત્તા હોવી જોઈએ. મારા મનમાં પ્રશ્ન ઊઠે છે કે શું આ સુરક્ષિત અને સધ્ધર પધ્ધતિ છે ? શું આ એવી પધ્ધતિ છે જેના પર તમામ સંજોગોમાં આધાર રાખી શકાય ? સમવાય સરકારને ગંભીર કટોકટીમાં ફાળા આપવાની પ્રાંતોની મરજી અંગે એક માનનીય સાક્ષીએ ગઈકાલે મત વ્યકત કર્યો હતો. તેમણે કહ્યું હતું કે જો પ્રાંતોએ ફાળાઓ સાથે ગંભીર કટોકટીમાં સમવાય સરકારને મદદ કરવાની હોય તો કટોકટી ઊભી થઈ છે કે નહિ તે નકકી કરવાનો વિવેકનિર્ણય પ્રાંતોને હોવો જોઈએ. હવે, મને નથી લાગતું કે આ મત સૌ દ્વારા સ્વીકારાશે. પરંતુ તે મતમાં એક બાબતનો ચોકકસ નિર્દેશ છે- એટલે કે ઊભી થાય તેવી કટોકટીમાં સમવાય સરકારની ખાધને પહોંચી વળવામાં પ્રાંતો સ્વેચ્છાએ સહકાર આપનારા નહિ હોય. શું કટોકટીમાં તેઓના ફાળાના હિસ્સાને પહોંચી વળવા માટે રાજયો પર આધાર રાખી શકાશે ? મેં એ પ્રશ્ન ઉઠાવ્યો છે. પરંતુ મને ખબર નથી કે મારે જવાબ આપવો જોઈએ. મને જણાય છે કે એ આધાર રાખી શકાય તેવી પધ્ધતિ નથી. પ્રાંતોની સધ્ધરતાની બાબતમાં આપણે ઓછેવત્તે અંશે નિશ્ચિત હોઈ શકીએ છીએ. કટોકટીમાં રાજયોની સધ્ધરતા વિશે હું તે અંગે નિશ્ચિત હોઈ શકતો નથી. લોર્ડ ચાન્સેલર, મારો નિર્ણય એ છે કે પર્યાપ્તતાના હેતુઓ માટે, સ્થિતિસ્થાપકતા અને કટોકટીના હેતુઓ માટે સૌથી શ્રેષ્ઠ માર્ગ એ રહેશે કે સમવાય સરકારની નાણાકીય પધ્ધતિનો આધાર વ્યાપક અને વિસ્તૃત બનાવવો જોઈએ. તેથી, મારી દરખાસ્ત એ હશે કે સમવાય સરકાર માટે અને પ્રાંતિક સરકારો માટે મહેસૂલના સમાન સાધન તરીકે આવકવેરાને ગણવો જોઈએ, જેથી દરેક સરકારને ફકરા ૨૧ માં વિચાર્યા પ્રમાણેના ફાળા પર આધાર રાખ્યા વગર, તેની જરૂરિયાત હોય ત્યારે ત્યારે, તે સાધનને ખુલ્લું કરવાનો અંતર્ગત અધિકાર અને સત્તા રહેશે.

હવે, જયારે હું આ વાત કરી રહ્યો છું ત્યારે મારે આવકવેરો વહેંચી લેવાની પધ્ધતિ વિશે પણ વિચારવું જોઈએ. હું એમ કહું તે પહેલાં બે દરખાસ્તો સ્પષ્ટ કરીશ. પહેલી એ છે કે સમવાય સરકાર અને એકમો વચ્ચે આખરે સંમત થવાય તેવી કોઈ પણ ફાળવણીમાં આપણે બાબતોને એ રીતે યુકિતપૂર્વક ગોઠવવી જોઈએ કે પ્રાંતિક નાણા પધ્ધતિ એ સ્વયંસિધ્ધ પધ્ધતિ રહે અને ફાળા પર કે રોકડ સહાય પર આધારિત રહે

નહિ. બીજું પ્રાંતિક નાણાપધ્ધતિ એવી રીતે ગોઠવવી જોઈએ કે તેના પરિણામે કારોબારી તેના વિધાનમંડળ પ્રત્યે ધરાવતી હોય તે જવાબદારીની ભાવનાનો વિનાશ ન થાય.

અધ્યક્ષ : આપની ટકોરનું જો હું સાચું અર્થઘટન કરૂ તો એમ કહી શકું ખરો કે તે તમામ પ્રાંતિક બાબતોને વ્યવસ્થિત બનાવવા માટેની સૌથી મહત્ત્વની પધ્ધતિ બનશે? પ્રાંતિક નાણા વ્યવસ્થા અંગેના આપે નિયત કરેલા નિયમ સાથે હું તદ્દન સંમત છું અને આપનો કહેવાનો અર્થ હું સમજું છું કે આ તમામ પ્રાંતિક પ્રશ્નોને બને એટલા વહેલા પતાવવા જોઈએ.

**ડૉ. આંબેડકર :** તે તો ખરૂ જ. આ બે દરખાસ્તો પછી મારી રજૂઆત એ છે કે આવકવેરાનું એવું વિભાજન હું બહાલ નહિ રાખું કે જેનાથી સમવાય સરકાર કરવેરાનો દર નકકી કરે અને તેની આવકને પ્રાંતો અને પોતાની વચ્ચે વહેંચી લે. હું કરવેરાના પાયાની ફાળવણી કરીશ, એક પાયો સમવાય સરકારને અને બીજો પ્રાંતિક સરકારને મળે. હું માગું છું કે કરવેરા તપાસ સમિતિએ ભલામણ કરેલી પધ્ધતિ આવકવેરાના વિભાજન પૂરતી દાખલ કરવામાં આવે. મારે "અંગત આવક" પ્રાંતોને ફાળવવી જોઈએ અને તેનો બાકીનો ભાગ સમવાય સરકારને ફાળવવો જોઈએ. અને "અંગત આવક" અંગેનો દર દરેક પ્રાંતે ઠરાવવો જોઈએ અને સમવાય સરકારે તેની જરૂરિયાત પ્રમાણે ઠરાવવો જોઈએ નહિ.

## પાંત્રીસમી બેઠક - તા. ૧૫મી ઓકટોબર, ૧૯૩૧

### સદર - ૪

(સમવાયતંત્ર અને તેના એકમો વચ્ચે નાણાકીય સાધનોની વહેંચણી)
સમવાય નાણા પેટા-સમિતિના અહેવાલ પર ચર્ચા.

**ડૉ. આંબેડકર :** માનનીય લોર્ડ ચાન્સેલર, ગઈકાલે મેં કહ્યું હતું કે સમવાય સરકાર માટે પેટા-સિમિતિએ તૈયાર કરેલી નાણાકીય પધ્ધતિ મને અપૂરતી અને જડ લાગી હતી, કારણ કે કોઈપણ કટોકટીના કારણે તેના પર મૂકવામાં આવે તેવા દબાણને તે પહોંચી વળે તેટલી સક્ષમ નહોતી અને તેથી જરૂરી હતું કે આવક વેરાને બંને માટે મહેસૂલનું સહિયારૂ સાધન બનાવીને પેટા-સમિતિએ સૂચવેલી મહેસૂલની ફાળવણીમાં ફેરફાર કરવામાં આવે. મેં એમ કહ્યું હતું કે નાણાકીય સાધનોની ફાળવણીની યોજના

તૈયાર કરવામાં આવે. મેં એમ પણ કહ્યું હતું કે નાણાકીય સાધનોની ફાળવણીની યોજના તૈયાર કરવામાં બે દરખાસ્તો ધ્યાનમાં રાખવી જોઈએ. એક એ હતી કે નાણાકીય પદ્ધતિ સમવાયની હોય કે પ્રાંતિક હોય તેમ છતાં સ્વાયત્ત હોવી જોઈએ, અને બીજી તેના પરિણામે કારોબારીએ વિધાનમંડળ તરફ રાખવી જોઈએ તેવી જવાબદારીની ભાવનાને ઠેસ પહોંચવી ન જોઈએ. એ દેખીતું છે કે નાણાકીય સહાય કે ફાળાઓ નાણાકીય સ્વયંપર્યાપ્ત પદ્ધતિ સાથે સુસંગત નથી. તેના કારણે કારોબારીની વિધાનમંડળ તરફથી જવાબદારીની ભાવનાને નુકસાન પહોંચે છે, અને તેના કારણે વિધાનમંડળ કારોબારી પ્રત્યે ઉદાસીન થઈ જવાનો સંભવ છે. પુરવઠા નકારવાની સત્તા અને બહારથી મેળવેલા પુરવઠાનો વિનિયોગ નકારવાની સત્તા એ, કારોબારીને નિયંત્રણમાં રાખવાની અને તેને વિધાનમંડળની ઈચ્છાઓ સાથે સુસંગત બનાવવાની સમાન અસરકારક પદ્ધતિઓ નથી. આ દૃષ્ટિકોણથી જોતાં મહેસૂલનાં સાધનોને વિભાજિત કરવાની સમસ્યા અપાર મહત્ત્વની બની જાય છે. તમારે એને એવી રીતે વિભાજિત કરવી જોઈએ કે વિભાજનોના પરિણામે દરેક સત્તાતંત્ર સ્વાયત્ત અને સ્વયંપર્યાપ્ત બની શકે, અથવા તમારે એને એવી રીતે વિભાજિત કરવી જોઈએ કે જેથી કરીને તેમાંથી પરિણમતી નાણાકીય પદ્ધતિ, નાણાકીય સહાય અને ફાળાનાં સાધનો દ્વારા સમાયોજન વગર સ્વાયત્ત ન બની શકે અને સ્વયંપર્યાપ્ત ન બની શકે.

મહેસૂલના સંયુકત સદર તરીકે આવકવેરાની છણાવટ કરતી અમુક પદ્ધતિ સૂચવવામાં મને આ વિચારણાઓથી માર્ગદર્શન મળ્યું છે. મહેસૂલના સાધન તરીકે આવક વેરાની છણાવટ કરવાના બે બુદ્ધિગમ્ય માર્ગો છે. પહેલો, તમે સાધનને છૂટું પાડો, અને ઊપજનું વિભાજન કરો એ પદ્ધતિ અપનાવો અને બીજું તમે સાધનને મુકરર કરો અથવા વિભાજિત કરો અને ઊપજનું વિભાજન કરો એ પદ્ધતિ અપનાવો. પહેલી પદ્ધતિ હેઠળ, દરની ઠરાવણી એ એક કે બે સત્તાતંત્રોની અલગ હકૂમતની અંદર રહેશે, અને દેખીતી રીતે સમવાય સરકારની હકૂમતની અંદર રહેશે. પ્રાંતિક સત્તાતંત્ર એ તો માત્ર વેરાની કુલ ઊપજમાં હિસ્સો મેળવવા હકદાર એવું નિષ્ક્રિય ભાગીદાર રહેશે. બીજી પદ્ધતિ હેઠળ, આવક વેરાના પોતપોતાના દર નકકી કરવા માટે બંનેની સમાન હકૂમત રહેશે. પ્રાંત પોતાની અંદર અમલી બનનાર આવકવેરાનો તેનો પોતાનો દર નકકી કરશે. સમવાયતંત્ર તેના તમામ એકમોમાં અમલી બનનાર આવકવેરાનો વહીવટ અને તેની વસૂલાત, વહીવટના સમવાય વિષય તરીકે હોવાનું

ચાલુ રહેશે. મારો મત એવો છે કે મહેસૂલ ફાળવવાના સાધન તરીકે બીજી પધ્ધતિ અપનાવવી જોઈએ. આ યોજના હેઠળ આવકવેરાના બે દર રહેશે.

(૧) સમવાય સરકારે તેની જરૂરિયાતો અનુસાર વખતોવખત ઠરાવેલો સમવાયી દર;

(૨) પ્રાંતિક સરકારોએ દરેકની નાણાકીય આવશ્યકતાઓ અનુસાર વખતોવખત ઠરાવેલો પ્રાંતિક દર. વેરો એકંદરે, સમવાય સરકાર દ્વારા વહીવટ અને વસૂલાત કરાય છે. તે પ્રમાણે હાલની જેમ ચાલુ રહેશે.

આ યોજનાના ફાયદા દેખીતા છે. પહેલો, તેનાથી રોકડ સહાય અને ફાળાની પધ્ધતિ નીકળી જશે અને દરેક એકમની નાણાકીય પધ્ધતિને સ્વાયત્ત અને સ્વયંપર્યાપ્ત બનાવવામાં મદદ થશે, તેનાથી કારોબારીને તેનો પુરવઠો મેળવવાના સાધન તરીકે આવક વેરાના તેના દરને નકકી કરવા માટે વિધાનમંડળની સંમતિ મેળવવાની તેને ફરજ પાડીને જવાબદારીની ભાવના જળવાઈ રહેશે. ત્રીજો અને મહત્ત્વનો ફાયદો આ છે - મને લાગે છે કે એક પ્રાંત પર, બીજા પ્રાંતના લાભ ખાતર વેરો નાખવામાં નહિ આવે. સાધનને જુદું પાડવાની બીજી પધ્ધતિ હેઠળ, તમામ પ્રાંતો માટેના તેના એકલ સમવાયી દર અને ઊપજના વિભાજન સાથે, પ્રાંતમાં ઊભી કરાયેલી રકમ, તેની વહેંચણીમાં તેના હિસ્સા જેટલી હોવાનું જરૂરી નહિ હોય, અમુક પ્રાંતો આપતા વધુ હોય અને મેળવતા ઓછું હોય. પ્રાંતો માટે આવી પધ્ધતિ બીજું કંઈ પણ નહીં હોય પરંતુ બીજા પ્રાંતના લાભ ખાતર એક પ્રાંત પર વેરો નાખવાની પ્રચ્છન્ન પધ્ધતિ હશે.

હવે, હું સૂચવું છું તે પધ્ધતિ સામે લઈ શકાય તેવો માત્ર એક વાંધો આવકવેરાનો એક સરખો દર વેપાર અને ઉદ્યોગ માટે જરૂરી હોવા પર આગ્રહ રાખતા લોકો તરફથી ઊભો થાય છે. અલબત્ત, દરની એકરૂપતા એ બહુ હિતાવહ બાબત છે, પરંતુ તેના મહત્ત્વની અતિશયોકિત કરવી સરળ થઈ જાય છે. ભારત યુરોપ જેટલું મોટું છે. યુરોપમાં આવક વેરાનો દર એકસરખો નથી અને છતાં વેપાર અને ઉદ્યોગ અન્યત્ર કયાંય હોય તેવા જ સારી રીતે ચાલી રહ્યા છે. તો ભારતમાં એ અન્યથા શા માટે હોવું જોઈએ ? પછી, આવકવેરાના દર એકસરખા હોવા જોઈએ એવો આગ્રહ રાખતા હોય તેવા લોકોએ સમજાવવું પડે છે કે ભારતમાં ભૂમિવેરા અંગે હાલમાં છે તેવી હકીકતો સાથે તેઓ પોતાની જાતને મેળ કઈ રીતે ખવડાવી શકે છે ? ત્યાં કશી જ એકરૂપતા નથી. ઊલટું, જમીન વેરાના દરોમાં ચોંકાવનારું વૈવિધ્ય છે. કોઈપણ બે પ્રાંતોમાં દર

એકસરખા નથી, તેમજ કોઈપણ બે પ્રાંતોમાં કરવેરાની પધ્ધતિ પણ એક સરખી નથી. તેથી, આ વાંધો, પેટા-સમિતિએ ભલામણ કરેલી ફાળવણીમાં સુધારો કરવા માટે મેં સૂચવેલી આવકવેરાની કામગીરીની પધ્ધતિ સામે પ્રવર્તમાન બનવો ન જોઈએ. તેનાથી, સાધારણ તેમ જ અસાધારણ સમયમાં સંબંધિત સૌની જરૂરિયાતો સંતોષાય છે.

એક વિધાન જે મેં ગઈકાલે કરેલું તે પાછું ખેંચી લેવા માગું છું. મેં કહ્યું હતું કે મારી યોજના એ કરવેરા તપાસ સમિતિ દ્વારા ભલામણ કરાયેલી યોજના હતી. મેં આ ચર્ચા માટે તૈયાર કરેલી નોંધમાં ભૂલના કારણે આ ચૂક થઈ ગઈ હતી. મારે એ કહેવું જોઈતું હતું કે તેઓએ એની વિચારણા કરી હતી. તેમણે ભલામણ નહોતી કરી, અલબત્ત તેમને તેમાં અજેય વાંધો જણાયો ન હતો.

બીજો મુદ્દો પેટા-સમિતિના અહેવાલના ફકરા ૧૨ સાથે સંબંધિત છે જેમાં કરવેરાની શેષ સત્તાઓની સમસ્યાની ચર્ચા કરવામાં આવી છે. પેટા- સમિતિએ એવી અપેક્ષા રાખી છે કે નિર્ણય એવો હશે કે શેષ સત્તાઓ પ્રાંતોમાં નિહિત કરવામાં આવશે. એના આધારે તેમણે એવી ભલામણ કરી છે કે અનુસૂચિત ન હોય તેવા કરવેરા વસૂલ કરવાની સત્તા એકમોના હાથમાં હોવી જોઈએ. પેટા સમિતિનો મત એવો છે કે કોઈપણ સમવાયતંત્રમાં કરવેરાની શેષ સત્તાઓ એકમોમાં રહેવી જોઈએ. હવે, મારી રજૂઆત એવી છે કે સમવાયતંત્રનું આ જરૂરી પરિણામ છે જ નહિ, જો તમે કેનેડાના બંધારણની કલમ ૯૧, ફકરો ૩ જોશો તો તમને જણાશે કે કેનેડામાં કેન્દ્ર સરકારને જે સમવાયી રચના છે તેને આપેલી કરવેરાની સત્તાઓને પેટા-સમિતિની ભલામણમાંના આવા પરંતુકથી મર્યાદિત કરવામાં આવી નથી. મેં જણાવેલા ફકરાનો વ્યાપ સમજી શકાય તેટલો વધુ વ્યાપક છે. તેનાથી કોઈપણ કેન્દ્ર સરકારને કરવેરાની બાબતમાં મળી શકે તેટલી અત્યંત અમર્યાદ સત્તા આપવામાં આવે છે. પરંતુ કદાચ એવું સૂચવાય કે મેં ખોટો દાખલો લીધો છે. કારણ કે કેનેડાના બંધારણ હેઠળ શેષ સત્તાઓ એકમો પાસે નથી પરંતુ કેન્દ્ર સરકાર પાસે છે. પરંતુ બીજો દાખલો લઈએ એટલે કે ઓસ્ટ્રેલિયામાં શેષ સત્તાઓ એકમો પાસે રાખવામાં આવે છે. ત્યાં કરવેરાની શેષ સત્તાઓ એકમોને અપાતી નથી પરંતુ સમવાય સરકાર પાસે રાખવામાં આવે છે.

વધુમાં મારી રજૂઆત એ છે કે આ પ્રશ્ન, એટલે કે કરવેરાની સત્તાઓ સમવાય સરકાર પાસે હોવી જોઈએ કે કેમ, અથવા શેષ સત્તાઓ પ્રાંતો પાસે હોવી જોઈએ કે

કેમ એ પ્રશ્ન, એક એવો સંપૂર્ણતયા કૃત્રિમ પ્રશ્ન છે જે બીજા કોઈ દેશમાં ઊભો થયો નથી તે ભારતમાં ઊભો થવાનું કારણ એ છે કે આપણે હાલમાં એક મૂર્ખ પદ્ધતિ દાખલ કરી છે અને તે એ છે કરવેરાની અનુસૂચિઓ. આ અન્યત્ર કયાંય અસ્તિત્વમાં ન હતી અને કોઈ પણ સરકારે કે સમવાયી બંધારણનો મુસદ્દો ઘડનાર કોઈપણ બંધારણીય સત્તાધિકારીએ તેને કદીય નિયત કરી ન હતી. આપણે કંઈક અંશે માત્ર કરવેરાનાં ક્ષેત્રોનું જ વિભાજન નથી કરતા પરંતુ આપણે આ અનુસૂચિઓ રાખીને, કરવેરાની સત્તાનો ઉપયોગ કઈ રીતે અને કેવા પ્રકારે કરવામાં આવશે તે પદ્ધતિ અને પ્રકાર પણ નિયત કરીએ છીએ, મને નથી લાગતું કે આવી બાબત તદ્દન જરૂરી હોય. સૌ પ્રથમ, તેનાથી કરવેરાની પધ્ધતિ એક જ પ્રકારની બની જાય છે અને ભાવિ ચાન્સેલર ઓફ એકસચેકરના કૌશલ્યને મર્યાદિત બનાવે છે. મને નથી લાગતું કે કોઈપણ ચાન્સેલર ઓફ એકસચેકરને, જેમાં તેમની વિવેકબુદ્ધિને કરવેરાની તેમની સત્તાની બાબતમાં જ નહિ પરંતુ તે વસૂલ કરી શકે તેવા અમુક કરવેરાની પસંદગીમાં પણ મર્યાદિત બનાવી દેવાઈ હોય તેવી નાણાકીય પદ્ધતિના વહીવટની જવાબદારી પોતાના ઉપર લઈ લેવાનું ગમે.

તેથી, મારો મત એવો છે કે આપણે આપણા બંધારણમાંથી આ અનુસૂચિઓ સંપૂર્ણ કમી કરવી જોઈએ અને પ્રાંતિક સરકારો પર સાદી મર્યાદા મૂકીને બીજા સમવાય દેશોમાં અનુસરાતી પદ્ધતિ દ્વારા ક્ષેત્રનું સરળ રીતે વિભાજન કરવું જોઈએ. આ જાતની સાદી મર્યાદામાં એવું જણાવવું જોઈએ કે સમવાય સરકાર નાખવા માગે એવી જકાત કે આબકારીનો ઉપયોગ પ્રાંતિક સરકારો કરશે નહિ અને બંને સરકારો માટે બાકીનું ક્ષેત્ર છોડી દેવામાં આવશે કે જેથી તેઓને ગમે તે રીતે તેનું વિભાજન કરે. બીજા સમવાય દેશોમાં લગભગ આવું જ કરવામાં આવ્યું છે, અને તેથી મને નથી લાગતું કે આપણા બંધારણમાં કરવેરાની શેષ સત્તાઓનો આ સિદ્ધાંત દાખલ કરવાનું તદ્દન જરૂરી હોય.

બીજો મુદ્દો છે સમવાયી નાણાતંત્રમાં રાજયોની સ્થિતિ અંગેનો . પેટા સમિતિના અહેવાલનો આ ભાગ જોતાં સહજ રીતે મને જણાઈ તે પહેલી બાબત એ છે કે સમવાયી સરકારને તેનાં નાણાકીય સાધનોમાં રાજયો તરફથી મળતી વધારાની આવક કયા સદર હેઠળ છે. મને જણાયું કે રાજયોએ સમવાયી સરકારને કોઈ વધારાની આવક

આપી નથી. જકાત અંગે એ દેખીતું છે કે આ આવક રાજયોની આવક કદી હતી નહિ જેના પર તેમનો હક નહોતો અને તેથી તેમણે પોતાના પર કશો વધારાનો બોજ લીધો નથી. મીઠા અંગે, એ આવક પરનો અધિકાર ભારતીય સરકારને છે, અને રાજયોને નથી. એનું કારણ ખરીદી છે. સુપરત કરેલા પ્રદેશોના રોકડ ફાળા અને આવકની બાબતમાં એ કેન્દ્ર સરકારની આવકનાં સાધનો છે અને એ તો સમવાયતંત્ર વિના પણ એમ થયું હોત. તેથી, રાજયોએ સમવાયતંત્રમાં પ્રવેશીને એવું કશું સોંપી નથી દીધું જેના પર તેઓનો કશો અધિકાર હોવાનું કહી શકાય. તેઓ આપે છે તે માત્ર ફાળો ભારતના સંરક્ષણ માટેના લશ્કરી દળ સ્વરૂપે છે.

બીજી બાબતમેં અહેવાલમાં એ જોઈ કે સમવાયતંત્રના નાણાકીય બોજ અંગે પ્રાંતો અને રાજયોને તુલનાત્મક વ્યવહાર આપવામાં આવ્યો છે. આમાં મેં જોયું કે પેટા-સમિતિએ બોજની સમાનતાના સિધ્ધાંતને નેવે મૂકયો છે. પ્રાંતોએ સમવાયી સરકારના "પ્રત્યક્ષ" અને "પરોક્ષ" બંને કરવેરાનો બોજ ઉઠાવવાનો છે. રાજયો એ માત્ર "પરોક્ષ" કરવેરા વેઠવાના છે. બીજું, પ્રાંતોને આંતરિક જકાત વસૂલ કરવા પર પ્રતિબંધ છે. પરંતુ રાજયોનો આ જકાત વસૂલ કરવાનો પોતાનો અધિકાર યથાવત્ રાખવામાં આવ્યો છે. જોકે, પેટા-સમિતિએ સ્વીકાર્યું છે કે સમવાયતંત્રનો એક ઉદ્દેશ છે સમગ્ર સમવાયતંત્રમાં વાણિજયની મુક્તિનો અને સમિતિ એ પણ માન્ય કરે છે કે રાજયોનો આંતરિક જકાત પરનો અધિકાર સતત ચાલુ રહેવાથી સમવાયી આવકને હાનિ પહોંચશે. ત્રીજું પ્રાંતોએ તેમની આવકને સમવાયી લોન તરીકે તારણ તરીકે મૂકવાની છે, પરંતુ રાજયો પ્રાંતોની જેમ જ સમવાયતંત્રના એકમો હોવા છતાં તેમને આ જવાબદારીના બોજમાંથી મુક્તિ અપાઈ છે.

રાજયોને પોતાની આંતરિક જકાત રાખી લેવાનો અધિકાર આપવાનાં કારણો સ્પષ્ટ સમજી શકાય છે. જો તેઓને આંતરિક જકાત એકદમ છોડી દેવાની ફરજ પાડવામાં આવે તો તેનાથી તેમની નાણાકીય સ્થિરતા ખોરવાઈ જશે. પરંતુ એ નથી સમજી શકાતું કે શા માટે પેટા-સમિતિએ રાજયોને સમવાયી સરકારના પ્રત્યક્ષ બોજ વેઠવામાંથી મુકિત આપવી જોઈએ, તેમજ એ પણ નથી સમજાતું કે કયા કારણોસર પેટા-સમિતિએ ભલામણ કરી કે રાજયોએ તેમની આવકને સમવાયી લોન તરીકે તારણરૂપે મૂકવી જરૂરી નથી.

હવે, લોર્ડ ચાન્સેલર, સમારંભોની બાબતમાં પ્રાંતો અને રાજયો વચ્ચે ભેદભાવ હોઈ શકે. આપણે સલામીનું માન જતું કરીએ અને આપણે રાજયોને તે બાબતમાં જે જોઈતું હોય તે મેળવવા દઈએ, પરંતુ નાણાંકોથળીની બાબતમાં મને લાગે છે કે આપણે "વ્યવસાય એ વ્યવસાય" નો સિધ્ધાંત પાળવો જોઈએ. જો બ્રિટિશ ભારત સમવાયતંત્રના હિતમાં બલિદાન આપતું હોય તો સમવાયતંત્રના હિતમાં સમાન બલિદાન આપવાનું બીજા એકમોને જણાવવાનો તેને સમાન અધિકાર છે. તેથી, સમિતિના અહેવાલના આ ભાગમાં નીચેના સુધારા કરવા જોઈએ કે :-

(૧) રાજયોએ "પ્રત્યક્ષ" કરવેરાનો સમવાય સરકારનો અધિકાર સ્વીકારવો જોઈએ. આમ કરવામાં નહિ આવે ત્યાં સુધી રોકડ ફાળાની માફી આપવી જોઈએ નહિ અને સુપરત પ્રદેશોની વિચારણા કરવી જોઈએ નહિ.

(૨) રાજયોએ સમવાય સરકારની નાણાકીય પધ્ધતિને હાનિકારક અસર ન થાય તેવી તેમની નાણાકીય પધ્ધતિમાં ઉચિત ફેરફાર કરીને તેમની આંતરિક જકાત નાબૂદ કરવી જોઈએ એ અંગેની સમય મર્યાદા નકકી કરવી જોઈએ.

(૩) રાજ્યોને સમવાયી લોન માટે તેમની આવક તારણ તરીકે મૂકવા જણાવવું જોઈએ.

## આડત્રીસમી બેઠક - તા. ૨૨મી ઓકટોબર, ૧૯૩૧

## સદર - ૪

(સમવાયતંત્ર અને તેના એકમો વચ્ચે નાણાકીય સાધનોની વહેંચણી)
સમવાયી નાણાં પેટા-સમિતિના અહેવાલ પર ચર્ચા.

ડૉ. આંબેડકર : મારે એક બાબત કહેવી જોઈએ. લોર્ડ પીલે કહ્યું કે સમવાયી નાણાંપેટા-સમિતિના અહેવાલમાં સ્પષ્ટ જણાવેલા સિધ્ધાંતો અંગે સર્વસામાન્ય સંમતિ હતી. હવે, સમવાયી માળખા સમિતિના બીજા સભ્યોનો મત ગમે તે હોય પણ હું એ સિધ્ધાંતો સાથે સંમત થતો નથી અને આ સમિતિની નિમણૂક સામે મને વાંધો છે, સિવાય કે એવી સ્પષ્ટ સમજ હોય કે સમિતિને સિધ્ધાંતોમાં ફેરફાર અને સુધારા

સૂચવવાનો અધિકાર હોય કે જેથી કરીને સમવાયી સરકારની ભાવિ નાણાકીય પદ્ધતિ એક સંગીન પદ્ધતિ બની શકે.

## સદર - ૮ (સમવાયી કોર્ટ)

**ડૉ. આંબેડકર :** લૉર્ડ ચાન્સેલર, મને જણાય છે કે ભારતમાં ફેડરલ કોર્ટની સ્થાપનાની વિચારણા કરવામાં ત્રણ પ્રશ્નોની મુખ્યત્વે વિચારણા આપણે કરવાની છે. પહેલો પ્રશ્ન, સમવાયી કોર્ટની હકૂમતનો છે, બીજો સમવાયી કોર્ટના નિર્ણયો અને ચુકાદાઓનો અમલ કરાવવાનો છે. સમવાયી કોર્ટની હકૂમત અંગે થોડીક ટકોર કરી લઉં.

સમવાયી કોર્ટનું એક કાર્ય સમવાયી બંધારણનું અર્થઘટન કરવાનું છે. એકમુખી પદ્ધતિની સરકારથી વિરુદ્ધ એવું સમવાયી સરકારનું ભિન્ન લક્ષણ એ છે કે સમવાયી સરકારમાં સમવાયતંત્રનો અર્ક બનતાં કાર્યોનું વિભાજન છે. બે ક્ષેત્રો છે - એક, સમવાયી સરકારને કાયદેસર ફાળવેલું અને સમવાયતંત્રમાં એક બાબત મહત્ત્વની એ છે કે એક ક્ષેત્ર બીજાના ક્ષેત્રમાં દખલ ન કરે એ જોવું. બંને સરકારોને તેમને ફાળવાયેલા ક્ષેત્રો પૂરતી મર્યાદિત રાખે એવા સમવાયી ન્યાયતંત્રની જરૂરિયાત સ્પષ્ટ છે. એક હેતુ એ છે કે જેના માટે સમવાયી કોર્ટ જરૂરી છે. પણ બીજો પણ હેતુ છે જે ન્યાયતંત્રની સમવાયી કોર્ટે બજાવવાનો છે. ન્યાયતંત્રની સમવાયી કોર્ટ આંતરરાષ્ટ્રીય ન્યાયની પણ કોર્ટ છે. એક ઉદ્દેશ એવો હતો કે જેના પરિણામે ઘણી રાષ્ટ્રીય સરકારોએ સમવાયીતંત્રની રચના કરી અને તે એ જોવા માટે કે જુદી જુદી સરકારો અને જુદા જુદા એકમો વચ્ચેની તકરારોનો નિર્ણય સમવાયતંત્રની રચના પહેલાં, મુત્સદ્દીગીરી દ્વારા કે યુદ્ધ દ્વારા કરવામાં આવ્યો હતો તે હવે સમવાયી કોર્ટના ન્યાયિક નિર્ણયો દ્વારા કરવો જોઈએ. આવો મત ખુદ યુનાઈટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકાની સમવાયી કોર્ટે લીધો છે.

એવા ઘણા કેસો હોય છે જે સમવાયતંત્ર હેઠળ ઉપસ્થિત થયા હોય અને સમવાયતંત્રના અભાવે મુત્સદ્દીગીરી કે યુદ્ધ દ્વારા તેમનો નિર્ણય કરાયો હોય. તેથી આવી અણધારી આફત નિવારવા માટે સમવાયી ન્યાયતંત્રે સમવાયી કોર્ટની વિસ્તૃત હકૂમત માટે વ્યાપક જોગવાઈ કરવી જોઈએ જેનાથી તે આવા તમામ કેસોમાં ન્યાય

આપી શકે. એ દૃષ્ટિકોણના આધારે, લોર્ડ ચાન્સેલર, મને લાગે છે કે સમવાયી કોર્ટન હકૂમત કંઈક અંશે અપર્યાપ્ત છે.

આપનાં અવલોકનો અનુસાર ન્યાયિક સત્તા, સમવાયતંત્રના એકમો વચ્ચે, રાજ વિરુદ્ધ રાજય વચ્ચે, પ્રાંત વિરુદ્ધ રાજય વચ્ચે અને ભારતના રાષ્ટ્રસમૂહ વિરુદ્ધ રાજ કે પ્રાંત વચ્ચે ઉપસ્થિત થતી બાબતોને લાગુ પાડવી જોઈએ. મને લાગે છે કે સમવાય ન્યાયતંત્રમાં એક એકમ અને બીજા એકમના નાગરિકો વચ્ચે ઊભી થતી બાબત માટેની

જોગવાઈ કરવી જોઈએ. આપની પાસે એક કેસ એવો છે જયાં બે જુદા જુ સત્તાધિકારીઓએ બે જુદી જુદી વ્યકિતઓને એકસરખી ગ્રાન્ટ આપી હોય તેવ વિષયવસ્તુ હોય તો આવા પ્રકારની તકરારના ન્યાયનિર્ણય માટે શો ઉપાય છે ? સમવાયી કોર્ટ તેને અધિકારમાં લેવાની છે કે નહિ ? હવે એવો કેસ લો કે જેમાં વ્યક્તિઓ વચ્ચે દાવો ચાલતો હોય પરંતુ જેઓ સમવાયતંત્રના જુદા જુદા એકમોમ રહેતી હોય તો તે કેસને અધિકારમાં કઈ કોર્ટ લેવાની છે ? આ કેટલીક એવી બાબત છે જેની જોગવાઈ આપે કરેલાં તારણોમાં કરાઈ નથી. તેથી મારી એવી રજૂઆત કે આ સમવાયી કોર્ટ સાચા અર્થમાં સમવાયી થવાની હોય તો એટલે કે જો સમવાયતંત્રના એકમો વચ્ચેના અથવા જુદા જુદા એકમોના નાગરિકો વચ્ચેના તકરારન તમામ કેસોને આવરી લેવાની હોય તો યાદીને સુધારવી જોઈએ અને ઓસ્ટ્રેલિયા યુનાઈટેડ સ્ટેટસ જેવા દેશમાં આપવામાં આવી છે તેવી સમવાયી હકૂમત સાથે સુસંગ બનાવવી જોઈએ.

હવે, બીજો મુદ્દો હું રજૂ કરવા માગું છું તે આ છે.-કે ભારત સમવાયી દે બનવાનો છે છતાં, ઓસ્ટ્રેલિયા અને યુનાઈટેડ સ્ટેટસ જેવા વિસ્તારથી ભારત સંતુ થઈ શકે નહિ. ભારત અંગે અમુક વિશિષ્ટ પ્રકારના સંજોગો છે જે પેલા દેશોમાં નથી પરિણામે, મારી એવી રજૂઆત છે કે ભારતમાંની સમવાયી કોર્ટની સમવાઈ હકૂમત ઑસ્ટ્રેલિયા અને યુનાઈટેડ સ્ટેટસમાંની સમવાયી કોર્ટોની સમવાયી હકૂમત સા સુસંગત હોવી જોઈએ એટલું જ નહિ બલકે તેને મૂળભૂત અધિકારો અને લઘુમત સલામતીઓને લગતી બાબતોમાં પણ સમવાયી હકૂમત હોવી જોઈએ.

**અધ્યક્ષ :** શું આપ મને યુ.એસ.એ. ના બંધારણમાંનો મૂળભૂત અધિકારો અંગેનો ખંડ બતાવી શકશો ?

**ડૉ. આંબેડકર :** હા, ખુશીથી.

અધ્યક્ષ : આપને વાંધો ન હોય તો મને એટલું જ કહો એ ક્યાં છે. હું સારી રીતે જાણું છું પણ હમણાં હું એ શોધી શક્તો નથી.

ડૉ. આંબેડકર : હું દિલગીર છું. મારી પાસે એ નથી.

**અધ્યક્ષ :** હું એ ખંડ વિશે વિચારતો હતો જેમાં શરૂઆતમાં જુદાં જુદાં રાજયોમાંના મુક્ત નાગરિકોના વિશેષ હકો અને હાનિકારકતાઓ વિશે દરેક પ્રાંત અને રાજયના લોકોના મુક્ત પ્રવેશ અને નિર્ગમન વિશે જણાવ્યું છે.

**ડૉ. આંબેડકર :** મારી રજૂઆત એ છે કે આપણે મૂળભૂત અધિકારોની વ્યાખ્યા ગમે રીતે કરીએ અથવા આપણે લઘુમતી અધિકારોની વ્યાખ્યા ગમે તે કરીએ પણ મહત્ત્વની સમસ્યા એ જોવાની છે કે તેવા અધિકારોની યોગ્ય રીતે સલામતી રખાય છે. મારાં કારણો આવાં છે. આપણે મેળવવાના છીએ તે સમવાયી બંધારણ એક સંપૂર્ણ બંધારણ થવાનું નથી. આપણને કદાચ બ્રિટિશ ભારત વચ્ચે સમવાયતંત્ર મળશે જેમાં તમામ લોકપ્રિય અને પ્રતિનિધિ સંસ્થાઓ હશે અને કોઈ લોકપ્રિય અને પ્રતિનિધિ સંસ્થાઓ વગર ભારતીય રાજયો તેમાં નહિ હોય. આ તો માત્ર મારી કલ્પના જ છે. કદાચ, પરિણામો અન્યથા પણ હોઈ શકે; અને જો એમ હોય તો મારાથી વધુ ખુશ બીજું કોણ હોઈ શકશે ? પરંતુ આપણને આવી પરિસ્થિતિ મળશે, એટલે કે લોકશાહી અને સરમુખત્યારી વચ્ચેના સમવાયતંત્રની પરિસ્થિતિ મળશે; અને આપણને, હું કહું છું તેમ, બ્રિટિશ ભારતનાં અંદર રાજકીય બહુમતીઓની સરકાર નહિ મળે પરંતુ એવી સરકાર મળશે જેમાં મુખ્યત્ત્વે કોમી બહુમતીઓ રહેશે. તેથી, મારો મત એવો છે કે મૂળભૂત અધિકારોના રક્ષણનો પ્રશ્ન અને લઘુમતી અધિકારોના રક્ષણનો પ્રશ્ન, બીજા કોઈ પણ બંધારણમાં હોય તેના કરતાં ભારતમાં વધુ મહત્ત્વનો બની જાય છે; અને મૂળભૂત અધિકારોની બાંયધારી આપવાની સંપૂર્ણ ફરજ અને લઘુમતી અધિકારોની બાંયધરી આપવાની સંપૂર્ણ ફરજ અત્યંત મહત્ત્વની બની જાય છે. આમ કરવાનો ઉત્તમ માર્ગ મને એ જણાય છે કે તેમાંથી ઊભી થતી બાબતો સાંભળવાની સમવાયી

કોર્ટને હકૂમત આપવી જોઈએ. મૂળભૂત અધિકારોમાંથી ને લઘુમતી સલામતીઓમાંથી ઊભો થતો પ્રશ્ન બ્રિટિશ ભારતમાં હોય કે દેશી રાજયમાં હોય તો પણ તેને સાંભળવાની હકૂમત સમવાય કોર્ટને હોવી જોઈએ.

**અધ્યક્ષ :** શું આપ વાણિજીયક ભેદભાવના કેસોનો સમાવેશ કરશો ?

**ડૉ. આંબેડકર :** હા, જો આપણે સૌ સંમત થઈએ કે તે મૂળભૂત અધિકાર હોવો જોઈએ અને વાણિજ્યક ભેદભાવ હોવો ન જોઈએ તો તે સમવાયી કોર્ટની હકૂમતની અંદર આવવો જોઈએ.

હવે બીજો મુદ્દો છે સમવાયી કોર્ટના નિર્ણયોનો અમલ કરાવવા અંગેનો. લોર્ડ ચાન્સેલર, આપે પરિપત્રિત કરેલી નોંધમાં સમવાયી કોર્ટના નિર્ણયોનો અમલ કરાવવા માટેના કોઈપણ કાનૂની ઉપાયો સૂચવાયા નથી. હું સમજું છું કે એ બાબત જુદાં જુદાં રાજયો પર અને જુદા જુદા પ્રાંતો પર છોડવાની છે; અને આપ અમને શિખામણ આપો છો કે આપણે પ્રાંતોના કે રાજયોના શુભાશય અંગે અવિશ્વાસ કરવો જોઈએ નહિ અને આપણે એમ માનવું જોઈએ કે તેઓ સમવાયી કોર્ટના નિર્ણયોનું વિશ્વાસપૂર્વક પાલન કરશે અને તેમને અમલમાં મૂકશે. હવે, લોર્ડ ચાન્સેલર, મને લાગે છે કે આપણે જ્હોન સ્ટુઅર્ટ મિલનો સિદ્ધાંત અપનાવવો જોઈએ કે જો બધા જ માણસો સારા હોત તો કાયદા ઘડવાની જરૂરિયાત ન રહેત, પરંતુ આપણે કાયદા ઘડવાની ફરજ પડે છે કારણ કે આપણે જાણીએ છીએ કે અમુક લોકો ખરાબ હોય છે. તેથી, હું તો એવા મતનો છું કે આ બાબત આવી અનિર્ણિત રીતે છોડી દેવી ન જોઈએ.

**શ્રી જિન્ના :** માની લઈએ કે તે મુશ્કેલી છે, તો આપ શું સૂચવો છો ?

**ડૉ. આંબેડકર :** મારૂં સૂચન આ છે. મારે આપને કહેવું જોઈએ કે મારી આ વિષય અંગેની લાગણીઓ ખૂબ પ્રબળ છે; અને હું એમ કહું છું કે આગામી લાંબા સમય સુધી કોમવાદ રહેશે અને પ્રાંતવાદ રહેશે અને મને સહેજ પણ ખાતરી નથી કે કોમવાદની આ બધી ધાંધલધમાલમાં સુપ્રિમ કોર્ટ કે સમવાયી કોર્ટ-તમે જે કહો તેના ચુકાદાઓની અવગણના કરવામાં નહિ આવે. લઘુમતીના સભ્ય તરીકે બોલતાં અને હાલમાં જે લઘુમતીને કશા અધિકારો નથી અને જે અધિકારો માગે છે અને દરેક સ્થળે વિરોધનો સામનો કરે છે તે લઘુમતી માટે બોલતાં મને એની જરાય ખાતરી

નથી કે પરિષદમાં કોમી બહુમતીના પીઠબળથી પ્રાંતિક સરકાર તેનાં પોતાનાં હિતોને રોચક નહીં નીવડે તેવા ચુકાદાઓ અને હુકમનામાંને તરત સંમતિ આપશે. આ મારી સ્થિતિ છે. હું આ બાબતને બહુ ગંભીર ગણું છું અને તેથી હું આમ કહું છું. તેથી, હું સૂચન કરીશ કે બંધારણમાં આપણે એવી જોગવાઈ કરવી જોઈએ કે સુપ્રિમ કોર્ટના ચુકાદાઓ અને નિર્ણયોનો અમલ કરવામાં આવશે. તેથી, હું રજૂઆત કરૂ છું કે અમુક વિશિષ્ટ સત્તા સમવાયી વિધાનમંડળને આપવી જોઈએ જે દ્વારા તે સમવાયી કોર્ટના નિર્ણયોનો અમલ કરાવી શકે.

**અધ્યક્ષ :** આપ કઈ જાતની અધિકૃતિ વિચારો છો ?

**ડૉ. આંબેડકર :** હું નથી જાણતો કે તેઓ શું કરશે; પરંતુ મારી રજૂઆત એ છે કે આ બાબતને આ રીતે અધ્ધર લટકતી રહેવા દેવી જોઈએ નહિ. હું આપને મેં કરેલા અમુક ઉતારાઓમાંથી એ બતાવવાનો હતો કે યુનાઈટેડ સ્ટેટસની સુપ્રિમ કોર્ટના ચુકાદાઓ તદ્દન નિરર્થક બની ગયા છે કારણ કે તેઓના મનમાં એક હકીકત વસી ગઈ હતી કે તેઓના ચુકાદાઓનો અમલ કરવામાં નહિ આવે પણ અવગણના કરવામાં આવશે. અમુક પ્રકારની જોગવાઈ કરવામાં નહિ આવે ત્યાં સુધી પરિસ્થિતિ સુરક્ષિત કઈ રીતે બનશે તે હું જોઈ શક્તો નથી.

**અધ્યક્ષ :** કયા પ્રકારનો કાયદો ? દા.ત. શું આપ એમ સૂચવો છો કે જો ચુકાદો બંગાળ વિરૂધ્ધ અપાય તો આપે કોઈ પ્રકારે બેલિફને બંગાળમાં મૂકવો જોઈએ ?

**ડૉ. આંબેડકર :** મારો મતલબ એ છે કે કલમ ૭૮માં તે પ્રમાણે દીવાની હુકમનામાંના અમલ માટે ખજાનચી અથવા તિજોરીનો હવાલો ધરાવતી વ્યક્તિએ રકમ ચૂકવવી જોઈએ.

અધ્યક્ષ : ધારો કે તે ન ચૂકવે, તો શું થાય ?

**ડૉ. આંબેડકર :** હું માનું છું કે તેઓ તિરસ્કાર બદલ તેની ધરપકડ કરશે.

સર માણેકજી દાદાભોય : તેના પર કામ ક્યાં ચલાવાશે ?

**ડૉ. આંબેડકર :** સમવાયી કોર્ટ જયાં કહે ત્યાં.

શ્રી આયંગર : તિરસ્કારનું વોરંટ કોણ બજાવશે?

**ડૉ. આંબેડકર** : સમવાયી સરકાર, તેના પોતાના અધિકારીઓ. હું ઈચ્છું કે સમવાયી સરકારને તે સત્તા મળે. જો સમવાયી સરકારે એ જોવું હોય કે તમામ બાબતોમાં ન્યાય કરવામાં આવે છે, તો તેને એ જોવાની સત્તા હોવી જોઈએ કે ચુકાદાઓનો અમલ થાય છે. તે આવું કઈ રીતે કરશે તે હું કહી શકતો નથી. હું તો એટલું કહું છું કે બંધારણમાં સમવાયી સરકારને એ જોવાની સત્તા આપવી જોઈએ કે ચુકાદાઓ અને નિર્ણયોને સમગ્ર ભારતમાં અસરકારક બનાવવામાં આવે. મારે એ ફરીથી યાદ અપાવવું જરૂરી નથી કે જો ઉપાય નિષ્ફળ જાય તો અધિકાર પણ નિષ્ફળ જાય છે.

**શ્રી જયકર** : જો સમાજિક અથવા કોમી યુદ્ધ પ્રવર્તે તો નિરર્થક ન નીવડે તેવો કોઈ ઉપાય શોધી શકાય નહિ.

**ડૉ. આંબેડકર** : મારે એનો જવાબ આપવાનો નથી. હું મારો પોતાનો દાખલો આપું. ધારોકે મુંબઈ ઈલાકામાં આપણે નાસિક સત્યાગ્રહ થયો; અને ધારો કે આપણેને મૂળભૂત અધિકાર હોય એટલે કે મંદિર પ્રવેશનો અધિકાર હોય. ધારો કે મેજિસ્ટ્રેટ એવો હુકમ કરે કે આપણે શાંતિનો ભંગ કરી રહ્યા છીએ અને આપણે એમ કરતા નહિ અટકીએ તો આપણને કેદમાં પૂરવામાં આવશે. ધારો કે આપણે સમવાયી કોર્ટ હોવી જોઈએ તેવી હકૂમત હેઠળ સમવાયી કોર્ટમાં જઈએ અને સમવાયી કોર્ટ એમ કહે કે મેજેસ્ટ્રેટ ખોટા હતા. ધારો કે આપણે હુકમનો અમલ કરવા માટે ગૃહ સભ્ય પાસે પાછા આવીએ. ગૃહ સભ્ય, જો રૂઢિચુસ્ત લોકોની બહુમતી પર આધારિત હોય તો એમ કહેશે, "હું આ કરી શકીશ નહિ." આવી સ્થિતિમાં કેન્દ્ર સરકારને તેના કાયદા અસરકારક બને તેવી કંઈક સત્તા હોય એમ હું ઈચ્છું છું.

**શ્રી જિન્ના** : મને લાગે છે કે આપ જે કહી રહ્યા છો એમાં ભારે મોટું વજૂદ રહેલું છે કે હુકમનામા કે વૉરન્ટનો અમલ કરવા માટે તેને પોલીસનું પીઠબળ જોઈએ, અને આખરી સત્તા લશ્કર છે. આપની સમવાયી સરકારનો સભ્ય, લશ્કરનો આશરો ન લે ત્યાં સુધી, હુકમનામા કે વૉરન્ટનો અમલ કરી શકે એવી આપ શી રીતે આશા રાખી શકશો ?

**ડૉ. આંબેડકર** : તે એવો આશરો લઈ શકે છે. હું તેના પર કોઈ મર્યાદા મૂકતો નથી. હું તેને એવી સત્તા આપીશ જે તે પોતે આ હેતુ માટે જરૂરી સમજતો હોય. હું

એનો ઈન્કાર નથી કરતો; પરંતુ હું જે કહું છું તે આ છે કે જો આપ મૂળભૂત અધિકારો હેઠળ કે લઘુમતી અધિકારો હેઠળ-આપ જે કહો તે લોકોનું રક્ષણ સુરક્ષિત બનાવવા માગતા હો તો હું એમ કહું છું કે સત્તા નિહિત કરવી જોઈએ. અને તમામ હેતુઓ માટે હું કહું છું કે એવી સત્તા સમવાયી સરકારમાં નિહિત કરવી જોઈએ કે જેથી એ જોઈ શકે કે સમવાયી કોર્ટના નિર્ણયોનો અમલ કરવામાં આવે છે.

**શ્રી જિન્ના :** માત્ર સત્તા નિહિત કરવી જોઈએ એટલું જ નહિ પરંતુ તે સત્તાનો અમલ કરાવવાનું હથિયાર પણ તેમના હાથમાં હોવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** આ હેઠળ તેમની પાસે હથિયાર આવશે.

**શ્રી જિન્ના :** સત્તા, સમવાયી સરકારમાં નિહિત કરાય, પરંતુ તે સત્તાનો અમલ ત્યારે જ કરાવી શકાય જ્યારે તેનો અમલ કરાવવાનું હથિયાર તમારી પાસે હોય.

**ડૉ. આંબેડકર :** સેના.

**શ્રી જિન્ના :** તદ્દન સાચું; અને તેથી જ એ છેલ્લો ઉપાય છે. સમવાયી કોર્ટનાં હુકમનામાં અને હુકમોનો અમલ કરાવવા માટે જવાબદાર તાજ રહેશે. અને એવું જણાવવામાં આવ્યું છે કે તાજ એટલા માટે જવાબદાર રહેશે કારણ કે પરિસ્થિતિ આવી છે કે સંરક્ષણ એ તાજનો વિષય બનવાનો છે. લૉર્ડ ચાન્સેલર, શું હું સાચા છું ?

અધ્યક્ષ : હા. એ જ મુદ્દો છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ હું જે આપું છું તે મુદ્દો આવો છે કે જો આપ કાર્યોનું વિભાજન એક બાજુ સમવાયી સરકાર અને બીજી બાજુ પ્રાંતિક સરકાર એ રીતે કરતા હો અને સુપ્રિમ કોર્ટના નિર્ણયોનો અમલ કરવા માટે વૈધાનિક કે બીજી કોઈ સત્તા જો આપ સમવાયી સરકારને આપતા ન હો તો તે એમ કરી નહિ શકે.

**શ્રી જયકર :** પરંતુ, સાથોસાથ મુશ્કેલીનો અંત ત્યાં નહિ આવે. મારો મતલબ છે કે આપ કલ્પો છે તેવી કોમી લાગણીની પરિસ્થિતિમાં મુશ્કેલીનો અંત ત્યાં નહિ આવે.

**ડૉ. આંબેડકર :** હું તે ન સંમત છું કે કદાચ એથી ય વધુ કડક ઉપાયો અપનાવવાના રહેશે અને આપણે જાણીએ છીએ તેમ સ્વીસ મહાસમવાય તંત્રમાં

લશ્કરનો પણ ઉપયોગ કરાય છે; એટલે કે ઓછામાં ઓછું, સ્વીટઝરલેન્ડમાં સમાવાર્ય કોર્ટના ચુકાદાનો અમલ કરાવવા માટે લશ્કરનો ઉપયોગ કરવાની સ્વીસ સમવાર્ય સરકારને સત્તા આપવામાં આવી છે. હું એ નિયત કરવા નથી ઇચ્છતો કે કયાં સાધનો અપનાવવાં જોઈએ, પરંતુ હું આટલું કહીશ. યુનાઈટેડ સ્ટેટસમાં મુશ્કેલી ઊભી થઈ ત્યારે સમવાયી સરકારને કશી સત્તા નહોતી.

**અધ્યક્ષ :** હું તદ્દન સમજું છું. તેથી, તેઓ જવાબદારી લેશે નહિ.

**ડૉ. આંબેડકર :** હા. ભારતમાં એવી પરિસ્થિતિ ન હોવી જોઈએ.

**લોર્ડ લોથિયન :** શું અમેરિકામાં એ વિશિષ્ટતા નથી કે સમવાયી સત્તાતંત્ર કોઈ વ્યક્તિ વિરૂદ્ધ તે હોય ત્યાં સુધી આગળની કાર્યવાહી કરી શકે છે; પરંતુ આ જ પ્રશ્ન પ્રણાલિકામાં આવ્યો અને તેમણે નિર્ણય કર્યો કે સમવાયી સરકાર કોઈ રાજય વિરુદ્ધ આગળની કાર્યવાહી કરી શકે નહિ, કારણ કે એક રાજય બીજા રાજય વિરૂદ્ધ આગળની કાર્યવાહી માત્ર યુદ્ધ દ્વારા જ કરી શકે, અને તેથી તેમણે એ પ્રશ્ન સમાજ પર છોડયો કે તે જવાબદારીઓ પરિપૂર્ણ કરવા અંગે તે રાજ્ય પર દબાણ લાવે. વ્યક્તિની બાબતમાં કાર્યવાહી કરવામાં અમુક મુદ્દા સુધી તમે જોગવાઈ કરી શકો પણ તમે સમવાયતંત્રમાં એવી જોગવાઈ ન કરી શકો કે જેથી સમવાયી સરકાર રાજય સરકાર વિરૂદ્ધ કાર્યવાહી કરી શકે, સિવાય કે તમારી બંધારણીય કાર્યપદ્ધતિના ભાગ તરીકે યુદ્ધના કાર્યને મૂર્ત કરવામાં આવે, અને કોઈ તેવું નહિ કરે. આપની મુશ્કેલી એ છે.

**ડૉ. આંબેડકર :** ઠીક. હું નથી જાણતો; પરંતુ, હું કહું છું તેમ, યુનાઈટેડ સ્ટેટસમાં પણ પ્રમુખને પણ બળવો દાબી દેવા માટે લશ્કરનો ઉપયોગ કરવાની સત્તા છે.

**લોર્ડ લોથિયન :** અને તે યુદ્ધનું કાર્ય બની જાય છે, અને ભૂતકાળમાં એવું બન્યું છે.

**ડૉ. આંબેડકર :** એ જોગવાઈ, યુનાઈટેડ સ્ટેટસના બંધારણમાં મૂર્ત કરવામાં આવી છે.

**શ્રી જયકર :** પરંતુ શું પસંદગી, આંતરવિગ્રહ અને સમવાયી નીતિ વચ્ચે કરવાની રહેશે ?

**ડૉ. આંબેડકર :** હું એ બરાબર સમજું છું. હું એ મુદ્દાનો ઈન્કાર નથી કરતો જે આપ કહો છો. હું જે કહું છું તે આ છે કે આપણે યુનાઈટેડ સ્ટેટસમાં જે સ્થિતિ છે તેવી સ્થિતિ નહિ જોઈએ- એટલે કે ત્યાં સમવાયી હકૂમતમાથી ઊભી થતી તકરારોનો નિર્ણય કરવા માટે સમવાયી કોર્ટ છે અને નિર્ણયોને અસરકારક બનાવવા માટે સમવાયી સરકારમાં સત્તા નથી. મારો મતલબ છે કે તમારી સમવાયી સરકારને કે સમવાયી વિધાનમંડળને ઓસ્ટ્રેલિયન સમવાયી સરકારને કે વિધાનમંડળને છે તેવી રીતે આવી સત્તા હોવી જોઈએ.

**શ્રી જિન્ના :** તફાવત આટલો છે કે યુનાઈટેડ સ્ટેટસમાં સમવાયી સરકાર પાસે લશ્કરનો હવાલો અને નિયંત્રણ છે. આપ માની લો કે આપ સૂચવો છો તેવી આપની સમવાયી સરકારે લશ્કરનું નિયંત્રણ અને જવાબદારી તરત સંભાળી લેવાં જોઈએ.

**ડૉ. આંબેડકર :** હા, જો હમણાં નહિ, તો પાછળથી.

**શ્રી જિન્ના :** એ દરમિયાનમાં શું થવાનું છે ?

**ડૉ. આંબેડકર :** મેં કહ્યું તેમ એ બીજી બાબત છે. લશ્કરની નોકરી માટેની જરૂરિયાત ઊભી નહિ થાય.

શ્રી જયકર : તમારે લશ્કરી સહાય માટે તાજને પૂછવા જવું પડશે.

**ડૉ. આંબેડકર :** હા.

**શ્રી જયકર :** આખરી લશ્કરી સત્તા તાજ છે.

**ડૉ. આંબેડકર :** મને નથી લાગતું કે હું જે રજૂ કરી રહ્યો છું તે મુદ્દો તેનાથી માર્યો જાય છે. સમવાયી વિધાનમંડળને સત્તા આપવી જોઈએ. યુનાઈટેડ સ્ટેટસ ઓફ અમેરિકામાં રાજયોએ લોકોને ફાંસીએ લટકાવી દીધા છે, અલબત્ત સુપ્રિમ કોર્ટે ભૂલની રીટ કાઢી છે.

**અધ્યક્ષ :** મેં એવું ઈંગ્લિશ કોમન કાયદાની બાબતમાં કહેવાતું સાંભળ્યું છે કે છોડ ઊગી રહ્યો છે કે કેમ તે જોવા માટે તેનાં મૂળિયાંને વારંવાર ઉખેડીને જોવાનો કશો અર્થ નથી. ઈંગ્લીશ કોમન કાયદો એવા પ્રકારની કોઈ બાબત સાંખી નહિ લે, અને તમે જોશો કે કોઈ પણ કાયદાસંગ્રહ એમ નહિ કરવા દે. આપ ઘણી રસપ્રદ કાનૂની જટિલ સમસ્યા રજૂ કરો છો; પરંતુ એનો ટૂંકો જવાબ એ છે કે કોઈ પણ વ્યક્તિ કોઈ પણ બાબતને નિષ્ક્રિય બનાવી શકે છે અને પાયા બરાબર છે કે નહિ તે જોવા માટે હંમેશા પાયાને વિભાજિત કરી જોવું સારું નથી. આપે લોકોની સમજદારી પર પણ સારા પ્રમાણમાં વિશ્વાસ મૂકવો જોઈએ. વર્જિનિયા કેસમાં લોકોને યોગ્ય દ્દષ્ટિકોણ આવતાં આશરે ઓગણીસ વર્ષ લાગ્યાં હતાં. આપ જોઈ શકશો કે આપના કેસમાં પણ એવું બની શકે છે. આ મુશ્કેલીઓ આવી શકે છે; પરંતુ આપ એકવાર એક સાથે કામ કરવું શરૂ કરો પછી આપ જોઈ શકશો કે તે અદ્દશ્ય થઈ જશે. આપના ઘરનો પાયો વ્યવસ્થિત છે કે નહિ તે જોવા માટે દર ત્રણ અઠવાડિયે તેને ખોદી શકો નહિ. આપે લોકોમાં થોડો વિશ્વાસ મૂકવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** મારો માત્ર એટલો જ જવાબ છે કે આપણે આપણો પાયો રેતી પર નથી ચણતા એ આપણે જોવું જોઈએ.

વિષયનો ત્રીજો ભાગ એટલે કે સમવાયી કોર્ટની રચના વિશે બોલતાં હું ખરેખર આ વિષય અંગે બહુ કહેવા નથી માગતો કારણ કે હું જે કંઈ કહેવાઈ ગયું છે તેમાં મોટા ભાગે સંમત છું તેમ છતાં હું એક તારણ કાઢીશ કે આપણે આ બાબતમાં ઓસ્ટ્રેલિયન નમૂનાને અનુસરવું જોઈએ એટલે કે આપણે સમવાયી અપીલ બાબતો માટે સમવાયી અપીલ કોર્ટ મેળવવી જોઈએ. એટલું જ નહિ પણ એકંદરે ભારત માટે સુપ્રિમ અપીલ કોર્ટ પણ મેળવવી જોઈએ, જે રીતે તેમણે ઓસ્ટ્રેલિયામાં કર્યું છે, જે દ્વારા સમવાયી કોર્ટ સમવાયી હકૂમતનો ઉપયોગ કરતી કોર્ટમાંથી જ આવતી અપીલો માત્ર સાંભળે છે એટલું જ નહિ પણ સમવાયી હકૂમતની બહાર હોય તેવી બાબતોમાં કોર્ટો તરફથી આવતી અપીલો પણ સાંભળે છે.

હું એ ખાસ જણાવીશ કે ભારતના સમવાયી વિધાનમંડળને ભારતીય રાજ્યોમાંની કોર્ટમાં સમવાયી હકૂમત નિહિત કરવાની મુક્તિ આપવી જોઈએ. જેથી કરીને ભારતીય રાજ્યોમાંની રાજ્ય કોર્ટની એજન્સીનો તે ઉપયોગ કરી શકે. સમવાયી હકૂમત કેવળ

પ્રાંતોની હાઈકોર્ટને જ સોંપવી જોઈએ નહિ પરંતુ અમુક પસંદ કરેલી રાજ્ય કોર્ટોને સોંપવી જોઈએ. જે કોર્ટો સમવાયી વિધાનમંડળની જાણમાં કાર્યક્ષમ રીતે કાર્ય કરતી હોય તેમને પણ અમુક બાબતોમાં સમવાયી હકૂમતના ઉપયોગ માટે એજન્સીઓ તરીકે પંસદ કરવી જોઈએ. મને લાગે છે કે એનું પરિણામ બહુ મહત્ત્વનું આવશે. સૌ પ્રથમ, તેનાથી રાજ્ય કોર્ટોનું ગૌરવ વધશે; અને બીજું, તેનાથી રાજ્યો કોર્ટો ભારતમાંની સમગ્ર ન્યાયિક પદ્ધતિ સાથે સંકળાઈ જશે અને આપણું સમવાયતંત્ર સાચું સમવાયતંત્ર બનશે.

**શ્રી જયકર :** સુપ્રિમ કોર્ટ, સમવાયી કોર્ટને અપીલ કરવી જોઈએ ?

ડૉ. આંબેડકર : હું એની વાત કરું છું એ સંબંધમાં હું એવું સૂચવીશ કે રાજ્ય કોર્ટોએ સમવાયી હકૂમતને અસરકર્તા ન હોય તેવી બાબતોમાં પણ તેમની અપીલો સમવાયી કોર્ટોને મોકલવાની સંમતિ આપવી જોઈએ. જો તેઓ એમ કરે તો હું સૂચવું છું કે આપણે, ઓસ્ટ્રેલિયન બંધારણમાં અપનાવાઈ છે તેવી ખુલ્લાં દ્વારાની જ નીતિ રાખવી જોઈએ. ઓસ્ટ્રેલિયન બંધારણમાં એવી જોગવાઈ કરવામાં આવી છે કે ઓસ્ટ્રેલિયાની સમવાયી કોર્ટને કે હાઈકોર્ટને રાજ્યોની કોર્ટો તરફથી આવતી અપીલો સાંભળવામાંથી અટકાવવી જોઈએ નહિ. વધુમાં, જો કે આપણે એવું ફરજયાત ન બનાવીએ કે રાજયોની કોર્ટોએ તેમની અપીલો સમવાયી કોર્ટને મોકલવી જોઈએ, પરંતુ આપણે, જો રાજયો પાછળથી એવો નિર્ણય કરે કે તેમના નિર્ણયોમાંથી સમવાયી કોર્ટને અપીલ હકૂમત આપવી જોઈએ તેવા પ્રસંગે સમવાયી હાઈ કોર્ટને અપીલો સાંભળવામાંથી અટકાવવી જોઈએ. મેં કહ્યું તેમ, હું ફરી પાછો ઓસ્ટ્રેલિયન બંધારણના નમૂનાને અનુસરીશ અને રાજયોને તેમની કોર્ટમાંથી સમવાયી કોર્ટોને અપીલો મોકલવાના અધિકારને વિનિયમિત કરવાનો અધિકાર આપીશ.

હાલમાં, ભારતીય હાઈકોર્ટો નાણા માટે અને વહીવટ માટે પ્રાંતિક છે, સિવાય કલકત્તા હોઈકોર્ટ જે અલબત્ત નાણા માટે પ્રાંતિક છે પણ વહીવટ માટે કેન્દ્રીય છે.સર તેજબહાદુર સપ્રુએ ગઈકાલે સૂચન કર્યું હતું કે ભારતીય હાઈકોર્ટોએ તમામ પ્રાંતોમાં વહીવટ માટે કેન્દ્રીય રહેવું જોઈએ. અને નાણાકીય હેતુઓ માટે પ્રાંતિક રહેવું જોઈએ. ભારતીય હાઈકોર્ટોએ વહીવટ માટે કેન્દ્રીય રહેવું જોઈએ એવા સર તેજબહાદુર સપ્રુનાં સૂચનો સાથે હું એમની સાથે સંપૂર્ણ સંમત છું; પરંતુ મારા કારણો કંઈક જુદાં છે અને

તે હું જણાવીશ. તેમણે કહ્યું કે ભારતીય પ્રાંતોના ન્યાયાધીશોના પક્ષે અમુક પ્રમાણમાં લાચારી હતી કે તેઓને સ્થાનિક રાજકીય દબાણનો ભોગ બનાવવામાં આવશે અને તેથી તેઓ ઈચ્છે છે કે તેમને સ્થાનિક સંસ્થાઓમાંથી ઊંચકીને સમવાયી કેન્દ્રીય સરકારના નિયંત્રણમાં મૂકવામાં આવે. હવે, હું નથી માનતો કે કોઈપણ દેશોમાં, હકીકતમાં જ્યાં પ્રતિનિધિ લોકશાહી અને જવાબદાર સરકાર હોય ત્યાં હાઈકોર્ટો રાજકારણની અસરમાંથી કે પક્ષીય રાજકારણીઓની અસરમાંથી મુક્ત રહી શકે.

**સર તેજબહાદુર સપ્રુ :** મને લાગ્યું હતું કે કાયદાનો સિદ્ધાંત એવો છે કે ઈંગ્લિશ કોર્ટો પક્ષીય રાજકારણની બહાર હોય છે.

**ડૉ. આંબેડકર :** આ દેશમાં અમુક ન્યાયિક જગ્યાઓ એવી છે જેમને રાજકીય નિમણૂકો તરીકે જોવામાં આવે છે. પરંતુ એ બીજી બાબત થઈ. હવે, સમિતિ સમક્ષ હું આ વિચારણા મૂકવા માગું છું. આપણે આ સમવાયતંત્રમાં લગભગ ૫૬૨ દેશી રાજ્યોને પ્રવેશ આપીએ છીએ.

**શ્રી જિન્ના :** આપ આપો છો ?

ડૉ. આંબેડકર : હું માનું છું કે એવી યોજના છે. નિદાન એટલો તો આદર્શ આપણે આપણી સામે રાખ્યો છે કે તમામ દેશી રાજ્યો આ સમવાયતંત્રમાં આવશે. મને લાગે છે કે એ મુદ્દા અંગે કશી તકરાર નથી કે ભારતીય સમવાયતંત્રનો ભાગ બનનારાં મોટા ભાગનાં રાજ્યો સક્ષમ ન્યાયતંત્ર રાખી શકે તેટલાં નાણાકીય દૃષ્ટિએ પૂરતાં મજબૂત નથી. હું મુંબઈ ઈલાકામાંનો એક કેસ જાણું છું. મુંબઈમાં એક નાનું દેશી રાજ્ય છે. જેનો વહીવટ એક મહિલા કરે છે. તે રાજ્યમાં, હું જાણું છે તે મુજબ માત્ર એક જ અધિકારી છે. તે સિવિલ જજ તરીકે કામગીરી બજાવે છે; તે મેજિસ્ટ્રેટ તરીકેની પણ કામગીરી કરે છે; તે સેશન્સ જજ તરીકે પણ કામગીરી કરે છે. તેમની પાસેથી અપીલો રાજ્યના વડા પાસે જાય છે અને તે મહિલાને હું જાણું છું ત્યાં સુધી, એક નિવૃત્ત મહેસૂલ અધિકારી છે તેવા દીવાન મદદ કરે છે. તે રાજ્યની પ્રિવી કાઉન્સિલ ગણાતી આ ટ્રિબ્યુનલ સમક્ષ મોટા ભાગના જટિલ કેસો આવે છે; અને આ રીતે રચાયેલી કોર્ટ દ્વારા આજે ચુકાદાઓ અપાઈ રહ્યા છે. હવે, તે માટે કોઈને દોષ દેતો નથી. મુદ્દો એ છે કે આ રાજ્ય જ એટલું નાનું છે કે સક્ષમ કોર્ટ રાખવા માટે તેની પાસે પૂરતી આવક નથી.

બીજી વિચારણા એ છે કે બ્રિટિશ ભારતમાં પણ આપણે નવા પ્રાંતો એટલા નાના ઊભા કરવાના છીએ કે તેઓ નાણાકીય દૃષ્ટિએ જોતાં હાઈકોર્ટ રાખવાની સ્થિતિમાં નહિ હોય. આવો કેસ આજે પણ બને છે. અસમ પ્રાંત હાઈકોર્ટ રાખી શકતો નથી. તેની અને બંગાળ ઈલાકાની હાઈકોર્ટ એક જ છે. મારી રજૂઆત છે કે જો આપણે પરિસ્થિતિમાં એવી રીતે સુધારો કરીએ કે જેથી નાનાં અને નાણાકીય રીતે નબળાં હોય તેવાં આ તમામ દેશી રાજયોને યોગ્ય ન્યાયતંત્ર રાખવામાં મદદ કરી શકાય અને બ્રિટિશ ભારતમાં હમણાં કાર્ય કરે છે તે હાઈકોર્ટનો ઉપયોગ તેમના પ્રજાજનોમાં દીવાની અને ફોજદારી ન્યાયનો વહીવટ કરવાના હેતુ માટે કરવાની છૂટ આપી શકાય. જો એવી યોજના તૈયાર થાય તો તેને આવકારવી જોઈએ. હકીકત એ છે કે જયાં સુધી પ્રાંતિક હાઈકોર્ટ પર સંપૂર્ણ નિયંત્રણ પ્રાંતિક સરકારનું રહે ત્યાં સુધી રાજયો જેમને પ્રાંતના કામકાજમાં નિયંત્રણની ભાગીદારી નથી તેઓ હાઈકોર્ટની સેવાઓના ઉપયોગની ચિંતા નહિ કરે. બીજી બાજુ, જો પ્રાંતિક હાઈકોર્ટોને કેન્દ્રીય વિષય બનાવવામાં આવે. જયાં આ તમામ રાજયોને બેશક પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે પ્રતિનિધિત્વ મળશે. તો તેઓના પ્રજાજનો વચ્ચેની દીવાની અને ફોજદારી તકરારોના ન્યાય નિર્ણયના હેતુ માટે આ હાઈકોર્ટનો ઉપયોગ કરવાની પ્રેરણા વધુ રહેશે- અને તેમના પક્ષે ઓછો વિરોધ રહેશે. પરિણામ એ આવશે તે તેનાથી દેશી રાજયોમાં ન્યાયિક વહીવટ ઠીકઠીક સુધરશે કારણ કે આ દેશી રાજયો ભારતની ભાવિ સરકારનો ભાગ બનવાનાં છે અને તેમ કરવાથી પ્રાંતિક હાઈકોર્ટની કાર્યક્ષમતાને કોઈ પણ દૃષ્ટિએ હાનિ નહિ પહોંચે. એ આધારે હું સૂચવું છું કે વહીવટના હેતુઓ માટે અને નાણાકીય હેતુ માટે પણ પ્રાંતિક હાઈકોર્ટને કેન્દ્રીય વિષય બનાવવી જોઈએ. કલકત્તા હાઈકોર્ટ વહીવટ માટે કેન્દ્રીય શા માટે છે તેનું કારણ એ છે કે બંગાળ ઈલાકા માટેની કેવળ અલગ કોર્ટ નથી. એ કોર્ટ, બંગાળ ઈલાકા માટેની અને અસમ પ્રાંત માટેની એક સંયુક્ત કોર્ટ છે. આ જ કારણે સાયમન કમિશને ભલામણ કરી હતી કે એ પદ્ધતિ ચાલુ રહેવી જોઈએ અને બીજા પ્રાંતોને લાગુ પાડવી જોઈએ. એ જ કારણે હું માનું છું કે આ સૂચનને આવકારવું જોઈએ.

## ચુમ્માલીસમી બેઠક- તા. ૨જી નવેમ્બર, ૧૯૩૧
## ત્રીજા અહેવાલના મુસદ્દા પર ચર્ચા

**ડૉ. આંબેડકર :** હું, ફકરાની છેલ્લી ચાર લીટીઓ તરફ આપનું લક્ષ દોરું છું. શરૂઆતમાં, પેટા-સમિતિએ તેમના બીજા અહેવાલના ફકરા ૩૪માં કરેલી ભલામણ જણાવ્યા પછી આપે જણાવ્યું કે :



પેટા-સમિતિ.....

"અમે અહીં, આ હિતોમાંના પહેલાં ચાર હિતોના સંબંધમાં કોઈ ભલામણ કરતા નથી, કારણ કે આ મુદ્દા અંગેનો નિર્ણય લઘુમતી સમિતિએ કરવાનો છે."

હું નથી માનતો કે આપનો કહેવાનો અર્થ એ છે કે સમિતિ એ હિતોના પ્રતિનિધિત્વ પ્રત્યે ઉદાસીન છે અથવા તો મને એમ પણ નથી લાગતું કે બીજા અહેવાલના ફકરા ૩૪ માં વ્યક્ત થયેલા અભિપ્રાયનો અર્થ આ છે. આપનો મતલબ એ છે કે આપ પ્રતિનિધિત્વના પ્રમાણ કે પદ્ધતિ અંગે કશી ભલામણ કરી શકો નહિ. તેથી, આપ જો ફકરાને "ભલામણ" એ શબ્દ ઉમેરીને સુધારો તો હું આપનો આભારી થઈશ :-

"તેઓના પ્રતિનિધિત્વના પ્રમાણ અથવા પદ્ધતિ અંગે."

**શ્રીમતી સુબ્બારાયન :** આપને યાદ હશે કે હું વિધાનમંડળમાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ માટેની કેટલીક ખાસ જોગવાઈ કરવાની શક્યતા અંગે બોલી હતી; અને મેં સૂચન કર્યું હતું કે આ બાબતની વિચારણા, લઘુમતી સમિતિ તેમનો અહેવાલ પ્રસિદ્ધ કરે ત્યાં સુધી મુલતવી રાખવી જોઈએ.

**અધ્યક્ષ :** હું દિલગીર છું કે આપણે એને ભૂલી જ ગયા- અને હું ડૉ. આંબેડકરનો પણ ખૂબ આભારી છું. આપણે બંને સુધારા મૂકીશું. એ શરતસૂચક થઈ ગઈ હતી.

**શ્રીમતી સુબ્બારાયન :** અગાઉના એક પ્રસંગે ભૂતકાળમાં વિધાનમંડળોમાં નિયુક્ત ઘણા સભ્યોએ કરેલા કીમતી કાર્યની કદર કરતી વખતે મેં નવા બંધારણમાં નિયુક્તિનો સિદ્ધાંતના આધારે વિરોધ કર્યો હતો. મને લાગે છે કે બંને ગૃહોને સમાન સત્તા રહેશે એવું મને લાગે છે ત્યારે હું તેનો સવિશેષ વિરોધ કરૂ છું. હું અહેવાલ સાથે તદ્દન સંમત છું કે વયસ્ક પ્રકારના મુત્સદ્દી પુરુષોની સેવાઓ સૌથી વધુ કિંમતી હોય છે, પરંતુ મને એની પણ પ્રતીતિ થઈ ગઈ છે કે નિયુક્તિની પદ્ધતિ ડહાપણભરી નથી અને બિનલોકશાહી છે અને તેથી, જો આવી વ્યક્તિઓની સેવાઓ પણ ચૂંટણીની કોઈક પદ્ધતિ દ્વારા લેવામાં આવે તો એ વધુ સારું ગણાશે. જો નિયુક્તિની પદ્ધતિ હોય, તો હું એવું વિચાર્યા વિના રહી શકતી નથી કે આ ખંડનો સંમગ્ર હેતુ માર્યો જાય અને મંત્રાલય ઉપલાગૃહમાં માત્ર તેનો પોતાનો પક્ષ મજબૂત કરવાનું વિચારે.

**અધ્યક્ષ :** હું તદ્દન સંમત છું શ્રીમતી સુબ્બારાયન. ઈંગ્લેન્ડમાં અમે લગભગ પાંચ વર્ષ પહેલાં ખરેખર એવો મત દર્શાવ્યો કે સ્ત્રી એ "વ્યક્તિ" ન હતી.

**શ્રીમતી સુબ્બારાયન :** કદાચ એ લોકોને એમ લાગ્યું હોય કે સ્ત્રી કંઈક વધુ સારી વસ્તુ હશે !

**શ્રી ઝફરૂલ્લા ખાન :** આપણા સામાન્ય કલમ અધિનિયમમાં તે એમ કહે છે કે જયારે જયારે "પુરુષ" શબ્દ વપરાય ત્યારે ત્યારે તેમાં "સ્ત્રી" નો સમાવેશ થતો હોય છે.

**શ્રી આયંગર :** મારી ઈચ્છા છે કે હું મારા મિત્ર શ્રીમતી સુબ્બારાયને નિયુક્ત સભ્યો અંગે જે કહ્યું એમાં સૂર પુરાવું. હું એમાં ણ સંમત છું કે આ વયસ્ક મુત્સદ્દીઓને ઉપલા ગૃહમાં લાવવાનું ઘણું ઉપયોગી છે; પરંતુ ચોક્કસ, જો આ વયસ્ક મુત્સદ્દીઓની દેશને ખરેખરી જરૂર હોય તો ચોક્કસ એમના માટે અમુક મતવિસ્તાર દ્વારા કે બીજા મતવિસ્તાર દ્વારા અંદર આવવું શક્ય બનશે. મને લાગે છે કે નિયુક્તિનો સિધ્ધાંત દુષ્ટ છે અને આપણે તેમાંથાં તદ્દન મુક્ત થઈ જવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** શ્રીમતી સુબ્બારાયને જે કહ્યું તેમાં હું સાથ આપું છું.

●

**અધ્યક્ષ :** આપણે આમ કરીશું."સ્ત્રીઓ માટે જરૂરી હોય તેવી કોઈપણ ખાસ જોગવાઈઓને લક્ષમાં રાખીને, ઉપલા ગૃહ માટે ઉમેદવારોના નમૂના તરીકે અપનાવવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** ફકરા ૩૪ના આ ભાગ સાથે સંમત થવામાં મને ઠીક ઠીક મુશ્કેલી લાગે છે-કાઉન્સિલ ઓફ સ્ટેટ લાયકાતોને નમૂના તરીકે લેવામાં મને લાગે છે કે તેનાથી દલિતોનું પ્રતિનિધિત્વ સંપૂર્ણપણે બંધ થઈ જશે.

**અધ્યક્ષ :** આપણે તેવું નહિ કરવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** મતાધિકાર સમિતિ પોતાના નમૂનારૂપ નિયમો ઘડવામાં આની વિચારણા કરે તેવી પણ તેને સ્વતંત્રતા આપવી જોઈએ.

●

**ડૉ. આંબેડકર :** હું એમ કહેવા માગું છું કે સમિતિએ કેન્દ્ર સરકારને કટોકટી બાબતોમાં તેને પ્રત્યક્ષરૂપે કે સ્વતંત્રરૂપે નાણાં મળે તેવી સત્તા આપવાની જરૂરિયાતને પણ વિચારવી જોઈએ અને પ્રાંતો અને રાજયો તરફથી મળતા ફાળા પર આધાર રાખવો જોઈએ નહિ.

**લોર્ડ પીલ :** અલબત્ત, આ તમામ મુદ્દાઓ અંગે દરેક દૃષ્ટિકોણથી વિચારણા કરાઈ હતી અને જુદાં જુદાં મંતવ્યો વચ્ચેના સમાધાનનું આ પરિણામ હતું.

**શ્રી જોષી :** લોર્ડ ચાન્સેલર, હું ડૉ. આંબેડકરના દૃષ્ટિકોણ સાથે સંમત છું.

**ડૉ. આંબેડકર :** લોર્ડ ચાન્સેલર, મારે એ પણ કહેવું જોઈએ કે હકીકત તપાસ સમિતિએ, બ્રિટિશ પ્રાંતો અને ભારતીય રાજ્યો વચ્ચે સમવાયી વિધાનમંડળનો બોજ વહેંચવામાં બંને વચ્ચે ફાળાના નીતિન્યાયના સિધ્ધાંત અંગે વિચારણા કરવી જોઈએ.

**અધ્યક્ષ :** બેશક લોર્ડ પીલ એ વિચારશે. હું ઈચ્છું છું કે જો આપને વાંધો ન હોય તો જયારે આપણે સંપૂર્ણ પરિષદ પર આવીશું ત્યારે આપ એનો ફરીથી ઉલ્લેખ કરશો.

## પિસ્તાળીસમી બેઠક- તા. ૪થી નવેમ્બર, ૧૯૩૧

**અધ્યક્ષ :** હવે, એ અહેવાલ છે જે અંગે હું આપની ટીકા-ટિપ્પણ માગું છું. શું આપ ફકરા-૫૨ પર પાછા જશો ?

**ડૉ. આંબેડકર :** હું આ ફકરા-૫૨ અંગે કહી શકું ખરો ? આપને યાદ હશે કે જયારે આપણે સમવાયી કોર્ટની હકૂમત અંગે ચર્ચા કરતા હતા ત્યારે મેં એવો મુદ્દો ઉઠાવ્યો હતો કે કોર્ટે, બંધારણનું અર્થઘટન કરવાની અને પ્રાંતિક સરકારો કે સમવાયી સરકાર એક બીજાના ક્ષેત્રમાં ડખલ ન કરે તે જોવાની હકૂમત રાખવા ઉપરાંત, મૂળભૂત અધિકારો અથવા લઘુમતી અધિકારોમાંથી ઉપસ્થિત થતી બાબતો અંગે કામગીરી કરવા માટેની હકૂમત પણ હોવી જોઈએ. મને લાગે છે કે શ્રી જયકરે પણ મને એમાં ટેકો આપ્યો હતો અને શ્રી શાસ્ત્રીએ પણ મને ટેકો આપ્યો હતો. કદાચ આ ફકરામાં તે મતલબની નોંધ કરી શકાય.

**અધ્યક્ષ :** હું ડૉ. આંબેડકરનો આભારી છું, પરંતુ મને આનંદ છે કે હું તેમને આ રીતે હૂંફ આપી શકું છું કે જયારે તેઓ બંધારણમાં હોય છે ત્યારે તેઓ કુદરતી રીતે જ સમવાયી કોર્ટના અર્થઘટનના ક્ષેત્રમાં આવી જશે.

**શ્રી જયકર :** "બંધારણીય"એ શબ્દમાં એનો સમાવેશ કરાયો છે.

●

અધ્યક્ષ : હવે ફકરો ૬૨.

**ડૉ.આંબેડકર :** મને એની ખબર નહોતી કે દિલ્હી ખાતેની કોર્ટના સ્થળ અંગે એકમતી હતી. આ બાબતની તપાસ કોઈ સમિતિએ કરવી જોઈએ એવું હું ઈચ્છું છું.

**શ્રી જયકર :** મેં સૂચન કર્યું હતું કે એ ક્યાંક કેન્દ્ર સ્થળે હોવું જોઈએ, દિલ્હીમાં નહિ; પરંતુ એવા કોક સ્થળે જયાં કોર્ટ સમગ્ર વર્ષ દરમિયાન કામ કરી શકે એવા કામકાજ માટે આખા વર્ષ દરમિયાન અનુકૂળ હોય તેવા હવામાનના સ્થળે.

શ્રી ઝફરુલ્લા ખાન : જુદા જુદા લોકોએ તમામ પ્રકારનાં સૂચનો કર્યાં હતાં. પરંતુ મને નથી લાગતું કે દિલ્હી જેટલું સમર્થન બીજા કોઈ સ્થળને મળ્યું નહોતું એવું મને લાગે છે.

અધ્યક્ષ : હવે, ફકરા ૬૩ અને ૬૪.

## છેંતાળીસમી બેઠક- તા. ૧૯મી નવેમ્બર, ૧૯૩૧
## ભાવિ કાર્યપદ્ધતિ અંગે ચર્ચા

**ડૉ. આંબેડકર :** હું જાણવા માગું છું કે સેનાના સભ્ય અને કમાન્ડર-ઈન-ચીફ વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હોવો જોઈએ એ અંગે સર તેજબહાદુર સપ્રુનો મત શો છે ; કમાન્ડર-ઈન-ચીફ કેવળ મંત્રી કે સભ્યના નિયંત્રણ અને દેખરેખ હેઠળના ખાતાના વડા રહેશે કે પછી આપ અમુક એવી સત્તાઓ આપશો કે જેમાં સેનાના સભ્યને દખલ દેવાનો અધિકાર નહિ હોય ?

**સર તેજબહાદુર સપ્રુ :** હું વિગતોમાં જવા તૈયાર નથી, પરંતુ હું સેનાના સભ્યોની સ્થિતિ સમજી શકું છું તેટલા પૂરતું તે નીતિ નાણાકીય અને બીજા પ્રકારના

સામાન્ય **પ્રશ્નોની** કામગીરી કરશે, પરંતુ તેને લશ્કરને લગતી ટેકનિકલ કે વહીવ બાબતો અંગેની કામગીરી કરવાની સત્તા નહિ હોય અને જો તે ડાહ્યો હોય તો તે પાસે આવી સત્તા હોય તો પણ તે તેનો ઉપયોગ નહિ કરે. મને આ બાબતનું અંગ જ્ઞાન નથી. પરંતુ હું અહીં મારા બ્રિટિશ સાથીઓને અપીલ કરીશ કે લશ્કરની બાબત ઈંગ્લેન્ડમાં ખરેખર કેવી સ્થિતિ છે તે કહે. યુધ્ધ માટેના સેક્રેટરી ઓફ સ્ટેટને કદા સેનાની આંતરિક શિસ્ત સાથે ચેડાં કરવાની સત્તા નથી, પરંતુ તે નીતિના મોટા પ્રશ્ન અંગેની કામગીરી કરે છે. આપના લશ્કરના ઈતિહાસનો એક સમય, ડ્યુક અ કેમ્બ્રીજનો સમય હું ભૂલી શકતો નથી.

● ● ●

# ૧૦
# લઘુમતીઓની સમિતિમાં
# સાતમી બેઠક
# તા. ૨૮મી સપ્ટેમ્બર, ૧૯૩૧

**અધ્યક્ષ:** બીજી લઘુમતીઓ છે જેમનું પ્રતિનિધિત્વ કરવામાં આવે છે. જો આપણે મોકૂફ રાખીએ તો તેઓએ એ જોવાનું રહેશે કે તેઓ પોતાના દૃષ્ટિકોણ વ્યક્તિ કરી શકે છે કે કેમ. જો મોકૂફ રાખીએ તો બીજા વર્ગો એવી મોકૂફીની મુદતનો ઉપયોગ કંઈક તૈયાર કરવામાં કરશે. અને પછી બીજી બેઠકમાં તૈયારી માટે મને ચર્ચામાં ભાગ લેવા ઈચ્છતા હોય તેમની યાદી આપશે. આજે સવારે મને કોઈએ પોતાનું નામ આપ્યું નથી. ચર્ચાનું માર્ગદર્શન મૈત્રીભરી અને ફાયદાકારક રીતે થાય તો કોણ બોલવાનું છે તેની મને જાણ થાય.

**ડૉ. આંબેડકર :** આપણે મોકૂફ રાખીએ તે પહેલાં થાડુંક હું કહેવા ઈચ્છું છું મારા સૂચન અંગે કે જ્યારે આ ચર્ચા ચાલી રહી હોય ત્યારે બીજી લઘુમતી કોમોએ પોતાનો કેસ તૈયાર કરવો જોઈએ. દલિતો પૂરતું અમે અમારા કેસ ગઈ વખતે લઘુમતી પેટાસમિતિને રજૂ કર્યો જ છે.

આ સમિતિ સમક્ષ મારે એટલું જ કરવાનું રહે છે કે અમે જુદાં જુદાં વિધાનમંડળોમાં માગીએ છીએ તે પ્રતિનિધિત્વનું પ્રમાણ સૂચવતું ટૂંકું નિવેદન રજૂ કરવા માગું છું. એ ઉપરાંત મને નથી લાગતું કે મારે કંઈ કહેવાનું હોય; પરંતુ શરૂઆતમાં મારે જે મુદ્દા અંગે આતુરતા છે તે આ છે. મેં આનંદથી સાંભળ્યું છે કે કોમી મુદ્દાની પતાવટ માટે આગળની ચર્ચા થવાની છે. પરંતુ હું આ બાબતને શરૂઆતમાં જ બહુ સ્પષ્ટ કરવા

માગું છું. હું નથી ઈચ્છતો કે આ પ્રશ્ન પર જરાય શંકા રહેવી જોઈએ. જેઓ ચ કરી રહ્યા છે તેઓએ સમજી લેવું જોઈએ કે તેઓ કુલ મુખત્યાર વ્યક્તિઓ નથી: ગાંધી કે કોંગ્રેસ પક્ષનું પ્રતિનિધિત્વ સ્વરૂપ ગમે તે હોય, તેઓ અમને કોઈપણ સ્થિતિ બાંધી શકવાના નથી એ ચોક્કસ છે. અને હું આ બેઠકમાં એ ભાર દઈને જણાવું

બીજી વાત હું એ કહેવા માગું છું કે જુદી જુદી લઘુમતીઓએ રજૂ કરેલી માગ બીજી લઘુમતીઓની માગણીઓ સાથે સુસંગત છે કે નહિ તેનો ખ્યાલ રાખ્યા વ તેઓએ પોતે રજૂ કરેલી માગણીઓ છે. પરિણામે એક બાજુ એક લઘુમતી અને બાબતમાં બીજી બાજુ કોંગ્રેસ અથવા બીજા કોઈ લોકો વચ્ચે બીજી લઘુમતીઓએ કરેલી માગણીઓને વિચારણામાં લીધા વગર જે કંઈ વ્યવહાર થાય તેને મારા પૂ સફળ થવાની કોઈ તક હોઈ શકે નહિ. હું એ સ્પષ્ટ કરવા માગું છું. અમુક કં કોમને મહત્ત્વ મળવું જોઈએ કે કેમ તે પ્રશ્ન અંગે મારે કોઈ તકરાર નથી. પરંતુ તો ચોક્કસ કહીશ જ કે જે કોઈ મહત્ત્વ માગતું હોય અને જે કોઈ તે મહત્ત્વ આપ રાજી હોય તે મારા હિસ્સામાંથી આપી શકશે નહિ. હું એ તદ્દન સાફ કહેવા માગું

**સર હેન્રી ગિડની :** હું થોડાક શબ્દો કહેવા માગું છું. હું મારા મિત્ર આંબેડકર સાથે પૂરા હૃદયથી જોડાઉં છું. એક નાની કોમનું પ્રતિનિધિત્વ કરતો હું વ્યવહારમાં ક્યાં આવું છું તે હું જોઈ શક્તો નથી. જો કોંગ્રેસ મુસ્લિમો સાથે પતા કરવા માગતી હોય તો બીજી લઘુમતી કોમોનું સ્થાન ક્યાં ? આપ અમને અમ મતભેદો અમારામાં પતાવી લેવાનું અને વ્યક્તિગત રીતે તે રજૂ કરવાનું કહો છો. એવું તો કર્યું જ છે. ગઈ પરિષદ વખતે, હું જેનું પ્રતિનિધિત્વ કરૂ છું તે નાની કોમ ન્યૂનતમ માગણીઓ રજૂ કરી હતી. હું એ સંપૂર્ણ સ્પષ્ટ કરવા માગું છું કે ભારત આ નવો નકશો તૈયાર કરવામાં તમામ લઘુમતીઓને તેના પર તેમનું પોતાનું ન સ્થાન રજૂ કરવાનો અધિકાર હોવો જોઈએ અને હું એ નથી સમજી શક્તો કે જો અ જે પતાવટ થવાની હોય તે સંપૂર્ણ રીતે હિંદુ-મુસ્લિમ કરાર થવાનો હોય તો અમે કઈ રીતે કરી શકીશું ?

●

**અધ્યક્ષ :** કશી ગેરસમજ થવા દેશો નહિ. આ એક એવી સંસ્થા છે જેની સ આખરી પતાવટ થવી જોઈએ અને સૂચન તો માત્ર એટલું જ છે કે જો એવી લઘુમતી

અથવા કોમો હોય જેઓ પરસ્પર સંઘર્ષમાં આવતી હોય તો તેઓએ પોતાની મુશ્કેલીઓને પહોંચી વળવાના પ્રયાસ માટે થોડો સમય લેવો જોઈએ. એ સર્વ સમાન્ય કબૂલાત તરફનું એક આવશ્યક કદમ ગણાશે.

**ડૉ. આંબેડકર :** મેં મારી સ્થિતિ તદ્દન સ્પષ્ટ કરી દીધી છે.

**અધ્યક્ષ :** ડૉ. આંબેડકરની સ્થિતિ તદ્દન સ્પષ્ટ થઈ ગઈ છે; તેમણે તેમની હંમેશ મુજબની નિખાલસ રીતે કશોય સંદેહ રહેવા દીધો નથી. હું આપને જણાવી દઉં કે આપણે એક સર્વસામાન્ય પતાવટ માટે એક સાથે સહકારી બનવાનું છે. આપણે કોઈ બે કે ત્રણ વચ્ચે પતાવટ કરવાની નથી, પરંતુ પૂર્ણ પતાવટ કરવાની છે.

●

**ડૉ. આંબેડકર :** હું એવું સૂચવું છું કે શું આપને માટે એ શક્ય ન થઈ શકે કે આપ કોંગ્રેસ પ્રતિનિધિઓ સાથે જુદી જુદી લઘુમતીઓના સભ્યોની બનેલી નાની સમિતિ નિયુક્ત કરીને તેમને અનૌપચારિક રીતે સાથે બેસાડીને મોકૂફી મુદત દરમિયાન આ પ્રશ્નની ચર્ચા કરવાની તક આપો ?

અધ્યક્ષ : હું આ સૂચન કરવાનો હતો. શું આપ મને એવી સમિતિ નીમવાનું કહો છો ? આપ જાતે જ એ કરો. મેં આપ સૌને એક સાથે બોલાવ્યા છે. શું આપ એવી અનૌપચારિક બેઠક યોજીને આપની વચ્ચે આ બાબતે ચર્ચા ન કરી શકો ?

ડૉ. આંબેડકર : આપની મરજી.

અધ્યક્ષ : એ વધુ સારુ રહેશે.

## આઠમી બેઠક તા. ૧લી ઓક્ટોબર, ૧૯૩૧

**શ્રી ગાંધી :** પ્રધાનમંત્રીશ્રી, નામદાર આગાખાન અને બીજા મુસ્લિમ મિત્રો સાથે ગઈ રાત્રે મસલત કર્યા પછી અમે એવા નિર્ણય પર આવ્યા છીએ કે જો એક અઠવાડિયા માટે બેઠક મોકૂફ રખાય તો આપણે જેના માટે મળ્યા છીએ તે હેતુ સારી રીતે પાર પડશે. મને મારા બીજા સાથીઓ સાથે મસલત કરવાની તક મળી નહોતી; પરંતુ મને શંકા નથી કે તે લોકો પણ મારી આ દરખાસ્ત સાથે સંમત થશે. મારે મારા મુસ્લિમ મિત્રો સાથે ચર્ચાઓ થાય છે અને જુદાંજુદાં જૂથો કે વર્ગોના બીજા કેટલાક

મિત્રોને પણ હું મળ્યો છું. અમે કોઈ વધુ પ્રગતિ કરી શક્યા નથી, પરંતુ તેઓને પણ લાગ્યું હતું કે આપણી પાસેનો સમય મંતવ્યોની આપલે કરવા માટે પણ ઘણો ટૂંકો છે હું એ પણ કહી દઉં કે એક અઠવાડિયાની મોકૂફી પછી હું વધુ મોકૂફી માટે દબાણ નહિ કરું, પરંતુ હું, અઠવાડિયા દરમિયાન કરેલા મારા પ્રયત્નોના પરિણામની સમિતિને જાણ કરીશ.

હું એ વાત છાની નહિ રાખું અને આ સમિતિને જણાવીશ કે નામદાર અને બીજા મિત્રો જયારે ગઈ રાત્રે એકઠા મળ્યા ત્યારે તેઓએ જુદાં જુદાં જૂથોના પ્રતિનિધિઓને બોલાવવાનો અને કંઈક આખરી પતાવટ પર આવવા માટે મસલતો યોજવાનો ભાર મારા ખભા પર નાખ્યો છે. જો મારી આ દરખાસ્ત આપને અને આ સમિતિના બાકીના સભ્યોને મંજૂર હોય તો મને આનંદ થશે. હું જાણું છું કે નામદાર આ દરખાસ્તને ટેકો આપશે અને આપણે સૌ આશા રાખીએ કે આ અઠવાડિયાના અંતે કંઈક પ્રકારની પતાવટની જાણ કરી શકાશે.

જયારે હું આવી આશા વ્યક્ત કરૂ છું ત્યારે હું કોઈ એવી છાપ પાડવા નથી માગતો કે હું આ એટલા માટે વ્યક્ત કરૂ છું કે કંઈક જાણું છું અને તેના પર આશા બાંધું છું. પરંતુ હું તો એક અણનમ આશાવાદી છું, અને ઘણીવાર મારા જીવનકાળ દરમિયાન ક્ષિતિજ પર ઘોર અંધકાર છવાયો હોય ત્યારે કંઈક એવું બની જાય છે કે મને આશાનું કારણ અને કિરણ નજરે પડયું હોય. જયાં સુધી માનવ પ્રયત્નને સંબંધ છે ત્યાં સુધી એવા તમામ શક્ય પ્રયત્નો કરવામાં આવશે. મને શંકા નથી, આ સમિતિના સભ્યો પતાવટ મેળવી શકશે.

**નામદાર આગાખાન :** હું આ દરખાસ્તને ટેકો આપું છું.

**સરદાર ઉજજવલ સિંઘ :** હું આ દરખાસ્તને સંપૂર્ણ ટેકો આપું છું અને હું પણ એવી આશા વ્યક્ત કરું છું કે આપણે કંઈક સમજદારી પર આવીએ જેનો આધાર બંને પક્ષોની શુભનિષ્ઠા પર છે.

**ડૉ. આંબેડકર :** આ સમિતિએ જે અંગે કામગીરી કરવાની છે તે સમસ્યાનો કંઈક ઉકેલ લાવવા માટેના શક્ય તમામ પ્રયાસ આપણે કરી રહ્યા છીએ તે અંગે કોઈ

મુશ્કેલી ઊભી કરવાની મારી ઈચ્છા નથી. અને મહાત્મા ગાંધીએ સૂચવેલાં સાધન દ્વારા જો ઉકેલ લાવી શકાતો હોય તો મારા પૂરતો તે દરખાસ્ત સામે વાંધો નથી.

પરંતુ, એક મુશ્કેલી છે જેનો મારે, દલિતોના પ્રતિનિધિ તરીકે સામનો કરવાનો છે. મોકૂફી દરમિયાન આ પ્રશ્ન વિચારવા માટે મહાત્મા ગાંધી કેવા પ્રકારની સમિતિ નીમવા વિચારે છે તે હું નથી જાણતો, પરંતુ હું ધારૂ છું કે દલિતોને આ સમિતિમાં પ્રતિનિધિત્વ આપવામાં આવશે.

**શ્રી ગાંધી :** એમાં કશી શંકા જ નથી.

**ડૉ. આંબડેકર :** આભાર, પરંતુ હું આજે જે સ્થિતિમાં છું તે રીતે સૂચિત સમિતિમાં કાર્ય કરવા માટે મારો કે મારા સાથીનો કશો ઉપયોગ કરાશે કેમ તે હું નથી જાણતો. અને એ કારણે, મહાત્મા ગાંધીએ પહેલા દિવસે અમને કહ્યું કે એમણે સમવાયી માળખા સમિતિમાં એવું કહ્યું હતું કે ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે તેઓ મુસ્લિમો અને શીખો સિવાય બીજી કોઈપણ કોમને રાજકીય માન્યતા આપવા તૈયાર નથી. તેઓ એંગલોઈન્ડિયનોને, દલિતોને અને ભારતીય ખ્રિસ્તીઓને માન્ય કરવા તયાર ન હોતા. આ સમિતિમાં હું એમ કહું તો મને નથી લાગતું કે હું શિષ્ટાચારનો ભંગ કરૂ છું કે જયારે હું મહાત્મા ગાંધીને અઠવાડિયા અગાઉ મળ્યો હતો અને તેમની સાથે દલિતોના પ્રશ્નની ચર્ચા કરતો હતો ત્યારે તેમણે મને ચોખ્ખા શબ્દોમાં જણાવ્યું હતું કે તેમણે સમવાયી માળખા સમિતિમાં લીધેલું વલણ તેમનું સંપૂર્ણ અને સુવિચારિત વલણ હતું. હું એમ કહીશ કે જયાં સુધી હું એ ન જાણું કે દલિતોને ભારતના ભાવિ બંધારણમાં રાજકીય માન્યતાનો એક કોમ તરીકે હક છે ત્યાં સુધી, આ બાબત તપાસવા માટે રચાનારી મહાત્મા ગાંધી દ્વારા સૂચિત અમુક સમિતિમાં મારા જોડાવાથી કોઈપણ હેતુ બર આવશે કે કેમ તે હું નથી જાણતો. તેથી જયાં સુધી મને એવી ખાતરી ન થાય કે ગયા વર્ષે લઘુમતી પેટા-સમિતિએ ભારતની માન્યતા માટે જેમને યોગ્ય તરીકે ભલામણ કરી હોય તેવી તમામ કોમોનો સમાવેશ કરવામાં આવશે ત્યાં સુધી હું મોકૂફીની આ દરખાસ્તને સાચા હૃદયથી ટેકો આપી નહિ શકું અથવા નિયુક્ત થનારી સમિતિને ખરા દિલથી સહકાર આપી નહિ શકું.

**સર હેન્રી ગિડની** (એંગ્લો-ઈન્ડિયનો) : મારે જેનું પ્રતિનિધિત્વ કરવાનું છે એ કોમ વતી હું ડૉ.આંબેડકર સાથ સંપૂર્ણ રીતે સહમત છું. મહાત્મા ગાંધીએ એક અલગ

કોમ તરીકે અમને માન્યતા ન આપી તેથી હું કમનસીબ સ્થિતિમાં મુકાઈ ગયો હુ
હું ખોટો હોઈ શકું છું, પરંતુ મને ખાતરી છે કે મહાત્મા ગાંધી મને સુધારી શકે છે
ગઈ કાલે જયારે અમે મહાત્મા ગાંધીને મળ્યા ત્યારે તેમણે મારા મનમાં એવી શંક
રહેવા ન દીધી કે એક કોમ તરીકે તેઓ અને કોંગ્રેસ અમને માન્ય કરવા તૈયાર નથી
અને કોંગ્રેસના લાહોર ઠરાવમાં મહાત્મા ગાંધીના કહેવાથી જણાવાયું હતું કે બે કોમો
મુસ્લિમો અને શીખોને માન્ય કરવી શક્ય નહોતું, અને એવું કરવું એ પરંપરાગત
અને ઐતિહાસિક હતું. શક્ય છે કે મારી કોમ માટે એ જ કારણોસર માન્યતા માગવ
મારા પક્ષે ઉદ્ધતાઈ ગણાય. પરંતુ હું મહાત્મા ગાંધીને પૂછું છું કે આ સમિતિમાં જેમણે
માન્યતા મેળવી જ લીધી છે તેવી કોમોના પ્રતિનિધિઓને તેઓ સમાવિષ્ટ કરશે
નહિ તે આ સમિતિ સમક્ષ, આ સમિતિ નિમાય તે પહેલાં અને આપની સમક્ષ તદ્દન
ખુલ્લી રીતે સ્પષ્ટ કરે.

**રાવ બહાદુર પન્નીર સેલ્વમ** (ભારતીય ખ્રિસ્તીઓ) : ડૉ. આંબેડકરે કરેલુ
વિધાન મારા માટે સમાચાર બની ગયું છે. મને અત્યાર સુધી ખબર નહોતી કે મહાત્મા
અમને કશી માન્યતા આપતા ન હતા. જો તેમ હોય, તો મારી રજૂઆત એ છે કે અહીં
રાજકીય ભવિષ્યમાં એક કોમ તરીકે જો અમને માન્યતા આપવાની ન હોય,તો હવે
પછી રચવામાં આવનારી કોઈપણ સમિતિમાં અમે ભાગ લઈએ તો તેનાથી શો હેતુ
સરવાનો છે એ હું ખરેખર સમજી શક્તો નથી. મને લાગે છે કે મારે મારો કેસ, ડૉ.
આંબેડકર અને સર હેન્રી ગિડનીએ પોતાના કેસો રજૂ કર્યા છે એ જ શબ્દોમાં રજૂ
કરવો જોઈએ.

**ડૉ. મૂંજે :** મહાત્મા ગાંધી લઘુમતી સમિતિમાં માત્ર બે જ કોમોને માન્ય રાખવાના છે એ હકીકતને હું વધુ મહત્ત્વ કે બહુ ગંભીરતા આપતો નથી. મને લાગ્યું કે એ કદાચ એવી દરખાસ્ત હશે કે જેથી સમાધાન અને સમજ સરળ બને અને મુશ્કેલીઓને આસાનીથી પાર કરી શકાય, પરંતુ મને લાગે છે કે ડૉ. આંબેડકરે જે પ્રવચન કર્યું તે પરથી તેઓએ આ બાબતને સૌથી વધુ ગંભીરતાપૂર્વક લીધી છે. તેથી, હું કહેવા અને સમિતિના ધ્યાન પર લાવવા માગું છું કે પંજાબ અને બંગાળના પ્રાંતોમાં હિંદુઓ પણ લઘુમતીઓ છે અને તેથી તેઓનાં પોતાનાં હિતો પ્રત્યે પણ જોવાનું છે. આટલી સ્પષ્ટતા પછી, પ્રશ્નની વિચારણા માટે મોકૂફી દરખાસ્તનો મને વાંધો નથી.

**સર મુહમ્મદ શફી :** મને ડર છે કે મહાત્મા ગાંધીએ રજૂ કરેલી દરખાસ્ત વિશે મારા કેટલાક મિત્રોના મનમાં કંઈક દહેશત છે. હું સમજું છું તે મુજબ, મહાત્મા ગાંધી આ સમિતિની પેટા-સમિતિ નીમવાની માગણી કરતા નથી, તેમજ સામાન્ય અર્થમાં સમિતિની નિમણુક માટે પણ માગણી કરતા નથી. ઉદ્દેશ એ છે કે આ સમિતિમાંનું દરેક જૂથ અલબત્ત દલિતો અને ઍંગલો- ઈન્ડિયનો સહિત દરેક જૂથમાંથી એકાદ બે કે ત્રણ એમ થોડાક પ્રતિનિધિઓ પસંદ કરે અને વિચારે કે સૌને સંતોષ થાય એવી પતાવટ કરી શકાય એય છે કે કેમ અને એ રીતે લઘુમતી સમિતિના ખભા પરનો ભાર હળવો કરે. જો એવી પરિપૂર્તિ થાય તો મને ખાતરી છે કે ભારતની શાંત પ્રગતિના દરેક નિખાલસ શુભેચ્છકે ખુશ થવું જોઈએ કે તે પરિપૂર્તિ કરવામાં તેણે ફાળો આપ્યો. મને ડર છે કરે મારા મિત્ર ડૉ.આંબેડકરે ઉઠાવેલો વાંધો એ કેવળ, મહાત્મા ગાંધીની દરખાસ્ત અને નામદાર આગાખાને તેને આપેલા ટેકાના સ્વરૂપ અંગેની દહેશતનું જ પરિણામ છે.

**શ્રીમતી નાયડુ :** પ્રધાનમંત્રીશ્રી, હું લઘુમતીની કે ખાસ હિતની પ્રતિનિધિ નથી તેથી કશી મુશ્કેલીઓ ઊભી નહિ કરવાની. હું લઘુમતીઓને અને ખાસ હિતોને અપીલ કરૂ છું તેમાં મને કશો રસ નથી. હું આ અપીલ કરવા માગું છું તેનું કારણ એ છે કે આપણે આપણી ઘરગથ્થુ તકરારોની પતાવટ સમાધાન દ્વારા કરવી જોઈએ અને સંવાદી પરિણામ લાવવું જોઈએ અને મને લાગે છે કે મહાત્મા ગાંધીએ મોકૂફીની આ દરખાસ્ત એટલા માટે જ કરી છે. મને નથી લાગતું કે કોઈ એક લઘુમતીએ ગમે તેટલી નાની હોય તો પણ કશી દહેશત રાખવાની જરૂર હોય. દરેક લઘુમતી રાષ્ટ્રનો એક ભાગ છે અને યુરોપના એક સૌથી મહાન મુત્સદ્દીએ મને કરેલા અનુરોધને હું મારી જાતે અનુસરું છું જેણે સગર્વ કહેલું કે તેણે એક સ્વતંત્ર રાષ્ટ્ર લશ્કર કે નાણાં વગર નિર્મિત કર્યું હતું. એણે મને બે વર્ષ અગાઉ કહ્યું હતું : " મેડમ, આપની લઘુમતીઓને સુખી રાખો; આપની લઘુમતીઓને સલામતીની ભાવના આપ્યા વગર આપ એક રાષ્ટ્રનું નિર્માણ નહિ કરી શકો;" અને કારણ કે આપણે આ સલામતીની ભાવના લઘુમતીઓને આપવા માગીએ છીએ અને તેઓને એવું લગાડવા માગીએ છીએ કે તેઓ રાષ્ટ્રનો એક અંતર્ગત-ભાગ છે અને મહાત્મા ગાંધીના મુખે બોલતાં બહુમતી કોમ અને નામદાર આગાખાનના મુખે બોલતાં લઘુમતી કોમ પણ આ અપીલ કરે છે કે આપણે આપણા નાના ઘરગથ્થુ ઝઘડા તેવા લોકોની સમક્ષ નહિ લાવીએ

કે જેઓને તેમની સાથે કંઈ લેવાદેવા નથી, પરંતુ આપણે પોતે જ પોતાની મેળે નીતિન્યાય, ઔદાર્ય અને ન્યાયની ભાવનાથી અને આત્મસન્માનની ભાવનાથી પતાવવાના છે અને આપણા પોતાના ઘરની અંદરના મતભેદોની બહારનાઓને જાણ થવા દેવાની નથી.

મને આશા છે કે મારી અપીલ હાજર રહેલી તમામ લઘુમતીઓ અને બહુમતીઓ સ્વીકારશે.

ડૉ. આબેડકર : હું મારી સ્થિતિ વધુ સ્પષ્ટ કરવા માગું છું. મને લાગે છે કે કંઈ કહ્યું તે અંગે અમુક અંશે ગેરસમજ થઈ છે. હું આ મોકૂફીનો વિરોધ કરૂ છું એવું નથી, એવું પણ નથી કે હું, આ પ્રશ્નની વિચારણા માટે નીમવામાં આવે તેવી કોઈ સમિતિમાં સેવા આપવાનો વિરોધ કરૂ છું. આ સમિતિમાં બેસતા પહેલાં હું એ જાણવા માગું છું કે જો તેઓ મારી સેવા આ સમિતિમાં લેવા માગતા હોય તો; આ સમિતિ કઈ બાબતની વિચારણા કરવાની છે ? શું આ સમિતિ મુસ્લિમો વિરુદ્ધ હિંદુઓનો પ્રશ્ન વિચારવાની છે ? શું આ સમિતિ પંજાબમાંના મુસ્લિમો વિરુદ્ધ શીખોનો પ્રશ્ન વિચારવાની છે ? અથવા શું આ સમિતિ શીખો વિરુદ્ધ હિંદુઓનો પ્રશ્ન વિચારવાની છે ? શું આ સમિતિ ખ્રિસ્તીઓ, ઍંગ્લોઈન્ડિયનો અને દલિતોનો પ્રશ્ન વિચારવાની છે ?

આ સમિતિ કેવળ હિંદુઓ અને મુસ્લિમોનો પ્રશ્ન વિચારવાની નથી, હિંદુઓ અને શીખોનો જ પ્રશ્ન વિચારવાની નથી, પરંતુ દલિતો, ઍંગ્લોઈન્ડિયનો અને ખ્રિસ્તીઓનો પ્રશ્ન પણ વિચારવાની જવાબદારી આ સમિતિ લેવાની છે એવી સંપૂર્ણ સમજ આપણને મળે તો હું આ મોકૂફીના ઠરાવનો કશો વિરોધ ન કરૂ. પરંતુ હું આ કહેવા માગું છું કે જો મારી ઉપેક્ષા કરવાની હોય, અને જો આ સમયગાળાનો ઉપયોગ હિંદુ-મુસ્લિમ પ્રશ્નને ઉકેલવાના અને હિંદુ-શીખ પ્રશ્નને ઉકેલવાના હેતુ માટે કરવાનો હોય તો હું ભારપૂર્વક કહીશ કે સમિતિએ આ પ્રશ્નને જકડીને વિચારવો જોઈએ. બીજી કોઈ વ્યક્તિ આ બંને પરિસ્થિતિઓ પર કાબૂ મેળવે એવું થવા દેવું જોઈએ નહિ.

**શ્રી ગાંધી :** પ્રધાનમંત્રીશ્રી અને મિત્રો, હું જોઉં છું કે આપણે આપણી સમક્ષ જે કાર્ય મૂક્યું છે તે અંગે કંઈક પ્રકારની ગેરસમજ પ્રવર્તે છે. મને ડર છે કે ડૉ. આંબેડકર, કર્નલ ગિડની અને બીજા મિત્રો જે કંઈ થવાનું છે તેની નકામી ચિંતા કરે છે. કોઈ પણ એક હિતને કે વર્ગને કે વ્યક્તિને પણ ભારતમાં રાજકીય દરજ્જો નકારનાર

હું કોણ ? કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે જો હું કોઈ એક રાષ્ટ્રીય હિતનો ભોગ લેવાનો દોષ વહોરૂ તો કોંગ્રેસે મારામાં મૂકેલા વિશ્વાસને માટે લાયક ન રહું. આ મુદ્દાઓ અંગેનાં મારાં મંતવ્યો મેં શંકારહિત વ્યક્ત કર્યાં છે. મારે કબૂલ કરવું જોઈએ કે હું એ મંતવ્યોને વળગી પણ રહું છું પરંતુ દરેક એકલ હિતને રક્ષણની બાંયધરી આપવાના કેટકેટલાય માર્ગો છે. એ યોજના તૈયાર કરવાનું કામ તો એક સાથે બેસીને વિચાર કરનારા આપણા સૌનું છે. આ બહુ અનૌપચારિક પરિષદ કે બેઠકના સભ્યોને પોતાનાં મંતવ્યો વ્યક્ત કરતાં કોઈ અટકાવવાનું નથી. કોઈ સમિતિ બોલાવવાની કે અસ્તિત્વમાં લાવવાની મને સત્તા નથી. હું તો માત્ર એક શાંતિના નમ્ર દૂત તરીકેનું જ કાર્ય કરી શકું, જુદાં જુદાં જૂથો અને હિતોના પ્રતિનિધિઓને એક સાથે બેસીને, દિલથી દિલની વાત કરીને આપણી ગેરસમજનાં જાળાં દૂર કરી શકીએ એમ છીએ કે કેમ અને આજે આપણી સમક્ષ આટલી અસ્પષ્ટ રીતે પડેલું ધ્યેય આપણે સ્પષ્ટ રીતે જોઈ શકીએ છીએ કે કેમ એનો જ પ્રયાસ કરી શકું.

તેથી, મને નથી લાગતું કે કોઈએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવામાં કશો ભય રાખવાની જરૂર હોય. મારો અધિકાર પણ આપણા સૌના અધિકારની જેમ સરખો જ રહેશે; એનું વધુ વજૂદ નહિ હોય; કોઈપણ વ્યક્તિના અભિપ્રાયની વિરૂદ્ધ મારો અભિપ્રાય લઈ જવામાં મારી પાછળ કોઈ સત્તા નથી. મેં તો ફક્ત રાષ્ટ્રીય હિતને ખાતર મારાં મંતવ્યો વ્યક્ત કર્યાં છે. એ અભિપ્રાયોને સ્વીકારવા કે નકારવા એ આપે જોવાનું છે. તેથી, મેં જણાવેલી પરિષદમાં કે અનૌપચારિક બેઠકોમાં કશું બળપૂર્વક કચડી નાખવાનું થવાનું છે તેવો ખ્યાલ આપણે સૌ આપણાં મનમાંથી કાઢી નાખીએ.

**સર હ્યુબર્ટ કાર :** પ્રધાનમંત્રીશ્રી, મારી કોમનો ઉલ્લેખ કરાયો નથી. એ બહુ નાની કોમ છે; પરંતુ હું એમ કહીશ કે જેની સાથે આપણે સૌ બહુ રસપૂર્વક સંકળાયેલા છીએ એવા પ્રશ્નોની આખરી વિચારણા પહેલાં આપણે માન્ય કરવાના આ પ્રશ્નના ઉકેલમાં સહાયભૂત થાય તેવાં બીજાં સાધનો કે મોકૂફીને હું આવકારીશ.

**ડૉ. દત્તા :** હું આ મોકૂફીને આવકારૂ છું.

**અધ્યક્ષ :** તો હવે સમય બગાડવાનો નથી, અને મિત્રો, શ્રી ગાંધીએ કહ્યું તેમ, આ અનૌપચારિક પરિષદો કે જે બહુ કીમતી અને ફળદાયી પરિષદો છે તે આપણી વચ્ચે થશે. આશા છે કે એ સમયને એ રીતે આપ ઉપયોગમાં લેશો.

અધ્યક્ષ : આપણે ગયા ગુરૂવારે મળ્યા ત્યારે સહિયારી સંમતિથી આપણે એક અઠવાડિયા માટે બેઠક મોકૂફ રાખી કે જેથી કબૂલત થાય એ દૃષ્ટિએ અનૌપચારિક અને અવિધિસર મસલતો થઈ શકે . કદાચ આપણું પ્રથમ કામ જેમણે વાટાઘાટો કરી તેમનો અહેવાલ મેળવવાનું છે. શું હું ગાંધીને સૌ પ્રથમ બોલવા જણાવું ?

**શ્રી ગાંધી :** પ્રધાનમંત્રીશ્રી અને મિત્રો, ઊંડી વેદના અને તેથી ય ઊંડી માનહાનિ સાથે મારે જાહેર કરવું પડે છે કે જુદાં જુદાં જૂથોના પ્રતિનિધિઓ વચ્ચે મને તેમની સાથે અનૌપચારિક વાતચીતો મારફત કોમી પ્રશ્નનો સર્વસંમત ઉકેલ મેળવવામાં મારા પક્ષે ઘોર નિષ્ફળતા મળી છે. હું આપની માફી માગું છું કે કીમતી અઠવાડિયું બગાડયું. મારા પક્ષે એટલું જ આશ્વાસન છે કે જયારે મેં આ બોજ સ્વીકાર્યો ત્યારે હું જાણતો હતો કે સફળ થવાની બહુ આશા નથી.

પરંતુ, વાતચીતો નિષ્ફળ ગઈ તેની અમને ભારોભાર શરમ છે એમ કહેવું એ સંપૂર્ણ સત્ય નથી. ભારતીય પ્રતિનિધિમંડળની રચનામાં જ નિષ્ફળતાનાં કારણો છુપાયાં હતા. આપણે જેમના પ્રતિનિધિ હોવાનું માનીએ છીએ એ પક્ષોના અથવા જૂથોના આપણે સૌ ચૂંટાયેલા પ્રતિનિધિઓ નથી; આપણે તો અહીં સરકારની નિયુક્તિ દ્વારા છીએ. જેમની હાજરી સર્વસંમત ઉકેલ માટે અહીં જરૂરી હતી તેઓ પણ અહીં જણાતા નથી. વધુમાં આપ મને કહેવા દેશો કે આ સમય લઘુમતી સમિતિને બોલાવવાનો ભાગ્યે જ સાચો સમય હતો. તેમાં વાસ્તવિકતાની ભાવનાનો અભાવ છે કારણકે આપણે એ નથી જાણતા કે આપણે શું મેળવવાનું છે. જો આપણને એવી ચોક્કસ ખબર હોત કે આપણે જે જોઈએ તે મેળવવાનું છે તો આપણે આ અધમ ચડસાચડસીમાં ફેંકાયા તેના પહેલાં પચાસવાર વિચાર કર્યો હોત. એનો ઉકેલ સ્વરાજ બંધારણનો શિરમોર ગણી શકાય, તેનો પાયો નહિ, કારણકે વિદેશી પ્રભુત્વના કારણે આપણા મનભેદો નક્કી થઈ ગયા છે. મને શંકા નથી કે સ્વાતંત્ર્યના સૂર્યની ઉષ્માથી કોમી મતભેદોની હિમશીલા પીગળી જશે.

તેથી, હું સૂચન કરવાનું સાહસ કરૂ છું કે લઘુમતી સમિતિને અનિશ્ચિત મુદત સુધી મોકૂફ રાખવી અને બંધારણનાં મૂળભૂત તત્ત્વોને બને એટલી ઝડપે તૈયાર કરવાં.

તે દરમિયાન, કોમી સમસ્યાનો સાચો ઉકેલ શોધવાનું અનૌપચારિક કાર્ય ચાલુ રાખવુ જોઈએ; માત્ર તેને બંધારણ- નિર્માણની પ્રગતિમાં બાધારૂપ ન બનાવવું જોઈએ. લક્ષને તેમાંથી વાળી લઈને માળખાના મુખ્ય ભાગ પર કેન્દ્રિત કરવું જોઈએ.

●

છેલ્લે, આ મંત્રણાઓમાં મારી હાજરીનું કારણ એ છે કે હું ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસનું પ્રતિનિધિત્વ કરું છું અને તેથી મારે તેની સ્થિતિ સ્પષ્ટ જણાવવી જોઈએ. ખાસ કરીને ઈંગ્લેન્ડમાં, આનાથી વિરૂધ્ધ દેખાતું હોવા છતાં, કોંગ્રેસનો દાવો છે કે આખા દેશનું પ્રતિનિધિત્વ કરે છે, અને ખાસ નિર્ણાયક રીતે તો જેઓ લાખો કરોડો મૂંગા માણસો છે તેમનું પ્રતિનિધિત્વ કરે છે જેમાં અસંખ્ય દલિતોનો સમાવેશ થાય છે, અને તે જ કારણે પછાત જાતિઓ તરીકે ઓળખાતા વધુ કમનસીબ અને ઉપેક્ષિત વર્ગો છે.

●

એવી રજૂઆત થઈ હોવાનું જણાય છે કે જાણે હું વિધાનમંડળમાં અસ્પૃશ્યોના કોઈપણ પ્રતિનિધિત્વનો વિરોધી છું. આ તો સત્યની વિડંબના છે. મેં જે કહ્યું છે અને જે હું ફરીથી કરૂ છું તે એ છે કે હું તેઓના ખાસ પ્રતિનિધિત્વનો વિરોધી છું. મને ખાતરી થઈ ગઈ છે કે તેનાથી તેઓનું કંઈ ભલું નહિ થઈ શકે, અને ઘણું નુકસાન થશે, પરંતુ કોંગ્રેસ પુખ્ત મતાધિકારને વરેલી છે. તેથી, તેઓમાંના લાખોકરોડોને મતદારયાદી પર મૂકી શકાશે. એવું સમજવું અશક્ય છે કે અસ્પૃશ્યતા ઝડપથી અદ્દશ્ય થઈ રહી હોવાથી આ મતદારોની નિયુક્ત વ્યક્તિઓનો બીજીઓ બહિષ્કાર કરી શકશે; પરંતુ આ લોકોને વિધાનમંડળમાં ચૂંટણીથીય વધુ જરૂરી વસ્તુ તો છે તેમનું સામાજિક અને ધાર્મિક પજવણી સામે રક્ષણ કરવું. રિવાજ કે જે ઘણીવાર કાયદાથી ય વધુ શક્તિશાળી હોય છે તેના કારણે તેઓનું પતન થયું છે. જેના વિચારથી હિંદુને શરમાવું પડયું છે અને પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. તેથી, કહેવાતા ચઢિયાતા વર્ગો દ્વારા મારા આ દેશબાંધવો જેનો ભોગ બને છે તે ખાસ પ્રકારની તમામ ગુનાહિત પજવણીને સજા કરતો સૌથી ભયંકર કાયદો કરાવો જોઈએ એવું હું ઈચ્છું છું. ઈશ્વરનો પાડ માનું છું કે હિંદુઓનાં અંત:કરણ હલી ઊઠયાં છે અને અસ્પૃશ્યતા આપણા અધમ ભૂતકાળનો એક અવશેષ જલદી બની જશે.

ડૉ. આંબેડકર : પ્રધાનમંત્રીશ્રી, ગઈ રાત્રે જયારે આપણે છૂટા પડયા ત્યારે અનૌપચારિક સમિતિની બેઠક પૂરી થઈ ત્યારે આપણે નિષ્ફળ થયાની લાગણી સાથે છૂટા પડયા અને આજે જયારે આપણે મળીએ છીએ ત્યારે કોઈએ પણ પ્રકોપ વ્યક્ત કરતું કોઈ પ્રવચન કે ટીકા કરી નહિ. મારે દિલગીરી સાથે એ કહેવું પડે છે કે શ્રી ગાંધી આ સમજનો ભંગ કરવાના દોષી બન્યા. મને માફ કરશો, મારે બોલવાની તક હોવી જોઈએ. તેમણે શરૂઆત એવી રીતે કરી કે તેમના અનુસાર નિષ્ફળતાનું કારણ અનૌપચારિક સમિતિ હોય. હવે, અનૌપચારિક સમિતિ સંમતિ કેમ સાધી શકી નહિ તે માટે ક્યાં કારણો જવાબદાર હતાં તે હું કહીશ, પરંતુ હું હમણાં તેની ચર્ચા કરવા વિચારતો નથી. શ્રી ગાંધીએ જે કહ્યું એનાથી હું અશાંત થઈ ગયો છું. પોતાની જાતને પોતાની દરખાસ્ત એટલે લઘુમતી સમિતિને અનિશ્ચિત મુદત સુધી મોકૂફ રાખવી જોઈએ એ દરખાસ્ત પૂરતું મર્યાદિત રાખવાને બદલે તેમણે આ ટેબલની આસપાસ બેઠેલી જુદી જુદી કોમોના પ્રતિનિધિઓની ટીકા કરવા માંડી. તેમણે કહ્યું કે દલિતો સરકારના નિયુક્ત સભ્યો છે અને તેઓ તેમની પોતપોતાની કોમોનાં મંતવ્યોનું પ્રતિનિધિત્વ કરતા નથી. અમે સરકારના નિયુક્ત સભ્યો છીએ એ આક્ષેપોનો અમે ઈન્કાર કરતા નથી; પરંતુ, મારી વાત કરૂ તો મને સહેજ પણ શંકા નથી કે જો ભારતના દલિતોને આ પરિષદમાં તેઓના પ્રતિનિધિઓને ચૂંટાવાની તક આપવામાં આવે તો હું તો દર વખતે અહીં આવી શકું. તેથી હું કહું છું કે હું નિયુક્ત સભ્ય છું કે નહિ. તેમ છતાં હું મારી કોમની માગણીઓનું પૂરેપૂરૂ પ્રતિનિધિત્વ કરું છું. રખે કોઈને એ બાબતમાં કોઈ ખોટી છાપ હોય.

મહાત્મા હંમેશાં એવો દાવો કરતા રહ્યા છે કે કોંગ્રેસ દલિતો માટે છે, અને કોંગ્રેસ, દલિતોનું પ્રતિનિધિત્વ મારા કે મારા સાથી કરી શકે છે તેનાથી વિશેષ કરે છે. એ દાવાનો હું માત્ર એટલો જ જવાબ આપીશ કે બેજવાબદાર લોકો જે ઘણા ખોટા દાવા કરતા આવ્યા છે તેમાંનો આ એક ખોટો દાવો છે, જો કે એ અચૂક ઈન્કાર કરતી રહી છે.

મને અહીં એક એવા સ્થળેથી જયાં હું કદી પણ ગયો નથી અને એક એવી વ્યક્તિ તરફથી જેને મેં કદી પણ જોઈ નથી- એક તાર મળ્યો છે અને આ તાર છે-સંયુક્ત પ્રાંતોમાંના કુમાઉ, આલ્મોડાના દલિત સંઘના પ્રમુખનો. એમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યો છે :

"આ બેઠકમાં, દેશમાં અને દેશ બહાર ચલાવાતી કોંગ્રેસ પ્રવૃત્તિમાં તેનો અવિશ્વાસ જાહેર કરે છે અને કોંગ્રેસ કાર્યકરો અપનાવેલી પધ્ધતિઓને વખોડે છે."

હું આગળ વાંચતો નથી, પણ હું કહી શકું છું (અને મને લાગે છે કે જો શ્રી ગાંધી પોતાની સ્થિતિ તપાસશે તો એમને પણ સત્ય સમજાશે.) કે જો કે કોંગ્રેસમાં એવા લોકો હશે કે જેઓને દલિતો પ્રત્યે હમદર્દી હશે પરંતુ દલિતો કોંગ્રેસમાં નથી. હું એ સ્થિતિનું સમર્થન કરવા માગું છું. હું આ વિવાદના મુદ્દાઓમાં પ્રવેશવા માગતો નથી એ મુખ્ય દરખાસ્તની બહાર હોવાનું જણાય છે. શ્રી ગાંધીએ કરેલી મુખ્ય દરખાસ્ત એ છે કે આ સમિતિ અનિશ્ચિત મુદત સુધી મોકૂફ રહેવી જોઈએ. એ દરખાસ્ત અંગે હું, સર મુહમ્મદ શફીએ લીધેલા વલણ સાથે સંમત છું. હું આ દરખાસ્તને સંમતિ નહિ આપું. મને જણાય છે કે બે જ વિકલ્પો છે. કાં તો લઘુમતી સમિતિએ આ સમસ્યા ઉકેલવા મથવું જોઈએ અને કંઈક સંતોષકારક ઉકેલ પર આવવું જોઈએ-જો એ શક્ય હોય તો અને પછી, પછી જો તે શક્ય ન હોય તો બ્રિટિશ સરકારે તે સમસ્યા હાથ ધરવી જોઈએ. અમે એ અંગે સંમતિ આપી શકીએ નહિ કે આ સમસ્યા ત્રીજા પક્ષકાર- જેમની જવાબદારીની ભાવના જેટલી ન હોય તેવા ત્રીજા પક્ષકારોની લવાદી પર છોડવી જોઈએ.

પ્રધાનમંત્રીશ્રી, મને એક બાબત સ્પષ્ટ કરવાની રજા આપો. દલિતો આતુર નથી, તેઓ માગણી કરનારા નથી, તેઓએ એવી માગણી માટેની કોઈ ચળવળ પણ શરૂ કરી નથી કે બ્રિટિશ પાસેથી ભારતીય લોકોને તાકીદે સત્તાની બદલી કરવામાં આવશે. તેઓની તો બ્રિટિશ સરકાર સામે અમુક પોતાની ફરિયાદો છે, અને મને લાગે છે કે અમને એ ફરિયાદો સૌથી વધુ સાચી લાગે છે એવી સ્પષ્ટતા કરવા મેં પૂરતો અવાજ ઉઠાવ્યો છે. પરંતુ, હકીકતોની સચ્ચાઈ જોતાં પરિસ્થિતિ એવી છે કે દલિતો રાજકીય સત્તાની ફેરબદલીની માગણી કરતા નથી. સાદી રીતે કહીએ તો તેઓની સ્થિતિ એવી છે કે અમે સત્તાની ફેરબદલી માટે આતુર નથી; પરંતુ જો બ્રિટિશ સરકાર, રાજકીય સત્તાની બદલી માટે દેશમાં સ્થપાયેલાં બળોનો સમાનો કરી શકે એમ ન હોય- અને અમે જાણીએ છીએ કે દલિતોની હાલની સ્થિતિ જોતાં તેઓ એનો પ્રતિકાર કરી શકે એમ નથી - તો અમારી રજૂઆત એ છે કે જો આપ એવી સત્તાની બદલી કરશો તો તેવી બદલી સાથે એવી બાકી શરતો અને જોગવાઈઓ જોડાયેલી રાખો કે જેથી કરીને

તેવી સત્તા અલ્પજન શાસનના હાથમાં ન જતી રહે, ચંડાળચોકડીના હાથમાં ન જતી રહે અથવા લોકોના પછી ને મુસ્લિમો હોય કે હિંદુઓ-ના જૂથના હાથમાં ન જતી રહે; પરંતુ એ ઉકેલ એવો હશે કે તમામ કોમો તેમના પોતપોતાના પ્રમાણના હિસ્સામાં એ સત્તા વહેંચી લેશે. આ મંતવ્યનો ખ્યાલ રાખીને, મને એ નથી સમજાતું કે કઈ રીતે હું મારી જાતે સમવાયી માળખા સમિતિની ચર્ચા વિચારણામાં કોઈપણ ગંભીરતાપૂર્વક ભાગ લઈ શકું, સિવાય કે હું એ જાણતો હોઉં કે હું અને મારી કોમની સ્થિતિ શું છે.

શ્રી ગાંધી : કહેવાતા અસ્પૃશ્યો અંગે એક શબ્દ વધુ.

બીજી લઘુમતીઓએ રજૂ કરેલી માગણીઓ સમજી હું શકું છું, પરંતુ અસ્પૃશ્યો વતી રજૂ કરાયેલી માગણીઓ મારે મન "સૌથી વધુ ક્રૂર આઘાત છે." એનો મતલબ છે કે કાયમી અપશુકનિયાળ અવરોધ. હું, ભારતનું સ્વાતંત્ર્ય જીતવા ખાતર પણ અસ્પૃશ્યોનાં મહત્ત્વનાં હિતોને અટકાવી નહિ દઉં. હું મારી જાતે અસ્પૃશ્યોના વિશાળ સમૂહનું પ્રતિનિધિત્વ કરતી વ્યક્તિ હોવાનો દાવો કરું છું. અહીં માત્ર કોંગ્રેસ વતી જ નથી બોલતો, પરંતુ હું મારા પોતાના વતી બોલું છું; અને હું દાવાથી કહું છું કે જો અસ્પૃશ્યોનો સીધો મત લેવામાં આવે તો મને તેઓના મત મળશે અને હું ચૂંટણીમાં ટોચે હોઈશ. અને હું ભારતના એક છેડાથી બીજા છેડા સુધી ફરીને કાર્ય કરીશ અને અસ્પૃશ્યોને કહીશ કે અલગ મતદારમંડળો અને અલગ અનામત બેઠકો એ, તેઓની જ નહિ બલકે રૂઢિચુસ્ત હિંદુધર્મની પણ શરમ છે તે અસ્પૃશ્યતાનું અવરોધક કલંક દૂર કરવાનો માર્ગ નથી.

આ સમિતિ અને આખું વિશ્વ આજે જાણી લે કે હિંદુ સુધારકોનું એક જૂથ છે જેણે અસ્પૃશ્યતાનું આ કલંક દૂર કરવાની પ્રતિજ્ઞા લીધી છે. અમે અમારાં રજીસ્ટરમાં અને અમારી વસ્તીગણતરીમાં અસ્પૃશ્યોને અલગ વર્ગ તરીકે વર્ગીકૃત કરાય એવું નથી માગતા. શીખો એ રીતે કાયમી ધોરણે રહી શકે છે, એ જ રીતે મુસ્લિમો અને યુરોપિયનો પણ રહી શકે છે. શું અસ્પૃશ્યો કાયમને માટે અસ્પૃશ્યો રહી શકશે ખરા ? મને તો ઊલટો ડર છે કે **અસ્પૃશ્યતા જીવે એના કરતાં તો હિંદુ ધર્મ મરી જાય એ બહેતર છે.** તેથી, ડૉ. આંબેડકર પ્રત્યે મારા સંપૂર્ણ આદર સાથે અને અસ્પૃશ્યોનો ઉદ્ધાર જોવાની તેમની ઈચ્છાથી મારે પૂરી વિનમ્રતાથી કહેવું જોઈએ કે તેમણે જે ભારે

અન્યાયનો સામનો વેઠયો છે અને કદાચ એમણે જે કડવા અનુભવોના ઘૂંટ પીધા છે તેના કારણે એમનો ચુકાદો વંકાઈને દિશા ચૂકી ગયો છે. મને આ કહેતાં દુ:ખ થાય છે, પરંતુ જો હું એ ન કહું તો મારી જિંદગી જેટલું જ મને જે વહાલું છે તે અસ્પૃશ્યોનું ધ્યેય સચ્ચાઈપૂર્વક હું પાર પાડી નહિ શકું. હું આખી દુનિયાના સામ્રાજય માટે તેઓના અધિકારોની સોદાબાજી નહીં કરી નાખું. હું જવાબદારીની ઉચિત ભાવનાથી બોલું છું અને હું કહું છું કે ભારતના તમામ અસ્પૃશ્યો વતી બોલવામાં ડૉ. આંબેડકરે નોંધાવેલો દાવો યોગ્ય નથી. તેનાથી હિંદુધર્મમાં વિભાજન પેદા થશે જેના તરફ હું કોઈપણ પ્રકારના સંતોષથી નહીં જોઈ શકું.જો અસ્પૃશ્યો ઈસ્લામ ધર્મ કે ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરે તેવું ઈચ્છતા હોય તો મને વાંધો નથી. હું એ વેઠી લઈશ. પરંતુ જો ગામડાંમાં બે વિભાજનો શરૂ થાય તો હિંદુ ધર્મનું ભવિષ્ય કેવું થાય તે હું સહન કરી નહિ શકું. જેઓ અસ્પૃશ્યોના રાજકીય અધિકારોની વાત કરતા હોય તેઓ તેમના ભારતને ઓળખતા નથી, તેઓ જાણતા નથી કે આજે કઈ રીતે ભારતીય સમાજની રચના કરવામાં આવી છે, અને તેથી હું એ કહેવા માગું છું- અને પૂરો ભાર દઈને કહું છું કે જો આ બાબતનો વિરોધ કરનાર માત્ર એ એક જ વ્યક્તિ હોય તો હું મારી આખી જિંદગી તે બાબતનો વિરોધ કરીશ.

● ● ●

# પરિશિષ્ટ - ૧

## મુસ્લિમો, દલિતો, ભારતીય ખ્રિસ્તીઓ, ઍંગ્લોઈન્ડિયનો અને યુરોપિયનો દ્વારા સંયુક્ત રીતે રજૂ કરાયેલ કોમી સમસ્યાની પતાવટ માટેની જોગવાઈઓ

### લઘુમતી કોમોની માગણીઓ

૧. કોઈ પણ વ્યક્તિને, તેના જન્મ, ધર્મ, જ્ઞાતિ કે સંપ્રદાયના કારણે રાજયની નોકરી, સત્તા કે માનના પદની બાબતમાં અથવા તેના નાગરિક અધિકારોના ઉપભોગ અને કોઈ પણ વેપાર કે ધંધા કરવા અંગે બાધ આવશે નહિ.

૨. કોઈ પણ કોમને અસરકર્તા ભેદભાવભર્યા કાયદાઓ વિધાનમંડળમાં ઘડવામાં આવે તે સામે રક્ષણ આપવાની દ્રષ્ટિએ બંધારણમાં કાનૂની સલામતીઓ દાખલ કરવામાં આવશે.

૩. જાહેર વ્યવસ્થા અને નૈતિકતા જાળવી રાખવાને અધીન રહીને, તમામ કોમોને સંપૂર્ણ ધાર્મિક સ્વાતંત્ર્ય એટલે કે માન્યતા, પૂજા, વિધિવિધાનના પાલન,પ્રચાર, મંડળો અને શિક્ષણની પૂરેપૂરી સ્વતંત્રતા આપવામાં આવશે.

કોઈ પણ વ્યક્તિ કેવળ ધર્માંતરના કારણે કોઈપણ નાગરિક અધિકાર કે વિશેષહક ગુમાવી દેશે નહિ અથવા કોઈ શિક્ષાને પાત્ર બનશે નહિ.

૪. તેઓના પોતાના ખર્ચે સખાવતી, ધાર્મિક અને સામાજિક સંસ્થાઓ, શાળાઓ અને બીજાં શૈક્ષણિક સંસ્થાનો, તેઓના ધર્મનું તેમાં પાલન કરવાના અધિકાર સાથે સ્થાપવાનો, તેમનો વહીવટ કરવાનો અને તેમના પર નિયંત્રણ રાખવાનો અધિકાર.

૫. લઘુમતી કોમોના ધર્મ, સંસ્કાર અને અંગત કાયદાના રક્ષણ માટે અને તેઓના શિક્ષણ, ભાષા, સખાવતી સંસ્થાઓના ઉત્તેજન માટે અને રાજય દ્વારા તથા સ્વશાસન કરતી સંસ્થાઓ દ્વારા અપાતા સહાયક અનુદાનમાં તેઓના વિધિસરના હિસ્સા માટે પૂરતી સલામતીઓ બંધારણમાં મૂર્ત કરવામાં આવશે.

૬. પૂરેપૂરા ઉપભોગને અટકાવવાની ગણતરીથી કરાયેલા કોઈપણ કાર્યને કે કાર્યલોપને કાયદા દ્વારા શિક્ષાપાત્ર ગુનો બનાવીને, તમામ નાગરિકો દ્વારા નાગરિક અધિકારોના ઉપભોગની બાંયધરી આપવામાં આવશે.

૭. કેન્દ્ર સરકારમાં અને પ્રાંતિક સરકારોમાં મંત્રીમંડળોની રચનામાં, બને ત્યાં સુધી, મુસ્લિમ કોમ અને બીજી લઘુમતીઓના ગણનાપાત્ર સંખ્યાના ઉમેદવારોને પ્રણાલિકા દ્વારા સમાવિષ્ટ કરવામાં આવશે.

૮. લઘુમતી કોમોને રક્ષણ આપવા માટે અને તેઓના કલ્યાણને ઉત્તેજન આપવા માટે કેન્દ્ર અને પ્રાંતિક સરકારો હેઠળ કાનૂની ખાતાં રાખવામાં આવશે.

૯. હાલમાં કોઈપણ વિધાનમંડળમાં નિયુક્ત અથવા ચૂંટણી મારફત પ્રતિનિધિત્વનો ઉપભોગ કરતી તમામ કોમોને તમામ વિધાનમંડળોમાં અલગ મતદારમંડળો મારફત પ્રતિનિધિત્વ આપવામાં આવશે અને લઘુમતીઓને જોડાણમાં જણાવેલા પ્રમાણ કરતાં ઓછું નહિ મળે પરંતુ કોઈપણ બહુમતીનો દરજજો ઘટાડીને તેને લઘુમતી અથવા સમાન દરજજો પણ મૂકવામાં આવશે નહિ. પરંતુ દસ વર્ષ વીત્યા પછી પંજાબ અને બંગાળમાં મુસ્લિમોને અને બીજા કોઈ પ્રાંતોમાં કોઈપણ લઘુમતી કોમોને સંયુક્ત મતદારમંડળો અથવા બેઠકો અનામત રાખવા સાથે સંયુક્ત મતદારમંડળો સંબંધિત લઘુમતીની સંમતિથી સ્વીકારવાની છૂટ રહેશે. એ જ પ્રમાણે, દસ વર્ષ વીત્યા પછી, કેન્દ્રીય વિધાનમંડળમાં કોઈપણ લઘુમતીને બેઠકો અનામત રાખીને કે રાખ્યા વગર સંયુક્ત મતદારમંડળો, સંવિધાન કોમની સંમતિથી સ્વીકારવાની છૂટ રહેશે.

દલિતોની બાબતમાં અલગ મતદારમંડળોનો ૨૦ વર્ષનો અનુભવ થાય ત્યાં સુધી અને કોમ માટે પુખ્ત મતાધિકાર સ્થપાય નહિ ત્યાં સુધી, સંયુક્ત મતદારમંડળો અને અનામત બેઠકોમાં કોઈ ફેરફાર કરવામાં આવશે નહિ.

૧૦. દરેક પ્રાંતમાં અને કેન્દ્ર સરકારના સંબંધમાં રાજય સેવા કમિશનની નિમણૂક કરવામાં આવશે અને ગવર્નર-જનરલ તથા ગર્વનર દ્વારા નિયુક્તિથી ભરવાની અનામત જગ્યાઓ જો કોઈ હોય તો તેના પ્રમાણ સિવાય રાજય સેવાઓમાં ભરતી આવ કમિશન મારફત એવી રીતે કરાશે તે જેથી કાર્યક્ષમતાની વિચારણાઓ અને જરૂર લાયકાતો ધરાવવાની સાથે સુસંગત હોય તેવું જુદી જુદી કોમોનું વાજબી પ્રતિનિધિત્વ જળવાઈ રહે. આ સિલ્હાંતને અમલમાં મૂકવા માટે અને તે હેતુ માટે સેવાઓની રચનાની સમયાંતરે સમીક્ષા કરવા માટે, ભરતી અંગેના સૂચના-ખતમાં ગર્વનર-જનરલ અને ગર્વનરોને આપવાની સૂચનાઓ મૂર્ત કરવામાં આવશે.

૧૧ જો પસાર કરાયેલા વિધેયકમાં અમુક કોમનું પ્રતિનિધિત્વ કરતા કોઈપણ વિધાનમંડળના સભ્યોના બે-તૃતીયાંશ સભ્યોના અભિપ્રાય મુજબ એવું કંઈ હોય જે તેઓના ધર્મ પર આધારિત ધાર્મિક કે સામાજિક પ્રથાને અસર પહોંચાડતું હોય, અથવા પ્રજાજનોના મૂળભૂત અધિકારોની બાબતમાં જો સભ્યોના એક તૃતીયાંશ સભ્યો વાંધો ઉઠાવે તો ગૃહ દ્વારા વિધેયક પસાર કરાય તેના એક મહિનાની મુદતની અંદર ગૃહના પ્રમુખ સાથે તે અંગેનો તેમનો વાંધો નોંધાવવાની તેવા સભ્યોની છૂટ રહેશે અને ગૃહના પ્રમુખ તેવો વાંધો, યથાપ્રસંગ ગર્વનર-જનરલને કે ગર્વનરને મોકલી આપશે અને તેવો વાંધો મળ્યેથી તેઓ એક વર્ષ માટે વિધેયકનો અમલ સ્થગિત કરી દેશે અને આ એક વર્ષની મુદત પૂરી થયેથી તેઓ ઉક્ત વિધેયકને વિધાનમંડળ દ્વારા વધુ વિચારણા માટે પાછું મોકલશે. જયારે આવા વિધેયક પર વિધાનમંડળ દ્વારા વધુ વિચારણા કરવામાં આવે અને સંબંધિત વિધાનમંડળ, તેના તરફના વાંધાને સંતોષી શકાય તે રીતે વિધેયકને સુધારવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો ઈન્કાર કરે ત્યારે, યથાપ્રસંગ, ગર્વનર-જનરલ કે ગર્વનર તેમની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને તે વિધેયકને સંમતિ આપી શકશે અથવા સંમતિ અટકાવી દેશે, પરંતુ વધુમાં, તેનાથી અસર પામેલા ધાર્મિક સંપ્રદાયના કોઈપણ બે સભ્યો, તે વિધેયક તેઓના મૂળભૂત અધિકારોમાંથી એકનું ઉલ્લંઘન કરે છે તે કારણોસર, તેવા વિધેયકની કાયદેસરતાને સુપ્રિમ કોર્ટમાં પડકારી શકશે.

## મુસ્લિમોની ખાસ માગણીઓ.

(એ) સરહદની સલામતી માટેની આવશ્યકતાઓ પ્રત્યે ઉચિત ખ્યાલ રાખીને, બીજા પ્રાંતોના જેવા જ આધારે વાયવ્ય સરહદ પ્રાંતની ગર્વનરના પ્રાંત તરીકે રચના

કરવામાં આવશે. પ્રાંતિક વિધાનમંડળની રચનામાં નિયુક્તિ સમગ્રના ૧૦ ટકાથી વધુ રહેશે નહિ.

(બી) સિંધને મુંબઈ ઈલાકા અલગ કરવામાં આવશે અને તેને બ્રિટિશ ભારતમાંના બીજા પ્રાંતોના ધોરણે જ અને એની જેમ જ ગર્વનરનો પ્રાંત બનાવવામાં આવશે.

(સી) કેન્દ્રીય વિધાનમંડળમાં મુસ્લિમોનું પ્રતિનિધિત્વ, ગૃહની કુલ સંખ્યાના એક તૃતીયાંશ જેટલું રહેશે અને કેન્દ્રીય વિધાનમંડળમાં તેઓનું પ્રતિનિધિત્વ જોડાણમાં જણાવેલા પ્રમાણથી ઓછું રહેશે નહિ.

## દલિતોની ખાસ માગણીઓ.

(એ) અસ્પૃશ્યતાના કારણે નાગરિક અધિકારોના ઉપભોગની બાબતમાં રાજ્યના કોઈપણ પ્રજાજન સામે જે દ્વારા કોઈ દંડ કે ગેરફાયદો કે અશકતતા મૂકવામાં આવે અથવા કોઈ પણ ભેદભાવ વર્તવામાં આવે તેવા કોઈ પણ રિવાજ કે પ્રથાને બંધારણમાં ગેરકાયદેસર જાહેર કરવામાં આવશે.

(બી) રાજય સેવાઓમાં ભરતીની બાબતમાં અને પોલીસ તથા લશ્કરી સેવામાં ભરતી ખુલ્લી મૂકવાની બાબતમાં ઉદાર વ્યવહાર.

(સી) પંજાબના દલિતોને તેઓને લાગુ પાડવામાં આવેલા પંજાબ જમીન સ્વત્વાર્પણ અધિનિયમનો લાભ

(ડી.) કોઈ પણ કારોબારી સત્તાતંત્ર દ્વારા બાધક નીવડે તેવી કાર્યવાહી અથવા ઉપેક્ષાની દાદ માટે ગવર્નર કે ગવર્નર- જનરલને અપીલ કરી શકાશે.

(ઈ) દલિતોને જોડાણમાં જણાવેલા પ્રમાણ કરતાં ઓછું નહિ તેટલું પ્રતિનિધિત્વ રહેશે.

## એંગ્લોઈન્ડિયન કોમની ખાસ માગણીઓ.

(એ) જીવનનિર્વાહ અને પર્યાપ્ત જીવનધોરણ પ્રત્યે ખ્યાલ રાખીને, રાજ્યની નોકરી માટેની માગણીની ખાસ વિચારણા કરવી જોઈએ. એ રીતે કોમની ખાસ સ્થિતિને

માન્ય કરવાની બાબતમાં પેટા-સમિતિએ નં. ૮ ( સેવાઓ) દ્વારા મંજૂર રખાયેલ માગણીઓનું ઉદાર અર્થઘટન.

(બી) મંત્રીના નિયંત્રણને અધીન રહીને, તેની પોતાની શૈક્ષણિક સંસ્થાઓ એટલે કે યુરોપિયન શિક્ષણનો વહીવટ અને નિયંત્રણનો અધિકાર.

હાલની ગ્રાન્ટના ધોરણે ઉદાર અને પર્યાપ્ત સહાયક અનુદાન તથા શિષ્યવૃત્તિઓ માટેની જોગવાઈઓ.

(સી) ભારતમાંની બીજી કોમો દ્વારા ઉપભોગ કરાતા હોય તેની સમકક્ષ જયુરી અધિકારો, કાયદેસરતા અને વંશવારસાની સાબિતીને બિનશરતી ધોરણે ગણીને આપવા અને આરોપી વ્યક્તિઓની યુરોપિયન કે ભારતીય જયુરી દ્વારા કામ ચલાવવા અંગેની માગણીનો અધિકાર માન્ય કરવો.

## યુરોપિયન કોમની ખાસ માગણીઓ.

(એ) તમામ ઔદ્યોગિક અને વાણિજયક પ્રવૃત્તિઓમાં ભારતમાં જન્મેલા પ્રજાજનો દ્વારા ઉપભોગ કરાતા હોય તેની સમકક્ષ અધિકારો અને વિશેષ હકો.

(બી) ફોજદારી કામ ચલાવવાની કાર્યપદ્ધતિની બાબતમાં હાલના અધિકારો જાળવી રાખવા અને આવી કાર્યપદ્ધતિને સુધારવા, બદલવા કે તેમાં ફેરફાર કરવા માટેનો કોઈપણ ઉપાય કે વિધેયકને ગર્વનર-જનરલની પૂર્વસંમતિ વગર દાખલ કરી શકાશે નહિ.

**નીચેની વ્યક્તિઓ દ્વારા સંમત-**

નામદાર આગાખાન (મુસ્લિમો)
ડૉ. આંબેડકર (દલિતો)
રાવ બહાદુર પન્નીર સેલ્વમ (ભારતીય ખ્રિસ્તીઓ)
સર હેન્રી ગિડની (ઍંગ્લો ઈન્ડિયનો)
સર હ્યુબર્ટ કાર (યુરોપિયનો).

## પરિશિષ્ટ-૧ની સ્પષ્ટીકરણાત્મક યાદી

૧. કોમના પ્રતિનિધિત્વ માટે સૂચિત વિગતો અંગે હિંદુઓ કે શીખો સંમત થયા નથી, પરંતુ કેન્દ્રીય શીખો દ્વારા માગણી કરાયેલ પૂરેપૂરા પ્રતિનિધિત્વ માટે જોગવાઈ કરવામાં આવી છે.

૨. જુદી જુદી લઘુમતીઓ માટે બેઠકોની સૂચિત વહેંચણી એક આખી યોજના બને છે અને વિગતવાર દરખાસ્તોને એકબીજાથી અલગ કરી શકાય નહિ.

૩. બેઠકોની આ વહેંચણીમાં એવા સિધ્ધાંતનું પાલન કરવામાં આવ્યું છે કે કોઈ પણ અર્થમાં બહુમતી કોમની સ્થિતિને ઘટાડીને લઘુમતીની સમાનતા સુધી પણ લાવવાની નથી.

૪. વાણિજય, જમીનદારો, ઉદ્યોગ, મજૂરો, વગેરે માટે કોઈ પ્રતિનિધિત્વની જોગવાઈ નથી. એવું માની લેવામાં આવ્યું છે કે આ બેઠકો આખરે કોમી છે. અને આ હિતો માટે ખાસ પ્રતિનિધિત્વની ઈચ્છા રાખતી કોમો, કોમી ક્વોટામાંથી એમ કરી શકાશે.

૫. કેન્દ્રીય વિધાનમંડળમાં મુસ્લિમોના ૩૩.૧/૨ ટકા પ્રતિનિધિત્વની છૂટનો આધાર એવી માન્યતા પર રહેલો છે કે ૨૬ ટકા બ્રિટિશ ભારતમાંથી રહેશે અને ઓછામાં ઓછું ૭ ટકા ભારતીય રાજયોને આપવામાં આવેલા ક્વોટામાંથી પ્રણાલિકા દ્વારા રહેશે.

૬. પંજાબમાં મુસ્લિમો, સવર્ણ હિંદુઓ અને દલિતો દ્વારા સૂચિત સહિયારા બલિદાનથી શીખોને ૫૪ ટકાનું મહત્ત્વ આપવાને છૂટ મળશે અને તેઓને વિધાનમંડળમાં ૨૦ ટકાનું પ્રતિનિધિત્વ આપવામાં આવશે.

૭. આ દરખાસ્તો લગભગ ૧૧ કરોડ ૫૦ લાખથીય વધુ લોકોને અથવા ભારતીય વસ્તીના આશરે ૪૬ ટકા લોકોને સ્વીકાર્ય ગણાશે.

# પરિશિષ્ટ-૨

## ખાસ પ્રતિનિધિત્વ માટેની દલિતોની માગણીઓ અંગેની પૂરક યાદી

### ડૉ. ભીમરાવ આર. આંબેડકર અને રાવ બહાદુર આર. શ્રીનિવાસન દ્વારા

સ્વશાસન કરતા ભારત માટે બંધારણમાં દલિતોના રક્ષણ માટેની રાજકીય સલામતીઓના પ્રશ્નની છણાવટ કરતી ગયા વર્ષે રજૂ કરાયેલી યાદીમાં અને જે યાદી લઘુમતી પેટા-સમિતિની કાર્યવાહીના છાપેલા પુસ્તકના પરિશિષ્ટ-૩ બને છે તેમાં-અમે એવી માગણી કરી હતી કે દલિતોનું ખાસ પ્રતિનિધિત્વ આવી સલામતીઓમાંની એક બાબત બનવું જોઈએ. પરંતુ અમે તે વખતે, તેઓના માટે જરૂરી હોવા તરીકે અમે માગણી કરેલા ખાસ પ્રતિનિધિત્વની વિગતો સ્પષ્ટરૂપે જણાવી ન હોતી. એનું કારણ એ હતું કે આ પ્રશ્ન હાથ ધરવાનો થયો તે પહેલાં લઘુમતી પેટા-સમિતિ પૂરી થઈ ગઈ. હવે અમે આ પૂરક યાદીથી જે કરવાનું બાકી રહી ગયું છે તેની પૂર્તિ કરવાની દરખાસ્ત કરીએ છીએ, જેથી કરીને લઘુમતી પેટા-સમિતિ જો આ વર્ષે આ પ્રશ્ન વિચારણામાં લે તો તે અંગેની જરૂરી વિગતો તેની સમક્ષ રહે.

### ૧. ખાસ પ્રતિનિધિત્વનું પ્રમાણ

### (એ) પ્રાંતિક વિધાનમંડળમાં ખાસ પ્રતિનિધિત્વ

(૧) બંગાળ, મધ્ય પ્રાંતો, અસમ, બિહાર અને ઓરિસ્સા, પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં, દલિતોને સાયમન કમિશને અને ભારતીય મધ્યસ્થ સમિતિએ અંદાજ કાઢ્યા પ્રમાણેની તેઓની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ રહેશે.

(૨) મદ્રાસમાં દલિતોને ૨૨ ટકા પ્રતિનિધિત્વ રહેશે.

(૩) મુંબઈમાં- (એ) સિંધ, મુંબઈ ઈલાકાનો ભાગ તરીકે ચાલુ રહે તેવા પ્રસંગે, દલિતોને ૧૬ ટકા પ્રતિનિધિત્વ રહેશે. (બી), સિંધ, મુંબઈ ઈલાકામાંથી અલગ કરાય તેવા પ્રસંગે,દલિતોને, ઈલાકાના મુસ્લિમોના જેટલા જ પ્રમાણમાં પ્રતિનિધિત્વ રહેશે કારણ કે બંનેની વસ્તી સરખી છે.

## (બી) સમવાયી વિધાનમંડળમાં ભારત પ્રતિનિધિત્વ

સમવાયી વિધાનમંડળનાં બંને ગૃહોમાં દલિતોને, ભારતમાં તેઓની વસ્તીના પ્રમાણમાં પ્રતિનિધિત્વ રહેશે.

### અનામત બેઠકો.

અમે વિધાનમંડળોમાં પ્રતિનિધિત્વનું આ પ્રમાણ નીચેની માન્યતાઓના આધારે નક્કી કર્યું છે :

(૧) અમે માની લીધું છે કે સાયમન કમિશને અને ભારતીય મધ્યસ્થ સમિતિએ આપેલા દલિતોની વસ્તીના આંકડા, બેઠકોની વહેંચણી માટેનો આધાર બનવા માટે પૂરતી રીતે સાચા તરીકે સ્વીકાર્ય બનશે.

(૨) અમે માની લીધું છે કે સમવાયી વિધાનમંડળમાં સમગ્ર ભારત આવી જશે જેથી કરીને ભારતીય રાજયોમાં કેન્દ્રીય રીતે વહીવટી કરાતા વિસ્તારોમાં અને બાકાત રખાયેલા પ્રદેશોમાંની દલિતોની વસ્તી ઉપરાંત ગર્વનરના પ્રાંતોમાંની તેઓની વસ્તી સમવાયી વિધાનમંડળમાં દલિતોના પ્રતિનિધિત્વના પ્રમાણની ગણતરી કરવામાં બહુ યોગ્ય રીતે એક વધારાની બાબત બનશે.

(૩) અમે માની લીધું છે કે બ્રિટિશ ભારતના પ્રાંતોનો વહીવટી વિસ્તાર હાલમાં તે જે છે તે પ્રમાણે હોવો ચાલુ રહેશે.

પરંતુ, જો વસ્તીના આંકડા અંગેની આ માન્યતાઓને કેટલીક રસ ધરાવતી વ્યક્તિઓ ધમકી આપે છે તે પ્રમાણે પડકારવામાં આવશે અને જો નવી વસ્તી ગણતરી-જેના પર દલિતોનું કોઈ નિયંત્રણ હોઈ શકે નહીં. તે હેઠળ દલિતોની વસ્તીનું

પ્રમાણ ઓછું દર્શાવવામાં આવશે અથવા જો પ્રાંતોના વહીવટી વિસ્તારોમાં વસ્તીની હાલની સમતુલાને આંચ આવે એવી રીતે ફેરફાર કરવામાં આવશે, તો દલિતો પ્રતિનિધિત્વના તેઓના પ્રમાણને સુધારવાનો અને મહત્ત્વ-વજૂદ પણ માગવાનો તેઓનો હક અનામત રાખે છે. એ જ પ્રમાણે, જો અખિલ ભારતીય સમવાયતંત્ર અસ્તિત્વમાં ન આવે તો તેઓ, સમવાયી વિધાનમંડળમાં તે ધોરણે ગણતરી કરાયેલ પ્રતિનિધિત્વના તેઓના પ્રમાણમાં ફેર-સમાયોજન કરવા દેવા તૈયાર રહેશે.

## ૨. પ્રતિનિધિત્વની પદ્ધતિ.

૧. દલિતોને, તેઓના મતદારોનાં અલગ મતદારમંડળો મારફતે પ્રાંતિક અને કેન્દ્રીય વિધાનમંડળમાં તેઓના પ્રતિનિધિઓ ચૂંટવાનો અધિકાર રહેશે.

સમવાયી અથવા કેન્દ્રીય વિધાનમંડળના ઉપલા ગૃહમાં તેઓના પ્રતિનિધિત્વ માટે જો પ્રાંતિક વિધાનમંડળોના સભ્યો દ્વારા પરોક્ષ ચૂંટણી કરવાનો નિર્ણય કરવામાં આવે તો પ્રમાણસર પ્રતિનિધિત્વની કોઈ પણ પદ્ધતિમાં તેઓને તેઓની બેઠકોના ક્વોટાની બાંયધરી આપવાની વ્યવસ્થા કરવામાં આવશે એવી શરતને અધીન રહીને, ઉપલા ગૃહમાં તેઓના પ્રતિનિધિત્વ પૂરતું અલગ મતદારમંડળોનો તેઓનો અધિકાર જતો કરવા દલિતો કબૂલ થશે.

૨. દલિતો માટે અલગ મતદારમંડળોને બદલે સંયુક્ત મતદારમંડળો અને અનામત બેઠકોની પદ્ધતિ રાખવામાં આવશે નહિ, સિવાય કે જ્યારે નીચેની શરતો પરિપૂર્ણ કરવામાં આવે :

(એ) સંબંધિત વિધાનમંડળોમાં તેઓના બહુમતી પ્રતિનિધિઓની માગણીથી મતદારોના સીધા મત લેવામાં આવે અને પરિણામે સંપૂર્ણ બહુમતી દલિત સભ્યોને મતાધિકાર મળે.

(બી) વીસ વર્ષ પૂરાં ન થાય ત્યાં સુધી અને સાર્વત્રિક પુખ્ત મતાધિકાર સ્થપાય નહિ ત્યાં સુધી આવો સીધા મત આપવાનો આશ્રય લેવામાં આવશે નહિ.

## ૩. દલિતોની વ્યાખ્યા કરવાની જરૂરિયાત

દલિતોના પ્રતિનિધિત્વની બાબતમાં ભૂતકાળમાં ઘોર અન્યાય કરવામાં આવ્યો છે કારણ કે દલિતો સિવાયની બીજી વ્યક્તિઓને પ્રાંતિક વિધાનમંડળોમાં તેઓનું પ્રતિનિધિત્વ કરવા માટે નિયુક્ત કરવામાં આવતી હતી, અને એવા અસંખ્ય પ્રસંગો છે જેમાં દલિતો ન હોય તેવી વ્યક્તિઓ પોતે દલિતોના પ્રતિનિધિ તરીકે નિયુક્ત થઈ હતી. આ અન્યાયનું કારણ એ હકીકત હતી કે ગર્વનરને દલિતોનું પ્રતિનિધિત્વ કરવા માટે વ્યક્તિઓ નિયુક્ત કરવાની સત્તા આપવામાં આવી હતી ત્યારે તેમની નિયુક્તિ દલિતો પૂરતી મર્યાદિત રાખવી તેમના માટે જરૂરી નહોતું તેથી, નિયુક્તિને બદલે ચૂંટણી દ્વારા પ્રતિનિધિત્વ અંગે નવા બંધારણમાં જોગવાઈ કરવી જોઈએ, તો આવા અન્યાયનું કોઈ કારણ નહિ રહે. પરંતુ, દલિતોના ખાસ પ્રતિનિધિત્વનો હેતુ માર્યો જાય તેવી કોઈ પણ ઊણપ ન રાખવી હોય તો અમે માગણી કરીએ છીએ કે-

(૧) દલિતોને માત્ર તેઓનાં પોતાનાં અલગ મતદારમંડળો હોવાનો અધિકાર રહેશે એટલું જ નહિ પણ તેઓને તેઓના પોતાના માણસો દ્વારા પ્રતિનિધિત્વ મેળવવાનો પણ અધિકાર રહેશે.

(૨) દરેક પ્રાંતમાં દલિતોની ચુસ્ત વ્યાખ્યા એ રીતની કરવામાં આવશે કે. તે પ્રાંતમાં પ્રવર્તમાન હોય તેવા પ્રકારની અસ્પૃશ્યતાની પધ્ધતિનો જેઓ ભોગ બનતી હોય અને જેને ચૂંટણી વિષયક હેતુઓ માટે તૈયાર કરેલી અનુસૂચિમાં નામથી જણાવી હોય તેવી કોમોની વ્યક્તિઓ.

## ૪. નામાભિધાન

આ પ્રશ્નના આ ભાગની ચર્ચા કરવામાં અમે એ જણાવીશું કે દલિતોના હાલના નામાભિધાનનો વિરોધ,જેમણે તેનો વિચાર કર્યો છે તેવા દલિત સભ્યોએ અને દલિતોમાં રસ ધરાવતી બહારની વ્યક્તિ દ્વારા કરવામાં આવે છે. એ નામાભિધાન નાલેશી કરનારું અને અનાદરયુક્ત છે, અને હાલના નામાભિધાનને સરકારી હેતુઓ માટે તૈયાર કરવા માટે નવા બંધારણનો મુસદ્દો તૈયાર કરવા માટે આ પ્રસંગનો લાભ લઈ શકાશે. અમને લાગે છે કે દલિતોને "દલિતો" ના બદલે "અવર્ણ હિંદુઓ", "વિરોધી હિંદુઓ", કે "અધર્માનુવર્તી હિંદુઓ" કહેવા જોઈએ. અમને કોઈ અમુક નામાભિધાન માટે દબાણ

કરવાની કશી સત્તા નથી. અમે તો માત્ર તેનું સૂચન જ કરી શકીએ, અને અમે માનીએ છીએ કે જો યોગ્ય રીતે સ્પષ્ટતા કરાય તો દલિતોને તેમાંનું એક સૌથી વધુ અનુકૂળ તેવું નામાભિધાન સ્વીકારવામાં વાંધો નહિ આવે.

અમને, આ યાદીમાં જણાવેલી માગણીઓના સમર્થનમાં આખા ભારતમાંથી દલિતોના મોટી સંખ્યામાં તાર મળ્યા છે.

# ૧૧.

# ભારતીય બંધારણીય સુધારા અંગે સંયુક્ત સમિતિ સમક્ષ લીધેલો પુરાવો

ડૉ. બી.આર. આંબેડકરે તપાસેલા સાક્ષીઓ

યુરોપિયન સરકારી કર્મચારીઓ, ભારતીય પોલીસ એસોસિયેશન અને સિવિલ ઈજનેરોના એસોસિયેશન વતી- સર પેટ્રીક જેમ્સ ફેગન, કે.સી.આઈ.ઈ., સી.એસ.આઈ. એફ.આર.એ.એસ., મિ.ઈ.બી. લવલક, મિ. વિલ્ફે હેરોલ્ડ શૂબર્ટ, મિ.યુસ્ટેસ આર્થન સેસિલ કિંગ, મિ. હેન્રી રોબર્ટ હેરોપ, મિ. ફ્રેડરિક વાઈન રોબર્ડસન, સર ઈવાન્સ કોટ્રાન, મિ. હેરોલ્ડ લેન્સલોટ ન્યુમેન અને મિ. સેલ-

**ડૉ. આંબેડકર :** આપે હમણાં જ જણાવ્યું કે ભારતીય વર્તમાનપત્રો દ્વારા અને ભારતમાંના રાજકારણીઓ દ્વારા ભારતીય રાજય સેવા પ્રત્યે ભારે પ્રમાણમાં દુશ્મનાવટ બતાવવામાં આવે છે. ?

**સર પી. જે. ફેગન :** હા.

**ડૉ. આંબેડકર :** હું આપને એક નાનો ઉતારો વાંચી સંભળાવીશ. "અમારી સમક્ષ જેમણે પુરાવો આપ્યો છે તેમાંની જુદી જુદી વ્યક્તિઓ માને છે કે નવાં વિધાનમંડળો દ્વારા વખતોવખત બતાવાતી શત્રુતાનું સંપૂર્ણ કારણ એ હકીકતમાં છે કે તેમના પર અખિલ ભારતીય સેવાઓના સભ્યો બહારથી ઠોકી બેસાડવામાં આવે છે, અને એ સેવાઓ માટેની તાજી ભરતીથી આ સ્થાપિત હિતો અચોક્કસ સમય સુધી

ચાલુ રહેશે; પરંતુ નિયંત્રણ એકવાર સેક્રેટરી ઓફ સ્ટેટ પાસેથી સરકીને ભારત સરકાર પાસે અથવા તબદીલ ક્ષેત્રમાંની સ્થાનિક સરકાર પાસે ચાલ્યું જાય તો તમામ પૂર્વગ્રહ અને શત્રુતા અદ્રશ્ય થઈ જાય." હું જાણવા માગું છું કે આપ એ વિધાન સાથે સંમત છો કે કેમ ?

**સર પી. જે. ફેગન :** ના; મને નથી લાગતું કે તે વિધાન સાથે સંમત થવા માટે આપણી પાસે પૂરતાં કારણો હોય. અલબત્ત, જો તે એમ હોવાનું સાબિત થાય તો તે સારૂ ગણાશે. પરંતુ મને ડર છે કે વલણમાં એકદમ ફેરફાર થઈ જશે એવા વિધાન સાથે સંમત થવા માટે એસોસિયેશનો પાસે પૂરતાં કારણો નથી.

**ડૉ. આંબેડકર :** શું આપ એમ નથી માનતા કે આપ ભારતીય વિધાનમંડળના નિયંત્રણની બહાર રહેવા માગો છે એ જ હકીકતથી નવી સરકાર પોતે, આપની વિરૂદ્ધ લોકમત જગાડવા માટે પૂરતી ઉશ્કેરાઈ જશે ?

**મિ. ડબલ્યુ. એચ. શૂબર્ટ :** મહોદય, અમે નિયંત્રણની બહાર રહેવા માગતા નથી. અમે માત્ર એટલું જ માગીએ છીએ કે અમને હાલમાં મળતા અધિકારો, અમારાં પેન્શનો અને અમારાં કુટુંબ-પેન્શનો સુરક્ષિત રહે.

**ડૉ. આંબેડકર :** માની લો કે દા.ત. આ પરિષદમાં જે અંગે સંમત થવાય તે તમામ અધિકાર, સ્થાનિક અને કેન્દ્રીય વિધાનમંડળો દ્વારા પસાર કરાયેલા અધિનિયમો દ્વારા ભારતીય વિધાનમંડળો દ્વારા આપને બાંયધરી અપાયેલા આઈ.સી.એસ.ના કાયદેસરના અધિકારો હોય, તો શું આપને એનાથી પૂરતું રક્ષણ મળી રહેશે ?

**સર પી. જે. ફેગન :** અમને નાણાકીય પરિસ્થિતિનો ડર લાગે છે.

**ડૉ. આંબેડકર :** એ બીજી બાબત થઈ ગણાય : ભારતીય વિધાનમંડળ આપની સેવાઓ અને બીજી બાબતો અંગે નાણાં મેળવી શકશે કે કેમ એ બીજી બાબત છે.

**સર પી.જે.ફેગન :** તદ્દન સાચું.

**ડૉ. આંબેડકર :** પરંતુ આપની સેવાની શરતોની બાબતમાં હું જે ભારપૂર્વક જણાવવા માગું છું તે એ છે કે ધારો કે તેઓનું વિનિયમન, ભારતીય વિધાનમંડળોના અધિનિયમો દ્વારા (સેક્રેટરી ઓફ સ્ટેટ ઈન કાઉન્સિલ દ્વારા ઘડેલા નિયમો દ્વારા) કરવામાં

આવે તો શું આપને એવું લાગે છે કે તેનાથી આપને પૂરતું રક્ષણ મળી રહેશે કે નહિ ?

**સર પી. જે. ફેગન :** ના.

**મિ. ડબલ્યુ.એચ. શૂબર્ટ ;** ભાવિ અંતિમવાદી સરકારો દ્વારા આવા અધિનિયમો રદ કરવામાં આવી શકે.

**ડૉ. આંબેડકર :** ધારો કે તે માટે કંઈક જોગવાઈ કરવામાં આવે તો અધિનિયમને એકદમ રદ કરવામાં ન આવે ?

**સર પી. જે. ફેગન :** મને લાગે છે કે એસોસિયેશનો તેને ચોક્કસ રીતે પૂરતાં રક્ષણ તરીકે નહિ ગણે.

**ડૉ. આંબેડકર :** આપે જે મુદ્દા અંગે આટલો બધો હોબાળો મચાવ્યો છે તેવા આ મુદ્દા અંગે હું એમ કહું છું કે ભારતમાં વર્તમાનપત્રો અને રાજકારણીઓ એ બંને પક્ષે આપની વિરૂધ્ધ આટલી બધી શત્રુતા છે. શું એ એક હકીકત નથી કે આપ સલામતીઓ માટે માગણી કરો છો જેનું પરિણામ એ છે કે આપને સમગ્રીતે વર્તમાનપત્રોમાં તેમ જ વિધાનમંડળમાં વ્યક્ત કરાતા લોકમતની ક્ષેત્રમર્યાદા બહાર રાખવા ?

**સર પી. જે. ફેગન :** ના, હું નથી માનતો કે તેનાથી અમને ક્ષેત્રમર્યાદાની બહાર રાખવામાં આવે છે. મારે કહેવું જોઈએ કે ચોક્કસ નહિ. હું ખરેખર નથી માનતો કે તેનાથી તેઓને તંદુરસ્ત લોકમતની ક્ષેત્રમર્યાદાની બહાર રાખવામાં આવશે.

**ડૉ. આંબેડકર :** હું આ પ્રશ્ન આપને ફરીથી પૂછવા માગું છું : શું આપ એવું નથી માનતા કે જો આપ, ભારતીય મંત્રીઓની સંમતિથી ભારતીય વિધાનમંડળ દ્વારા ઘડાયેલા કાયદાઓના નિયંત્રણ હેઠળ હોત તો, વર્તમાનપત્રોમાં અથવા જનતા દ્વારા આપના પર હુમલા કરવામાં આવે ત્યારે, આપ બહાર રહો ત્યારે આપને જે રક્ષણ મળવાનો સંભવ હોય તેના કરતાં વધુ સારું રક્ષણ આપને ભારતીય મંત્રીઓ તરફથી મળશે ?

**સર પી.જે.ફેગન :** ના; હું નથી માનતો કે એસોસિયેશનનો એવો મત રહેશે.

ડૉ. આંબેડકર : આપે હમણાં જ કરેલા વિધાનના સમર્થનમાં આપે સાયમન કમિશનના અહેવાલમાંથી કેટલાક ઉતારા હમણાં જ વાંચ્યા. શું એ હકીકત નથી કે કાયદો અને વ્યવસ્થાને અનામત વિષય તરીકે રાખવાથી તે ખાતામાં કાર્યરત સેવાઓ પર અત્યંત ટીકા થશે એવો નિર્ણય સર જહોન સાયમને લીધો માત્ર એટલા જ કારણસર કાયદો અને વ્યવસ્થાની તબદીલીની ભલામણ કરવા માટે તેમની મરજી વિરૂધ્ધ લગભગ તેમને ફરજ પાડવામાં આવી હતી ?

સર પી. જે. ફેગન : એ ય પાછું એવું છે કે મને લાગે છે કે આપણે એ વિષયને જવા જ દઈએ તો સારું. એ એક અત્યંત ચર્ચાસ્પદ વિષય છ અને હું માનું છું કે એ વિષય અંગે ઘણા ભિન્ન ભિન્ન અભિપ્રાયો છે. સર જહોન સાયમને શું વિચાર્યું હશે એ માટે હું જવાબદાર નથી.

ડૉ. આંબેડકર : શું આપ સંમત છો કે સાયમન કમિશનના અહેવાલ સાથે તે પ્રવર્તમાન રહ્યું તે માટેનું કારણ એ હતું ?

સર ઓસ્ટેન ચેમ્બરલેઈન : સાક્ષીએ તે પ્રશ્નનો જવાબ આપવામાં તેમને ક્ષમા કરવાની વિનંતી કરી છે.

ડૉ. આંબેડકર : જો તેઓ જવાબ આપવા ઈચ્છતા ન હોય તો હું એ અંગે દબાણ કરવા ઈચ્છતો નથી.

સર ઓસ્ટેન ચેમ્બરલેન : ખરૂ પુછાવો તો સિવિલ સર્વિસના પ્રતિનિધિઓ પર દબાણ કરવા માટેનો એ યોગ્ય પ્રશ્ન નથી. કારણ કે તેઓ તેમની પોતાની ખાસ સ્થિતિની વાત કહેવા આવે છે. ભારતમાં સામાન્ય સુધારા વિશેની ચર્ચા કરવામાં ભાગ લેવા નથી આવતા.

ડૉ. આંબેડકર : કાયદો અને વ્યવસ્થાની તબદીલી માટે સર જહોન સાયમન જે કારણ આપે છે તે એ છે કે એ ખાતાને વિધાનમંડળો અને મંત્રીઓના નિયંત્રણ બહાર અનામત રાખવાથી તે ખાતાને વર્તમાન પત્રો અને જનતાની ભારે મોટી ટીકાનો ભોગ બનવું પડશે.

વિસ્કાઉન્ટ બર્નહામ : કાનૂની કમિશનના સભ્ય તરીકે ડૉ. આંબેડકરે જે કહ્યું છે તે અત્યંત ગેરમાર્ગે દોરનારો અહેવાલ છે.

ડૉ. આંબેડકર : શક્ય છે કે મેં તે ખોટી રીતે વાંચ્યો હોય.

(૨)

## શ્રી સચ્ચિદાનંદ સિંહા, બેરિસ્ટર-એટ-લૉ, એમ.આઈ.સી.

**ડૉ. આંબેડકર :** સૌ પ્રથમ હું આપને ગર્વનરની ખાસ સત્તા-ખાસ કરીને શાંતિ અને સુલેહને થતો ભય અટકાવવા માટેની કાર્યવાહી કરવાની તેમની સત્તા-વિશેનો પ્રશ્ન પૂછવા માગું છું. બને તો હું આપનું લક્ષ તબદીલ કરાયેલા વિષયોના વહીવટીની બાબતમાં આજે પ્રવર્તમાન છે તે સ્થિતિ તરફ દોરવા માગું છું. શું આપની પાસે ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ છે ખરો ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા.

**ડૉ. આંબેડકર :** શું આપ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ પર જોશો ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા.

**ડૉ. આંબેડકર :** હું આપને, જેમાં તબદીલ કરાયેલા અને અનામત રખાયેલા વિષયોના વર્ગીકરણ માટેની જોગવાઈ કરવામાં આવી છે તે ગવર્નમે ન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૪૫ તરફ લઈ જવા નથી માગતો; એ તો આપણે જાણીએ છીએ. હું માત્ર નિયંત્રણ પ્રશ્નની જ છણાવટ કરૂ છું. જો આપ કલમ પર જુઓ તો પેટા-કલમ (૧) માં જણાવ્યું છે : "ગવર્નરના પ્રાંતના પરિષદના સભ્યો ન હોય તેવા મંત્રીઓની નિમણૂક કરી શકશે ?"

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા

ડૉ.આંબેડકર : એ પછી આપણે પેટા-કલમ (૩) પર આવીએ-એમાં એમ કહ્યું છે; તબદીલ કરાયેલા વિષયોની બાબતમાં, ગવર્નરને તેમના મંત્રીઓની સલાહ દ્વારા માર્ગદર્શન આપવામાં આવશે સિવાય કે તેમને તેઓના અભિપ્રાયમાં અસંમત થવા માટેનું પૂરતું કારણ જણાતું હોય, અને જો એમ હોય તો તેવા પ્રસંગે, તે સલાહ અનુસાર હોય તે સિવાયની બીજી કાર્યવાહી કરવાનું તે ફરમાવી શકશે ?"

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા.

**ડૉ. આંબેડકર :** હું આપનું લક્ષ એ બાબત પ્રત્યે દોરૂ છું કે આ કલમમ એમ કહેવામાં નથી આવ્યું કે જયાં જયાં ગવર્નરને એમ લાગે કે સુલેહ શાંતિ સામે ભય ઊભો થયો છે ત્યાં ત્યાં તેમના મંત્રીઓની ઉપરવટ જઈ શકશે ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** ના.

**ડૉ. આંબેડકર :** શ્વેતપત્રમાં હમણાં કરવામાં આવી છે એવી ખાસ જોગવાઈ આ કલમમાં કરવામાં નથી આવી ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** ના. એ બરાબર છે.

**ડૉ. આંબેડકર :** જો આપ સૂચના-ખત જોશો, જે ગવર્નરને આપવામાં આવે છે જેમાં તેમને કહેવામાં આવ્યું છે કે કયા પ્રસંગોએ તેમણે મંત્રીઓની સલાહના આધારે કામગીરી કરવી જોઈએ નહિ ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** મારી પાસે અહીં નકલ નથી.

**ડૉ. આંબેડકર :** આપ એ પુસ્તકમાં પૃષ્ઠ ૨૬૯ પર જોઈ શકશો.

**શ્રી સચ્ચિદાનંદ સિંહા ;** હા, મને તે મળી ગયું છે.

**ડૉ. આંબેડકર :** પૃષ્ઠ ૨૭૦ પર સૂચનાખતના ખંડ ૬માં જણાવ્યું છે "મંત્રીઓની સલાહ અંગે વિચારણા કરવામાં અને તેમના અભિપ્રાયથી અસંમત થવા કોઈ કેસમાં પૂરતું કારણ છે કે કેમ તેનો નિર્ણય કરવામાં આપે તેમના વિધાન પરિષ સાથેના સંબંધો પ્રત્યે અને તેમાં ઈલાકાના લોકોના પ્રતિનિધિઓ દ્વારા વ્યક્ત કરાય પ્રમાણેની તેઓની ઈચ્છાઓ પ્રત્યે ઉચિત લક્ષ આપવાનું રહેશે." બીજા શબ્દોમાં, ગવર્ન હાલના સંજોગો હેઠળ માત્ર જો તે એવા નિર્ણય પર આવે કે મંત્રીને વિધાનમંડળન અથવા મતવિસ્તારનો ટેકો નથી તો જ, તબદીલ કરાયેલાં ખાતાની બાબતમાં મંત્રીન ઉપર જઈ શકે અને તેમની સલાહ સ્વીકારી ન શકે.

શ્રી સચ્ચિદાનંદ સિંહા : હું માનું છું કે તે એમ જ છે.

ડૉ. આંબેડકર : હું જે કહેવા માગું છું તે એ છે કે : તબદીલ કરાયેલાં ખાતાંનો વહીવટ કરવાની હાલની પદ્ધતિ હેઠળ, ગવર્નરને તેમનો ખાસ વિટો નથી જે હવે, ગવર્નરને આપેલી સત્તાઓના ખંડ (એ) હેઠળ આપવામાં આવ્યો છે, એટલે કે સુલેહ-શાંતિનો ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : એ બરાબર છે .

ડૉ. આંબેડકર : આજે, કાયદો અને વ્યવસ્થાનું ખાતું એક અનામત વિષય છે એ હકીકત ધ્યાનમાં રાખીને, ગવર્નર, અલબત્ત તે ખાતાના કાર્યક્ષેત્રની અંદર તેમને ગમે તેવી કોઈપણ કાર્યવાહી કરી શકે છે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : હા.

**ડૉ. આંબેડકર :** પરંતુ ગવર્નર મંત્રી પાસે આવીને એમ ન કહી શકે કે "હું આપની સલાહ નહિ સ્વીકારૂ, જોકે આપ તબદીલ કરાયેલા ખાતાની કામગીરી કરી રહ્યા છો, કારણ કે આપ જે કાર્યવાહી કરવા વિચારો છો તે શાંતિ અને સુલેહને ભયરૂપ છે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : ના.

ડૉ. આંબેડકર : તેથી, પરિણામે, એ તો એક વિપરીત જોગવાઈ થઈ કહેવાય ?

શ્રી સચ્ચિદાનંદ સિહા : બેશક

ડૉ. આંબેડકર : આજે મંત્રી તેમના ખાતામાં તેમને ગમે તેવી કોઈ પણ કાર્યવાહી કરી શકે છે. શ્વેતપત્રની નવી યોજના હેઠળ દરેક ખાતું તબદીલ કરાયેલું ખાતું કહેવાશે. સુલેહ શાંતિ જાળવવાની ખાસ સત્તામાંથી ઉપસ્થિત થતો ગવર્નરનો વિટો, કાયદો અને વ્યવસ્થાના અમુક ખાતા પૂરતો મર્યાદિત રહેવાને બદલે, દરેક ખાતામાં પ્રસરશે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા હા.

ડૉ. આંબેડકર : તેટલા અંશે તે દરેક ખાતામાંની જવાબદારીનો ઘટાડો ગણાશે, જો કે દરેક ખાતું તબદીલ ખાતું ગણાશે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : એમ જ છે.

ડૉ. આંબેડકર : હવે હું સેવાઓના પ્રશ્ન પર આવું છું. આપ પરિશિષ્ટ ૭ જો઼ જેમાં તેમની ગણતરી કરવામાં આવી છે.

વિસ્કાઉન્ટ બર્નહામ : આ વ્યવસ્થાનો મુદ્દો છે. પ્રાંતોના ગવર્નરોની હાલની સત્તાચ કઈ છે તેનો આ ખુલાસો આપણી પાસે હતો. પરંતુ આપણને એ નહોતું કહેવા આવ્યું કે એ ક્યાં નિયત કરાઈ છે.

ડૉ આંબડકર : મેં ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ પર (૧) પ્ર લક્ષ દોર્યું હતું.

વિસ્કાઉન્ટ બર્નહામ : કોની સત્તાના આધારે આ ખુલાસો આપવામાં આવે છે

ડૉ. આંબેડકર : હું જાણતો નથી.

વિસ્કાઉન્ટ બર્નહામ : આપે આપેલા ખુલાસાને અધિકૃત કોણ કરે છે ?

ડૉ. આંબેડકર : અધિનિયમનું એ મારૂ પોતાનું અર્થઘટન છે અને સાક્ષી તે સા સંમત છે. હું કલમ 'પર' નો અને સૂચના-ખતનો ઉલ્લેખ કરૂ છું જે અધિનિયમન એક ભાગ છે. હવે, સેવાઓના પ્રશ્ન પરિશિષ્ટ - ૭ પર આવતાં આપ એ પરિશિષ્ટમ જોઈ શકશો- મારે દરેક મુદ્દાનો ખાસ રીતે ઉલ્લેખ નથી કરવો-કે એવી જોગવા કરવામાં આવી છે કે સેક્રેટરી ઓફ સ્ટેટ ઈન કાઉન્સિલ, સેવાની શરતોના વર્ગીકરણ અને વિનિયમન અંગેની તમામ સત્તાઓ પોતાની પાસે રાખશે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : હા.

ડૉ. આંબેડકર : હવે હું આપની સમક્ષ કલમ ૯૬ બી,પેટા કલમ (૨)નો ઉલેલખ કરી શકુ ? તેમાં આ રીતે વંચાય છે : "સેક્રેટરી ઓફ સ્ટેટ ઈન કાઉન્સિલ, ભારતમાંની સિવિલ સેવાઓના વર્ગીકરણને, તેઓની ભરતીની પદ્ધતિઓને, તેઓની સેવાઓની શરતોને, પગાર અને ભથ્થાંને અને શિસ્ત તથા વર્તનને વિનિયમિત કરવા માટેના નિયમો ઘડી શકે છે." અને વધુમાં " આવા નિયમો, નિયત કરવામાં આવે તેટલા અંશે અને તેવી બાબતો અંગે નિયમો ઘડવાની સત્તા, ગવર્નર જનરલ ઈન કાઉન્સિલને કે સ્થાનિક સરકારોને સોંપી શકશે અથવા રાજ્ય સેવાઓને વિનિયમિત કરતા કાયદાઓ ઘડવા માટે ભારતીય વિધાનમંડળને કે સ્થાનિક વિધાનમંડળોને અધિકૃત કરી શકશે."

શ્રી સચ્ચિદાનંદ સિંહા : હા.

ડૉ.આંબેડકર : એટલે, ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ જે પ્રમાણે ઘડાયો તે હેઠળ, ઈરાદો એવો હતો કે સેવાનાં કુલ મળતર અને શરતો અંગેના નિયમો બનાવવાની આ સત્તા ગવર્નર જનરલને અથવા ભારતીય વિધાનમંડળોને તબદીલ કરવાનો હતો ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : અથવા સ્થાનિક સરકારને.

ડૉ. આંબેડકર : અને ઈરાદો એવો હતો કે સેવાની શરતો એવી હોવી જોઈએ કે જેથી કરીને તે ભારતમાં દાખલ કરવાની સરકારની નવી પધ્ધતિને અનુરૂપ થઈ જાય ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : નિર્દેશ તો એવો હોવાનું જણાય છે.

ડૉ. આંબેડકર : દા.ત. જો આ જોગવાઈઓ જે પ્રમાણે તે પરિશિષ્ટ- ૭માં નિયત કરવામાં આવી છે તે પ્રમાણએ ઘડવામાં આવે, તો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાંથી ઉત્પન્ન થતી ભારતીય સત્તાધિકારીઓ પરનું નિયંત્રણ વિકસાવવાની વૃત્તિ કાબૂમાં આવી જાય ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા: એટલા માટે જ હું મારી યાદીમાં કહું છું કે રાજય સેવાઓને લગતી દરખાસ્તોથી ભારતને સંતોષ થતો નથી.

ડૉ. આંબેડકર : એ તદ્દન જરૂરી છે અને હકીકતમાં ખુદ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં જ એવી જોગવાઈ કરવામાં આવી છે કે આ સત્તાઓનો ઉપયોગ સેક્રેટરી ઓફ સ્ટેટ ઈન કાઉન્સિલ દ્વારા કરવામાં આવી રહ્યો છે અને યોગ્ય શરતો હેઠળ તે સત્તાઓ ભારતીય વિધાનમંડળને સોંપી શકાશે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા : હા.

ડૉ. આંબેડકર : જો શ્વેતપત્રમાંની દરખાસ્તોને કાયદાનું રૂપ આપવામાં આવે તો સોંપણીની આ પ્રક્રિયા બંધ થઈ જશે ?

શ્રી સચ્ચિદાનંદ સિંહા: ચોક્કસ.

ડૉ. આંબેડકર : સેવાઓના અધિકારોમાંની અમક વિશિષ્ટ બાબતો લો. દા.ત. પૃષ્ઠ ૨૧ પરની ૧૪મી બાબત, "ગવર્નરની અંગત સહમતી, રીતસર ઠપકો," અને બાબત ૧૫મી, "સ્થળનિમણુક અંગે ગવર્નરની અંગત સહમતી; ૧૬ : સરકારી ઉપરી અધિકારીના કોઈપણ હુકમ સામે ગવર્નરને ફરિયાદ કરવાનો અધિકાર" હવે, સેવાની શરતો તરીકે આ અધિકારો ખરેખર તો આખરી નથી; તે અધિકારો તેમના ઉત્ક્રાન્તિના તબક્કામાં છે. આ અધિકારો ઘડવામાં આવ્યા હતા કારણ કે મંત્રી કઈ રીતે પ્રતિભાવ આપશે તે અંગે કોઈ પણ વ્યક્તિ ચોકકસ નહોતી ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા** : ડૉ. આંબેડકર, આપનો પ્રશ્ન શું છે ?

ડૉ. આંબેડકર : મારો પ્રશ્ન આ છે. નિયત કરવામાં આવેલી આ નોકરીની કેટલીક શરતો, જેના પ્રત્યે મેં આપનું લક્ષ દોર્યું છે તે, લોકપ્રિય મંત્રી અને સિવિલ સર્વિસ વચ્ચેના પ્રયોગનું અંતિમ પરિણામ ચોક્કસ કેવું હશે તે શોધી કાઢવા માટેની એક પ્રયોગાત્મક બાબત તરીકે ઘડવામાં આવી હતી ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા.

ડૉ. આંબેડકર : શું એવો આશય નહોતો કે તે આખરી હોય ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા** ' ના, હું ધારૂ છું નહોતો.

ડૉ. આંબેડકર : અને જો તે શરતો જેવી છે તેવી ઘડવામાં આવી હોત તો હું ફરીથી કહું છું કે સિવિલ સર્વિસની શરતોને સરકારની જવાબદાર પદ્ધતિને અનુરૂપ બનાવવાની પ્રક્રિયા અટકી ગઈ હોત ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા.

ડૉ.આંબેડકર : હું આપને આ કેન્દ્રીય જવાબદારી વિશે એક પ્રશ્નના ઉત્તરમાં આપે કહ્યું કે સમવાયતંત્રના પ્રારંભ માટેની તારીખ નકકી કરાય એ અંગે આપ બહુ ઈંતેજાર હતા ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હા.

ડૉ. આંબેડકર : બીજી બાજુ આપ જાણો છે તેમ, એવી દલીલ કરવામાં આવે છે કે કોઈ વિશિષ્ટ તારીખ નક્કી કરવી અશક્ય છે, કારણ કે અનિશ્ચિતતાનાં એટલાં બધાં તત્ત્વો છે, જેમ કે રાજકુંવરો નિયત સમયમાં અંદર નહિ આવે, અને આપ એ પણ જાણો છો કે એમ થતું ટાળવા માટે શ્વેતપત્રમાં અમુક સંક્રમી જોગવાઈ કરવા માગું છું તે આ છે કે કારણ કે આ મુદ્દા પર આપનો અભિપ્રાય મેળવવા હું અધીર છું. ધારા કે જરૂરી સંખ્યાના રાજકુંવરો આવે નહિ ત્યાં સુધી સમવાયતંત્રને અનિશ્ચિત અવસ્થામાં રાખી ન શકાય તે માટે જરૂરી સંખ્યાના રાજકુંવરોને પરવાનગી અપાય કે દાખલ કરાય ત્યાં સુધી, અંશત; સરકારી વ્યક્તિઓના અને અંશત: બિન-સરકારી વ્યક્તિઓના જૂથ સાથે સમવાયતંત્રને તાકીદે શરૂ કરવામાં આવે તો શું આપને એવા પ્રકારની પદ્ધતિ સામે વાંધો હોઈ શકે ખરો ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હું એકદમ કોઈ અભિપ્રાય વ્યક્ત કરી શકું નહિ, પરંતુ એ બાબત વિચારી અને તપાસી શકાય. તે તપાસવા લાયક છે.

**ડૉ. આંબેડકર :** હું આ મુદ્દો સ્પષ્ટ થાય એમ ઈચ્છું છું . હું માનું છું કે આપ એ દરખાસ્ત સાથે સંમત નથી કે ભારતીય રાજકુમારો સાથેનું બ્રિટિશ`ભારતનું સમવાય તંત્ર એ કેન્દ્ર ખાતેની જવાબદારીની એક પૂર્વશરત છે ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** હું કોઈ પણ અભિપ્રાય વ્યક્ત કરવા ઈચ્છતો નથી, કારણ કે હું સમજું છું કે શ્વેતપત્રમાં રૂપરેખા દોરેલ દરખાસ્તો અંગે ગોળમેજી પરિષદ ખાતે સંમત થવાયું હતું.

**ડૉ. આંબેડકર :** હું જે પૂછવા માગું છું તે આમ છે : શ્વેતપત્રની વાત બાદ કરીએ તો, આપ એવું નથી કહેતા અથવા આપ સંમત નથી થતા કે સમવાયતંત્ર રહેશે માત્ર એ એક જ શરતે બ્રિટિશ ભારતને કેન્દ્રીય જવાબદારી હોઈ શકે ?

**શ્રી સચ્ચિદાનંદ સિંહા :** ના, શ્વેતપત્રથી અલગ થઈને નહિ.

## (૩)

## રાજકુમારોની ચેમ્બર વતી મીર મકબૂલ મહમૂદ, ડૉ. પી. કે. સેન., શ્રી કે. એમ. પાણીકર અને શ્રી બી.કાક

**ડૉ. આંબેડકર :** આ પ્રશ્નોમાં ઉપસ્થિત થતી બાબત હું જોઉં છું તે પ્રમાણે પૂછવા માગું છું .આપ જાણો છો કે શ્વેતપત્રમાં સમવાયતંત્રની શરૂઆત માટે એક

શરત નિયત કરવામાં આવી છે ; અમુક સંખ્યાનાં ભારતીય રાજયોના જોડાવા અંગે. તે પછી, નાણાંની તબદીલી માટે એક મહત્ત્વની શરત નિયત કરવામાં આવી છે, અને તે છે બેંક શરૂ કરવા અંગે. હું આપને પૂછવા એ માગું છું; શું રાજકુમારો, જો નાણા એ તબદીલ કરાયેલો વિષય ન હોત તો, જોડાવા તૈયાર થાત ખરા ?

**મીર મકબૂલ મહમૂદ :** એ પ્રશ્ન અંગે મારી પાસે ચોકકસ કોઈ સૂચનાઓ નથી પરંતુ મને નથી લાગતું કે તેઓની ચર્ચાઓનું વલણ જોતાં તેઓ જોડાવા તૈયાર થાય.

**ડૉ. આંબેડકર :** જો નાણાં એ તબદીલ કરાયેલો વિષય ન હોય તો, તેઓ સમવયતંત્રમાં જોડાવા તૈયાર થયા ન હોત ?

**મીર મકબૂલ મહમૂદ :** હું એવું નથી માનતો.

**ડૉ. આંબેડકર :** પુરાવા દરમિયાન ગઈ વખતે આપે આપેલી બીજી બાબતો પર આવતાં, મીર મકબૂલ, આપે કહ્યું હતું કે જો તમામ રાજકુમારો સમવાયતંત્રમાં એકદમ ન જોડાય તો તમે એવી પધ્ધતિ દાખલ કરશો કે જેથી, જે રાજકુમારો સમવાયતંત્રમાં જોડાય તેઓને, જે રાજકુમારો ન જોડાય તેઓના મતોનો અવેજી રીતે લાભ આપવો જોઈએ. મેં આ બરાબર પૂછયું છે ને ?

**મીર મકબૂલ મહમૂદ :** એ તો પ્રશ્નનું એક જ પાસું રજૂ કરે છે.

**ડૉ. આંબેડકર :** શું તમે એ સ્થિતિ સ્વીકારો છો ?

**મીર મકબૂલ મહમૂદ :** એ અર્ધ સત્ય છે. પૂર્ણ સત્ય નથી. અમે સ્થિતિનાં બે પાસાં વિચારીએ છીએ.

**ડૉ. આંબેડકર :** હું આપનું મહાસમવાયતંત્ર જાણી શકું ?

**મીર મકબૂલ મહમૂદ :** એવું નહિ; એક એ છે કે જે રાજયો દાખલ થતાં હોય તેઓ એવા અનુમાનથી એમ કરે છે કે સમવાયતંત્રમાં રાજયોની સ્થિતિ ઉપલા ગૃહમાં ૪૦ ટકા રહેશે અને નીચલા ગૃહમાં એક તૃતીયાંશ રહેશે, અને એ સ્થિતિ જે રાજયો વ્યક્તિગત રીતે દાખલ થયાં હોય તેમને માટે છે; બીજી સ્થિતિ છે એ રાજયોની

બાબતમાં જેઓ બહાર છે, તેમને પણ સમવાયતંત્રના નિર્ણયોની અસર થશે. એ બે પાસાં છે, અને હું સમજું છું કે આપનો પ્રશ્ન બીજી સ્થિતિને ઉલ્લેખીને છે.

**ડૉ. આંબેડકર :** હું ઈચ્છું છું કે આપ આપનું લક્ષ આ મુદ્દા પર કેન્દ્રિત કરો. મને લાગ્યું કે હું ગયા વખતે આપની પાસેથી એવું સમજ્યો કે આપ એક શરત નિયત કરવા માંગતા હતા કે જો તમામ રાજ્યો શરૂઆતમાં એકદમ દાખલ થાય અને બીજાં બહાર રહે તો આપ વજૂદની પદ્ધતિ પસંદ કરશો એટલે કે જેમાં જે રાજકુમારો સમવાયતંત્રમાં દાખલ થાય તેઓ, જેઓ દાખલ ન થયા હોય તેમના હિસ્સા પૂરતા અવેજી મતો નાખવાની માગણી કરશે. એ જ સ્થિતિ છે ને ?

**મીર મકબૂલ મહમૂદ :** હા.

**ડૉ. આંબેડકર :** હવે, હું આપને એ પૂછવા માગું છું કે શરૂઆતમાં સમવાયતંત્રમાં ન જોડાતાં રાજ્યોની સ્થિતિ શું હશે ? પરંતુ તેઓના મતોના ઉપયોગ સમવાયતંત્રમાં, નહિ જોડાયેલાં રાજ્યો દ્વારા કરવામાં આવ્યો હતો. જે રાજ્યો દાખલ ન થયાં હોય તેઓમાં સમવાયી વિધાનમંડળ અપીલ બનશે, પણ કોના મતોના ઉપયોગ કરવામાં આવશે ?

**મીર મકબૂલ મહમૂદ :** વાસ્તવિક રીતે તો એ હમણાં છે એવું જ રહેશે.

ડૉ. આંબેડકર : ના, મારો મુદ્દો આ છે. જો રાજ્યો સમવાયતંત્રમાં દાખલ ન થયાં હોય પરતુ જેઓની મતદાન શક્તિનો ઉપયોગ સમવાયતંત્રમાં દાખલ થયાં ન હોય તેવાં રાજ્યો દ્વારા ઉપયોગમાં લેવાશે તેઓમાં સમવાયી કાયદો અમલી બનશે ખરો ?

મીર મકબૂલ મહમૂદ : કરવેરાની અમુક બાબતોમાં તે લાગુ પડશે. બીજી બાબતોમાં તે વાટાઘાટ દ્વારા લાગુ થશે.

ડૉ.આંબેડકર : શું તેઓને સમવાયતંત્રના સભ્ય રાજ્યો ગણવામાં આવશે ?

મીર મકબૂલ મહમૂદ : ના.

ડૉ.આંબેડકર : શું તેઓને ગણવામાં નહિ આવે ?

મીર મકબૂલ મહમૂદ : ના.

ડૉ. આંબેડકર : અને છતાં તેઓના મતોના ઉપયોગ કરાશે ?

મીર મકબૂલ મહમૂદ : હા.

ડૉ. આંબેડકર : હવે હું રાષ્ટ્રીયતા વિશે થોડા પ્રશ્નો પૂછવા માગું છું. મને લાગે છે કે એ સહિયારૂ કારણ છે કે ભારતીય રાજયોના પ્રજાજનો વિદેશી ગણાય છે-જયાં સુધી બ્રિટિશ ભારતને કાયદેસર રીતે સંબંધ છે તેટલા પૂરતું.

શ્રી કે.એમ. પાણીકર : તેઓ બ્રિટિશ રક્ષિત લોકો છે પરંતુ કાયદામાં તેઓ વિદેશીઓ છે.

સર હરિસિંઘ ગૌડ : શું તેઓ બ્રિટિશ પ્રજાજનો નથી ?

**મીર મકબૂલ મહમૂદ :** તેઓ બ્રિટિશ પ્રજાજનો નથી.

ડૉ. આંબેડકર : તેઓ બ્રિટિશ ભારતમાં વિદેશી અધિનિયમની અંદર આવે છે?

**મીર મકબૂલ મહમૂહ :** હું એવું નથી માનતો.

**ડૉ. આંબેડકર :** આપ મારી પાસેથી એ જાણી શકો છો કે તેઓ આવે છે. ગમે તેમ, એ સહિયારૂ કારણ છે કે તેઓ બ્રિટિશ પ્રજાજનો નથી અને આપ દરખાસ્ત પણ નથી કરતા કે એક સમાન ભારતીય રાષ્ટ્રીયતા હોવી જોઈએ, જે અખિલ ભારતીય સમવાયતંત્રો સાથે અત્યંત અનુરૂપ અને સુસંગત હોય એ સ્થિતિને આપ વિનિયમિત કરવા માગતા નથી.

**મીર મકબૂલ મહમૂદ :** એ વિચારાયું નથી.

**ડૉ. આંબેડકર :** તો હું એવું માની લઉં છું કે આનું પરિણામ એવું આવશે કે જો હમણાં પ્રર્વતમાન સ્થિતિ ચાલુ રહે તો વિદેશીઓને મતાધિકારનો હક રહેશે, સમવાયી અને પ્રાંતિક વિધાનમંડળોના સભ્યો થવાનો હક રહેશે અને તાજના પ્રજાજનો બન્યા સિવાય તાજ હેઠળ વિશ્વાસનો હોદ્દો ધારણ કરવાનો હક રહશે.

**મીર મકબૂલ મહમૂદ :** એ તો હમણાં પણ શક્ય છે.

**ડૉ. આંબેડકર :** હું જાણું છું એ શક્ય છે.

**મીર મકબૂલ મહમૂદ :** એવું તો હમણાં પણ બન્યું છે.

**ડૉ. આંબેડકર :** પણ હું જે પૂછવા માગું છું તે આ છે. શું આપ એને અસંગત બાબત નથી ગણતા ?

**મીર મકબૂલ મહમૂદ :** અમે એવું નથી માનતા.

**ડૉ. આંબેડકર :** આપ એવા કોઈ બંધારણનો ઉલ્લેખ કરી શકશો કે જેમાં વિદેશીને મતાધિકારનો હક હોય, વિધાનમંડળના સભ્ય તરીકે ઊભા રહેવાનો હક હોય અને વિશ્વાસનો હોદ્દો ધારણ કરવાનો હક હોય ?

**મીર મકબૂલ મહમૂદ :** અહીં પણ આપણા પ્રતિષ્ઠિત પ્રતિનિધિ સર પી. પટ્ટણી કારોબારી પરિષદના સભ્ય હતા.

**ડૉ. આંબેડકર :** મને એની ખબર છે. પરંતુ હું જેના પર ભાર દેવા માગું છું એછે કે એ એક અસંગત બાબત છે, કંઈક એવી બાબત કે જે બીજા કોઈપણ સમવાયતંત્રમાં જણાતી નથી.

**મીર મકબૂલ મહમૂદ :** અત્યારે તો હું એવો કોઈ દાખલો ટાંકી શકું તેમ નથી.

**ડૉ. આંબેડકર :** આપને લાગે છે કે એ અત્યંત વ્યાપક પદ્ધતિ છે જેમાં ભારતીય રાજયનો પ્રજાજન તાજ હેઠળ વિશ્વાસનો હોદ્દો ધારણ કરી શકે છે અને તેમ છતાં તે વિદેશી અધિનિયમને અધીન રહી શકે છે ?

**મીર મકબૂલ મહમૂદ :** જયાં સુધી તે બંધારણને વફાદાર રહેવાનો સોગંદ લે ત્યાં સુધી.

**ડૉ. આંબેડકર ;** શું આપ માનો છો કે તેનાથી તે વિદેશી અધિનિયમના વ્યાપમાંથી દૂર થઈ જશે ?

**મીર મકબૂલ મહમૂદ :** જો આપને તે અધિનિયમની ફેરવિચારણા કરવી જરૂરી લાગતી હોય તો આપ એવું કરી શકો છો.

**ડૉ. આંબેડકર :** હું એ જ મુદ્દો પૂછું છું. તેથી સમાન ભારતીય રાષ્ટ્રીયતા હોવી હિતાવહ નથી ?

**મીર મકબૂલ મહમૂદ :** મને ડર છે કે આપણે આ સ્થિતિની કાનૂની અસરોનો વિચાર કર્યો નથી.

**શ્રી જયકર :** શું રાજકુમારોએ આ સમાન રાષ્ટ્રીયતાનો પ્રશ્ન કદી પણ વિચાર્યો છે ખરો ?

**મીર મકબૂલ મહમૂદ :** હા.

**ડૉ. આંબેડકર :** અને શું તેઓ તેને બહાલી નથી આપતા ?

**ડૉ. પી. કે. સેન. :** રાજકુમારોએ, જો તેઓની નિષ્ઠા ખુદ રાજયોના રાજવીઓ પ્રત્યે હોય તો તેઓના પ્રજાજનો પ્રત્યેની નિષ્ઠાનો ઈન્કાર કર્યો નથી. એટલે કે એ બાબતમાં પૂરક નિષ્ઠાનો વિચાર કરાયો છે અને તેથી તેઓને ભારતના પ્રાંતોમાં બ્રિટિશ ભારતીયો જેવા જ વિશેષ હકો અપાયા છે.

**ડૉ. આંબેડકર :** હું તો એ પૂછું છું કે કાનૂની સ્થિતિ કેવી રહેશે ?

મીર મકબૂલ મહમૂદ : હું નથી માનતો કે એ સમાનતાનો સિદ્ધાંત આ પ્રકારના કેસમાં આપણને બહુ મદદકર્તા થાય કારણ કે ભારતમાંના રાજયોની સ્થિતિ અને તાજ સાથેનો તેમનો સંબંધ બેશક અપૂર્વ છે અને તેથી રાષ્ટ્રીયતાનો પ્રશ્ન એક હકીકત તરીકે અત્યંત મહત્ત્વનો છે, અને વિચારણા પછી કંઈક યોગ્ય ઉકેલ આવી શકશે, પરંતુ કાનૂની સ્થિતિને લગતો ચોક્કસ જવાબ આપવો ભાગ્યે જ શક્ય છે અને તેમાંથી ઉપસ્થિત થતા નિર્દેશો પુરાવા રૂપે છે. મેં કહ્યું તેમ આવી બાબતમાં તુલના દ્વારા કશી સહાય મેળવવી અઘરી છે. વિશ્વના અન્ય ભાગોમાં જે છે કે જે નથી એનાથી બ્રિટિશ તાજની બાબતમાં રાજ્યોની સ્થિતિ અનન્ય છે અને તેથી જ્યાં રાજ્યનાં પ્રજાજનો તેના પોતાના રાજવી પ્રત્યે નિષ્ઠા ધરાવતો હોય તો તે તાજ પ્રત્યે પણ વફાદારી ધરાવે છે અને કાનૂની સ્થિતિનું સમાયોજન કરવા માટે એ બાબતની વિચારણા કરવાની રહે છે.

**શ્રી જયકર :** તેથી, હું એવું માની લઉં કે આ મુદ્દા પર કશો આખરી અને અફર નિર્ણય રાજયો દ્વારા કરવામાં આવ્યો છે ?

મીર મકબૂલ મહમૂદ : ના.

**ડૉ. આંબેડકર :** મને સંતોષ છે કે આપ આ સ્થિતિને વિસંગત અને વિચારણાયોગ્ય ગણો છો.

**મીર મકબૂલ મહમૂદ :** બેશક, એ વિચારણા યોગ્ય તો છે જ.

**ડૉ. આંબેડકર :** હવે, હું આપને સમવાયી કોર્ટ અંગે પ્રશ્ન પૂછવા માગું છું. શ્વેત પત્રના ફકરા ૧૧૫માં ભારતીય રાજ્યના નાગરિક અને બ્રિટિશ ભારતના પ્રાંત વચ્ચે વિવાદ ઊભો થાય ત્યારે અથવા બ્રિટિશ ભારતના પ્રાંત અને ભારતીય રાજ્ય વચ્ચે તકરાર પડે ત્યારે કોઈપણ હકૂમત ધરાવતી સમવાયી કોર્ટ માટે કશી જોગવાઈ કરવામાં આવી નથી. શું આપ સંમત નથી થતા કે એક એવા સ્થળની જોગવાઈ કરવી જરૂરી છે જે દ્વારા ભારતીય રાજ્ય વિરૂધ્ધ સમવાયી કાયદામાંથી તકરારની બાબત ઊભી થાય તો તેને તેના અધિકારને સિધ્ધ કરવાની તક મળે ?

**મીર મકબૂલ મહમૂદ :** હું સમજું છું તેમ શ્વેતપત્રની કલમ ૧૫૫માં એવું વિચારાયું છે કે તે કલમ અમુક ખાસ કેસોમાં જ લાગુ પડશે કે જ્યાં પક્ષકારો રાજ્ય અને રાજ્ય હોય, કે રાજ્ય અને પ્રાંત હોય કે રાજ્ય અને સમવાયતંત્ર હોય, અથવા પ્રાંત અને સમાવયતંત્ર હોય-કોઈ વ્યક્તિને બ્રિટિશ ભારતીય પ્રાંત સામે કે રાજ્ય સામે કાર્યવાહીનું કારણ હોય તો ખરેખર એવી જોગવાઈ નથી કે સમવાયી કોર્ટને હકૂમત રહેશે. એ સ્પષ્ટ સૂચિત છે કે કાર્યવાહીનું કારણ ઊભું થાય અથવા પ્રતિવાદના નિવાસનું સ્થળ સામાન્ય રીતે નક્કી કરવાનું થાય તો દીવાની કાર્યપધ્ધતિના કાયદા અનુસાર દાવો ક્યાં ચાલશે તેનું સ્થળ નક્કી કરવામાં આવશે.

**ડૉ. આંબેડકર :** પ્રશ્ન એ નથી. પ્રશ્ન આ છે : શું સમવાયી કોર્ટને હકૂમત રહેશે કે કેમ ?

**મીર મકબૂલ મહમૂદ :** ના, એવું નથી વિચારાયું કે સમવાયી કોર્ટને હકૂમત રહેશે.

**ડૉ. આંબેડકર :** ધારો કે એક તકરાર સમવાયી કાયદાની બહારના દાવાના કારણમાં ઊભી થાય છે તો આખરી સ્થળ, જ્યાં મૂળ દાવો જશે એ નક્કી સમવાયી કોર્ટ રહેશે. શું આપણે પહેલાં એ નહિ જોવું જોઈએ કે મૂળભૂત હકૂમત અને દાવો ખુદ ક્યાં રહેશે ?

**મીર મકબૂલ મહમૂદ :** દાવો કાં બ્રિટિશ ભારતમાં અથવા રાજ્યમાં રહેશે પછી અપીલનો પ્રશ્ન આવે છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ દાવો આટલો બધો મોટો હોય તો હકૂમત ખુદ સમવાયી કોર્ટની ગણાય ?

**મીર મકબૂલ મકસૂદ :** હું એવું નથી માનતો.

ડૉ. આંબેડકર : હું આપનું લક્ષ ફકરા ૧૫૫માંની જોગવાઈ તરફ દોરૂ છું. એવી જોગવાઈ નથી કે જેથી ખાનગી નાગરિક દેશી ભારતીય રાજ્ય વિરુધ્ધ સમવાયી કાયદામાંથી અથવા ભારતીય રાજ્યના નાગરિક વિરુધ્ધ ભારતીય પ્રાંતમાંથી ઊભો થતો અધિકાર સિધ્ધ કરી શકે ?

**મીર મકબૂલ મહમૂદ :** સ્પષ્ટ છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** આપ આપની યાદી, દસ્તાવેજ ૨૧, ફકરો જી. પેટા ફકરો (સી) જોશો ?

**મીર મકબૂલ મહમૂદ :** હા.

ડૉ. આંબેડકર : એ ફકરાના અંતે આપ સૂચવો છો કે જો અમુક રાજ્ય સમવાયી કોર્ટનું હુકમનામુ અમલી બનાવવામાં નિષ્ફળ જાય,તો તેમ કરવાની સત્તા વાઈસરોયને આપવી જોઈએ ?

**ડૉ. પી. કે. સેન :** હા.

**ડૉ. આંબેડકર :** શા માટે આપ આ સત્તા વાઈસરોયને આપવા માગો છો અને ગર્વનર જનરલ કે સમવાયી મંત્રાલયને કેમ નહીં ? સમવાયી કોર્ટ સમવાયી બંધારણનો ભાગ નથી ?

**ડૉ. પી. કે. સેન** : સમવાયી કોર્ટના અમુક હુકમનું પાલન રાજ્ય એકમ કરે નહિ તો એવું લાગે છે કે તેનું પાલન કરનાર યોગ્ય વ્યક્તિ વાઈસરોય છે.

**ડૉ. આંબેડકર** : વાઈસરોય શા માટે ? ગર્વનર જનરલ કે સમવાયી મંત્રાલય કેમ નહીં ? વાઈસરોય જ કેમ ?

**ડૉ. પી. કે સેન :** કારણ કે વાઈસરોય સર્વોપરી સત્તાના પ્રતિનિધિ તરીકે રાજયના સંપર્કમાં રહે છે. અને રાજયે પરિપૂર્ણ કરવાનું અમુક કાર્ય પરિપૂર્ણ કરાય તે જુએ છે.

**ડૉ. આંબેડકર :** ના, હું જુદો મત ધરાવું છું. સમવાયી કોર્ટ સમવાયી સરકારનું તંત્ર છે. અને ગર્વનર જનરલ, શ્વેતપત્રની દરખાસ્તો હેઠળ, એવી વ્યક્તિ રહેશે જે સમવાયતંત્રનું પ્રતિનિધિત્વ કરશે અને વાઈસરોય નહિ. તેથી આ સત્તા ધરાવનાર યોગ્ય વ્યક્તિ જો કોઈ હોય તો તે ગર્વનર જનરલ છે અને વાઈસરોય નહિ ?

**ડૉ. પી. કે. સેન :** પ્રશ્ન એ છે કે ગર્વનર જનરલ ગર્વનર જનરલ તરીકે અને સમવાયી કારોબારીના વડા, તરીકે સજા કરી શકશે અથવા રાજયમાં અમુક હુકમોનો અમલ કરાવી શકાશે.

**ડૉ. આંબેડકર :** મારો અભિપ્રાય એવો છે કે તેમણે એ કરવું જોઈએ , વાઈસરોયે નહિ. વાઈસરોય આ બાબતમાં સર્વોપરિતા અંગે તાજનું પ્રતિનિધિત્વ કરે છે ?

**ડૉ. પી .કે. સેન :** ગર્વનર જનરલની સત્તા શું છે ? આપણને દહેશત છે કે એ વાઈસરોય રહેશે જેમને સર્વોપરિ સત્તાના પ્રતિનિધિ તરીકે નિયંત્રણનો અમુક સંબંધ રહેશે.

**ડૉ. આંબેડકર :** મને નથી લાગતું કે મને એ સ્પષ્ટ સમજાયું હોય. મારો મુદ્દો એ છે કે સમવાયી કોર્ટ સમવાયી બંધારણનો ભાગ છે ?

**ડૉ. પી. કે. સેન :** બેશક.

**ડૉ. આંબેડકર :** અને સમવાયી બંધારણના વડા ગર્વનર જનરલ રહેશે અને વાઈસરોય નહિ?

**ડૉ. પી. કે. સેન. :** હા.

ડૉ. આંબેડકર : પરિણામે, સમવાયી બંધારણના ભાગ એવા સમવાયી ન્યાયતંત્રના નિર્ણયોનો અમલ કરવાનું કામ યોગ્ય રીતે ગર્વનર જનરલનું છે અને વાઈસરોયનું નથી, અને તેથી ગર્વનરે જનરલ છે જેમને અમલ બજવણીની સત્તા હોવી જોઈએ ?

**ડૉ. પી. કે. સેન. :** હું આટલું જ કહી શકું કે એમ જણાય છે કે યોગ્ય કાર્યપધ્ધતિ ગર્વનર જનરલ માટે એ ગણાશે કે વાઈસરોય મારફત આગળની કાર્યવાહી કરવી.

**ડૉ. આંબેડકર :** હું એ મુદ્દો આગળ નહિ ધપાવું. શ્રી પનીકર, શ્રી જયકરે પૂછેલા પ્રશ્નના જવાબમાં આપે કહ્યું કે કેન્દ્ર ખાતે અનામત રાખવાના હોય તેવા વિષયોને તબદીલ કરાય તે પહેલાં ભારતીય રાજ્યોની પૂર્વમંજૂરી લેવી જરૂરી બનશે; ખાસ કરીને લશ્કરની બાબતમાં. શું મેં આપની સાચી રજૂઆત કરી છે ને ?

**શ્રી કે.એમ. પનીકર :** તદ્દન સાચી.

ડૉ. આંબેડકર : શું હું એવું સમજું કે આપે એમ કહ્યું હતું કે જો રાજયો સંમતિ આપે તો બીજી વખતે જયારે પ્રશ્નની ચર્ચા થાય કે લશ્કરને તબદીલ કરાયેલો વિષય ગણવો જોઈએ નહિ, તો શું તે તબદીલ નહિ કરાય ?

શ્રી કે. એમ.પનીકર : અનુમાન તો એવું જ છે.

## (૪)
## સર માયકલ ઓડવાયર,
## જી.સી. આઈ.ઈ., કે.સી. એસ.આઈ

**ડૉ. આંબેડકર :** આપના પુરાવામાં મને જણાવ્યું કે આપ બુધ્દિજીવી વર્ગ અને આમ વર્ગ વચ્ચે સૂક્ષ્મ ભેદ પાડો છો. હું આપને પૂછીશ : આપ એવો કોઈ ભેદ ઊભો કરો છો કે અમુક સ્થિતિમાં બુધ્દજીવીઓને સમાજના અમુક સ્તરમાં લેવામાં આવે અને બીજી પરિસ્થિતિમાં બુધ્દિજીવીઓને સમાજના જુદા સ્તરમાંથી લેવામાં આવે ?

**સર માયકલ ઓડવાયર :** હા, હું માનું છું કે જો તેઓને સમાજના જુદા સ્તરમાંથી લેવામાં આવે તો તેઓનો દ્રષ્ટિકોણ વ્યાપક રહેશે.

**ડૉ. આંબેડકર :** ભારતમાંના હાલના સંજોગોમાં શું આપ એવું માનો છો કે બુદ્ધિજીવી વર્ગ ખરેખર મિશ્ર વર્ગ છે અને કેવળ બ્રાહ્મણોમાંથી જ નથી લેવાતો પરંતુ અબ્રાહ્મણો, મુસ્લિમો અને દલિતોમાંથી લેવાય છે ?

**સર માયકલ ઓડવાયર :** ભારતમાં જુદા જુદા ભાગોમાં તે ભિન્ન છે. ઉત્તર ભારતમાં બુદ્ધિજીવી વર્ગ મુખ્યત્વે હિંદુ છે અને મદ્રાસમાં જયાં શિક્ષણ વ્યાપક છે ત્યાં પરિસ્થિતિ ભિન્ન છે.

**ડૉ. આંબેડકર :** મારો મુદ્દો આ છે. આપ એ નહિ કહો કે જો બુદ્ધિજીવી વર્ગોને ભારતીય સમાજના જુદા જુદા સ્તરોમાંથી લેવામાં આવે છે તો તેઓમાં અને આમ વર્ગોમાં આવું જ વિભાજન થશે.

**સર માયકલ ઓડવાયર :** હું પૂર્ણ રીતે સંમત છું. એવું નહિ થાય.

**ડૉ. આંબેડકર :** તેથી મને લાગે છે કે તાર્કિક દૃષ્ટિએ એવું ફલિત થશે કે બુદ્ધિજીવી વર્ગને આમવર્ગની સંભાળ રાખવાનું સોંપી શકાય જેમાંથી તે પોતે આવે છે ?

**સર માયકલ ઓડવાયર :** હું એવું માનું છું; તેઓ આવું કરે તેવો વધુ સંભવ છે.

**ડૉ. આંબેડકર :** હું આપને બીજો પ્રશ્ન પૂછું : શું એ હકીકત નથી કે હાલની સરકારને સમાજ સુધારાના વૈધાનિક કાર્યક્રમનો સંકોચ થાય છે?

**સર માયકલ ઓડવાયર :** હા, એકંદરે મને લાગે છે કે ધાર્મિક પ્રથાઓમાં ડખલ થાય એવું સમજાતું કંઈ પણ કરવામાં ખચકાટ છે.

**ડૉ. આંબેડકર :** શું આપ સંમત નથી થતા કે ભારતીય લોકોની મોટાભાગની બિનકાર્યક્ષમતા ખરેખર આ સમાજિક અનિષ્ટોને લીધે છે ?

**સર માયકલ ઓડવાયર :** મને લાગે છે કે મહદંશે એ કારણે જ એવું છે.

**ડૉ. આંબેડકર :** અને તેથી જ સરકારને ભારતીય લોકોને સામાજિક બિનકાર્યક્ષમતાનાં કારણો દૂર કરવા માટે વૈધાનિક સુધારાનો કાર્યક્રમ કરવામાં સંકોચ થાય તે સરકાર નબળી સરકાર છે ?

**સર માયકલ ઓડવાયર :** હું એમ નહિ કહું કે સરકારને સંકોચ થાય છે. સરકારના પક્ષે વિશાળ લોક મતનો અમુક ટકો છે એવું તેને લાગે નહિ ત્યાં સુધી સરકાર આનાકાની કરતી હોય છે. મને લાગે છે કે તે જ કારણસર તેણે સર્વે અધિનિયમને ટેકો આપેલો.

**ડૉ. આંબેડકર :** હા, પરંતુ મુખ્યત્વે તો તેનો વૈધાનિક કાર્યક્રમ બહુ નબળો રહ્યો?

**સર માયકલ ઓડવાયર :** હા, કારણ કે કાયદો ભારત જેવા દેશમાં લોકમતની ઘણો બધો આગળ કદી હોઈ શકે નહીં. જયારે સરકારે પ્રથમ તે પ્રકારનો કાયદો દાખલ કર્યો ત્યારે શ્રી. ટિળકે બાંયો ચઢાવેલી અને કહી દીધું હતું કે સરકાર ધર્મ સાથે ચેડાં કરે છે. પરિણામે દક્ષિણમાં ચળવળ થઈ અને કતલ થઈ.

**ડૉ. આંબેડકર :** શું સરકાર એકલી વ્યક્તિ શ્રી ટિળકથી બી ગઈ હતી ?

**સર માયકલ ઓડવાયર :** શ્રી ટિળક એકલા નહોતા, લોકોને પોતાની સાથે રાખવાની તેમનામાં પ્રચંડ શક્તિ હતી.

**ડૉ.આંબેડકર :** શું ભારતીયો શ્રી ટિળકથી ડરે નહિ ?

સર માયકલ ઓડવાયર : મને લાગે છે કે તેઓ ડરશે. મને લાગે છે કે બહુ થોડા લોકો શ્રી ટિળખ સામે ખાંડાં ખખડાવશે. લોર્ડ સિડનહામ એક એવા હતા.

**ડૉ. આંબેડકર :** આપે કહ્યું કે આપ કાયદો અને વ્યવસ્થાને હમણાં તબદીલ નહિ કરો. આપ કાયદો અને વ્યવસ્થાને તબદીલ કરો એ પહેલાં બીજાં તમામને તબદીલ કરશો અને કેન્દ્ર ખાતે કશો ફેરફાર નહિ કરો. કાયદો અને વ્યવસ્થા તબદીલ કરાય તે પહેલાં કેટલો સમય ગાળો જવા દેશો એનો અમને કંઈ ખ્યાલ આપી શકશો ?

**સર માયકલ ઓડવાયર :** હું એ જવા દઈશ. કોમી વેરઝેર શાંત થઈ જાય.જે મંત્રીઓને વિસ્તરેલી સત્તા આપવામાં આવી છે તેઓ એ સત્તાનો ઉપયોગ જમીન મહેસૂલ, સિંચાઈ અને બીજાં ખાતાંમાં કરે અને તેમણે બતાવ્યું છે કે તેમને વધુ સત્તા અપાય તેને તેઓ લાયક છે, અને જયારે અમુક પ્રાંતોમાં બ્રિટિશવિરોધી ચળવળો ચાલે છે અને ત્રાસવાદી ટુકડીઓ અસ્તિત્વમાં છે તેના પર કાબૂ મેળવવામાં આવે અને જયારે સ્થિતિ બીજી રીતે અનુકૂળ હોય ત્યારે હું કાયદો અને વ્યવસ્થાને તબદીલ કરવાની તરફેણ કરીશ.

**ડૉ. આંબેડકર :** આપને પૂછવામાં આવ્યું હતું કે ભારતીય જનતાનો એવો કોઈ ભાગ હતો જે આપ વિચારો છો તેવી યોજનાની તરફેણ કરતો હોય ? આપે કહ્યું: હા, ભારતમાં અમુક સમૂહો એવા હશે જે તેનો સ્વીકાર કરશે ?

**સર માયકલ ઓડવાયર :** હા.

**ડૉ. આંબેડકર :** હું આપને એ પૂછવા માગું છું. બીજી માન્યતાલો કે ભારતમાં એવો કોઈ વર્ગ નથી જે તેનો સ્વીકાર કરશે, હું આપને એવું અનુમાન કરવાનું કહું ?

**સર માયકલ ઓડવાયર :** હા

**ડૉ. આંબેડકર :** તો પણ એ કહો કે ધારો કે ભારતમાં એવો વર્ગ નથી જે આપની દરખાસ્ત સ્વીકારવા તૈયાર થાય તો આપની બીજી પ્રવૃત્તિ શી હશે ? એવા પ્રસંગે આપ સંસદને કેવી સલાહ આપશો ?

**સર માયકલ ઓડવાયર :** હું, ભારતનાં લોકોના લાભ માટે સોથી અનુકૂળ મને લાગી હોય તે દિશામાં આગળ વધી જઈશ.

**ડૉ. આંબેડકર :** તો આપની સ્થિતિ આવી હશે કે આપને શ્રેષ્ઠ લાગે તે કરો અને સ્વીકારવું કે નહિ સ્વીકારવું એ ભારતીયો પર છોડી દો ?

**સર માયકલ ઓડવાયર :** હા, સમય પર વિશ્વાસ રાખીને કે તેઓ કેવાં નિયંત્રણો મૂકાયાં છે તે જોશે...

**ડૉ. આંબેડકર :** એક દલીલ ખાતર એવું અનુમાન કરો કે આખરે તો પૂરતી વાટ જોયા પછી આપને કોઈ ભારતીય સમૂહ એવો ન મળ્યો જે આપની યોજનાને સ્વીકારે, તો આપ એ વખતે સંસદને શી સલાહ આપશો ?

**સર માયકલ ઓડવાયર :** હું સંસદને સલાહ આપીશ કે આપની સ્થિતિ કુદરતી છે અને વાજબી દૃષ્ટિકોણ સ્વીકારાશે એવું લોકોને સમય આવ્યે સમજાશે એવી આશામાં જેને આપ શક્ય અને કાર્યક્ષમ ગણતા હો તેવી યોજનામાં આગળ વધો.

**ડૉ. આંબેડકર :** મને દિલગીરી છે કે આપ મારો પ્રશ્ન સમજતા નથી. મારો પ્રશ્ન એ બહુ વિશિષ્ટ પ્રશ્ન છે .

**સર માયકલ ઓડવાયર :** હું તેને આ રીતે સંક્ષિપ્ત બનાવું. હું નથી માનતો કે લોકો અચોક્કસ સમય સુધી ગેરવાજબી વલણ ટકાવી રાખે.

**ડૉ. આંબેડકર :** ધારો કે તેઓએ શ્વેતપત્રની યોજના વિચારી હોય અથવા આપની યોજના વિચારી હોય તો શું એ એટલી ખરાબ હતી કે તેઓ એનો સ્પર્શ પણ ન કરે ?

**સર માયકલ ઓડવાયર :** રાજની સરકાર ઉત્તમ પદ્ધતિઓના આધારે ચલાવવી જોઈએ.

● ● ●

**ડૉ. આંબેડકર :** અધ્યક્ષશ્રી, સર માયકલ ઓડવાયર જાય તે પહેલાં હું એક હકીકત રજૂ કરૂ ? મિ. બટલરના પૂછેલા પ્રશ્નના જવાબમાં સર માયકલે એવું દર્શાવ્યું કે સાયમન કમિશને કાયદો અને વ્યવસ્થાની તબદીલી માટે ભલામણ કરી હતી.

**સર માયકલ ઓડવાયર :** હા, એમ જ છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ હું આપને એ જણાવીશ કે આપણામાંના ઘણા અહીં ઉલ્લેખેલા પ્રસંગો એટલે કે ગાંધી દ્વારા અસહકાર ચળવળના પ્રસંગો દ્વારા સમજયા અને ભારતમાં ફાટી નીકળેલાં દા.ત. કાનપુર ખાતે કોમી રમખાણો દ્વારા નહિ.

વિસ્કાઉન્ટ બર્નહામ : મેં કહ્યું કે કોમી રમખાણો સાથે એને સંબંધ હતો. હું એને મેં જણાવ્યો એ અર્થમાં સમજયો. કે તેનો સંબંધ નાગરિક અસહકાર આંદોલન સાથે ન હતો અથવા તેમના પરિણામરૂપ કોમી રમખાણો સાથે ન હતો.

## (૫)

## શ્રી એફ.ઈ.જેમ્સ., મિ.ડબલ્યુ.ડબલ્યુ. કે. પેજ, મિ.ટી. ગેવિન- જોન્સ, મિ. જી.ઈ.કયુક, મિ. એલ. એ. રોફી. સર વિલિયમ, મેકકર્ચર અને મિ. એફ. ડબલ્યુ. હોકનહલ

ડૉ. આંબેડકર : એક કે બે પ્રશ્નો. હું મિ. જેમ્સને એક પ્રશ્ન પહેલો પૂછવા માગું છું. શું આપનું એસોસિયેશન, ૨૯મી ઓક્ટોબર, ૧૯૨૯ના રોજ લોર્ડ ઈરવિન વાઈસરોય હતા. ત્યારે તેમણે કરેલી જાહેરાતને સ્વીકારે છે ? જેમાં કહ્યું છે કે તે વખતની હિઝ મેજેસ્ટીની સરકારના મત અનુસાર ભારતના રાજકીય બંધારણની તાર્કિક ઉત્ક્રાન્તિ સાર્વભૌમ દરજજો હતી ?

મિ. એફ. ઈ. જેમ્સ : હું નથી માનતો કે લોર્ડ ઈરવિનનું તે અમુક વિધાન શ્વેતપત્રમાં છે.

ડૉ. આંબેડકર : નથી, ખરેખર નથી શું ?

મિ. એફ. ઈ. જેમ્સ : અને મારી દરખાસ્તો શ્વેતપત્રની દરખાસ્તો અંગેની છે પરંતુ મને યાદ નથી કે એ વિધાન સમયે એસોસિયેશને કોઈ ઘોષણા કરી હોય.

ડૉ આંબેડકર : શું આપ અમને ઘોષણાનો સારાંશ આપી શકશો ?

મિ. એફ.ઈ.જેમ્સ : તે હમણાં કરવા જઈશ તો મારી સ્મૃતિ દગો દઈ જશે.

ડૉ. આંબેડકર : હું મારો મુદ્દો કંઈક જુદી રીતે પૂછું. શું આપ શ્વેતપત્રમાં જણાવેલી દરખાસ્તોને ભારતમાં બંધારણમાં અપનાવવા જેવી આખરી સ્વરૂપ ગણો છો? કે આપ એમ માનો છો કે હજી વધુ ઉત્ક્રાન્તિને અવકાશ છે ?

મિ. એફ. ઈ. જેમ્સ : હું માનું છું કે એનો જવાબ, યાદીના ફકરા -૧માં છે.

ડૉ. આંબેડકર : એમાંથી જવાબ મળી રહે છે. ખરૂ ને ?

**મિ. એફ. ઈ. જેમ્સ. :** મને લાગે છે કે એ જ જવાબ છે. "અમે શ્વેતપત્રની સામાન્ય યોજનાને અંકદરે સંતોષકારક ગણીએ છીએ અને તેને જેના પર ભારતના ભાવિ બંધારણ ઘડી શકાય તે માટેનો પાયો ગણીએ છીએ."

**ડૉ. આંબેડકર :** મારો પ્રશ્ન કંઈક જુદો હતો. મારો પ્રશ્ન આવો છે : શું આપ આ દરખાસ્તોને ભારતના રાજકીય બંધારણના આખરી સ્વરૂપ તરીકે ગણો છો ?

મિ. એફ. ઈ. જેમ્સ : હું યાદીના ફકરા ૧ના ત્રીજા પેટા-ફકરા પ્રત્યે આપનું લક્ષ દોરું છું. જેમાં જણાવ્યું છે : " એસોસિયેશનની પરિષદ, સંયુક્ત પ્રવર સમિતિનો અહેવાલ પ્રસિદ્ધ થાય ત્યારે બંધારણીય યોજનાનું તેનું આખરી વલણ નક્કી કરવાનો અધિકાર અનામત રાખે છે. અને અહેવાલ પર આધારિત ભારતની ભાવિ સરકાર માટેનું વિધયેક સંસદ સમક્ષ રજૂ કરવામાં આવે છે.

**ડૉ. આંબેડકર :** મને માફ કરશો; મારા પ્રશ્નનો એ જવાબ નથી. મારો પ્રશ્ન કંઈક જુદો છે. શું આપ એવું માનો છો કે શ્વેતપત્રમાં જણાવેલી દરખાસ્તો ઉપરાંત ભારતના રાજકીય દરજ્જાની પ્રગતિ માટે કંઈ વધુ અવકાશ છે ખરો ?

**મિ. એફ. ઈ. જેમ્સ :** હા. દેખીતી રીતે જ શ્વેતપત્રમાં, ભાવિમાં સુધારા કે ફેરફાર માટેનો અવકાશ છે જ .

**ડૉ. આંબેડકર :** મેં "પ્રગતિ" એ શબ્દોનો ઉપયોગ કર્યો ?

**મિ. એફ. ઈ. જેમ્સ :** જો આપ એને પ્રગતિ કહેતા હો તો શક્ય છે.

**ડૉ. આંબેડકર :** હું એ મુદ્દાને વળગી નહિ રહું ?

મિ. એફ. ઈ. જેમ્સ : પરંતુ આપણે તો હવે માત્ર શ્વેતપત્રની દરખાસ્તો જ વિચારીએ છીએ.

ડૉ. આંબેડકર : ફકરા પરમાં આપે દરખાસ્ત કરી કે ભારતીય વિધાનમંડળોને બ્રિટિશ રાષ્ટ્રીયતાના કાયદાને અસર કરવાની સત્તા નથી. હું એ મુદ્દો તદ્દન સમજું છું. એ પછી આપ આગળ ઉપર કહો છો કે તેને કેનેડિયન અધિનિયમની સરખામણીના આધારે ભારતીય રાષ્ટ્રીયતાને નિયત કરવાની પણ સત્તા નથી. આપ શું કહો છો તે

હું સમજું છું. હું એ જાણવા માગું છું કે શું આપ એને સંપૂર્ણ મર્યાદા તરીકે મૂકવા માગો છો ? જેનાથી ભારતીય વિધાનમંડળ, કોઈપણ પ્રકારના હેતુ માટે ભારતીય રાષ્ટ્રવાસીઓનો દરજ્જો બનાવવામાંથી અટકી જશે ?

મિ. એફ. ઈ. જેમ્સ : ના મને, લાગે છે કે ફકરો તદ્દન સ્પષ્ટ છે. આપણે તો માત્ર એટલું જ કહીએ છીએ કે ભારત એ પ્રકારનું વિધાનમંડળ હોવાની ઈચ્છા કરે જ, તો ભારતમાંની યુરોપિયન બ્રિટિશ કોમને બાકાત રાખીને ભારતને તેમ કરવા દેવું જોઈએ નહિ.

ડૉ. આંબેડકર : હું આ રીતે પૂછું : ધારો કે દા.ત. એવો કેસ ઉપસ્થિત થાય કે જે કેનેડામાં ઉપસ્થિત થયેલા કેસ જેવો જ હોય અને જેનાથી તે અધિનિયમ ઉપસ્થિત થાય; ધારો કે કોઈ આંતરરાષ્ટ્રીય ટ્રિબ્યુનલ પર ભારતીય પ્રતિનિધિત્વ માટેની જરૂરિયાત હોય અને ભારત એવું માગે કે પ્રતિનિધિત્વનો અધિકાર હિઝ મેજેસ્ટીના ભારતીય બ્રિટિશ પ્રજાજનો માટે અથવા હિઝ મેજેસ્ટીના ભારતીય પ્રજાજાનો માટે અનામત રાખવો જોઈએ, તો શું આપ એ પ્રસંગે વિધાનમંડળને એવી છૂટ નહિ આપો કે તે એવો કાયદો પસાર કરે જેમાં કેનેડિયન અધિનિયમની સરખામણીના આધારે દરજ્જો ઊભો કરવાની જોગવાઈ કરવામાં આવે ?

**મિ. એફ. ઈ. જેમ્સ :** એનો ખરેખર જવાબ આપણા ફકરાના છેલ્લા વાક્યમાં છે. કદાચ મિ. પેજ એને વધુ વિગતે સમજાવી શકશે.

મિ. પેજ : મને લાગે છે કે એવી ગેરસમજ ન થવી જોઈએ કે એવો કોઈ ગૂઢ અર્થ છે. એ ફકરા અંગેનો આપણો સમગ્ર ઉદ્દેશ એ છે. કે ભારતીય નાગરિકતા ઊભી કરવાથી બ્રિટિશ પ્રજાજન તરીકે બ્રિટિશ રાષ્ટ્રવાસીના અધિકારોને અસર થવી જોઈએ નહિ. આપણે ખરેખરતો એમ કહેવું જોઈએ કે અમે બ્રિટિશ રાષ્ટ્રીયતાની તમામ વ્યક્તિઓને સાચવવા માગીએ છીએ, જ્યારે ભારતમાં વસતી વ્યક્તિઓને હિઝ મેજેસ્ટીના ભારતીય પ્રજાજનને હક હોય તેવા તમામ અધિકારો આપવા માગીએ છીએ. અને અમે કોઈપણ કાયદો પસાર થતો અટકાવવા ઈચ્છીએ છીએ કે જેનાથી આવા અધિકારો લઈ લેવામાં આવે. એ ફકરાનો સમગ્ર ઉદ્દેશ આ છે. ભારતીય નાગરિકતાની રચના પ્રત્યે અમને જરા પણ વાંધો નથી.

**ડૉ. આંબેડકર :** અધ્યક્ષશ્રી, આવો જ પ્રશ્ન મિ. ગોવિન જોન્સને તેમણે કરેલા સૂચન અંગે પૂછવો બરાબર છે ?

**અધ્યક્ષ :** જો ડૉ. આંબેડકર મારો અંગત મત પૂછતા હોય તો હું કહીશ કે આ તબક્કે સમયને વાજબી ઠરાવે એવી પૂરતી મહત્ત્વની આ બાબત નથી.

## (૬)
## સર જહોન પેરોનેટ થોમ્પ્સ, કે.સી.એસ.આઈ. કે.સી.આઈ.ઈ

સર આલ્ફ્રેડ વૉટસન અને મિ. એડવર્ડ વિલિયર્સ

**ડૉ. આંબેડકર :** સર જહોન થોમ્પ્સન, એક જ પ્રશ્ન. ગઈ કાલે આપે પ્રાંતોની નાણાકીય સ્થિતિ માટે સલામતી જોગવાઈ કરવાનો પ્રશ્ન ઉઠાવ્યો, અને દાખલો આપીને આપે જણાવ્યું કે પાણીના દરના હાલના સંજોગો હેઠળ જેમાં પ્રાંતિક મહેસૂલની બહુ મોટા ભાગની જોગવાઈ કરાઈ છે તે કારોબારીના હુકમથી ફેરફાર કરાવાપાત્ર છે ?

સર જહોન પી. થોમ્પ્સન : હા.

ડૉ. આંબેડકર : શું એ હકીકત નથી કે લાંબા સમય સુધી ભારતીયો ચળવળ ચલાવી રહ્યા છે કે કેવળ કારોબારીના હુકમથી ઊભા કરાયેલા તમામ કરવેરા હવે પછી કારોબારી હુકમથી વધારે વધારવા જોઈએ નહિ, પરંતુ વૈધાનિક કાયદો ઘડીને વધારવા જોઈએ ?

સર જહોન પી. થોમ્પ્સન : એ બાબતે ચળવળ તો ચોકકસ ચાલે જ છે. જમીન મહેસૂલ અંગે મને એની ચોકકસ ખાતરી નથી કે સિંચાઈ દરોની બાબતમાં એ કેવી ચાલે છે.

**સર તેજબહાદુર સપ્રુ :** હું એ જણાવું કે હકીકતના મુદ્દા તરીકે જમીન મહેસૂલ કારોબારીના હુકમથી ઊભું કરાતું નથી ! કદાચ એ એવો વિચાર કરે છે કે જમીન મહેસૂલની પતાવટો કારોબારીના હુકમથી કરવામાં આવે છે ?

સર જહોન પી. થોમ્પ્સન હા;

ડૉ. આંબેડકર : હા; અને ભલામણ કરાઈ હતી કે કારોબારીના હુકમથી ઊભા કરાતાં આ તમામ નાણાં, હવેથી કારોબારીના હુકમ દ્વારા નહિ પરંતુ કાયદા દ્વારા ઊભાં કરાવાં જોઈએ ?

સર જહોન પી. થોમ્પ્સન : મને એની ખબર નથી.

ડૉ. આંબેડકર : એનો અમલ કરવામાં નથી આવ્યો.

## (૭)
## સર ચાર્લ્સ ઈન્સ, કે.સી.એસ.આઈ.; સી.આઈ.ઈ

ડૉ. આંબેડકર : સર ચાર્લ્સ, આપે બીજાં ગૃહો પર ઠીક ઠીક ભાર મૂક્યો ?

સર ચાર્લ્સ ઈન્સ: હા.

**ડૉ. આંબેડકર :** આપે એવું કારણ આપ્યું કે તેનાથી ખાસ સત્તાઓના સતત ઉપયોગની જરૂરિયાત ઘટી જશે ?

**સર ચાર્લ્સ ઈન્સ :** ના હું એ નથી જાણતો. મેં તો એમ કહ્યું હતું કે તેનાથી ખાસ સત્તાઓ પ્રબલિત થશે, અને મને આશા હતી કે બીજા ગૃહના અસ્તિત્વથી જે કોઈ પણ ઉપયોગ કરવા માગતું નથી તે ખાસ સત્તાઓનો ઉપયોગ કરવાનું બિનજરૂરી બની જશે અથવા તે જવલ્લે જ જરૂરી બનશે.

**ડૉ. આંબેડકર :** આપ ખાસ સત્તાઓને બદલે બીજાં ગૃહ નહિ મૂકો ?

સર ચાર્લ્સ ઈન્સ : ના.

**ડૉ. આંબેડકર :** બીજો પ્રશ્ન એ છે કે : મને લાગે છે કે આપે જણાવ્યું કે આ ખાસ જવાબદારીઓમાં કશું વિલક્ષણ નહોતું, અને તમે એ સાર્વભૌમ રાજયોનાં બંધારણોમાં જોયું હતું ?

**સર ચાર્લ્સ ઈન્સ :** મેં એમ કહ્યું કે સલામતીઓમાં કશું નવું ન હતું.

ડૉ. આંબેડકર : સાર્વભૌમ રાજયોનાં બંધારણોમાં અને શ્વેતપત્રની જોગવાઈઓમાં ગમે તે સલામતીઓ હોય તો તે વચ્ચે આ તફાવત નથી ? હું માનું છું કે જવાબદાર સરકાર હેઠળ એ કદી સમજાયું નથી કે ગર્વનર મંત્રીમંડળની સલાહથી સંપૂર્ણ બંધાયેલા

છે જો ગર્વનરને એમ લાગે કે તે સલાહ ન સ્વીકારે તો તે તેઓની સલાહ ઈનકારી શકે છે; પરંતુ જયારે હું વિચારૂ છું કે તે બીજું કદમ કયું ભરી શકશે તો તે છે બીજા મંત્રીમંડળની રચના જે તેમને ટેકો આપશે. જો તે મંત્રીમંડળ ગવર્નરનો મત સ્વીકારે નહિ તો તે વિધાન પરિષદનું વિસર્જન કરી શકે છે અને નવા વિધાનમંડળની ચૂંટણી કરાવી શકે છે અને જો પછી એમને એવું જણાય કે નવા વિધાનમંડળમાંથી મંત્રીમંડળની રચના કરી શકાય એમ નથી તો તેમણે નમતું આપવું જોઈએ. એવું જ છે ને ?

**સર ચાર્લ્સ ઈન્સ :** હા, સામાન્ય રીતે એવું જ થશે. સિવાય કે તેમને એમ લાગે કે તેમણે એમ કરવું જોઈએ નહિ.

ડૉ. આંબેડકર : શ્વેતપત્રમાંની દરખાસ્તો હેઠળ આ મહત્ત્વનો તફાવત નથી કે શ્વેતપત્રની દરખાસ્તો હેઠળ ગવર્નરને કોઈપણ અને દરેક મંત્રીમંડળની ઉપરવટ જવાની સત્તા રહેશે ?

સર ચાર્લ્સ ઈન્સ : માત્ર તેમની ખાસ જવાબદારીના અમલમાં જ.

ડૉ. આંબેડકર : તેઓ કોઈપણ મંત્રીમંડળની સલાહથી બંધાયેલા કદી નહીં રહે?

સર ચાર્લ્સ ઈન્સ : આપણા પક્ષે આપણે માનીએ છીએ કે ભારતીય વાજબી સહકારની ભાવનામાં બંધારણનું કામ કરવાનો છે, એ જ પ્રમાણે મને લાગે છે કે આપે એ માની લેવાનું છે કે ગવર્નર પણ જે ભાવનાથી બંધારણ ઘડવાનું છે તે જ પ્રમાણે કામ કરશે.

**ડૉ. આંબેડકર :** હા ?

સર ચાર્લ્સ ઈન્સ : મને એ નથી સમજાતું શા માટે આપ એવું અનુમાન નથી કરતા ક ગવર્નર આ સત્તાઓનો ઉપયોગ કરવાનો પ્રયાસ કરશે. મને લાગે છે કે દરેક ગવર્નર પોતે કરી શકે તેવી શક્ય રીતે તેનો ઉપયોગ કરવાનું ટાળવાનો પ્રયાસ કરશે.

**ડૉ. આંબેડકર :** હું જોઉં છું તે પ્રમાણે હું બંને સ્થિતિઓમાં વચ્ચેનો તફાવત બહાર લાવવાનો પ્રયાસ કરું છું. ખાસ સત્તાઓથી ગવર્નરને તેઓ અસંમત થતા હોય તેવી સલાહ આપનાર અમુક મંત્રીમંડળની ઉપરવટ જવાની સત્તા નથી ?

**સર ચાર્લ્સ ઈન્સ :** મને ખરેખર ખબર નથી આપ શું કહેવા માગો છો .

**ડૉ. આંબેડકર :** મારો આપને પૂછવાનો મુદ્દો આ છે : કે ગવર્નરને આપવાની હોય તેવી ખાસ સત્તાઓ એટલા માટે નથી અપાતી કે તેઓ જેની સલાહ સ્વીકારી શકતા ન હોય તેવા અમુક મંત્રીમંડળની ઉપરવટ જાય; પરંતુ સત્તાઓ એટલા માટે આપવામાં આવે છે કે તેઓ મંત્રીમંડળની ઉપરવટ જાય ?

**સર ચાર્લ્સ ઈન્સ :** ચોક્કસ. કારણ, કે આપણે જે કરવાનું છે તે એ છે કે અમુક ખાસ જવાબદારીઓ અદા કરવાની છે. અમુક મંત્રીમંડળની ઉપરવટ જવું કે નહિ તે પ્રશ્ન નથી : એ પ્રશ્ન છે કે તેમણે તે ખાસ જવાબદારી સાચવવાની છે કે નહિ.

**ડૉ. આંબેડકર :** સલામતીઓ વચ્ચેનો એ મહત્ત્વનો તફાવત છે ?

**સર ચાર્લ્સ ઈન્સ :** મેં ચોક્કસ એવું જ કહ્યું હતું કે ભારતમાંની સલામતીઓ વધુ સ્પષ્ટ રાખવાની છે અને તેની વધુ સ્પષ્ટ વ્યાખ્યા કરવાની છે કારણ કે અમુક હકીકતો જોતાં એ કરવું જરૂરી બની જાય છે. દા.ત. આ કોમી તોફાનને કારણે સલામતીઓ જરૂરી બની જાય છે.

**ડૉ. આંબેડકર :** હું એમ નથી પૂછતો કે તેના માટેનાં કોઈ કારણો છે કે કેમ. હું તો એ જ દર્શાવવા માગું છું કે તફાવત છે ?

સર ચાર્લ્સ ઈન્સ : હા.

## (૮)
## સર એડવર્ડ બેન્થલ, સર થોમસ કેટ્રો અને મિ. જી. એલ. વીન્ટરબોથમ એસોસિયેટેડ ચેમ્બર્સ ઓફ કૉમર્સ ઓફ ઈન્ડિયા વતી

ડૉ. આંબેડકર : સર એડવર્ડ, હું આપને સૌ પ્રથમ સમવાયી નાણાં અંગેના આપના વિધાનના તે ભાગ અંગે પ્રશ્ન પૂછવા માગું છું . મને લાગે છે કે આપ ભારતમાં કરવેરાની એકરૂપતાને બહુ મહત્ત્વ આપો છો ?

સર એડવર્ડ બેન્થલ : હા.

**ડૉ. આંબેડકર :** અને કયાં કારણસર આપે એવું સૂચન કર્યું છે કે કેન્દ્ર અને પ્રાંતો વચ્ચેના મહેસૂલનાં લગભગ તમામ સાધનો કેન્દ્ર ખાતે અલગ રાખવાં જોઈએ અને કેન્દ્રે તે વિભાજિત કરવાં જોઈએ ?

**સર એડવર્ડ બેન્થમ :** આપણે એવું સૂચન કરીએ ?

**ડૉ. આંબેડકર :** આપ એવું માગો છો કે લગભગ તમામ મુખ્ય કરવેરા કેન્દ્ર દ્વારા વસૂલ કરાવા જોઈએ કે જેથી કરીને કરવેરા એકસરખા રહે ?

**સર એડવર્ડ બેન્થલ :** અમે એટલી હદ સુધી કંઈ નહોતું કહ્યું . અમે એકરૂપતા માગી હતી, પણ અમે એવું નહોતું કહ્યું કે તમામ કરવેરા કેન્દ્ર દ્વારા વસૂલ કરાવા જોઈએ.

**ડૉ. આંબેડકર :** આપ બીજી કઈ રીતે કરવેરાની એકરૂપતા રાખશો ? જો આખા ભારતમાં કરવેરા વસૂલ કરનાર એક જ સંસ્થા ન હોય તો ?

સર એડવર્ડ બેન્થલ : સંકલનની કોઈક પદ્ધતિઓ શોધી કાઢવી પડશે.

**ડૉ. આંબેડકર :** માની લો કે આપણે એવો સિદ્ધાંત અપનાવીએ કે પ્રાંતિક હેતુ ઓ માટે આવકવેરા પરનો સરચાર્જ પ્રાંત વસૂલ કરે તો શું એનાથી એકરૂપતાનો ટૂંકો માર્ગ લઈ શકાશે ?

**સર એડવર્ડ બેન્થલ :** હા, અમે તેના તદ્દન વિરોધી છીએ.

**ડૉ. આંબેડકર :** તો પછી, શું આપ અંતિમ કરવેરાના વિરોધી છો ?

**સર એડવર્ડ બેન્થલ :** અમે સૈદ્ધાંતિક રીતે તેનો વિરોધ કરીએ છીએ અને અમે સૂચવ્યું છે કે જે કોઈ કરવેરાના પરિણામે આંતરપ્રાંતિક જકાતવેરો અથવા આંતરપ્રાંતિક અવરોધો થવાના હોય ને માટે સમવાયી બહાલી જરૂરી હોવી જોઈએ. એ અમારા પુરાવાનો આધાર છે.

**ડૉ.આંબેડકર :** આખરે તો એનો અર્થ એ થશે કે કરવેરાનાં સાધનોને અલગ રાખવાં પડશે; કાં તો પ્રાંત વસૂલ કરી શકે નહિ અથવા તો કેન્દ્રની પૂર્વમંજૂરીથી જ વસૂલ કરી શકે ?

**સર એડવર્ડ બેન્થલ :** મને લાગે છે કે સંકલનની કોઈ યોજના શોધી કાઢવાની ત્રીજી પદ્ધતિ રહેશે.

**ડૉ.આંબેડકર :** મને ખબર નથી. આ સંકલન કેવી રીતે લાવવું એ અંગે આપ કોઈ પદ્ધતિ સૂચવો છો ?

**સર એડવર્ડ બેન્થલ :** મને લાગે છે કે હાલમાં નિયમો નક્કી કરાયા છે. અલબત્ત, હાલમાં એકમુખી સરકારની વાત કરીએ છીએ જે નિયમો નિયત કરે છે.

**ડૉ. આંબેડકર :** આપણે આ બાબતને આપણે વિચારીએ છીએ તે પ્રાંતિક સ્વાયત્તતાના અને આપણે પ્રાંતોમાં દાખલ કરવાના છીએ તે જવાબદાર સરકારના પણ દ્દષ્ટિકોણ ચોક્કસ જોવા માગીએ છીએ ?

સર એડવર્ડ બેન્થલ : હા.

**ડૉ. આંબડેકર :** હવે હું આ પૂછવા માગું છું. પ્રાંતિક સ્વયત્તતાના દ્દષ્ટિકોણથી જો પ્રાંત કરવેરાની તેની પોતાની પદ્ધતિ શોધી કાઢવા માટે મુક્ત રહેવાનું ન હોય અને દર વખતે તેણે કેન્દ્ર પાસે જવાનું હોય તો આ સ્વાયત્તતાને અમલમાં ઉતારવાનું ઘણું મુશ્કેલ બની જશે ?

સર એડવર્ડ બેન્થલ : દર વખતે નહિ, પરંતુ ભારતીય વાણિજયના વિકાસની રૂકાવટમાં પરિણામવા સંભવ હોય તેવા આ અમુક કરવેરાની બાબતમાં હું એવું કહીશ કે આ મુદ્દો રજૂ કરવાનો ન હતો પરંતુ સંયુકત પ્રવર સમિતિના લક્ષ પર તેમને લાવવાનો હતો જેથી તેઓ તેના પર વિચાર કરી શકે.

**ડૉ. આંબેડકર :** તો પછી હું સામાન્ય રીતે આવું પૂછીશ. કે આપ એ માન્ય રાખશો કે કેન્દ્ર અને પ્રાંતો વચ્ચે નાણાંની કોઈ પદ્ધતિ તૈયાર કરવામાં એ વાતનો ખ્યાલ રાખવો જરૂરી છે કે પદ્ધતિ ગમે તે અપનાવાય પણ તે પ્રાંતિક સ્વાયત્તતા અને જવાબદાર સરકાર સાથે અંસગત નહિ હોય ?

**સર એડવર્ડ બેન્થલ :** હા, અગાઉના પ્રશ્નના જવાબમાં મેં કહ્યું હતું કે જરૂરી હોય તેના કરતાં વધુ સહવર્તી સત્તાઓ હોવી જોઈએ નહિ અને અમે તેમાં સંમત છીએ. વિષયો અને કરવેરાનું વિભાજન બને એટલું સુસ્પષ્ટ હોવું જોઈએ, પરંતુ વેપારના



ક્રમશ...

દ્દષ્ટિકોણથી અમે એવું જણાવવા ઈચ્છીએ છીએ કે જોગવાઈઓના પરિણામે આંતરપ્રાંતિક જકાત અવરોધો કઈ રીતે થઈ શકશે.

**ડૉ. આંબેડકર :** હવે હું આપને ફકરા ૩માં ઉલ્લેખેલ રિઝર્વ બેન્ક વિષે પ્રશ્ન પૂછવા માગું છું. આપ કહો છો કે બેન્ક પ્રાંતિક દખલગીરીથી મુક્ત હોવી જોઈએ ?

**સર એડવર્ડ બેન્થલ :** હા.

**ડૉ. આંબેડકર :** હું માનું છું કે આપ સંમત થશો કે કટોકટીના સમયમાં બેન્કને રાજકીય સહાયની જરૂર પડશે ?

સર એડવર્ડ બેન્થલ : એવું બને ખરૂ.

**ડૉ. આંબેડકર :** કટોકટીમાં એવું બને કે બેન્કને ટેકો આપવા માટે સરકારે કરજની ભરપાઈ મોકૂફ રાખવાની મંજૂરી જાહેર કરવી પડે ?

સર એડવર્ડ બેન્થલ : હા, મને લાગે છે કે એવો રિવાજ છે કે તમામ રિઝર્વ બેન્કોનાં બંધારણોમાં તેમને એવી છૂટ છે કે નાણાકીય કટોકટીના સમયમાં સરકાર દ્વારા દરમિયાનગીરીની અંતિમ સત્તા આપવી જોઈએ અને રિઝર્વ બેન્કની બાબતમાં હું એનો વાંધો નહિ લઉં.

**ડૉ. આંબેડકર :** તેથી આપ એવી છૂટ આપશો કે જો સરકારે કટોકટીના સમયમાં બેન્કને સહાય આપવાની હોય તો- કાંતો કરજ ભરપાઈ મોકૂફ રાખીને કે પછી તેની અનામતોને સ્થિર બનાવવા માટે નાણાં ધીરીને- જેથી કરીને તેનું કામકાજ ચાલી શકે, તો બેન્ક પર અથવા તેનાં કામકાજ પર તેની કંઈક અસર પડશે ખરી ?

**સર એડવર્ડ બેન્થલ :** સરકાર એક યા બીજી રીતે બેન્કના અમુક અધિકારીઓને અને કેટલાક ડિરેકટરોને નીમી શકશે, પરંતુ સરકારે આવા બહુમતી ડિરેકટરોને નીમવા જોઈએ નહિ.

**ડૉ. આંબેડકર :** હું આ મુદ્દો સ્પષ્ટ કરવા માગું છું. હું આવો ભેદ કરૂ છું. રાજકીય દરમિયાનગીરી, દખલગીરી અને અસર. આપ શું માનો છો ? સરકારે શું કરવું જોઈએ અને શું ન કરવું જોઈએ ?



કરવેરા...

**સર એડવર્ડ બેન્થલ :** એ મુકરર કરવું એનો અર્થ એ થશે કે રિઝર્વ બેન્કનું બંધારણ ઘડવું.

**ડૉ. આંબેડકર :** હું એનો આગ્રહ નહીં રાખું. હવે, ડિરેક્ટરોની બાબતમાં, આપ રાજકીય અસરને બાકાત રાખવા કઈ જોગવાઈ વિચારો છો ? શું આપ એમ કહેશો કે ભારતમાં રાજકીય પક્ષની વ્યક્તિને ડિરેક્ટર થવામાંથી ગેરલાયક ઠરાવવી જોઈએ ?

**સર એડવર્ડ બેન્થલ :** ના. શરૂઆતમાં હું શેરહોલ્ડરોની બેન્ક ઈચ્છું છું અને શેરહોલ્ડરો મોટાભાગના ડિરેક્ટરોને નિયુક્ત કરે એવું માનું છું.

**ડૉ. આંબેડકર :** શું તેઓ રાજકારણીઓ હોઈ શકશે ?

**સર એડવર્ડ બેન્થલ :** વિધાનમંડળોમાં બેસતા રાજકારણીઓ નહિ.

**ડૉ. આંબેડકર :** પરંતુ તેઓ બહુ સક્રિય રીતે પક્ષના ભંડોળમાં ટેકો આપતા હશે ?

**સર એડવર્ડ બેન્થલ :** જો તેઓ પક્ષીય રાજકારણને બહુ સક્રિય રીતે ટેકો આપતા હોય તો તેઓ દેશનો નાણાકીય વિશ્વાસ જીતી નહિ શકે.

**ડૉ. આંબેડકર :** પરંતુ આવી વ્યક્તિઓને નીમવામાં આવી કોઈ ગેરલાયકાત નહિ રહે ?

**સર એડવર્ડ બેન્થલ :** જો તેઓ એક સાથે બે વસ્તુ ચલાવવાનો પ્રયાસ કરશે તો તેઓ બહુ મૂર્ખ કહેવાશે.

ડૉ. આંબેડકર : હવે, શ્વેતપત્રના ફકરા ૧૨૨ અંગે આપની ટીકા અંગે. ફકરા ૫ મા આપ દરખાસ્ત ૧૨૨માં અમુક લાયકાતોનો સમાવેશ કરવાનાં અમુક સૂચનો કરા છો ?

સર એડવર્ડ બેન્થલ : હા.

ડૉ. આંબેડકર : હું એ ફકરાની છેલ્લી ચાર કે પાંચ લીટીઓ વાંચવા માગું છું : "પરંતુ કોઈપણ કાયદો, તે સંપૂર્ણ રીતે કે અમુક અપવાદો સાથે કોઈપણ વિસ્તારમાં,

તે વિસ્તારમાં ખેતીમાં રોકાયેલી અથવા સંકળાયેલી કોઈ પણ વ્યક્તિઓના વર્ગના માન્ય કરેલા વર્ગની ન હોય તેવી કોઈપણ વ્યક્તિને ખેતીની જમીન વેચવા કે ગીરો મૂકવાનો પ્રતિબંધ ફરમાવે છે માત્ર તેટલા જ કારણસર આ હેતુ માટે ભેદભાવજનક હોવાનું ગણાશે નહિ." હું આ મુદ્દો પૂછવા માગું છું કે " જ્ઞાતિ, સંપ્રદાય કે ધર્મના ભેદભાવ વગર" એ શબ્દો આ છેલ્લા ભાગમાં દાખલ કરાય નહિ ત્યાં સુધી, જ્ઞાતિ, સંપ્રદાય કે ધર્મ પર આધારિત તે વર્ગની અંદર ભેદભાવ કરવાનું શક્ય બનશે ખરૂ? આપની પાસે ખેતી કરતો વર્ગ હોઈ શકે છે અને તે ખેતી કરતા વર્ગની અંદર શું આપ જ્ઞાતિ, સંપ્રદાય કે ધર્મ વચ્ચે ભેદભાવ કરી શકશો ?

**સર એડવર્ડ બેન્થલ :** હા, હું ઈચ્છું છું કે વકીલોએ તે મુદ્દો વિચારવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** હું આપને આ પૂછું છું એનું કારણ એ છે કે આપ આવું કહીને આ વર્ગની સુધારણા અંગે અમુક સૂચનો કરો છો કે : જો આ દરખાસ્તને અસરકારક બનાવવી હોય તો બ્રિટિશ ભારતમાં "નિવાસનું રહેઠાણ, સતત રહેઠાણ અથવા રહેઠાણની અવધિ" નો સમાવેશ કરવો જરૂરી બનશે ?

**સર એડવર્ડ બેન્થલ :** હા.

ડૉ. આંબેડકર : શું આપે એમ નહોતું કહ્યું કે જ્ઞાતિ , સંપ્રદાય કે ધર્મ પર આધારિત કોઈપણ ભેદભાવને પણ તેમાંથી બાકાત રાખવો જોઈએ ? આ ફકરાને કોઈપણ ભેદભાવ સામે અસરકારક બનાવવો હોય તો એવું કરવું પડશે ?

સર એડવર્ડ બેન્થલ : મને લાગે છે કે તે ફકરાનાં પાછલા અડધા ભાગની બાબતમાં આપણે ઉઠાવેલો મુદ્દો વિભાગ 'જી' હેઠળ આપણા ફકરા ૬ માં જણાવ્યો છે. આપણે એવું નહોતા માગતા કે તેને, યુરોપિયનો, બગીચાના માલિકો અને એવા લોકો જમીન રાખે તો તેમ કરતાં તેમને અટકાવવા માટે લાગુ પાડવો જોઈએ.

ડૉ. આંબેડકર : પરંતુ, હું એમ કહું છું કે આપના હેતુને અસરકારક બનાવવા માટે, જો જરૂરી હોય તો, આપે એમ કહ્યું કે એવા ભેદભાવનો આધાર જ્ઞાતિ, સંપ્રદાય, વંશ કે ધર્મ પર નહિ હોય ?

**સર એડવર્ડ બેન્થમ :** હા; એ કાનૂની મુસદ્દો ઘડવા અંગેની બાબત છે.

## (૯)
## ભારતીય સ્ત્રી-મતાધિકાર માટેની બ્રિટિશ સમિતિ વતી લેડી લેટન, શ્રીમતી ઓ.સ્ટ્રેસી અને સર ફિલિપ હારટોગ

**ડૉ. આંબેડકર :** હું એક પ્રશ્ન પૂછવા માગું છું. મને ખબર નથી કે આપ મારી સાથે સંમત થાવ છો કે કેમ, પરંતુ હું માનું છું કે જ્યારે આપ સ્ત્રીઓ માટે મતો અંગે ભારપૂર્વક જણાવો છો ત્યારે મને લાગે છે કે આપ એવું પણ ઈચ્છો છો કે મતાધિકાર એવી રીતે તૈયાર કરવો જોઈએ કે જેમને રજિસ્ટર પર નોંધવામાં આવે તે સ્ત્રીઓને ભારતીય સમાજના તમામ સ્તરોમાંથી લેવામાં આવશે અને જરૂરી નથી કે તેમને માત્ર એકલા ઉપલા સ્તરમાંથી કે વચલા સ્તરમાંથી કે નીચલા સ્તરમાંથી લેવામાં આવે; સ્ત્રીઓને જે કોમોમાંથી લેવામાં આવે તેમનું મતદાર યાદી પર કંઈક પ્રમાણ હોવું જોઈએ ?

**લેડી લેટન :** વ્યવહારૂ રીતે એ શક્ય હોય ત્યાં સુધી તો. ચોક્કસ.

**ડૉ. આંબેડકર :** મારો મતલબ છે કે શું આપ એવું નથી કહેવા માગતાં કે આપ આ ૧:૪ કે ૧:૫નો ગાણિતિક ગુણોત્તર માગો છો પરંતુ તે ગુણોત્તર જવા દઈએ તો પણ આપ એમ પણ ઈચ્છા રાખશો કે તમામ વર્ગોમાંથી તમામ સ્ત્રીઓ રજિસ્ટર પર હોવી જોઈએ ?

**લેડી લેટન :** ચોક્કસ,બને ત્યાં સુધી અમને એવું લાગે એવું અમે નથી ઈચ્છતાં કે શહેરી અને ગ્રામીણ મતદારો અને જુદા જુદા વર્ગોને પર્યાપ્ત પ્રમાણમાં પ્રતિનિધિત્વ મળે.

**ડૉ.આંબેડકર :** હું માનું છું કે આપ એ અંગે પણ સંમત થશો કે જો શૈક્ષણિક લાયકાત અથવા મિલકત અંગેની લાયકાત ઊંચી નક્કી કરાય તો તેનું પરિણામ એ થશે કે આપ મતદાર યાદીમાં ભારતીય સમાજના માત્ર એક જ વર્ગમાંથી સ્ત્રીઓ લઈ શકશો ?

**લેડી લેટન :** એમ બને ખરું. હું એમ કહીને એ પૂરૂ કરીશ કે જો વહીવટી દૃષ્ટિએ શક્ય હોય તો આપણે એ આવકારવું જોઈએ. અને અમે અમારી યાદીમાં એ

ભારપૂર્વક જણાવ્યું છે કે માત્ર મિલકત અંગેની ઊંચી લાયકાત ધરાવતી વ્યક્તિઓની જે પત્નીઓને જ નહિ પણ મિલકત અંગેની નીચી લાયકાત ધરાવતી વ્યક્તિઓની પત્નીઓને પણ મતાધિકાર આપવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** હું જે જાણવા આતુર છું તે એ છે કે -હું આપને પૂછું છું તે મુદ્દાને આપ મહત્ત્વ આપો છો કે કેમ ? એટલે કે સમગ્ર વસ્તીમાં સ્ત્રીઓની મતદાનશક્તિની સારા પ્રમાણમાં વહેંચણી કરવી કે આપ કેવળ એને જ મહત્ત્વ આપો છો કે સ્ત્રીમતદાર વિરુધ્ધ પુરુષ મતદારનું પ્રમાણ હોવું જોઈએ ?

**લેડી લેટન :** એ બંને પરિબળોને મહત્ત્વ આપો પરંતુ અમે માનીએ છીએ કે સ્ત્રીઓનાં હિતો આ ક્ષણે આ અમુક પ્રશ્ન અંગે પૂરતી રીતે સલામત છે. જો આપની પાસે તમામ જિલ્લાઓમાં બીજી સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ કરવા માટે મતાધિકાર અપાયેલી સ્ત્રીઓ પૂરતી સંખ્યામાં હોય તો જેમને મતાધિકાર અપાયો નથી તેવી સ્ત્રીઓ માટે અમે એ જોઈશું કે તે બને એટલો ઓછો રહે અને જો એને અમુક જગ્યાએ મૂકવામાં આવે તો હવે અમે તેને વ્યવહારૂ રીતે શક્ય હોય તે પ્રમાણે તરત ખસેડવા માગીશું. અમે ખુદ એવું ચોક્કસ ઈચ્છીશુ કે તે શક્ય તેટલો ઓછો રહે. અમે પુખ્ત મતાધિકાર માગવા માટે તૈયાર રહીશું, જો વ્યવહારુ રીતે તે શક્ય હોય તો; પરંતુ અમને ખ્યાલ આવ્યો છે કે વહીવટી દૃષ્ટિએ તે શક્ય નથી.

**ડૉ. આંબેડકર :** શું હું આ મુદ્દો કંઈક જુદી રીતે પૂછી શકું ? અલબત્ત, તમામ સ્ત્રીઓને સમાજ કલ્યાણની બાબતોમાં રસ છે; એ તો સાવ સાચું છે. સ્ત્રીઓનો દૃષ્ટિકોણ તદ્દન સમાન હોઈ શકે, પંરતુ આપને એનો પણ ખ્યાલ હશે જ કે સમાજ કલ્યાણની તે યોજનાઓ માટે નાણાંની જરૂર પડે છે, જો તે યોજનાઓને અમલમાં મૂકવી હોય તો કરવેરાની જરૂર પડશે ?

**લેડી લેટન :** હા, તેમ કરવું પડશે એ હું સારી રીતે સમજું છું.

**ડૉ. આંબેડકર :** અને તે બાબતમાં તમામ સત્રીઓનો એક જ દૃષ્ટિકોણ ન પણ હોય; તેઓ પોતે જે વર્ગની હોય તેના જ આધારે વિભાજિત થવાનો સંભવ ખરો ?

**લેડી લેટન :** હા, આપને હું આના બે જવાબ આપીશ. સૌ પ્રથમ શિક્ષણનો દૃષ્ટિકોણ લો. જો તમારી પાસે અમુક પ્રમાણમાં નાણાં હોય અને શિક્ષણ અંગે તે ખર્ચી શકાય એમ હોય તો દરેક વર્ગની સ્ત્રીઓ સંમત થશે કે તે નાણાં પુરુષો અને સ્ત્રીઓ અંગે સરખા ભાગે ખર્ચવાં જોઈએ, જયારે જો સ્ત્રીઓ માટેનું પૂરતું દબાણ તમે વેઠી શકો એમ ન હો તો તમે છોકરીઓ કરતાં છોકરાઓ પાછળ વધુ ખર્ચ કરશો. સૌ પ્રથમ, એ પ્રથમ જોવાની બાબત છે. હું એમ પણ કહું છું કે કલ્યાણમાં સક્રિય રસ લેતી તમામ વર્ગોની સ્ત્રીઓ એવું દબાણ કરે છે કે શિક્ષણ અંગે મોટા પ્રમાણમાં નાણાં ખર્ચવાં જોઈએ. હું માનું છું કે હાલની ક્ષણે મોટા ભાગના વર્ગોની સ્ત્રીઓ એ દિશામાં જઈ રહી છે. તેના પર આપ વિશ્વાસ મૂકશો, પરંતુ મને એ જોઈને ઘણો આનંદ થવો જોઈએ કે મતાધિકારને બને તેટલો નજીક લેવો જોઈએ અને એટલા માટે જ હું અક્ષરજ્ઞાનની લાયકાત પર ભાર મૂકવા માગું છું. કોઈ પણ સ્ત્રી એટલી બુદ્ધિશાળી હોય કે તેણે અક્ષરજ્ઞાનની લાયકાત માટેનું કોઈપણ દબાણ વેઠી લેવું જોઈએ અને વાજબી મુદતની અંદર પોતે અક્ષરજ્ઞાન મેળવી લેવું જોઈએ અને જો તમારી પાસે અક્ષરજ્ઞાનની લાયકાત હોય અને સ્ત્રીઓના કોઈપણ વર્ગને એમ લાગે કે જે સ્ત્રીઓના વર્ગને મત આપવાનો અધિકાર છે છતાં તે મત આપવા નથી જતો તો તેઓના હાથમાં હથિયાર છે અને એ જ કારણસર હું હંમેશાં અક્ષરજ્ઞાનની તરફેણ કરતી આવી છું અને એ જ કારણે ભારતની તમામ સંગઠિત સ્ત્રીઓ અક્ષરજ્ઞાનની તરફેણમાં છે.

ડૉ. આંબેડકર : મારો દૃષ્ટિકોણ આપ સમજો છો તેથી મને સંતોષ થયો. સર **ફિલિપ હારટોગ : હું આપને અક્ષરજ્ઞાન વિષે પ્રશ્ન પૂછવા માગું છું. સ્ત્રીઓની** બાબતમાં મતાધિકાર માટેની કસોટી તરીકે અક્ષરજ્ઞાન અપનાવવા સામે કઈ વહીવટી મુશ્કેલીઓ છે તેની આપણી પાસે ખરેખર માહિતી નથી. પરંતુ હું સમજું છું કે તે મુશ્કેલીઓ આ છે. સૌ પ્રથમ એવું સૂચવાય છે કે પ્રમાણપત્રો ઉપલભ્ય નથી જેનાથી નોંધણી અધિકારી એકદમ પોતે ખાતરી કરી શકે કે અમુક સ્ત્રી અક્ષરજ્ઞાન માટે જરૂરી કક્ષામાં આવે છે, અને તેથી એકદમ મતદાર યાદીમાં તેને મૂકી શકે. એમ હોવાથી, દરખાસ્તોમાં સૂચવાયેલી કાર્યપદ્ધતિ આપણે અપનાવવાની રહેશે કે ગ્રામ અધિકારીએ એ તપાસવું જોઈએ અને તેના પ્રમાણપત્ર પર તહસીલદારે સામી સહી કરવી જોઈએ. મને લાગે છે કે સૂચવવામાં આવેલી વહીવટી મુશ્કેલી આ જ છે : ગામમાં કોઈ સ્ત્રી ભણેલી છે કે નહિ તે શોધી કાઢવા માટે ગ્રામ અધિકારીએ સ્ત્રીનો

સંપર્ક કરવો કઈ રીતે ? શું આપ એવું કરી શકશો કે જેથી જે સ્ત્રી પોતાનો મત આપવા માગતી હોય તેણે સંપર્ક કરવો અને અરજી આપવી ?

**સર ફિલિપ હારટોગ :** મને લાગે છે કે એ જ એક શક્ય રસ્તો છે. તેવી સ્ત્રીને કાં તો પોતાને અથવા તેના પતિને આટલું કહેવાનો જરૂરી રસ હોઈ શકે : "મારે મતદાર યાદી પર મુકાવું છે; હું ભણેલી છું અને મારી કસોટી થાય એમાં હું રાજી છું."

**મિ. બટલર :** અરજીથી એ કઈ રીતે જુદું પડે છે ?

લેડી લેટન : મને નથી લાગતું કે અમારી યાદીમાં અક્ષરજ્ઞાનના ભાગ અંગે અમે અરજી અંગે વાંધો ઉઠાવ્યો હોય. અમને વાંધો નથી. અમને લાગે છે કે સ્વીકારવામાં આવે તેવી કોઈ પણ શૈક્ષણિક લાયકાતમાં ભણેલા તરીકે જેઓને માન્ય કરાઈ ચૂક્યા હોય તેવા લોકોને યાદી પર આપોઆપ મૂકવા જોઈએ. તે ઉપરાંતની વાત આવે તો તે અરજીની બાબત ગણવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** તેથી, કુટુંબોમાં કરેલી પૂછપરછોના આધારે ઉઠાવાયેલો આ વાંધો હવે ખરેખર ઉઠાવવામાં નહિ આવે ?

**સરફિલિપ હારટોગ :** મને જણાય છે કે, ડૉ. આંબેડકરે ઉઠાવેલા મુદ્દા પર સીધી અસર પાડતા સેક્રેટરી ઓફ સ્ટેટના બે જવાબોનો ઉલ્લેખ કરવા માટેનો આ ઉચિત મુદ્દો છે. પ્રશ્ન ૭૪૩૭ના જવાબમાં સેક્રેટરી ઓફ સ્ટેટે કહ્યું હતું : "ભવિષ્યમાં, છોકરીઓ અને સ્ત્રીઓની ભાવિ પેઢીઓ માટે આપનાં શૈક્ષણિક રજિસ્ટરો અને નિયતપત્રકોને ચૂંટણીવિષયક હેતુઓ માટે અપનાવવાં એ મુકાબલે સાદી બાબત ગણાશે, પરંતુ જે પ્રાંતોમાં અત્યાર સુધી આમ કરાયું નથી ત્યાં પ્રથમ ચૂંટણી માટે આમ કરવામાં ઠીક ઠીક મુશ્કેલી ઊભી થશે. હવે. હું એ જણાવવા માગું છું કે જો આપ એને પ્રશ્ન ૭૨૧૪, પૃષ્ઠ ૮૧૭, ના બીજા જવાબમાં વાંચો તો સેક્રેટરી ઓફ સ્ટેટે એમ કહ્યું : "અમુક વર્ષ સુધી કોઈ ફેરફાર કરવામાં આવશે નહિ." પરિણામે, જો તે અમુક વર્ષની મુદતની અંદર જો પેલી બીજી, ત્રીજી અથવા ચોથી ચૂંટણીઓ કરવાની થાય તો રજિસ્ટર રાખવાનો નજીવો ઉપયોગ થશે.

## (૧૦)
## અખિલ ભારતીય મહિલા પરિષદ અને બીજાં બે મહિલા એસોસિયેશનો વતી રાજકુમારી અમૃત કૌર અને શ્રીમતી હમીદ અલી

ડૉ.આંબેડકર : શું આપ એમ કહો છો કે મુસ્લિમ કુટુંબો વિશે કશી મુશ્કેલી નહિ પડે ?

**શ્રીમતી હમીદ અલી :** મુસ્લિમને પોતાની પત્નીનું નામ લેવામાં કદી વાંધો હોતો નથી. સર હરિ કહે છે તેમ તેમાં અમુક સૌજન્યભાવ હોય છે, પરંતુ મુસ્લિમો પોતાની પત્નીઓનાં નામ લે તેમાં કશી મુશ્કેલી હોવાનું મેં કદી જાણ્યું નથી. એ સાચું છે કે સ્ત્રીઓ પોતાના પતિઓનાં નામ વારે ઘડીએ લેતી નથી હોતી પરંતુ પ્રસંગોપાત્ત જ લેતી હોય છે.

**રાજકુમારી અમૃત કૌર :** એ તો હિંદુ કુટુંબોમાં જ એવું બને છે કે પત્નીનું નામ લેવામાં પતિ વાંધો ઉઠાવે છે.

⊛

ડૉ. આંબેડકર : મેં વિચાર્યું કે સર હરિ સિંઘ ગૌરે ઉઠાવેલા પ્રશ્નનો મુદ્દો એ ન હતો કે પોતાની પત્નીનું નામ બોલવામાં હિંદુ પતિને કે મુસ્લિમ પતિને કંઈક માનસિક વાંધો છે કે કેમ. મેં વિચાર્યું કે પ્રશ્નનો મુદ્દો આ હતો : નોંધણી અધિકારીએ કરવાની થતી પૂછપરછ પ્રત્યે એ બેમાંથી કોણ વાંધો ઉઠાવશે ?

**રાજકુમારી અમૃત કૌર :** મને એ નથી સમજાતું કે નોંધણી અધિકારીએ કેવા પ્રકારની પૂછપરછ કરવાની રહે છે.

ડૉ. આંબેડકર : એ આવી રહેશે : "આપને પત્ની છે ? જો હોય તો તેનું નામ શું ?"

સર હરિ સિંઘ ગૌર : અને "આપને કેટલી પત્નીઓ છે ?"

ડૉ. આંબેડકર : પ્રશ્નનો મુદ્દો છે કે નોંધણી અધિકારી દ્વારા કરવાની થતી તપાસ સામે કોને વાંધો હોઈ શકે છે ?

માર્કિવેસ ઓફ લોથિયન : "શું તેની વય ૨૧થી વધુ છે ?"

ડૉ. આંબેડકર : એવા પ્રકારનો પ્રશ્ન.

**અધ્યક્ષ :** સાક્ષી સહેજ થોભી જશે અને પછી જવાબ આપશે. જો આપને કોઈ મંતવ્યો હોય તો ડૉ.આંબેડકરના સૂચનો જવાબ આપ આપશો ?

**રાજકુમારી અમૃત કૌર :** હા, હું એટલું જ કહી શકું કે મને નથી લાગતું કે તેના જેવા પ્રશ્ન સામે કોઈને પણ કોઈ પણ જાતનો વાંધો હોય. આવા પ્રકારનોય પ્રશ્ન પુછાવો પસંદ થાય છે એ માનસ મને નથી સમજાતું. મને તો એ સંપૂર્ણ અગમ્ય લાગે છે.

**અધ્યક્ષ :** શ્રીમતી હમીદ અલી, શું આપ એ જવાબ સાથે સંમત છો ? કશી મુશ્કેલી નહિ પડે તે અંગે આપ સંમત છો ?

**શ્રીમતી હમીદ અલી :** મને લાગે છે કે એનો આધાર, આના જેવો પ્રશ્ન કઈ રીતે અને કયા સૂરમાં પુછાય છે તેના પર રહેશે. સામાન્ય રીતે, એના જેવો પ્રશ્ન જો શુભનિષ્ઠાથી અને કશા અનિષ્ટ આશય વગર પૂછવામાં આવે તો કોઈપણ વ્યક્તિ તેનો અવળો અર્થ કદી નહિ કરે.

●

**ડૉ. આંબેડકર :** હું શ્રીમતી હમીદ અલીને વધુ એક પ્રશ્ન પૂછવા માગું છું. આપ તો મુંબઈથી આવો છો. આપ જાણો છો કે ત્યાં અમુક વિસ્તારો એવા છે જે કેવળ મુસ્લિમો માટેનાં જ નિવાસસ્થળો છે. આપના અનુભવ પરથી શું આપ ખરેખર માનો છો કે આ વિસ્તારમાં પ્રવેશીને પૂછપરછ કરવાનું ચૂંટણી અધિકારી માટે શક્ય બનશે ?

**શ્રીમતી હમીદ અલી :** મુંબઈ પૂરતી વાત કરૂ તો હા. મને નથી લાગતું કે મુંબઈમાં કોઈપણ વાંધો ઉઠાવે, કારણ કે મુંબઈમાં અમારે મ્યુનિસિપલ ચૂંટણીઓ વારંવાર થયા કરે છે અને લોકો આવા પ્રકારની બાબતથી કેળવાઈ ગયા છે.

●

**ડૉ. આંબેડકર :** સમવાયી સભામાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ અંગેના આ પૂરક પત્રક નં ૫૬માં શું જણાવ્યું છે એ મેં બરાબર જોયું નથી. એમાં કહ્યું છે : "અમે વારંવાર એવો આગ્રહ રાખ્યો છે કે આપણે કોમી વિષાણુને આપણા સંયુક્ત સમૂહમાં પ્રવેશવા દેવા ઈચ્છતા નથી." નીચલા ગૃહમાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ પૂરતું શ્વેતપત્રની દરખાસ્ત કોમી મતદારમંડળો દ્વારા નથી પરંતુ એક તબદીલીપાત્ર મત દ્વારા સામાન્ય મતદારમંડળ દ્વારા છે ?

**રાજકુમારી અમૃત કૌર :** હા.

**ડૉ. આંબેડકર :** એ દૃષ્ટિકોણથી મેં એ વિચાર્યું હોવું જોઈતું હતું કે તે કોમી મતદારમંડળનું હોવાથી તે કારણસર તેની સામે વાંધો ઉઠાવી શકાયો ન હોત ?

**રાજકુમારી અમૃત કૌર :** સૌ પ્રથમ, સમવાયી સભામાં સ્ત્રીઓ માટેની બેઠકો ચોક્કસ રીતે કોમી ધોરણે રાખવાની હોય છે. એ મુદ્દા પર આપણી પાસે સેક્રેટરી ઓફ સ્ટેટનો સ્પષ્ટ આદેશ છે. સમવાયી સભાના નીચલા ગૃહમાં જે અનામત બેઠકોનો ચૂંટણીની આ પરોક્ષ પદ્ધતિમાં ઉલ્લેખ કરાયો છે તે ચોકકસ કોમી ધોરણે હોવાનો છે.

**શ્રી. એમ. આર. જયકર :** શું આપનો વાંધો, બેઠકો કોમી ધોરણે અનામત રખાય તે સામે છે ?

**રાજકુમારી અમૃત કૌર :** હા; અને વધુમાં, આજે સૂચવાય છે તે પ્રમાણે બંધારણના ખુદ સ્વરૂપમાં જ જે હોવું જોઈએ તે વિધાનમંડળો દ્વારા એ બેઠકોની ચૂંટણીની પરોક્ષ પદ્ધતિ કોમી ધોરણે હોવી જોઈએ.

**મિસ મેરી પીકફોર્ડ :** હું અહીં વચ્ચે ટપકી પડું ? સેક્રેટરી ઓફ સ્ટેટના જવાબમાં જયારે એમણે એમ કહ્યું કે કોમી પ્રશ્ન તો રહેવાનો જ ત્યારે તેઓ બંગાળની

પ્રાંતિક પરિષદમાં સ્ત્રીઓની બેઠકોનો ઉલ્લેખ કરી રહ્યા હતા. તેમનો ઉલ્લેખ વિધાનસભામાંની બેઠકો પ્રત્યે નહોતો.

**ડૉ.આંબેડકર :** મેં પણ એ જ વિચાર્યું હતું, કે આ બાબત એકવાર અને કાયમને માટે પતી ગઈ છે.

**રાજકુમારી અમૃત કૌર :** હા, પરંતુ મારો મુદ્દો આ છે. તો શું હું જાણી શકું કે જો **મીસ પીકફોર્ડ**ના પ્રશ્નના ઉત્તરમાં સેક્રેટરી ઓફ સ્ટેટ બંગાળની પ્રાંતિક પરિષદ માટે કોમી ધોરણે અનામત બેઠકોનો ઉલ્લેખ કરતા હતા; તો હું શું એમ સમજુ કે નીચલા ગૃહમાંની સ્ત્રીઓ માટેની અનામત બેઠકોમાં કોમી પ્રશ્ન પ્રવેશતો નથી ? શુ તે બેઠકોને બિન-કોમી ધોરણે અનામત રાખવાની છે ? હું આ મુદ્દા અંગે સ્પષ્ટતા માગું છું. હું જાણવા માગું છું કે કયા ધોરણે આ બેઠકો અનામત રાખવાની છે ?

**ડૉ. આંબેડકર :** હું આ મુદ્દો આગળ ચલાવું, કારણ કે મારા વિચાર મુજબ અમુક પ્રમાણમાં ગૂંચવાડો છે અને હું તેને સ્પષ્ટ કરવા માગું છું. સૌ પ્રથમ, શું આપ પરોક્ષ ચૂંટણીનો વિરોધ કરો છો ?

**રાજકુમારી અમૃત કૌર :** હા.

**ડૉ. આંબેડકર :** આપ ખરેખર વિરોધ કરો છો ?

**રાજકુમારી અમૃત કૌર :** હા

**ડૉ. આંબેડકર :** શું એ એક જ વાંધો છે ?

**રાજકુમારી અમૃત કૌર :** હા.

**ડૉ. આંબેડકર :** સમવાયી નીચલા ગૃહમાં જેમનું પ્રતિનિધિત્વ કરવાનું છે તે સ્ત્રીઓના પ્રતિનિધિઓ તરીકે સ્ત્રીઓની પ્રાંતિક વિધાન પરિષદમાંથી પરોક્ષ ચૂંટણી થાય એમ આપ નથી માગતાં ?

**રાજકુમારી અમૃત કૌર :** ખૂબ જ ચોકકસ રીતે નહિ.

**ડૉ. આંબેડકર :** શું આપ અમુક પ્રકારની પ્રત્યક્ષ મતવિસ્તારની જોગવાઈ માગો છો ?

**રાજકુમારી અમૃત કૌર :** અમે અનામત બેઠકોના વિરોધી છીએ તેથી, જો તે બેઠકો કોમી ધોરણે અમારા માટે અનામત રખાય તો અલબત્ત આ પ્રશ્ન, અમારા પૂરતો ઊભો થતો નથી, પરંતુ અમે અલબત્ત એવું ઈચ્છીએ છીએ કે સ્ત્રીઓને પ્રવેશ મળે.

ડૉ. આંબેડકર : હું આ પ્રશ્ન પહેલો પૂછું અને ભૂમિકા સ્પષ્ટ કરૂ. શું આપ નીચલા ગૃહમાં સ્ત્રીઓ માટે કોઈ બેઠકો અનામત રાખવા માગો જ છો ?

**રાજકુમારી અમૃત કૌર :** મેં કહ્યું છે કે તે આપણે આપણી સંસ્થાઓ મારફત પુખ્ત મતાધિકાર મેળવીએ એવો સમય ન આવે ત્યાં સુધી, અનામત સ્વીકારની ભલામણ કરવી જોઈએ, પરંતુ એવું સ્પષ્ટ જણાવ્યું હતું કે સ્ત્રીઓની બેઠકો બિન-કોમી ધોરણે અને સંયુક્ત મતદારમંડળોના સાધન મારફત રહેશે. એ જ એકમાત્ર શરત છે જેના આધારે અમે તે સ્વીકારી શકીશું.

**ડૉ. આંબેડકર :** હું બે બાબતો તદ્દન ભિન્ન સમજું છું. આપ સમય પૂરતું સ્ત્રીઓ માટે અમુક સંખ્યાની બેઠકોની અનામત રાખવા માગો છો ?

**રાજકુમારી અમૃત કૌર :** અમે હંમેશાં અનામતનાં વિરોધી રહ્યાં છીએ.

**ડૉ. આંબેડકર :** આપની પાસેથી બીજી વાત હું એ સમજયો છું કે આપ, પરોક્ષ ચૂંટણીની કોઈપણ પદ્ધતિ દ્વારા સમવાયી નીચલા ગૃહમાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ માટેની કોઈ પણ જોગવાઈ માગતાં નથી. આપનો બીજો મુદ્દો આ જ છે ને ?

**રાજકુમારી અમૃત કૌર ;** હા.

**ડૉ.આંબેડકર :** હું આપને એ પૂછવા માગું છું કે...

રાજકુમારી અમૃત કૌર : આપ કહો છો અને અનામત માગીએ છીએ, મેં આપને કહ્યું છે કે અમે હંમેશાં અનામતનાં વિરોધી રહ્યાં છીએ.

ડૉ. આંબેડકર : શું આપને કોઈપણ પ્રકારની અનામત જરાય જોઈતી નથી ?

રાજકુમારી અમૃત કૌર : અમે હંમેશા કહ્યું છે કે અમે અનામત નથી માગતાં, પરંતુ હું કહું છું તેમ જો અમારી ઈચ્છાઓ વિરૂદ્ધ અમારા પર ઠોકી બેસાડેલી ઘણી બધી બાબતોની જેમ અનામત પણ અમારા માથે ઠોકી બેસાડવામાં આવશે તો અમારી સંસ્થાને અનામત સ્વીકારવાની અમે કેવળ એક જ શરતે ભલામણ કરીશું અને તે ચોકકસ એવી રહેશે કે તે સંયુક્ત મતદારમંડળોની અને પ્રત્યક્ષ ચૂંટણીની પધ્ધતિ મારફત રહેશે, અને જો બેઠકો તદ્દન બિન-કોમી ધોરણે રાખવાની હોય તો અમને અમારી પસંદગીની સ્ત્રીને મૂકવાનો અધિકાર રહેશે.

ડૉ. આંબેડકર : જો એ બાબત આપની પસંદગી પર છોડવામાં આવે, તો આપ, સમવાયી નીચલા ગૃહમાં સત્તાઓ માટે બેઠકો અંકિત કરવાની માગણી નહિ કરો ?

રાજકુમારી અમૃત કૌર : ચોકકસ નહિ.

ડૉ. આંબેડકર : જો એમ થવાનું હોય તો, આપ સંયુક્ત મતદારમંડળ અને પ્રત્યક્ષ ચૂંટણીની પધ્ધતિના આધારે એ માંગશો ?

રાજકુમારી અમૃત કૌર : હા; પ્રત્યક્ષ ચૂંટણી અને બિન-કોમી ધોરણે.

ડૉ. આંબેડકર : ચાલો હું બિનકોમી ધોરણે વાત કરૂ. શું આપ આ મતવિસ્તાર પ્રત્યક્ષ ચૂંટણી માટે તે અમુક મતવિસ્તારની સ્ત્રીઓ માટે જ બનેલો હોય એવું માગો છો ?

રાજકુમારી અમૃત કૌર : ના; અમે પુરુષો અને સ્ત્રીઓ માગીએ છીએ.

ડૉ. આંબેડકર : શું આપ આ મતવિસ્તારને મિશ્ર પ્રકારનો મતવિસ્તાર બનાવવા માગો છો જેમાં મતદારો પુરુષો અને સ્ત્રીઓ બંને રહેશે ?

રાજકુમારી અમૃત કૌર : હા.

ડૉ. આંબેડકર : અને તે આ નિયંત્રણ સાથે કે તે મતવિસ્તારમાંથી આખરે ચૂંટવાનો ઉમેદવાર સ્ત્રી રહેશે ?

રાજકુમારી અમૃત કૌર : હા; એમ જ છે; એટલે કે અનામત બેઠકો પર કોઈ સ્ત્રી ચૂંટાવાની હોય તો સ્વાભાવિક રીતે એવું ફલિત થશે કે એ સ્ત્રી હોવી જોઈએ.

ડૉ. આંબેડકર : આપ, વિધાનસભા માટેના પ્રત્યક્ષ મતવિસ્તારો માટે કેવી જોગવાઈ કરશો ?

રાજકુમારી અમૃત કૌર : હું કહું છું તેમ આ અંગે અમારી પાસે કોઈ રચનાત્મક દરખાસ્તો નથી કારણ કે અમે છેક અત્યાર સુધી અનામતનાં વિરોધી રહેતાં આવ્યાં છીએ, અમે એ બાબત સમિતિના વિવેકનિર્ણય પર છોડી દઈશું, પરંતુ જો, અમે સ્વીકારીએ માત્ર એ જ શરતોએ અમને અનામતો આપવામાં આવશે તો અમે, સૌથી વધુ પ્રતિનિધિઓ ધરાવતા હોય તેવા મતવિસ્તારોની રચના કરવા અંગે તેને સમિતિના વિવેકનિર્ણય પર છોડી દઈશું.

ડૉ. આંબેડકર : મેં વિચાર્યું હતું કે આપે એક પ્રશ્નના જવાબમાં એમ કહ્યું હતું કે સમવાયી વિધાનમંડળના ઉપલા ગૃહમાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ માટે શ્વેતપત્રમાં જોગવાઈ કરેલ ચૂંટણીની આ પરોક્ષ પદ્ધતિનો આપે વિરોધ કર્યો હતો કારણ કે અમુક અર્થમાં તે કોમવાદી-માનસ ધરાવતી ગણાશે ?

રાજકુમારી અમૃત કૌર : હા.

ડૉ. આંબેડકર : જુદી જુદી પ્રાંતિક પરિષદમાંના પ્રતિનિધિઓ તેઓના મતોનો ઉપયોગ કરવામાં કોમી રીતે વર્તશે, અને એ જ આપના વિરોધનું કારણ છે ને ?

રાજકુમારી અમૃત કૌર : મેં આ પ્રશ્નનો જવાબ આપી દીધો છે, ખરૂ કે નહિ ?

ડૉ. આંબેડકર : હા; હું એક વધુ પ્રશ્ન પૂછવા માગું છું. શ્વેતપત્રમાં દરખાસ્ત કરાયેલી પરોક્ષ ચૂંટણીનો આપ વિરોધ કરો છો કારણકે આપ એવું માનો છો કે પ્રાંતિક

વિધાનમંડળમાંના જુદી જુદી કોમોના પ્રતિનિધિઓ કોમી માનસ ધરાવતા હશે અને તેથી તેવી ચૂંટણીમાં કોમી વિચારણાઓ પ્રવેશી જશે ?

**રાજકુમારી અમૃત કૌર :** હું આપને ફરીથી જવાબ આપું ? સૌ પ્રથમ, અમે પરોક્ષ ચૂંટણીનો વિરોધ કરીએ છીએ તેનું પહેલું કારણ એ છે કે અમે પ્રત્યક્ષ ચૂંટણી માગીએ છીએ.

**ડૉ. આંબેડકર :** હા, હું એ સમજું છું .

**રાજુમારી અમૃત કૌર :** એ પહેલો વાંધો છે. બીજો વાંધો એ છે કે જયારે અમારા માટે આ પરોક્ષ ચૂંટણીની પ્રાંતિક પરિષદો મારફત દરખાસ્ત કરાઈ હોય ત્યારે સ્વાભાવિક રીતે જ કોમી ધોરણે રચવાની છે તેવી આ પ્રાંતિક પરિષદો તેઓ ચૂંટી કાઢે તે સ્ત્રીઓ સામે એ કોમી પ્રશ્ન ફરીથી લાવશે.

**ડૉ. આંબેડકર :** એ સાચું છે, પરંતુ હું એક વધુ પ્રશ્ન પૂછવા માગું છું. હું આપનો વિરોધ તદ્દન સમજું છું કે પ્રાંતિક વિધાન પરિષદમાં જુદી જુદી કોમોના જુદા જુદા પ્રતિનિધિઓ હોવા એ, સ્ત્રીઓની ચૂંટણીમાં મહત્ત્વની વિચારણા લાવશે.

**શ્રી એમ. આર. જયકર :** પરોક્ષ ચૂંટણી સામે આપનો આ એક જ વિરોધ છે, પરંતુ હું સમજું છું કે એ પરોક્ષ છે એ કારણે પણ બીજો વાંધો છે ?

**રાજકુમારી અમૃત કૌર :** એવું તો મેં એકથી અનેક વાર કહ્યું છે.

ડૉ. આંબેડકર : પ્રશ્ન આ છે. દા.ત. આપનો પ્રત્યક્ષ મતવિસ્તાર લો, આપ લેવા માગો તેવો કોઈપણ મતવિસ્તાર લો, દા.ત. મુંબઈ શહેર. આપને એ મતવિસ્તારમાં, નીચલા ગૃહમાં, જુદી જુદી કોમોમાંથી લીધેલા પુરુષો અને સ્ત્રીઓ એમ બંને મતદારમંડળો દ્વારા સ્ત્રી પ્રતિનિધિની ચૂંટણીમાટે આપ ઈચ્છો છો તેવી ખાસ પ્રકારની યોજના હશે.

**રાજકુમારી અમૃત કૌર :** હા.

ડૉ. આંબેડકર : શું આપનો મતલબ એવું સૂચવવાનો છે કે સ્ત્રી પ્રતિનિધિની ચૂંટણીમાં જેઓ ભાગ લેશે તેવા મતદારો, પરોક્ષ ધોરણે સ્ત્રી ઉમેદવારની ચૂંટણીમાં

જેઓ ભાગ લેશે તેવી પ્રાંતિક વિધાન પરિષદમાંના વધુ મોટી કોમોના પ્રતિનિધિઓ કરતાં ઓછું કોમી માનસ ધરાવતા હશે ?

**રાજકુમારી અમૃત કૌર :** બેશક, કારણ કે કોમી પ્રશ્નનું અસ્તિત્વ, લોકોના આમ વર્ગોમાં જે પ્રકાર છે તેના કરતાં વિધાનમંડળમાં જે પ્રકારથી લોકો જાય છે તેમાં વધુ રહે છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ હું આપનું લક્ષ એ હકીકત તરફ દોરવા માગું છું કે આ જ મતદારમંડળો, પરોક્ષ ચૂંટણી માટેના જેઓ હશે તેમની ચૂંટણી કરશે ?

**રાજકુમારી અમૃત કૌર :** એમ હોઈ શકે, પરંતુ જયારે એ સંયુક્ત મતદારમંડળોનો પ્રશ્ન હોય અને આપણે સંયુક્ત મતદારમંડળોના મતો લેવાના હોઈએ ત્યારે કોમી પ્રશ્નનું એમાં અસ્તિત્વ હોય નહિ, હોઈ શકે નહિં. અને એનું પ્રમાણ પણ એટલું જ રહેશે કે અલગ મતદારમંડળો દ્વારા ચૂંટાયેલી પ્રાંતિક પરિષદમાં હોય છે અને જયાં કોમી પ્રશ્ન જીવંત હોય છે અને ખૂબ જીવંત હોવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** શું આપ માનો છો કે સામાન્ય મતદારમંડળોમાં ભારતમાંનાં પુરૂષો અને સ્ત્રીઓ કોમી રીતે વર્તન નથી કરતાં ?

રાજકુમારી અમૃત કૌર : ચોકકસ, સામાન્ય જનસમૂહમાં નહિ.

ડૉ. આંબેડકર : આપે કદી ચૂંટણી ચાલતી હોવાનું જોયું છે ?

રાજકુમારી અમૃત કૌર : હા. અમારી પાસે ખૂબ તાજેતરનો દાખલો છે જેમાં અમારી સંસ્થાની એક સ્ત્રીસભ્યે, સંયુક્ત મતદારમંડળો હોવા છતાં અને તમામ પુરૂષો હતા અને લગભગ કોઈપણ સ્ત્રી ન હોવા છતાં અને દરેક વ્યક્તિએ મતદાન કર્યું હોવા છતાં ચૂંટણીમાં સૌથી વધુ મત મેળવ્યા હતા. એ મ્યુનિસિપલ ચૂંટણીમાં બન્યુ હતું. માત્ર આ એક જ સ્ત્રીનો દાખલો નથી, બીજી પણ એક સ્ત્રી છે અને પટણામાં યુનિવર્સિટીઓમાંની ચૂંટણીઓમાં આપણી પાસે દાખલા હતા જયાં સ્ત્રીઓ પુરૂષો દ્વારા ચુંટાઈ છે અને કોમી પ્રશ્ન અંગેની કોઈ મુશ્કેલી ઊભી થઈ નથી.

**ડૉ. આંબેડકર :** જયારે મુદ્દો એ છે કે સ્ત્રી ચુંટાઈ આવશે ત્યારે બેશક કોમી પ્રશ્ન પરોક્ષ ચૂંટણીમાં હશે તેથી પ્રત્યક્ષ ચૂંટણીમાં ઓછો હશે કે કેમ ?

રાજકુમારી અમૃત કૌર : જ્યારે જ્યારે પરોક્ષ ચૂંટણી પરિષદ દ્વારા થવાની હોય ત્યારે ત્યારે તેમાં કોમવાદ પ્રસરવાનો જ.

● ● ●

**ડૉ. આંબેડકર :** એવી પરિષદોમાં જ્યાં તેઓના ખરેખર સભ્યો હોય ત્યાં હું સમજું છું કે નિયુક્તિ દ્વારા તેમ કરવામાં આવ્યું છે ?

રાજકુમારી અમૃત કૌર : હા, ત્યાં ચૂંટણી જેવી કોઈ બાબત નથી.

સર હરિ સિંઘ ગૌર : વિધાનસભામાં તેઓને હજી સુધી નિયુક્ત કરવામાં કદી નથી આવ્યા ?

**ડૉ. આંબેડકર :** કદી પણ નહિ.

**ડૉ. આંબેડકર :** શું કોઈ ગેર લાયકાત છે ?

**રાજકુમારી અમૃત કૌર :** મને એવું નથી લાગતું.

**શ્રીમતી હમીદ અલી :** આ બાબતમાં હું જણાવું કે પ્રાંતોએ ગેરલાયકાત દૂર કરી છે એમાં બહુ મોડું થયું છે ?

ડૉ. આંબેડકર : એવું તો ખૂબ ખૂબ હમણાં જ કરવામાં આવ્યું છે; અમુક પ્રાંતોમાં તો એટલું તાજેતરમાં કે તેઓ પાસે, ગેરલાયકાત દૂર કરવામાં આવી ત્યારથી બીજી ચૂંટણી માટે ભાગ્યે જ કશો સમય રહ્યો હતો.

## (૧૧)
## શ્રીમતી પી.કે.સેન અને શ્રીમતી એલ. મુકરજી

**ડૉ. આંબેડકર :** શું એવું અનુમાન તારવી શકાય કે જો સ્ત્રીઓ આ વ્યવસ્થામાં પ્રવેશે તો આ કોમી મતભેદો પ્રસરવાનો સંભવ છે ?

**શ્રીમતી એલ.મુકરજી :** હું એવું નથી માનતી હું માનું છું કે સ્ત્રી સ્વભાવથી જ તેની જાતિના કારણે આવી કોમી ભાવનાઓથી મુક્ત હોય છે.

**ડૉ. આંબેડકર :** દા.ત. આજે નોકરીઓ અને ધંધાકીય નિમણૂકો માટેનો સંઘર્ષ અને ઝૂંટાઝૂંટ ખરેખર તો પુરુષો પૂરતી મર્યાદિત રહી છે ?

**શ્રીમતી એલ. મુકરજી :** હા

**ડૉ. આંબેડકર :** મહદંશે, કારણ કે ભારતમાં સ્ત્રીઓ કુટુંબની કમાતી સભ્યો નથી હોતી ?

**શ્રીમતી એલ. મુકરજી :** હું આપનો મુદ્દો બરાબર સમજું છું.

**ડૉ. આંબેડકર :** તેથી, શિક્ષણની વાત કરીએ તો જો, પુરૂષોની સાથે સાથે મોટા વર્ગની સ્ત્રીઓ પણ તે વ્યવસાયમાં અને શિક્ષણના પરિણામે બીજા વ્યવસાયોમાં પ્રવેશવાની હોય તો, અથવા આપના પોતાના પૃથક્કરણના આધારે કદાચ એ બાબત સ્ત્રીઓમાં વિકસિત થવા પામશે ?

**શ્રીમતી એલ મુકરજી :** એ તદ્દન શક્ય છે. આપણે પરિણામ જોઈએ નહિ ત્યાં સુધી હું એ મુદ્દાનો જવાબ આપી શકું નહિ.

**ડૉ. આંબેડકર :** હું એની કદર કરૂ છું, પરંતુ મારે તો માત્ર એ મુદ્દો આપને પૂછવો જ હતો ?

**શ્રીમતી એલ. મુકરજી :** મને લાગે છે કે ભવિષ્યમાં જ્યારે આપણી સ્ત્રીઓ આ વ્યવસાયમાં જવાની સ્થિતિમાં હશે ત્યારે કોમી કામકાજ તદ્દન બંધ થઈ ગયું હશે. હું એવી ધારણા રાખું છું.

**ડૉ. આંબેડકર :** મને પણ એવી આશા છે.

●

**ડૉ. આંબેડકર :** શ્રીમતી સેન, હું આપને એક પ્રશ્ન પૂછવા માગું છું. સમવાયી નીચલા ગૃહમાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ અંગે આપે આપનાં મંતવ્યો સ્પષ્ટ જણાવ્યાં છે, અને પરોક્ષ ચૂંટણી માટે શ્વેતપત્રમાં કરેલી જોગવાઈ પ્રત્યે આપનો વાંધો આપે જણાવ્યો છે ?

**શ્રીમતી પી. કે. સેન. :** હા.

**ડૉ.. આંબેડકર :** અલબત્ત, આપે સામાન્ય રીતે વ્યક્ત કર્યું છે કે કોમવાદનો બચાવ કરે તેવી કોઈ પણ જોગવાઈ આપને નહિ ગમે એ સિવાય, પ્રાંતિક વિધાનમંડળોમાં સ્ત્રીઓના પ્રતિનિધિત્વ માટે કરેલી જોગવાઈઓ અંગે આપનાં મંતવ્યો મને ક્યાંય જણાતાં નથી ?

**શ્રીમતી પી. કે. સેન. :** હા.

**ડૉ. આંબેડકર :** એ અંગે આપને કંઈ સૂચવવાનું છે ?

**શ્રીમતી પી. કે. સેન :** હું પ્રશ્નને બરાબર સમજી નહિ.

**ડૉ. આંબેડકર :** પ્રાંતિક વિધાનમંડળોમાં કેટલીય બેઠકો અંગે એ સ્ત્રીઓ દ્વારા ભરાય તેવી જોગવાઈ છે ?

**શ્રીમતી પી. કે. સેન :** હા.

ડૉ. આંબેડકર : આ બેઠકો કઈ રીતે ભરવાની છે તે અંગે શ્વેતપત્રમાં કશી વિગતવાર જોગવાઈઓ કરાઈ નથી ?

**શ્રીમતી પી. કે સેન. :** જો આપ અમને દરેક પ્રાંતમાં છ બેઠકો આપો તો અમે આ તમામ કોમોને દૂર કરવાનું ચાહીશું. એ વધુ સારું રહેશે, અને અમે એ બેઠકો, ઉપલભ્ય એવી શ્રેષ્ઠ સ્ત્રીઓથી ભરી શકીશું.

**ડૉ. આંબેડકર :** આ છ બેઠકો ભરી શકાય એવી બીજી કોઈ પધ્ધતિ આપની પાસે છે ?

**શ્રીમતી પી. કે. સેન :** હા; સમવાયી સભા માટે પાટનગરનું શહેર. મેં એ પ્રશ્નનો જવાબ આપી દીધો છે. પ્રાંતિક સભા માટે પણ એવું જ રહેશે; પાટનગરનું શહેર એ અંગભૂત વિસ્તાર રહેશે; તે એક નાનું મતદારમંડળ રહેશે; એમાં એટલો બધો ખર્ચ નહિ થાય, અને તમામ પ્રાંતોમાંથી સ્ત્રીઓ બેઠકો માટે ઊભી રહી શકશે.

**ડૉ. આંબેડકર :** મદ્રાસમાં છ સ્ત્રીઓને ચૂંટવા માટે આપની પાસે એક પાટનગરનું શહેર રહેશે ?

**શ્રીમતી પી. કે. સેન ;** ના. તેઓ પાસે પ્રાંતના જુદા જુદા મુખ્ય વિસ્તારો માટે તેમના અલગ મતદાર વિસ્તારો રહેશે.

ડૉ. આંબેડકર : મેં પૂછવા માગેલો પ્રશ્ન એ હતો કે આપ કેટલે અંશે સંમત છો? જુદી જુદી કોમોની કોમી લાગણીમાં એક છૂટછાટની બાબત તરીકે શું આપે વિધાન પરિષદોમાં આવી સ્ત્રીઓને ચૂંટવા માટે સંયુક્ત મતદારમંડળના ધોરણે વ્યવસ્થા કરતી વખતે અમુક સંખ્યાની બેઠકો દા.ત. મુસ્લિમ સ્ત્રીઓ માટે અનામત રાખવાની પરવાનગી હોવી જોઈએ, અને કુલ બેઠકોને એટલી જ રાખવી જોઈએ ?

શ્રીમતી પી. કે. સેન : અમે કોમી અનામતની વિરૂધ્ધ છીએ.

ડૉ. આંબેડકર : પાંચ હિંદુ સ્ત્રીઓને ચૂંટી મોકલવા માટે હિંદુ સ્ત્રીઓનું અલગ મતદારમંડળ રાખવા સામે અને એક મુસ્લિમ સ્ત્રીને ચૂંટી મોકલવા માટે મુસ્લિમ સ્ત્રીઓનું અલગ મતદારમંડળ રાખવા સામે આપનો વિરોધ હું સારી રીતે સમજી શકું છું. હું જે જાણવા માગું છું તે આ છે શું આપને પણ, આ અનામત રાખીને એટલે કે ઓછામાં ઓછી એક બેઠક મુસ્લિમ સ્ત્રી માટે અનામત રાખવામાં આવશે એવા સમાન મતદાર વિસ્તારમાં-સંયુક્ત મતદાર વિસ્તારમાં હિંદુ સ્ત્રીઓ અને મુસ્લિમ સ્ત્રીઓ બંને એક સાથે મત આપે એવી પધ્ધતિનો વિરોધ છે કે કેમ ?

શ્રીમતી પી. કે. સેન : તેઓ સૌ મુસ્લિમ સ્ત્રી માટે મતદાન કરશે.

ડૉ. આંબેડકર : હું જાણું છું કદાચ આપ એટલાં ઉદાર બનશો કે આપ વધુ પણ આપો. માત્ર એક જ બેઠક મુસ્લિમ સ્ત્રી માટે અનામત રાખવી જોઈએ એવી કાયદા દ્વારા કરાતી અનામતને આપ બહાલ રાખવા તૈયાર થશો ?

**શ્રીમતી પી. કે. સેન :** હા; એ તો છે જ અને આપણે એ સ્વીકારવાનું છે.

**ડૉ. આંબેડકર :** એ તો અલગ મતદારમંડળના આધારે હોઈ શકે, એ કઈ રીતે કરવામાં આવે તે જણાવાયું નથી. તેથી, આ બાબતમાં મેં આપનો અભિપ્રાય મેળવવા ધાર્યું હતું. મદ્રાસમાં આ છ બેઠકો કઈ રીતે ભરવાની છે તે અંગેની વિગતવાર જોગવાઈ શ્વેતપત્રમાં જણાતી નથી ?

**શ્રીમતી પી. કે. સેન. :** એ પુરુષો અને સ્ત્રીઓનું સંયુક્ત મતદારમંડળ હોવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** હું નથી જાણતો. આ છ બેઠકો કઈ રીતે ભરવાની છે તે અંગે મિ. બટલર તો પ્રકાશ પાડશે જ ?

**શ્રીમતી એલ. મુકરજી :** જો તે ટાળી શકાય તો આપણે કશો પણ કોમી ભેદભાવ જોઈતો નથી.

**ડૉ. આંબેડકર :** હું આપને બરાબર સમજું છું હું આપને એ પૂછું છું કે, કોમી સમતુલાને ખલેલ ન પહોંચે એવી રીતે એક બેઠક અનામત રાખીને આપ સંયુક્ત મતદારમંડળ રાખશો એટલા અંશે આપનો વાંધો નરમ પાડવા આપ તૈયાર થશો કે કેમ ?

**મિ. બટલર :** મને લાગે છે કે ડૉ. આંબેડકરને આ બાબત, ખાસ સ્ત્રીઓની બેઠકો માટે મતવિસ્તારમાં નિયુક્ત કરાનારાં ચૂંટણીવિષયક તંત્રની હજી વિચારણા થઈ રહી છે, એમાં જાણવા મળશે.

**ડૉ. આંબેડકર :** તેથી હું પૂછતો હતો કે આ બેઠકો સામાન્ય મતવિસ્તારમાં સ્ત્રીઓના અલગ મતદારમંડળો દ્વારા ભરવાની છે કે કેમ; એ અહીં સ્પષ્ટ જણાવવામાં આવ્યું નથી. હું નથી જાણતો કે તે કઈ રીતે કરવામાં આવે છે, કારણ કે ફાળવાયેલી બેઠકો અંગેના કોઠામાં મને તે અલગ સદરો હેઠળ જણાય છે. "સામાન્ય હેઠળ સ્ત્રીઓની છ બેઠકો, "મુસ્લિમ હેઠળ એક બેઠક; એનાથી તો મારા મન પર ઊલટું એવી છાપ પડે છે કે આપ માત્ર મુસ્લિમ સ્ત્રીઓનું જ અલગ મતદારમંડળ રાખવા માગો છો, જેથી કરીને પરિણામ એવું આવશે કે ૨૮ પુરૂષો હશે અને એક સ્ત્રી હશે. મને ખબર નથી; હું આ મુદ્દા અંગે માહિતી માગું છું.

અધ્યક્ષ : મને લાગે છે કે આપણે આ બપોર પછીના સમયનો સાક્ષીઓ પાસેથી માહિતી મેળવવામાં ઉપયોગ કરીએ તો વધુ સારું. શું આપ મુદ્દા પર પાછા આવશો ?

**શ્રીમતી પી. કે. સેન :** એ, ઓછામાં ઓછું, સ્ત્રીઓનું અલગ મતદારમંડળ તો નહિ જ હોય.

**ડૉ. આંબેડકર :** જો આપના પર છોડવામાં આવે તો શું આપ તેઓને તમામ છ બેઠકો અથવા તેથી પણ વધુ આપી દેશો ?

**શ્રીમતી પી. કે. સેન. :** ચોક્કસ.

**ડૉ. આંબેડકર :** મારો મતલબ છે કે એવો ભય જોતાં કે કોઈ હોય જ નહિ?

શ્રીમતી પી. કે. સેન : હા.

## (૧૨)
## પુના કરાર અંગે સંયુક્ત સમિતિમાં ચર્ચા

**સર એન. એન. સરકાર :** હું સંક્ષિપ્ત વિધાન કરૂ જેથી કદાચ બાબતો સંક્ષિપ્ત થઈ જશે. હું કોઈપણ પ્રશ્ન હિંદુ અને મુસ્લિમ વચ્ચેની તકરાર અંગે પૂછવા નથી ઈચ્છતો કારણ કે કોઈ સાક્ષીઓ દ્વારા સાબિત કરવાની કોઈ હકીકતો પર તેનો આધાર નથી; પરંતુ હું સાક્ષીઓને પુના કરારની હકીકતો વિશે જરૂર પૂછીશ. એક પ્રાંતનું પરિણામ બીજા પ્રાંતોના પરિણામ સાથે જોડાયેલું નથી. મારા મિત્ર શ્રી ઝફરૂલ્લા ખાનના વિધાન અંગે હું આટલું જ કહીશ : ગોળમેજી પરિષદ ખાતે આપણે સૌથી વધુ સંમતિ કેટલી સધાય તેનો પ્રયાસ કરતા હતા. અમે ધારત તો એમ કહી શકત : હિંદુઓ માટે મને ૧૦૦ ટકા બેઠકો નહિ મળે ત્યાં સુધી હું વધુ ભાગ નહિ લઉં. પણ એવું વલણ લેવું સારું નથી. સમિતિ આ પ્રશ્નના ગુણદોષનો વિચાર કરે.

**ડૉ. આંબેડકર :** મને આનંદ છે કે આ હુંસાતુંસી માત્ર પુના કરાર પૂરતી જ મર્યાદિત છે અને સર એન. સરકાર હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે બેઠકોની વહેંચણીનો પ્રશ્ન ફરીથી ખોલવા માગતા નથી. પરંતુ ચૌધરી ઝફરૂલ્લાખાને મુસ્લિમોના વલણ અંગે વ્યક્ત કરેલી લાગણી, હું જયારે ગોળમેજી પરિષદમાં ભાગ લેવા આવ્યો ત્યારથી વ્યક્ત કરતો આવ્યો છું તે જ લાગણી છે. મારી પોતાની સ્થિતિની વાત કરૂ તો મને નથી લાગતું કે સમિતિની કાર્યવાહીમાં હું વધુ ભાગ લઈ શકું તેમ નથી, જો આ આખા પ્રશ્ન દલિતોના પ્રતિનિધિત્વની બાબતમાં ફરીથી ખોલવામાં ન આવે તો.

## પ્રધાનમંત્રીને ડૉ. આંબેડકરનો પત્ર

સ્નેહી વડાપ્રધાનશ્રી,

સર એન.એન. સરકારે આપને લખેલા પત્રમાં તેમને મળેલા કેટલાક તાર આપની વિચારણા માટે મોકલ્યા છે. એમના પત્રની નકલ મને પણ મોકલી છે. બંગાળના સવર્ણ હિંદુઓએ પુના કરારની શરતો લાગુ પાડવા અંગે વિરોધ દર્શાવ્યો છે કારણ કે સવર્ણ હિંદુઓ અને દલિતો વચ્ચેના એ કરારમાં બંગાળના સવર્ણ હિંદુઓનું પ્રતિનિધિત્વ કરવામાં આવ્યું ન હતું.

મને બીજા પક્ષ તરફથી પણ તાર મળ્યા હતા. પુના કરારના પરિણામે થયેલી વાટાઘાટો દરમિયાન શ્રી ગાંધી વતી કાર્ય કરતા શ્રી. ઠક્કર અને શ્રી બિરલાના તાર હતા.

મારી પ્રથમ રજૂઆત એ છે કે માની લો કે બંગાળના હિંદુઓને પુના કરારમાં પ્રતિનિધિત્વ ન હોતું તો માત્ર તેટલા એક જ કારણસર તે બંગાળને લાગુ પડી ન શકે તેમ કરી શકાય નહિ. પુના કરાર તો સમગ્ર બ્રિટિશ ભારત માટે હતો.-સવર્ણ હિંદુઓ અને દલિતો માટે હતો. બંગાળના સવર્ણ હિંદુઓના પ્રતિનિધિઓની ગેરહાજરી પુના કરાર બંગાળને લાગુ પાડવામાં હીણપાતભર્યો ભાગ ભજવી શકે નહિ. જો એમ હોય તો એનાથી વિરુદ્ધ અર્થઘટન એવું કરી શકાય કે પંજાબ, યુ.પી. અને બિહાર તથા ઓરિસ્સાના દલિતોએ પુના કરારનો અસ્વીકાર કરવો જોઈએ. કારણ કે તેઓનું પ્રતિનિધિત્વ તો બિલકુલ કરવામાં આવ્યું નહોતુ.

મારી બીજી રજૂઆત એ છે કે ખરેખર એવા અનુમાન પર આગળ વધવું તેૃન જરૂરી નથી કે બંગાળના સવર્ણ હિંદુઓનું પ્રતિનિધિત્વ ન હતું. હું જાણું છું કે એ હકીકત છે કે તેઓનું પ્રતિનિધિત્વ કરવામાં આવ્યું હતું અને સર્વશ્રી ઠક્કર અને બિરલાએ એમના તારમાં જણાવ્યું છે તેમ બંગાળના હિંદુઓએ તેમને મોકલેલ આમંત્રણનો કશો પ્રત્યુત્તર આપ્યો ન હતો. ધ્યાનમાં રાખવાની મહત્ત્વની બાબત તો એ છે કે બંગાળના આ પ્રતિનિધિઓ માત્ર મૂક પ્રેક્ષકો તરીકે હાજર હતા એટલું જ નહિ પરંતુ તેઓ વાટાઘાટો દરમિયાન સક્રિય ભાગ પણ લેતા હતા. મને સારી રીતે

યાદ છે કે તેમાંની એક વ્યક્તિ બંગાળના દલિત યુવક સાથે મારી પાસે મુંબઈના આવી હતી અને મારી સાથે દોઢેક કલાકની ચર્ચા દરમિયાન મને ભારપૂર્વક વિનંતી કરી હતી કે સંયુક્ત મતદારમંડળોના ધોરણે મારે સવર્ણ હિંદુઓ સાથે સમાધાન કરી લેવું જોઈએ. તેથી એ કહેવું સાવ ખોટું છે કે બંગાળના હિંદુઓનું પ્રતિનિધિત્વ કરવામાં નહોતું આવ્યું. હું દિલગીર છું કે બંગાળના સવર્ણ હિંદુ સજ્જનનું નામ આપી શકું એમ નથી જેની મારી સાથે ચર્ચા થઈ હતી. પરંતુ હું ભારત પાછો ફરીશ ત્યારપછી તરત હું આપને એમનું નામ આપીશ.

તેથી, બંગાળના સવર્ણ હિંદુઓ વતી પુના કરારનો કેસ ફરીથી ખોલવાની કંઈ જરૂર નથી. દલિતો પૂરતું, તેઓના પ્રવકતા શ્રી એમ.બી.મલ્લિકે મને તારથી જણાવ્યું છે કે તેઓ પુના કરારનો સ્વીકાર કરે છે.

(સહી)
આપનો વિશ્વાસુ,
બી.આર.આંબેડકર

## (૧૩)
## હિંદુ મહાસભા વતી

**ડૉ. બી.એસ.મૂંજે, શ્રી બી.સી.ચેટરજી, શ્રી જે.બેનરજી શ્રી જી. એ. ગવઈ, રાયસાહેબ મહેરચંદ ખન્ના, શ્રી આર.એમ.દેશમુખ, શ્રી ભાઈ પરમાનંદ અને પંડિત નાનકચંદ**

**ડૉ. આંબેડકર :** ડૉ. મૂંજે, પંડિત મદનમોહન માલવિયાએ મહાત્મા ગાંધીના ઉપવાસે સર્જેલી પરિસ્થિતિની ચર્ચા કરવા મુંબઈમાં એક બેઠક બોલાવી હતી. આપ હાજર હતા ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** બેઠકમાં પેટા-સમિતિની રચના કરાઈ હતી ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** તેમાં દલિતોના પ્રતિનિધિઓ અને સવર્ણ હિંદુઓના પ્રતિનિધિઓ શ્રી જયકર, સર તેજબહાદુર સપ્રુ અને બીજાઓ હતા ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** એ પેટા-સમિતિ પ્રશ્નની ચર્ચા કરવા પુના ગઈ હતી ?

**ડૉ. મૂંજે :** હા

**ડૉ. આંબેડકર :** એનું કારણ એ હતું કે આ બાબતની ચર્ચા થતી હોય ત્યારે મહાત્મા ગાંધીજીની નજીક હોઈએ તે વધુ સારું ? મહાત્મા ગાંધીની સંમતિથી પેટા-સમિતિ સાથેની ચર્ચા-વિચારણાઓના પરિણામે પુના કરાર પુનામાં થયો હતો ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** તે પછી, આ પેટા-સમિતિની રચના કરનાર મુખ્ય હિંદુ સમિતિ ફરીથી મુંબઈમાં ૨૫મી સપ્ટેમ્બરે મળી હતી ?

**ડૉ. મૂંજે :** કદાચ મળી હોય. હું હાજર નહોતો.

**ડૉ. આંબેડકર :** બેઠકમાં કરાર પર મત લેવામાં આવ્યા હતા અને તે પસાર કરવામાં આવ્યો હતો, ખરૂ કે નહિ ?

**ડૉ. મૂંજે :** મને આનંદ છે કે ડૉ. આંબેડકરે મને તમામ વિગતો સમજાવવાની તક આપી છે.

**ડૉ. આંબેડકર :** શું આપ એ અંગે આપના જ્ઞાનથી જાણો છો ?

ડૉ. મૂંજે : જે હું અંગત રીતે જાણું છું તે વિગતો હું આપી શકીશ.

ડૉ. આંબેડકર : મારે એ જાણવું છે કે પેટા-સમિતિએ પુનામાં કામગીરી પૂરી કર્યા પછી મુંબઈ પાછા આવીને તેની રચના કરનાર હિંદુઓની મુખ્ય સમિતિને જાણ કરી હતી તેની તમને ખબર છે કે કેમ ?

**ડૉ. મૂંજે :** હા; તેણે એવું કર્યું હોવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** શ્રી ગવઈ, પુના કરારમાં પરિણામનાર વાટાઘાટોમાં તમે ભાગ લીધો હતો ?

**શ્રી ગવઈ :** હા.

**ડૉ. આંબેડકર :** એ વખતે આપ 'રાજા-મૂંજે કરાર' પક્ષમાં હતા ?

**શ્રી ગવઈ :** હા.

**ડૉ. આંબેડકર :** આપ પુનામાં હાજર હતા ?

**શ્રી ગવઈ :** હા.

**ડૉ. આંબેડકર :** કરાર પર સહી થયા પછી પેટા-સમિતિ પાછી મુંબઈ આવી અને પંડિત માલવિયાના પ્રમુખપદે બેઠક મળી અને પુના કરારના સમર્થનમાં તે સમિતિએ ઠરાવ પસાર કર્યો હતો. ?

**શ્રી ગવઈ :** હા.

ડૉ. મૂંજે : ડૉ. આંબેડકરે આ મુદ્દાઓ અંગે મને પૂછ્યું છે. હું તે ન સમજાવું ?

અધ્યક્ષ : મને લાગે છે કે સમિતિ ડૉ. આંબેડકરની તપાસનું પરિણામ જાણવાનું વધુ પસંદ કરશે. ડૉ. મૂંજે, અમે આપનો ખુલાસો પછી સાંભળીશું.

**ડૉ. આંબેડકર :** પેટા-સમિતિની નિમણૂક થયા પછી મહાત્મા ગાંધી સાથે આ બાબતની ચર્ચા કરવા તે પુના ગઈ ત્યારે દિલ્હી ખાતે હિંદુ મહસભાની બેઠક મળેલી ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** પંડિત માવલિયાના પ્રમુખસ્થાને ?

**ડૉ. મૂંજે :** ના. શ્રી એન.સી. કેલકરના પ્રમુખસ્થાને.

ડૉ. આંબેડકર : દિલ્હીમાં બેઠકમાં. શ્રી રામાનંદ ચેટરજી હાજર હતા ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** રાજા નરેન્દ્રનાથ પણ હાજર હતા ?

**ડૉ. મૂંજે :** હા.

ડૉ. આંબેડકર : દિલ્હી બેઠકમાં આ કરાર હિંદુ મહાસભાએ સુધાર્યો હતો એ હકીકત નથી ?

**ડૉ. મૂંજે :** હા, એ અંગે પ્રશ્ન જ નથી.

**ડૉ. આંબેડકર :** શ્રી રામાનંદ ચેટરજી બંગાળના સવર્ણ હિંદુઓના અગ્રણી સભ્ય છે ?

**ડૉ. મૂંજે :** હા.

**ડૉ. આંબેડકર :** અને હિંદુ મહાસભાના ખૂબ જાણીતા સભ્ય પણ છે ?

**ડૉ. મૂંજે :** હા.

**શ્રી જે. બેનરજી :** એ સવર્ણ હિંદુ છે જ નહિ; તે તો બિન-સવર્ણ હિંદુ છે તે તો 'બ્રહ્મો' છે.

**માર્ક્વેસ ઓફ ઝેટલેન્ડ :** સર રવિનદ્રનાથ ટાગોરને "બ્રહ્મો" તરીકે વર્ણવવામાં આવ્યા હતા. જે સવર્ણ હિંદુથી તદ્દન અલગ છે. " બ્રહ્મો " એ શબ્દના પુરાવામાં "બ્રાહ્મણ" આવી જાય છે જે ત્યાંના હિંદુઓની સૌથી ઊંચી જ્ઞાતિઓમાંની એક છે. આ જ બાબત શ્રી રામાનંદ ચેટરજીને લાગુ પડે છે; તે બ્રહ્મો છે, બ્રાહ્મણ નથી. એવું નથી ?

**શ્રી જે. બેનરજી :** હા.

**શ્રી ઝફરૂલ્લા ખાન :** અમે આની વિગતો ખરેખર જાણતા નથી તેથી સમજવા માગીએ છીએ. તે બ્રાહ્મણ છે કે અબ્રાહ્મણ ?

**શ્રી જે. બેનરજી :** જો તે જુદો ધર્મ અપનાવે તો હિંદુ મટી જાય.

**ડૉ. જયકર :** શું આપ એવું કહેવા નથી ઈચ્છતા કે માણસ બ્રહ્મો છે તે કારણે તે હિંદુ મટી જાય છે ?

શ્રી. જે. બેનરજી : તે ધર્મથી તો ચોકકસ હિંદુ મટી જાય; તે અહિંદુ થઈ જાય.

શ્રી. એમ. આર. જયકર : શું એક હિંદુ તરીકે આપ એ કહી શકો કે જો બ્રાહ્મણ ધર્મથી બ્રહ્મો બની જાય તો તે હિંદુ અથવા બ્રાહ્મણ મટી જાય ?

શ્રી. જે. બેનરજી : ચોકકસ તે બ્રાહ્મણ મટી જાય.

ડૉ. આંબેડકર : ડૉ. મૂંજે, શ્રી. રામાનંદ ચેટરજી બ્રહ્મો છે કે હિંદુ છે એ વાત રહેવા દઈએ તો પણ તેમણે હિંદુ મહાસભાની ચળવળમાં બહુ સક્રિય ભાગ લીધો છે?

ડૉ. મૂંજે : હા.

ડૉ. આંબેડકર : શું તેઓ હિંદુ હિતના હિમાયતી છે ?

ડૉ. મૂંજે : હા.

ડૉ.. આંબેડકર : રાજા નરેન્દ્રનાથ પંજાબના છે ?

ડૉ.. મૂંજે : હા.

ડૉ. આંબેડકર : તેઓ સ્થાનિક હિંદુ મહાસભાના પ્રમુખ છે ?

ડૉ. મૂંજે : તેઓ હિંદુ મહાસભાના પણ પ્રમુખ છે. અધ્યક્ષશ્રી, શું હું આ સમજાવું ?

અધ્યક્ષ : જો આપ ઈચ્છો તો.

ડૉ. મૂંજે : પંડિત માલવિયાએ મને મુંબઈ બોલાવ્યો હતો. ત્યાં બેઠક મળી હતી અને ચર્ચા ચાલી રહી હતી. ડો. આંબેડકરને યાદ હશે કે હું ઊભો થયેલો અને કહેલું કે જયારે મહાત્મા ગાંધી દલિતોને સંયુકત મતદારમંડળોમાં અનામત બેઠકો આપવા પણ તૈયાર નહોતા ત્યારે તેઓ ઉપવાસ છોડી દે તે માટે આ પ્રશ્ન પર સમાધાન કરવું શકય નથી. તેમ છતાં બીજા દિવસે અમને રાહતભર્યા સમાચાર મળ્યા કે મહાત્મા ગાંધીએ સંયુકત મતદારમંડળોમાં અનામત બેઠકો માન્ય રાખવા તૈયારી બતાવી હતી. મને ભારે આનંદ થયેલો. પછી એક બેઠકમાં જયાં પુના કરારનો સિધ્ધાંત આવતો હતો

ત્યાં મેં પંડિત માલવિયાને સ્પષ્ટ કહ્યું હતું કે પુના કરારનો સિધ્ધાંત અલગ મતદારમંડળો પર આધારિત હતો. અંગત રીતે મને અને એક સમૂહ તરીકે હિંદુ મહાસભાને અલગ મતદારમંડળોનો મૂળભૂત વિરોધ છે, તેથી અમે પુના કરારનો સિધ્ધાંત નહિ સ્વીકારીએ. પછી મહાત્મા ગાંધીએ બેઠકો અનામત રાખવાની તૈયારી બતાવી ત્યારે મેં કહ્યું, "ગાંધીના જીવન પરનો ભય દૂર થયો." તેથી હું દિલ્હી ગયો જયાં હિંદુ મહાસભાની બેઠક ચાલુ હતી. અમને ગાંધીએ પુના કરાર સ્વીકાર્યાનો તાર મળ્યો અને ગાંધીનું જીવન બચ્યું તેથી સૌના જીવ હેઠા બેઠા, અને હિંદુ મહાસભામાં અમે ઠરાવ પસાર કર્યો કે -

**ડૉ. આંબેડકર :** કરાર સ્વીકારવાનો ?

**ડૉ. મૂંજે :** હા, કરાર સ્વીકારવાનો. પરંતુ પંજાબ વતી રાજા નરેન્દ્રનાથે વિરોધ કર્યો, પરંતુ તેનો અર્થ ન રહ્યો કારણ કે મોટા ભાગના સભ્યો તે વખતે ભયમાં હતા-

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** ઉપવાસના પડછાયા હેઠળ ?

ડૉ.. મૂંજે: જો કરાર નહિ સ્વીકારાય તો મહાત્મા ગાંધીનું જીવન બચશે નહિ તેથી તેઓએ કરાર સ્વીકાર્યો. બધી વિગતો આ છે. એક ખાસ મુદ્દો આ છે. પહેલી અને બીજી ગોળમેજી પરિષદો દરમિયાન ડૉ. આંબેડકર સાથેની અમારી વાટાઘાટોમાં ડૉ. આંબેડકર સંમત થયા હતા કે જો સંયુકત મતદારમંડળો હેઠળ તેમને વસ્તીના ધોરણે બેઠકો અનામત આપવામાં આવશે તો તેમને પૂર્ણ સંતોષ થશે. બીજી ગોળમેજી પરિષદ દરમિયાન એક પ્રસંગે ડૉ. આંબેડકરને લાગ્યું કે આ મુદ્દા અંગે કંઈક સંદિગ્ધતા છે મેં એમને સૂચવ્યું કે વડાપ્રધાનને આપણે સંયુકત પત્ર લખી જણાવીએ કે દલિતો અને હિંદુઓ વચ્ચેનો મતભેદ આવી વ્યવસ્થા કરીને એટલે કે હિંદુઓ સાથે સંયુકત મતદારમંડળોમાં વસ્તીના ધોરણે બેઠકો અનામત રાખવાથી પતાવી દેવામાં આવ્યો હતો.

**ડૉ. આંબેડકર :** જેમાં હું સંમત થયો ન હતો?

**ડૉ. મૂંજે :** તે સમયે ડૉ. આંબેડકર તેમાં સંમત થયા ન હતા; પરંતુ પ્રથમ ગોળમેજી પરિષદમાં ડૉ. આંબેડકર સંમત થયા હતા અને તેમની સંમતિથી આ હકીકત અમેરિકન વર્તમાનપત્રોમાં જાહેર કરવામાં આવી હતી.

**ડૉ. આંબેડકર :** હું એ સ્વીકારતો નથી.

**શ્રી. એમ. આર. જયકર :** ડૉ.. મૂંજે, આપ દિલ્હીમાં હિંદુ મહાસભાએ પુના કરાર સ્વીકાર્યો તે વિશે બોલતા હતા ?

**ડૉ.. મૂંજે :** હા.

**શ્રી એમ. આર. જયકર :** શું આપ એમ કહેવા માગો છો કે હિંદુ મહાસભાએ પુના કરારનો સ્વીકાર તેના ગુણદોષ પર નહિ પણ મહાત્મા ગાંધીનો જીવ બચાવવા કર્યો હતો ?

**ડૉ. મૂંજે :** મેં કહી દીધું છે કે જે સિદ્ધાંત પર પુના કરાર રચાયો હતો તેનો સ્વીકાર અંગત રીતે મને અથવા સમગ્ર હિંદુ મહાસભાને એટલા માટે માન્ય હતો કારણ કે તે અલગ મતદારમંડળો પર આધારિત હતો.

**શ્રી. ભાઈ પરમાનંદ :** પંજાબના હિંદુઓની પુના કરાર તરફની લાગણી બંગાળના હિંદુઓ જેવી જ છે. મુંબઈમાં પુના કરાર સ્વીકારાયાના ૪૮ કલાકમાં ખુલ્લી બેઠકમાં હિંદુઓએ વિરોધ કર્યો હતો. હજુ હિંદુઓની લાગણી તેના વિરોધમાં છે. પુના કરારથી પંજાબના હિંદુઓને બહુ માઠી અસર થઈ છે. એવા છાપાંના અહેવાલો છે. બીજી એક વાત દલિતોની અમુક અનુસૂચિત જાતિઓ જેઓએ પોતાને વસ્તીગણતરીના અહેવાલમાં બુટવાલા, બારાવાલા, કબીરપંથા અને ડોમ તરીકે નોંધાવી છે તેઓનો સમાવેશ દલિતોની અનુસૂચિત જાતિઓમાં કરાયો નથી. તેઓ તે માટે ચળવળ ચલાવી રહ્યા છે. એટલે, એ બતાવે છે કે હિંદુઓ તરીકે જેઓ પોતાને વર્ણવે છે તેઓ તમામમાં કહેવાતા દલિતોની એ જાતિઓ સામે એક પ્રકારનો પૂર્વગ્રહ રખાયો છે.

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** છેલ્લો મુદ્દો સ્પષ્ટ નથી. આપે જણાવેલી આ અમુક જનજાતિઓ અનુસૂચિત થવા માંગે છે ?

**શ્રી. ભાઈ પરમાનંદ :** હા.

શ્રી ઝફરૂલ્લા ખાન : અને તેઓને અનુસૂચિત નથી બનાવાઈ ?

શ્રી. ભાઈ પરમાનંદ : એ બીજું પાસું છે-

શ્રી. ઝફરુલ્લા ખાન : હું એ મુદ્દો સ્પષ્ટ થાય એવું માગું છું.

શ્રી. ભાઈ પરમાનંદ : મારો મુદ્દો ફકત આટલો જ છે કે તેઓએ પોતાને અનુસૂચિત જાતિઓમાં હિંદુઓ તરીકે વર્ણવી છે તે કારણે તેઓને, બીજી જનજાતિઓને અપાયેલા આ અધિકારથી વંચિત રખાઈ છે.

શ્રી. ઝફરૂલ્લા ખાન : અનુસૂચિત થવાનો અધિકાર ?

શ્રી. ભાઈ પરમાનંદ : હા.

ડૉ. મૂંજે : હું આ મુદ્દો સમજાવું ?

પંજાબ અને બંગાળ પૂરતો હિંદુ મહાસભાનો વિરોધ એ છે કે લોકોએ અને લોથિયન સમિતિએ કાળજીપૂર્વક વિચારણા કર્યા પછી એમ જણાયું હતું કે દલિતોનો પ્રશ્ન પંજાબમાં નથી અને બંગાળમાં દલિતોનો પ્રશ્ન એટલો ગંભીર નથી કે તેના તરફ કંઈ બહુ ભારે વિચારણા કરવી જરૂરી બને.

આ લોકો ફરિયાદ કરે છે કે તેઓને આર્યસમાજીઓ બનાવ્યા હોવાના કારણે તેઓનો સમાવેશ દલિતોમાં કરાયો નથી. જો પંજાબમાં દલિતોના પ્રશ્નને અલગ મતદારમંડળોમાં સ્થાપિત હિત તરીકે ઊભો કરવાનો હોય તો આ દલિતોને સમાવેશનો અધિકાર છે.

ડૉ. આંબેડકર : શું આપ પુના કરારને પંજાબમાં લાગુ પાડવાનો વિરોધ એટલા માટે કરો છો કે ત્યાં દલિતો નથી ?

શ્રી. ભાઈ પરમાનંદ : ત્યાં મોટાભાગના બીજા પ્રાંતોમાં છે એ અર્થમાં નહિ.

ડૉ. આંબેડકર : અમુક અર્થમાં ત્યાં છે કે નથી ? પંજાબમાં દલિતો છે કે નથી?

**શ્રી. ભાઈ પરમાનંદ :** તેઓ અસ્પૃશ્યો નથી. તેઓની પાસે જઈ ન શકાય એવું નથી. કશો ભેદભાવ રખાતો નથી.

**ડૉ. આંબેડકર :** આપ કહો છો કે દલિતો નથી અને તેથી તેઓના માટે કોઈ જોગવાઈ નથી, અને આપ એમ પણ કહો છો કે અમુક દલિતોને અનુસૂચિત યાદીમાં સમાવવામાં આવ્યા નથી; તો આ બેનો મેળ કેમ ખાઈ શકે ?

**પંડિત નાનકચંદ :** દલિતો પાસે જઈ ન શકાય અને તેમને અડી ન શકાય એ ત્યાં નથી અને હોય તો તદ્દન નગણ્ય છે. પરંતુ અમુક વર્ગોને દલિતો તરીકે અનુસૂચિત કરવામાં આવ્યા છે અને અમુક બીજાઓને સમાન દરજજાના ગણવામાં આવ્યા છે. પછી ભલે તેઓ આર્થિક રીતે અથવા અન્યથા પછાત હોય તો પણ તેઓ અમુક અધિકારોથી વંચિત હોવાથી તેઓ બીજાઓની સાથે અનુસૂચિત ગણાવા માગે છે કારણ કે તેઓ સમાન સામાજિક દરજજા પર છે.

**ડૉ. આંબેડકર :** આપ એ જોવા માગો છો કે તેઓનો સમાવેશ કરાય ?

**પંડિત નાનકચંદ :** મારે એ નથી જોવું પરંતુ તેઓ એમ થાય તે જોવા માગે છે. હું તો કોઈને પણ દલિત કહેવામાં આવે એવું નથી ઈચ્છતો.

**ડૉ. આંબેડકર :** હું બંગાળના શ્રી. ચેટરજીને પ્રશ્નો પૂછવા માગું છું. આપ એમ કહો છો ને કે પુના કરાર તૈયાર થયો ત્યારે બંગાળના હિંદુઓનું પ્રતિનિધિત્વ નહોતું ?

**ડૉ. બી. સી. ચેટરજી :** હા.

**ડૉ. આંબેડકર :** આપના એક સાથીએ કબૂલ કર્યું છે કે મુંબઈ અને પુનામાં બંગાળના સવર્ણ હિંદુઓ હાજર હતા.

**શ્રી. બી. સી. ચેટરજી :** હા.

**શ્રી. જે. બેનરજી :** પુનામાં એક સવર્ણ હિંદુ હાજર હતો, એમ મેં કહેલું.

ડૉ. આંબેડકર : બીજા પ્રાંતોમાંથી ડઝનબંધ સભ્યો નહોતા ?

**શ્રી. બી. સી. ચેટરજી :** હોય પણ ખરૂ.

**માર્ક્વેસ ઓફ ઝેટલેન્ડ :** ડૉ. આંબેડકર, જો આપ ત્યાં હાજર રહેલા બંગાળના સવર્ણ હિંદુઓનાં નામ આપો તો આપણે આ આખો પ્રશ્ન હલ ન કરી શકીએ ?

**ડૉ. આંબેડકર :** હું નામ આપું છું. બંગાળ વિધાનસભામાં ચર્ચા ચાલી હતી તે દરમિયાન આ નામ અપાયાં હતાં.

**શ્રી. બી. સી. ચેટરજી :** શું આપ નામ આપી શકશો ?

**ડૉ. આંબેડકર :** એ મુદ્દા પર કશો વિવાદ તો નહિ થાય ને ?

**શ્રી. બી. સી. ચેટરજી :** એ વખતે હું ઇંગ્લેન્ડમાં હતો.

ડૉ. આંબેડકર : બંગાળ વિધાનસભામાં દલિતોના પ્રતિનિધિ હતા તે શ્રી મલ્લિકના પ્રવચનમાં શું હતું તે જણાવું ?

**શ્રી. જે. બેનરજી :** એ તો નિયુકત સભ્ય હતા. ચૂંટાયેલા સભ્ય નહોતા.

**ડૉ. આંબેડકર :** શું તે દલિતોના પ્રતિનિધિ નહોતા ?

**શ્રી. જે. બેનરજી :** અને તે તો મતવિસ્તારમાં પહેલાં બે વાર હારી ગયા હતા.

**ડૉ. આંબેડકર :** મારા મુદ્દા પર તેનાથી શો ફરક પડે છે ? મારો તો મુદ્દો એ છે કે બંગાળના અમુક હિંદુઓ હાજર હતા કે નહિ. પુના કરારની હિમાયત કરનાર બંગાળના દલિત સભ્યે બંગાળ વિધાનપરિષદમાં આમ કહ્યું હતું : "અમે જાણીએ છીએ કે તેઓમાં હિંદુ મિશનના સ્વામી સત્યાનંદ હતા, અમૃત સમાજના બાબુ હરિદાસ મજુમદાર હતા, મિદનાપોરના વિધાનસભ્ય બાબુ પરમનાથ બેનરજી હતા, ખાદી પ્રતિષ્ઠાનના બાબુ એસ.સી.દાસગુપ્ત હતા - તે ઉપરાંત પંડિત માલવિયા, સર તેજબહાદુર સપ્રુ, શ્રી. એમ.આર. જયકર, શ્રી રાજગોપાલાચારી વગેરે હતા ?"

**શ્રી. જે. બેનરજી :** એક સિવાય, તેમાંનું કોઈ પુના ખાતે હાજર નહોતું.

**ડૉ. આંબેડકર :** પરિષદમાં આમ કહેવાયેલું ?

**શ્રી. જે. બેનરજી :** કૃપા કરીને મને આગળ બોલવા દો.

**ડૉ. આંબેડકર :** કૃપા કરીને હું પ્રશ્ન પૂછું ત્યારે જવાબ આપો.

**શ્રી. જે. બેનરજી :** એ ખોટું વિધાન છે.

**ડૉ. આંબેડકર :** હું એમ કહું છું કે બંગાળ વિધાનપરિષદમાં કોઈએ પણ આ ખોટું છે એવું કહ્યું નથી ?

**શ્રી. જે. બેનરજી :** હું તે દિવસે હાજર હતો. કોઈ પ્રવચન થયું નહોતું; પરંતુ કંઈક છાપામાંથી વાંચવામાં આવ્યું હતું અને એ તદ્દન શકય છે કે લોકો એ ચૂકી ગયા હોય. એ છાપું ગમે તેમ વાંચવામાં આવ્યું હતું.

**શ્રી. એમ. આર. જયકર :** આપની પરિષદની કાર્યવાહી છપાય છે ને ?

**શ્રી. જે. બેનરજી :** હા.

**શ્રી. એમ. આર. જયકર :** એ કાર્યવાહી પ્રસિધ્ધ થઈ તેનો વિરોધ કરાયો છે?

**શ્રી. જે. બેનરજી :** હા, ચર્ચા હાથ ધરાઈ પછી તરત અમે જયારે સાંભળ્યું કે અમુક નામ બહાર પાડવામાં આવ્યાં હતાં. ત્યારે છાપામાં એક વિરોધી નિવેદન કરવામાં આવ્યું હતું.

**ડૉ. આંબેડકર :** હું આપને એમ પૂછું છું કે માત્ર આ જ માણસો મુંબઈમાં નહોતા ?

**શ્રી. જે. બેનરજી :** હું પુનાની વાત કરૂ છું.

**ડૉ. આંબેડકર :** હું સૌ પ્રથમ મુંબઈ વિશે પૂછું છું. પેટા-સમિતિની નિમણૂક કરવામાં આવી ત્યારે માત્ર આ જ માણસો મુંબઈમાં હાજર હતા, પરંતુ તેઓએ મારી ઓફિસમાં પતાવટ પર આવવા વ્યકિતગત રીતે વાત કરી હતી. આ એક હકીકત છે જે મેં મુંબઈ ટાઈમ્સને મેં આપેલી મુલાકાતમાં છતી કરી હતી ?

**શ્રી. જે. બેનરજી :** તેના બીજા જ દિવસે મેં આપના વિધાનનું ખંડન કરેલું અને કહેલું કે એમાં મુદ્દાનો સ્પર્શ કરવામાં નહોતો આવ્યો કારણ કે આપના કહેવા મુજબ એમાંના ત્રણ સભ્યો પુના ગયા નહોતા અને કરાર વખતે હાજર નહોતા.

**શ્રી. બી. સી. ચેટરજી :** મારે એટલું જ કહેવું છે કે આ સજ્જનોને મુંબઈ મોકલવામાં આવ્યા હતા અથવા જે એક સજ્જન પુનામાં હાજર હતા તેમને ત્યાં બંગાળી હિંદુઓએ અથવા કોઈપણ બંગાળી હિંદુએ મોકલ્યા હતા; તેઓ ત્યાં આકસ્મિક રીતે પણ ગયા હોય અથવા તો મહાત્મા બીમાર હતા તેમને જોવા માટે પણ તેમને ત્યાં મોકલવામાં આવ્યા હોય.

**ડૉ. આંબેડકર :** હું આપને એમ પૂછું છું કે જો એમ જ હોય તો આ સજ્જનો કલકત્તાથી નીકળી માલવિયાની પરિષદમાં હાજરી આપવાના સ્પષ્ટ હેતુસર ગયા હોય. એવું "લિબર્ટી " માં પ્રસિદ્ધ થયું હતું ?"

**શ્રી. જે. બેનરજી :** તેઓ ત્યાં બંગાળમાંની કોઈ જાહેર સંસ્થાની અધિકૃતિથી ગયા નહોતા. તેઓ ત્યાં પોતાના ધંધા માટે ગયા હોય કે બીજા કોઈ કારણસર ગયા હોય. ડૉ. આંબેડકર, હું આપને જણાવી દઉં કે બંગાળમાં દલિતો છે એમ કહેવામાં અમને ભારે બટ્ટો લાગે છે. બંગાળી હિંદુઓ જ્ઞાતિની વાડાબંધી દૂર કરવા સદી પહેલાંથી સામાજિક સુધારણા કરતા આવ્યા છે અને કરે છે. હું સૂચવું છું કે બંગાળ સરકારે તપાસ કરવી જોઈએ કે અસ્પૃશ્યો કોણ છે અને જેમની પાસે ન જઈ શકાય એવા લોકો કોણ છે? જો તેઓની સંખ્યા નિશ્ચિત થાય તો અમે તેઓને સંયુકત મતદારમંડળોના ધોરણે બંગાળ વિધાન પરિષદમાં પ્રમાણસર પ્રતિનિધિત્વ આપવા રાજી થઈશું.

**ડૉ. આંબેડકર :** હું સંયુકત મતદારમંડળોની ચર્ચા નથી કરતો. હું તો એ મહત્ત્વના મુદ્દાની ચર્ચા કરું છું કે અમુક સવર્ણ હિંદુઓ માલવિયાની પરિષદમાં હાજરી આપવા મુંબઈ ગયા હતા. જે લોકો ગયા હતા તે શું તેમના ખાનગી કામે ગયા હતા ?

**શ્રી. બી. સી. મુકરજી :** મેં તો કોઈ સજ્જનનું નામ સાંભળ્યું નથી. આ પહેલીવાર સાંભળું છું.

**ડૉ. આંબેડકર :** મારો મુદ્દો એ છે કે બંગાળની પ્રજા જાણતી હતી કે કેટલાક સવર્ણ હિંદુઓ બંગાળથી માલવિયાની પરિષદમાં હાજરી આપવા જઈ રહ્યા હતા, અને

જો બંગાળની પ્રજાને એ ખબર હોત કે તે લોકો પ્રતિનિધિઓ નહોતા તો તેઓએ આ લોકોનો વિશ્વાસ નહિ કરવા અંગે માલવિયાને તાર કર્યો હોત ?

**શ્રી. બી. સી. ચેટરજી :** મને લાગે છે કે "લિબર્ટી" માં કયાંક છપાયેલા ફકરા બદલ તેમને ઠપકારવા એ બંગાળની પ્રજા માટે તદ્દન ગેરવાજબી ગણાયું હોત.

**ડૉ. આંબેડકર :** હું તો માત્ર એ હકીકત જણાવું છું જે બંગાળમાંની દરેક વ્યકિતએ જાણવી જોઈએ ?

**શ્રી. બી. સી. ચેટરજી :** છાપાંને કોઈ આખેઆખું એ રીતે નથી વાંચતું. કોઈ એવી વસ્તુ શોધી કાઢવા માટે ખાસ કટાર નથી શોધતું. તે અમારા ધ્યાન પર આવ્યું નહિ.

**ડૉ. આંબેડકર :** હું આપને એ મુદ્દા પર વધુ નહિ પૂછું.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** શું શ્રી. ચેટરજી એમ કહેવા માગે છે કે મુંબઈમાં આવી બેઠક યોજાઈ હતી તેની તેમને ખબર નહોતી ?

**શ્રી. બી. સી. ચેટરજી :** અમને ખબર હતી, પરંતુ દરેક જણ એ બેઠકમાં હાજર રહેવા માટે કલકત્તાથી જવા વિચારે છે એની અમને પૂરેપૂરી જાણ નહોતી.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** જો આવા વિષય અંગેની આપની લાગણીઓ આટલી પ્રબળ હતી અને આપ આ અંગે કંઈક બોલી શકયા હોત તો પછી આપને આ બેઠકની જાણ હતી ત્યારે આપે પ્રતિનિધિઓ કેમ મોકલ્યા નહિ ?

**શ્રી. બી. સી. ચેટરજી :** અમને ખબર નહોતી કે ત્યાં શું ચાલી રહ્યું હતું. અમે કલકત્તામાં ખરેખર એ નહોતા જાણતા કે શું બની રહ્યું હતું. સિવાય કે અમે શ્રી. ગાંધી ઊપવાસ પર ઊતરવાના હતા તે સમાચાર સાંભળેલા.

**શ્રી. જે. બેનરજી :** અમે એને બહુ મહત્ત્વ આપ્યું નહિ. માલવિયા પરિષદ કંઈ બંગાળના સવર્ણ હિંદુઓનું ભાગ્ય ઘડવાની નહોતી, તેથી કોઈ પણ વ્યકિત કોઈપણ હેસિયતમાં ત્યાં ગઈ નહિ. પુનાની બેઠક ખરેખર મહત્ત્વની હતી.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** આપને બેઠકની જાણ હતી, પરંતુ આપે એને હાજર રહેવા જેટલી યોગ્ય ગણી નહોતી. એ જ સ્થિતિ હતી ને ?

**શ્રી. જે. બેનરજી :** આપ મુંબઈ અને પુનાની બે બેઠકો વચ્ચે ગૂંચવાડો ઊભો કરી રહ્યા છો. કરાર પર સહી પુના ખાતે કરાઈ હતી અને એ મહત્ત્વની બેઠક હતી જેમાં સવર્ણ હિંદુઓને આમંત્રણ અપાયું નહોતું. મુંબઈ ખાતેની બેઠક એક પ્રકારની પ્રારંભિક બેઠક હતી. અમે તેને વધુ મહત્ત્વ ન આપ્યું તેમાં અમે વાજબી ઠર્યા હતા.

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** શ્રી. ચેટરજી, એવું જણાય છે કે કદાચ બંગાળના સવર્ણ હિંદુઓનું વલણ આવું હતું : "અમારે આની સાથે કંઈ નિસ્બત નથી; કદાચ એનું પરિણામ શૂન્ય આવશે; જો તેનાથી મહાત્માજીનું જીવન બચતું હોય તો સૌથી સરસ; જો તેનાથી અમને કશી અસર થશે તો અમે પાછળથી એને ફગાવી દઈશું ?"

**શ્રી. બી. સી. ચેટરજી :** સાદર કરૂ તો તેમ નહોતું, હું તો પ્રાંતિક મતાધિકાર સમિતિમાં હતો અને લોથિયન સમિતિનો સહયોગી પણ હતો. અસ્પૃશ્યો કોણ હતા તેની કાળજીપૂર્વક તપાસ અમે કરી હતી.

**ડૉ. આંબેડકર :** આપ મારા મુદ્દાની બહાર નીકળી જાવ છો. મુંબઈ અને પુનામાં શું બની રહ્યું હતું તેના અહેવાલો નિયમિત દરરોજ "લિબર્ટી" માં છપાતા હતા. શું આપ એ ખોટું છે એમ કહો છો ?

**શ્રી. બી. સી.ચેટરજી :** દિલગીર છું કે હું "લિબર્ટી" કદી વાંચતો નથી.

**ડૉ. આંબેડકર :** હું "લિબર્ટી એટલા માટે લાવ્યો. હું જાણી જોઈને "સ્ટેટસમેન" નથી લાવ્યો કારણ કે આપ એમ કહેત કે એ તો એંગ્લોઈન્ડિયન છાપું છે.

**શ્રી. બી. સી. ચેટરજી :** હું શા માટે એવું કહું ? હું તો એમ કહેવાની કલ્પના પણ નથી કરી શકતો.

**ડૉ. આંબેડકર :** હું તે જાણી જોઈને લઈ આવ્યો છું કારણ કે મને ખબર છે તે હિંદુ છાપું છે ?

**શ્રી. બી. સી. ચેટરજી :** એ તો છે જ. એ મારે ઘેર આવે છે. હું તે પ્રસંગોપાત્ત વાંચી લઉં છું.

**ડૉ. આંબેડકર :** હું આપને પૂછું છું કે માલવિયા પરિષદની કાર્યવાહી આખા પહેલા પાના પર પૂરેપૂરી "લિબર્ટી" માં આપી છે ?

**શ્રી. બી. સી. ચેટરજી :** એ તો હું આપની પાસેથી સાંભળું છું.

**ડૉ. આંબેડકર :** આપ એ ખુદ જોઈ શકો છો. હું આપના તરફ મોકલું છું.

**શ્રી. બી. સી. ચેટરજી :** હું એના બદલે આપનો શબ્દ સ્વીકાર્ય ગણું છું.

**ડૉ. આંબેડકર :** એ જ પ્રમાણે તા. ૨૧મીએ જે બન્યું તે તો ૨૨મીએ પહેલા પાને પૂરેપૂરૂ છપાયું છે ?

**શ્રી. બી. સી. ચેટરજી :** એ કહેવાની હું હિંમત કઈ રીતે કરી શકું ?

ડૉ. આંબેડકર : એટલે એનો અર્થ એમ કે મુંબઈ અને પુનામાં શું બની રહ્યું હતું તેની ખરેખર બંગાળમાં કોઈનેય ખબર નહોતી ?

**શ્રી. બી.. સી. ચેટરજી :** અમે એવું વિચાર્યું કે આ ભારે મહત્ત્વના પ્રશ્નનો કોઈ નિર્ણય બંગાળમાંની જાહેર સંસ્થાઓને લાગુ પડાય તે પહેલાં તેવી સંસ્થાઓના પ્રતિનિધિઓને ચર્ચા-વિચારણામાં ભાગ લેવા માટે મોકલવા તેમને આમંત્રણ આપવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** જ્યારે પેટા-સમિતિની રચના થઈ ત્યારે તે સામે કોઈ વિરોધ દર્શાવાયો નહોતો ?

**શ્રી. બી. સી. ચેટરજી :** તેઓને તેમ કરવાનો અધિકાર નહોતો.

**ડૉ. આંબેડકર :** જો આપ "લિબર્ટી" નો ૨૨મી સપ્ટેમ્બર, ૧૯૩૨નો અંક જોશો તો તેમાં, હું જે ધોરણે વાટાઘાટ કરવા તૈયાર થયો હતો તે આ પેટા-સમિતિ સમક્ષ મેં કરેલી દરખાસ્તોનો અહેવાલ આપ્યો છે. શ્રી જયકર આને સમર્થન આપશે. મારી દરખાસ્તોમાં મેં બંગાળ માટે ૫૦ બેઠકો માગી હતી.

**શ્રી. જે. બેનરજી :** આપનો મતલબ છે દલિતો માટે ?

**ડૉ. આંબેડકર :** હા, દલિતો માટે, અને તેમ છતાં બંગાળના સવર્ણ હિંદુઓએ એક પણ નિવેદન આના વિરોધમાં આપ્યું નહોતું. આપ જાણો છો કે મેં આ માંગણી કરી હતી જે ૨૨મી સપ્ટેમ્બરના અંકમાં મુખ્ય સ્થળે છપાઈ હતી ?

**શ્રી. જે. બેનરજી :** હું દિલગીર છું પરંતુ મને ભય છે કે અમે, અમારે આપવું જોઈતું હતું તેટલું મહત્ત્વ ડૉ. આંબેડકરની દરખાસ્તોને આપ્યુ નહોતું.

ડૉ. આંબેડકર : હું દિલગીર છું કે મારા કારણે આપને વેઠવાનું થયું. હિઝ મેજેસ્ટીની જાહેરાતને કેન્દ્રીય વિધાનમંડળમાં સૌએ વધાવી લીધી હતી. શું એમ નહોતું બન્યું ?

**શ્રી. જે. બેનરજી :** એમ હોઈ શકે ખરૂ.

**શ્રી. એમ. આર. જયકર :** બંગાળને કેન્દ્રીય વિધાનમંડળમાં પ્રતિનિધિત્વ છે.

શ્રી. બી. સી. ચેટરજી : મારો જવાબ એ છે કે તેમને કરારના પ્રત્યાઘાતોનો ખ્યાલ નહોતો આવ્યો અને હવે તેઓ તેને વખોડવામાં એકમત થઈ ગયા છે.

**શ્રી. ભાઈ પરમાનંદ :** હું આ મુદ્દો સમજાવું ?

ડૉ. આંબેડકર : હું નથી જાણતો કે એવા કોઈ ખુલાસાની જરૂર હોય. તેઓ સભાના સભ્યો છે અને તેમણે વિરોધ નહોતો કર્યો. કરાર થયા પછી ખુદ બંગાળમાં થયેલા વિરોધ અંગે બંગાળ વિધાન પરિષદની બેઠક મળી હતી ?

**શ્રી. બી. સી. ચેટરજી :** હા.

**ડૉ. આંબેડકર :** પુના કરાર બંગાળીઓને લાગુ પાડવા સામે વિરોધ કરતો કોઈ ઔપચારિક ઠરાવ પરિષદમાં રજૂ થયો નહોતો ?

**શ્રી. બી. સી. ચેટરજી :** ના.

**ડૉ. આંબેડકર :** હું અહેવાલનો ઉલ્લેખ કરૂ છું.

**શ્રી. બી. સી. ચેટરજી :** સૌ પ્રથમ અમે પરિષદની બેઠકના ટૂંકા સમયની અંદર તમામ વગદાર હિંદુ સભ્યોને એકઠા કર્યા અને નિર્ણય કર્યો કે અમારે સંયુકત રીતે.....

**ડૉ. આંબેડકર :** હું એ જાણવા માગું છું કે બંગાળ વિધાન પરિષદમાં કોઈ ઔપચારિક ઠરાવ રજૂ થયો હતો કે કેમ ?

**શ્રી. બી. સી. ચેટરજી :** બેશક, મેં પુના કરારનો વિરોધ કરતો ઠરાવ મૂક્યો હતો પરંતુ તે પાછો ખેંચી લેવા મને સમજાવવામાં આવ્યો હતો. શ્રી. રસિક વિશ્વાસે અને પંડિત માલવિયાએ મને ખાતરી આપી કે તેઓ ડૉ. આંબેડકર સાથે બીજી બેઠક ગોઠવશે.

**ડૉ. આંબેડકર :** તે ઠરાવ પસાર કરાયો હતો ?

**શ્રી. બી. સી. ચેટરજી :** તેઓએ મને તે પાછો ખેંચી લેવા સમજાવ્યો હતો.

**ડૉ. આંબેડકર :** તો તે પસાર નહોતો થયો ?

**શ્રી. બી. સી. ચેટરજી :** મેં તે પાછો ખેંચી લીધો હતો.

**ડૉ. આંબેડકર :** શું તે ખરેખર પસાર નહોતો કરાયો ?

શ્રી. બી. સી. ચેટરજી : હું કહું છું કે મેં તે પાછો ખેંચી લીધો હતો.

ડૉ. આંબેડકર : આપે તેની નોટિસ આપી હતી ?

**શ્રી. બી. સી. ચેટરજી :** મેં નોટિસ આપી હતી અને શ્રી રસિક વિશ્વાસ અને પંડિત માલવિયાની રજૂઆતથી મેં તે પાછો ખેંચી લીધો હતો. મેં તે પસાર કરાવ્યો નહિ.

**ડૉ. આંબેડકર :** માર્ચ, ૧૯૩૩ની બેઠકમાં જે પ્રસ્તાવ પર ચર્ચા થઈ હતી તે પ્રસ્તાવ ખાસ પ્રસ્તાવ હતો. શ્રી. શાંતિ શેખરેશ્વરના નામે હતો તે સામાન્ય પ્રસ્તાવ પસાર નહોતો કરાયો ?

**શ્રી. જે. બેનરજી :** તેને પહોંચી વળી શકાયું નહિ.

**ડૉ. આંબેડકર :** તેના માટે કોઈ અગ્રતા મંગાઈ નહીં ?

**શ્રી. જે. બેનરજી :** તેના માટે અગ્રતા મંગાઈ હતી પરંતુ અગ્રતા મળી શકી નહિ તેને પહોંચી વળવા સમય જ નહોતો. પરિણામે મારે ખાસ ઠરાવ રજૂ કરવો પડયો.

**ડૉ. આંબેડકર :** એ ઠરાવ પસાર કરાયો તેના એક મહિના પછી એક જાહેર સભામાં પુના કરારનો વિરોધ કરવામાં બંગાળ વિધાન પરિષદના વલણને વખોડી નાખતો ઠરાવ પસાર કરાયો હતો ?

**શ્રી. જે. બેનરજી :** એ બહુ શકય હોઈ શકે.

**ડૉ. આંબેડકર :** તે સમિતિની કાર્યવાહી 'લિબર્ટી'માં પૂરી પ્રસિધ્ધ થઈ હતી એ હકીકત છે કે નહીં ?

**શ્રી. બી. સી. ચેટરજી :** બહુ શકય છે. મને પોતાને એની ખબર નથી. હું ઈગ્લેન્ડમાં હતો.

**ડૉ. આંબેડકર :** આપે કહ્યું કે પુના કરાર સ્વીકારાયો તે સમયે બંગાળ સરકાર કયાંક દાર્જીલિંગમાં હતી અને તેથી કોઈ પણ હિંદુ સાથે મસલત કરાઈ નહોતી ?

**શ્રી બી. સી. ચેટરજી :** હા.

**ડૉ. આંબેડકર :** શું આપ કહી શકશો કે સપ્ટેમ્બર, ૧૯૩૨માં બંગાળ કારોબારીની રચના કેવી હતી ? તેના સભ્યો કોણ હતા અને કોમી રચના કેવા પ્રકારની હતી ?

**શ્રી. જે. બેનરજી :** ત્રણ બંગાળી સભ્યો હતા - ના, બંગાળ સરકારમાં બે બંગાળી હિંદુ સભ્યો હતા.

ડૉ. આંબેડકર : આપનું એવું સૂચન છે કે જે બંગાળ સરકારમાં બે બંગાળી સવર્ણ હિંદુ સભ્યો હતા તેણે પુના કરારને બહાલી આપી નહીં ?

**શ્રી. જે. બેનરજી :** મારે સરકાર વિશે કોઈ સૂચન કરવાનું નથી. પરંતુ મને તદ્દન ખાતરી છે કે સરકારના એ બંને હિંદુ સભ્યોએ તેને નામંજૂર કર્યો હતો અને ભારપૂર્વક તેનો વિરોધ કર્યો હતો.

**ડૉ. આંબેડકર :** આપે કહ્યું કે એક બંગાળી હિંદુ સભ્ય હતા. શું તે સર બી. એલ. મિત્તર હતા ?

**શ્રી. જે. બેનરજી :** હા; હું સર બી.એલ.મિત્તર વિશે કંઈ કહી શકીશ નહિ, પરંતુ હું આપને જણાવીશ કે આપ વાઈસરોયની કારોબારી સમિતિના હાલના સભ્યને પૂછી લો.

**ડૉ. આંબેડકર :** સર એન. સરકારે સૂચવ્યું કે મહાત્મા ગાંધીના ઉપવાસે સર્જેલી કટોકટીમાં હિઝ મેજેસ્ટીએ આખી બાબત સ્વીકારી લીધી હતી. ગોળમેજી પરિષદમાં જયારે લઘુમતીઓની માગણી રજૂ કરાઈ હતી ત્યારે મેં કહ્યું હતું કે દલિતોને અલગ મતદારમંડળો આપવા માટે હું મારા જાનની બાજી લગાવી દઈશ. આ ક્ષણાવેશમાં કહેવાયું નહોતું કે શબ્દાડંબરમાં કહેવાયું નહોતું. એ એક ગંભીર વિધાન હતું ?

**શ્રી. જે.બેનરજી :** સાવ સાચું.

**ડૉ. આંબેડકર :** અને મહાત્માની ઉપવાસની ધમકી હતી છતાં હિઝ મેજેસ્ટીની સરકારે દલિતોને અલગ મતદારમંડળ આપ્યું ?

**શ્રી. જે. બેનરજી :** કરાર સામે અમારી ફરિયાદ એ છે કે તેનાથી અલગ મતદારમંડળોનું દરેક અનિષ્ટ કાયમી બની જાય છે.

**ડૉ. આંબેડકર :** એ બીજી બાબત છે. આપે એ મહાત્મા ગાંધીને કહેવું વધુ સારૂ છે; હું તેની ચર્ચા નહીં કરી શકું ?

**શ્રી. જે. બેનરજી :** હિઝ મેજેસ્ટીની સરકારનો એવોર્ડ અમને પુના કરાર કરતાં વધુ સ્વીકાર્ય છે.

**ડૉ. આંબેડકર :** આપની ફરિયાદ એ છે કે હિઝ મેજેસ્ટીની સરકારે દલિતોને જેટલી સંખ્યામાં બેઠકો આપી છે તેનાથી મોટી સંખ્યામાં બેઠકો પુના કરારમાં તેઓને

અપાઈ છે. તેઓની ખાસ બેઠકોનું પ્રમાણ સર્વત્ર દલિતોની વસ્તીની ટકાવારીથી ઓછું હશે ?

**શ્રી. જે. બેનરજી :** તદ્દન એમ જ, કારણ કે એવી અપેક્ષા છે કે ઘણા દલિતો, ખાસ કરીને બંગાળમાં, સામાન્ય મતદારમંડળો મારફત આવશે.

**ડૉ. આંબેડકર :** દલિતોને કોમી એવોર્ડ આપવામાં અને બેઠકો ફાળવી આપવામાં હિઝ મેજેસ્ટીની સરકારે અને વડાપ્રધાને ચોકકસ એવું સ્વીકાર્યું હશે કે એ બેઠકો વસ્તીના પ્રમાણ જેટલી નથી અને બહુ ઓછી હતી ?

**શ્રી. જે. બેનરજી :** સાવ સાચું, પરંતુ સાથે સાથે વડાપ્રધાન એવું પણ સ્પષ્ટ કરે છે કે દલિતોને ફાળવેલી સંખ્યા તેઓના સંખ્યાલક્ષી પ્રમાણ કરતાં ઓછી છે. કારણ કે તેઓ બંગાળના કેસનો ખાસ ઉલ્લેખ કરે છે કારણ કે બંગાળમાં ઘણા બધા દલિત સભ્યો ચોકકસ સામાન્ય મતદારમંડળો મારફત આવશે.

**ડૉ. આંબેડકર :** તેમણે બંગાળ માટે કશું નથી કહ્યું. હું આપને ખાતરી કરાવું ?

શ્રી. જે. બેનરજી : મોટા ભાગે તો એમણે ચોકકસ એમ જ કહ્યું છે. મેં એવોર્ડ કાળજીપૂર્વક વાંચ્યો છે.

**ડૉ. આંબેડકર :** બંગાળ પ્રાંતિક હિંદુ પરિષદના "લિબર્ટી" માં પ્રસિદ્ધ થયેલા અહેવાલમાં કહ્યું છે કે : "આ પરિષદ કહેવાતા દલિતોને અપીલ કરે છે કે આગામી બંધારણમાં અલગ મતદારમંડળોના ધોરણે પ્રતિનિધિત્વ માગવું નહિ અને દલિતોનું પ્રતિનિધિત્વ સંયુકત મતદારમંડળ મારફત તેઓની વસ્તીસંખ્યા અનુસાર મંજૂર રાખવું; પછી ભલે તેનો અર્થ એમ થતો હોય કે હિંદુઓને ફાળવેલી મોટા ભાગની બેઠકો તેમને સુપરત કરવી ?

**ડૉ. મૂંજે :** ઠરાવ પસાર કરાયો હતો. અમે તેને વળગી રહીએ છીએ અને મારા મિત્ર શ્રી. ચેટરજીએ ડૉ. આંબેડકરને એક ખેલદિલ ઓફર કરી હતી. જો દલિતોની અસ્પૃશ્યો અને પાસે જઈ ન શકાય એવી વ્યક્તિઓ તરીકે વ્યાખ્યા કરાય તો ડૉ. આંબેડકરની સંખ્યા વસ્તીના ધોરણે કેટલી હશે તે જોવાની તેમની તૈયારી છે ? અમે ડૉ. આંબેડકરને આ ખેલદિલ ઓફર કરવા તૈયાર છીએ અને આ આખોય પ્રશ્ન ભલે

બંગાળ અને પંજાબમાં નક્કી થતો કે આ વ્યાખ્યા મુજબ દલિતોની સંખ્યા કેટલી છે. અમે આ ખેલદિલ ઓફર કરીએ છીએ.

**ડૉ. આંબેડકર :** મારા લોકોના ભાગ્યને હું પક્ષીય રાજકારણની રમત બનાવવા નથી માગતો અને હું એ ઓફર સ્વીકારી શકું નહિ.

❁

**ડૉ. આંબેડકર :** શું હું એમ સમજું કે આપ દલિતોનો સમાવેશ આપની હિન્દુ મહાસભામાં પણ કરી રહ્યા છો ? શું આપ તેઓનું પ્રતિનિધિત્વ કરવાનો દાવો કરો છો ?

**ડૉ. મૂંજે :** મારી દલીલ એ છે કે હું દલિતોનું પણ પ્રતિનિધિત્વ કરૂ છું અને મારી બાજુમાં બેઠેલા શ્રી. ગવઈ હિંદુ મહાસભાના પ્રતિનિધિમંડળ પરના દલિતોના એક પ્રતિનિધિ છે.

**ડૉ. આંબેડકર :** એ જુદી બાબત થઈ. હું તો એ જાણવા માગું છું કે આપ દલિતોનું પ્રતિનિધિત્વ કરો છો ?

**ડૉ. આંબેડકર :** મારા પૂરતું હું એ સ્થિતિથી તદ્દન અસંમત છું. શ્રી. ગવઈને શું કહેવાનું છે ? હું હજી ફરીથી કહું છું કે એ હકીકત છે કે દલિતો ડૉ. મૂંજે જેનું પ્રતિનિધિત્વ કરે છે તે સંસ્થાના નથી. મને ખબર છે કે હકીકતમાં પંજાબના હિંદુઓએ તેનો અસ્વીકાર કર્યો છે ?

**ડૉ. મૂંજે :** શેનો ?

**ડૉ. આંબેડકર :** પંજાબના દલિતોએ આપની યાદી નં-૫૭ના તે ભાગનો અસ્વીકાર કર્યો છે.

## (૧૪)
## અખિલ ભારતીય વર્ણાશ્રમ સ્વરાજ સંઘ વતી શ્રી. એમ. કે. આચાર્ય, શ્રી. એલ. એમ. દેશપાંડે અને શ્રી. જે. એલ. બેનરજી

ડૉ. આંબેડકર : શ્રી. આચાર્ય, શું આપ એમ માનો છો કે વિધાન મંડળને ધર્મનાં મૂળભૂત તત્ત્વોને અસર કરતા કાયદા પસાર કરવાની સત્તા છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હા.

**ડૉ. આંબેડકર :** અને આવો કોઈ પણ કાયદો દાખલ કરાય ને પહેલાં આપ એમ ઈચ્છો છો કે ધાર્મિક સંસ્થાઓના વડાઓની પૂર્વમંજૂરી મળવી જોઈએ ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હા.

**ડૉ. આંબેડકર :** અને ત્રીજી વાત એ કે તે દાખલ કરાય પછી બે-તૃતીયાંશ બહુમતી દ્વારા તે પસાર ન કરાય ત્યાં સુધી તે કાયદો બનવો ન જોઈએ ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હા.

**ડૉ. આંબેડકર :** આ બે તૃતીયાંશ બહુમતી એટલે વિધાનમંડળના હિંદુ સભ્યોની બે તૃતીયાંશ બહુમતી કે વિધાનમંડળના કુલ સભ્યોની બે તૃતીયાંશ બહુમતી ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** અસર પામનારી દરેક કોમની. જો તે માત્ર હિંદુ કોમ હોય તો તે માત્ર હિંદુ સભ્યોની રહેશે. જો તે મુસ્લિમ કોમ હોય તો મુસ્લિમ સભ્યો પણ હશે.

**ડૉ. આંબેડકર :** શું આપ કહી શકશો કે આપના ધર્મનાં મૂળભૂત તત્ત્વો કયાં છે. જેથી કરીને સમિતિ એ જાણી શકે કે વિધાનમંડળે કેટલે અંશે દરમિયાનગીરી કરવી જોઈએ અને કેટલે અંશે નહિ ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** જો સમિતિ મને ત્રણ કલાક સાંભળે તો ધર્મનાં મૂળભૂત તત્ત્વો વિષે હું અતિ નમ્ર વ્યાખ્યાન આપવા રાજી છું.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** આપ અમને એક ફોર્મ્યુલા જ આપી દો.

**શ્રી. એમ. કે. આચાર્ય :** મેં એ જ તો કહ્યું હતું. ડૉ. આંબેડકર હવે ત્રણ શબ્દોમાં જવાબ આપવાનું કહીને મને મૂંઝવવાનો પ્રયાસ કરી રહ્યા છે. હું તેમ કહી શકું નહિ.

**ડૉ. આંબેડકર :** હું આપને મૂંઝવવાનો પ્રયાસ નથી કરતો; હું તો સમજવા માગું છું. વૈધાનિક હેતુઓ માટે આપે સમિતિને અમુક ફોર્મ્યુલા આપવી જોઈએ જેને અધિનિયમમાં મૂકી શકાય જેથી કરીને, વિધાનમંડળે પસાર કરેલો કાયદો વિધાનમંડળની સત્તાની અંદર છે કે કેમ તે ચોકકસ શોધી કાઢવું અધ્યક્ષ માટે, ગવર્નર માટે, નિર્ણય કરતા સત્તાધિકારી માટે અને કોર્ટો માટે શકય બને ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** મેં સૂચવ્યું છે અને મેં વિચાર્યું છે કે બહુ વ્યવહારૂ ફોર્મ્યુલા છે જે મેં હકીકતમાં -

**ડૉ. આંબેડકર :** આપે કેવળ એટલું જ કહ્યું કે તે મૂળભૂત તત્ત્વો છે. આપ આખી બાબતને અનિર્ણિત છોડી દો છો. એ મૂળભૂત તત્ત્વો કયાં છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** મેં સૂચવેલી ફોર્મ્યુલા આ હતી. ધર્મને અસર કરતો કાયદો દાખલ કરાય તે પહેલાં ગવર્નરે કે ગવર્નર જનરલે તેને,તે પ્રાંતમાંની ધાર્મિક સંસ્થાઓના માન્ય વડાઓને અભિપ્રાય માટે મોકલવો જોઈએ અને તેઓના અભિપ્રાયો મળે પછી અને કદાચ, તેઓના અભિપ્રાયો મુજબ તેને બનાવવા તેમાં ફેરફાર કર્યા પછી તે દાખલ કરી શકાય અને એ બધું ગવર્નરે કે ગવર્નર જનરલે નકકી કરવાનું છે.

**ડૉ. આંબેડકર :** તો આપ એમ કહો છો કે અમુક કાયદો આપના ધર્મનાં મૂળભૂત તત્ત્વોને અસર કરે છે કે કેમ તે એવી બાબત છે કે જેનો નિર્ણય ધાર્મિક સંસ્થાઓના વડાઓએ કરવાનો છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** ચોકકસ વાત. તેઓ નિર્ણય કરવા માટેના સક્ષમ ન્યાયાધીશો છે.

**ડૉ. આંબેડકર :** શ્રી. આચાર્ય, આપ જ્ઞાતિએ બ્રાહ્મણ છો ?

શ્રી. એમ. કે. આચાર્ય : હા.

ડૉ. આંબેડકર : શ્રી દેશપાંડે, આપ જ્ઞાતિએ બ્રાહ્મણ છો ?

**શ્રી. દેશપાંડે :** હા.

**ડૉ. આંબડકર :** શ્રી બેનરજી, આપ જ્ઞાતિએ બાહમણ છો

**શ્રી. જે. બેનરજી :** હા.

**ડૉ. આંબેડકર :** શ્રી. આચાર્ય, શું એ હકીકત નથી કે હિંદુ ધર્મમાં કોઈપણ વ્યકિત તે જન્મથી બ્રાહ્મણ ન હોય ત્યાં સુધી પુરોહિત બની શકે નહિ ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** એ હકીકત નથી.

ડૉ. આંબેડકર : આપનો મતલબ છે કે કોઈ પણ હિંદુ કોઈપણ હિંદુ વિધિમાં પુરોહિતનું કામ કરી શકે ?

શ્રી. એમ. કે. આચાર્ય : ના, એનો મતલબ એવો નથી.

ડૉ. આંબેડકર : મારો તો પ્રશ્ન એ છે.

શ્રી. એમ. કે. આચાર્ય : કૃપા કરીને પ્રશ્નને બરાબર રીતે પૂછો.

ડૉ. આંબેડકર : કોઈ વ્યકિત બ્રાહ્મણ ન હોય તો પણ કોઈ ધાર્મિક વિધિ કરી શકે કે કેમ ?

શ્રી. એમ. કે. આચાર્ય : એ તો બહુ સાદો પ્રશ્ન છે. દરેક કોમમાં, પેટા-કોમમાં, કે વર્ગમાં તેનો પુરોહિત હોય છે. બ્રાહ્મણ અમુક કોમોમાં નહિ જાય.

**ડૉ. આંબેડકર :** હું એ જ કહું છું કે એ સાચું વિધાન નથી ને ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હું જાણું છું ત્યાં સુધી એ સત્ય છે.

**ડૉ. આંબેડકર :** શું શ્રી. દેશપાંડે એ જાણે છે ?

**શ્રી. દેશપાંડે :** હવે એ એવું છે.

**શ્રી. એમ. કે. આચાર્ય :** બ્રાહ્મણ અમુક બાબતો માટે કામગીરી નહિ કરે.

ડૉ. આંબેડકર : તમામ ધાર્મિક સંસ્થાઓના વડાઓ બ્રાહ્મણો છે, ખરૂ કે નહિ ?

**શ્રી. દેશપાંડે :** ના, મુંબઈ ઈલાકામાં એક બહુ મોટો મઠ છે. જેની મિલકત અને એ બધું સાવ અબ્રાહ્મણ છે.

ડૉ. આંબેડકર : મુખ્યમાં શું છે ?

**શ્રી. દેશપાંડે :** અમુક બ્રાહ્મણો છે; અમુક અબ્રાહ્મણો છે.

ડૉ. આંબેડકર : શું મુંબઈ ઈલાકામાં તે હકીકત નથી ?

શ્રી. દેશપાંડે : બીજાઓ પણ છે, લિંગાયતો.

ડૉ. આંબેડકર : હું આ મુદ્દો ગૂંચવવા નથી માગતો. મારો પ્રશ્ન આ છે. લિંગાયતો, જૈનો અને બુદ્ધિવાદીઓ (હું સાવ હિંદુઓની જ વાત કરૂ છું) થી અલગ હોય એ પ્રમાણે શું એ હકીકત નથી કે આ તમામ સંસ્થાઓનું નિયંત્રણ બ્રાહ્મણો દ્વારા થાય છે ?

**શ્રી. દેશપાંડે :** મુંબઈ ઈલાકામાં પણ અમુક એવી સંસ્થાઓ છે જેનું નિયંત્રણ અબ્રાહ્મણો દ્વારા થાય છે.

ડૉ. આંબેડકર : એવી બહુ થોડી છે ?

**શ્રી. દેશપાંડે :** હા, એ સ્વીકારાશે; પરંતુ એવું નથી કે તે તમામ બ્રાહ્મણોની છે.

ડૉ. આંબેડકર : હવે જો આપની દરખાસ્ત સ્વીકારાય કે આ સંસ્થાઓના વડાઓને પૂર્વમંજૂરી આપવાનો અધિકાર હોવો જોઈએ, તો તેનો એ જ અર્થ થશે કે હિંદુકોમનું સંપૂર્ણ ભાગ્ય આ સંસ્થાઓનો હવાલો સંભાળતા બ્રાહ્મણોના હાથમાં હશે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હું એવો અર્થ કદી નહિ કરૂ.

**ડૉ. આંબેડકર :** શ્રી. દેશપાંડે, સતારા જિલ્લામાં અબ્રાહ્મણ પક્ષ છે, ખરૂ કે ?

શ્રી. દેશપાંડે : હા.

ડૉ. આંબેડકર : સતારા જિલ્લાના અબ્રાહ્મણો લગભગ ૯૦ ટકા વસ્તીને આવરી લેશે ?

શ્રી. દેશપાંડે : હા.

ડૉ. આંબેડકર : સતારા જિલ્લામાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણો વચ્ચે બહુ તીવ્ર દુશ્મનાવટ છે ?

શ્રી. દેશપાંડે : અમુક મુદ્દાઓ પર; બધા પર નહિ.

ડૉ. આંબેડકર : પરંતુ રાજકીય અને સામાજિક સુધારાના મુદ્દાઓ પર ?

શ્રી. દેશપાંડે : રાજકારણના મુદ્દાઓ પર.

ડૉ. આંબેડકર : અને સામાજિક સુધારાના મુદ્દા પર ?

શ્રી. દેશપાંડે : એટલી બધી નહિ.

ડૉ. આંબેડકર : શું એ સાચું નથી કે બ્રાહ્મણો અને અબ્રાહ્મણો વચ્ચે, પુરોહિતપણા પૂરતું મંદિરોમાં સમાનતા અંગે સંઘર્ષ ચાલ્યા કરે છે ?

શ્રી. દેશપાંડે : અમુક જિલ્લાઓમાં એવું હોઈ શકે, પરંતુ બધામાં નહિ. ?

ડૉ. આંબેડકર : પરંતુ બંન્ને વચ્ચે મજબૂત ફાટફૂટ પડી નથી ?

શ્રી. દેશપાંડે : હું જાણું છું ત્યાં સુધી નહિ.

ડૉ. આંબેડકર : પરંતુ, ગમે તેમ પણ તેઓ અલગ રાજકીય જીવન જીવતા અલગ માનવીઓ છે ?

શ્રી દેશપાંડે : હા, દરેકને તેનું પોતાનું આગવું વ્યક્તિત્વ છે.

ડૉ. આંબેડકર : અને આપ હજી એવું માનો છો કે સતારા જિલ્લામાં થોડાક બ્રાહ્મણો અબ્રાહ્મણોનું પ્રતિનિધિત્વ કરશે ?

શ્રી. દેશપાંડે : મારા પૂરતું.

**ડૉ. આંબેડકર :** શું આપ એમ માનો છો કે આપ અને શ્રી જાધવ- જેઓ અબ્રાહ્મણોના નેતાઓ છો - તેઓ યાદીમાંના આ મોટાભાગના મુદ્દાઓ પર એકમત થઈ શકશો ?

**શ્રી. દેશપાંડે :** હું શ્રી. જાધવ વિશે નથી જાણતો; હું તો મારી વાત કરૂ છું.

**ડૉ. આંબેડકર :** શું આપ એકસાથે જમો છો ખરા ?

**શ્રી. દેશપાંડે :** શ્રી જાધવ અને હું ? ના.

**ડૉ. આંબેડકર :** મદ્રાસ ઈલાકામાં અબ્રાહ્મણોની બનેલી જસ્ટીસ પાર્ટી છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** અમુક વર્ષો પહેલાં હતી. મને ખબર નથી કે તે હમણાં સક્રિય છે કે નહિ.

**ડૉ. આંબેડકર :** પરંતુ તે પાર્ટી એક કે બે વર્ષ સુધી હતી ખરી, નહિ ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** તે પાર્ટી સાત કે આઠ વર્ષ સુધી હતી.

**ડૉ. આંબેડકર :** મદ્રાસ ઈલાકામાં બ્રાહ્મણો અને અબ્રાહ્મણો વચ્ચે તીવ્ર ફૂટ છે?

**શ્રી. એમ. કે. આચાર્ય :** બહુ તીવ્ર ફૂટ નહિ, પણ ધાર્મિક પ્રશ્નો ખરા.

**ડૉ. આંબેડકર :** તેઓનું પોતાનું અલગ સંઘટન છે ?

શ્રી. એમ. કે. આચાર્ય : હું માનું છું કે જસ્ટીસ પાર્ટીમાં બ્રાહ્મણોને હવે દાખલ કરાય છે.

ડૉ. આંબેડકર : પણ અત્યાર સુધી તેમને દાખલ નહોતા કરાતા ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** તેઓ હવે બ્રાહ્મણોને પણ દાખલ કરે છે **અને તેથી** તેઓ હવે બદલાયા છે.

**ડૉ. બી. આર. આંબેડકર :** શું એમ કહેવું સાચું ગણાશે કે આપ માત્ર બ્રાહ્મણોનાં મંતવ્યોનું પ્રતિનિધિત્વ કરો છો ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** તદ્દન ખોટું.

ડૉ. આંબેડકર : હવે, શ્રી દેશપાંડે, આપની યાદી નં. ૬૪માં મને પુના કરાર અંગે કોઈ ટીકા-ટિપ્પણી નથી જણાતી; એવું છે ?

**શ્રી. દેશપાંડે :** કંઈ નથી.

**ડૉ. આંબેડકર :** એ સાચું છે ?

**શ્રી. દેશપાંડે :** એ સાચું છે.

ડૉ. આંબેડકર : શ્રી. આચાર્ય, આપની યાદી નં. ૬૫માં પૃ. ૩ પરની આ એક લીટી બાદ કરતા - અમે પુના કરારને તેના ગુણદોષો પર વખોડીએ તેનો કોઈ ઉલ્લેખ નથી ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** મેં વિચાર્યું કે એટલું તદ્દન પૂરતું હતું.

**ડૉ. આંબેડકર :** આ આપનું સંયુકત કથન એ છેક છેલ્લો વિચાર છે, ખરૂ ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હા, એ બીજાઓ કરતાં મોડું આવ્યું છે.

**ડૉ. આંબેડકર :** હિંદુ મહાસભાનો પુરાવો આપ્યા પછી ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** ના, એનાથી બહુ પહેલાં.

**ડૉ. આંબેડકર :** તો શા માટે શ્રી દેશપાંડેએ તે આપની યાદીમાં મૂક્યું નહિ ?

**શ્રી. દેશપાંડે :** મને નહોતું લાગ્યું કે તે જરૂરી હતું.

ડૉ. આંબેડકર : આપ આપના સંયુકત કથન નં. ૭૨માં કહો છો કે પૂર્ણ પ્રાંતિક સ્વાયત્તતા અને કેન્દ્રીય જવાબદારીની બાબતમાં હું તે વાંચવું જરૂરી નથી માનતો. હવે, ફકરા ૪ હેઠળ, નીચલાં ગૃહો માટે મતાધિકારમાં આપ કહો છો કે "આપણા મોટાભાગના દેશવાસીઓ કાર્યકારી પ્રતિનિધિ સંસ્થાઓની આદતમાં હજુ બિનકેળવાયેલા છે." હું પૂછું છું કે કોના લાભ માટે આપ પ્રાંતિક સ્વાયત્તતા અને કેન્દ્રીય જવાબદારીની માંગણી

કરો છો ? આપ તો એમ કહો છો કે "દેશવાસીઓ હજુ કાર્યકારી પ્રતિનિધિસંસ્થાઓની આદતથી કેળવાયેલા નથી ?"

**શ્રી. એમ. કે. આચાર્ય :** હું માનનીય સજ્જનને એ ફકરો વધુ કાળજીપૂર્વક વાંચવા જણાવું છું. જવાબ ત્યાં જ છે.

**ડૉ. આંબેડકર :** શો જવાબ છે ?

શ્રી. એમ.. કે. આચાર્ય : આપણે કહીએ છીએ કે આપણે નજીકના ભવિષ્યમાં મતાધિકારને આડેધડ ઘટાડવાની વિરુદ્ધ છીએ; આપણે આડેધડ મતાધિકાર ઘટાડવાને વખોડીએ છીએ; પરંતુ એ રીતે ઘટાડવાને વિવેકપૂર્ણ બનાવીને આપણે તરત બીજું પગલું ભરીએ છીએ અને તે છે પ્રાંતિક સ્વાયત્તતા અને કેન્દ્રીય જવાબદારીની માગણી કરવાનું.

**ડૉ. આંબેડકર :** પરંતુ મતાધિકારને આડેધડ ઘટાડવાથી આપના દેશવાસીઓ કાર્યકારી પ્રતિનિધિ સંસ્થાઓની આદતમાં કઈ રીતે કેળવાશે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** અમે એ જ કરીએ છીએ. આડેધડ ઘટાડવાથી તેઓ કેળવાશે નહિ.

**ડૉ. આંબેડકર :** તેથી, શું તે હજી વધુ વધારવું ?

**શ્રી. એમ.કે.આચાર્ય :** ના, આડેધડ ઘટાડવાનું વિરૂદ્ધ છે, વિવેકપૂર્ણ રીતે ઘટાડવું.

**ડૉ. આંબેડકર :** તેને માત્ર બ્રાહ્મણો અને બીજા ઉપલા વર્ગો પૂરતું મર્યાદિત રાખીને ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** વિવેકપૂર્ણ ઘટાડવાનો એવો અર્થ નથી થતો. શ્વેતપત્ર કહે છે ૩૮,૦૦૦,૦૦૦. મને ૨૦,૦૦૦,૦૦૦ કે ૨૮,૦૦૦,૦૦૦થી સંતોષ થશે. એ કંઈ તેમને આ વર્ગ કે તે વર્ગ પૂરતું મર્યાદિત રાખવા માટે નથી.

**ડૉ. આંબેડકર :** આપ જાણો છો કે મલબારમાં નૈયાડી નામની કોમ છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હા.

**ડૉ. આંબેડકર :** હું સમજું છું એ પ્રમાણે ત્યાં પ્રવર્તની સામાજિક રૂઢિઓ હેઠળ નૈયાડી રસ્તા પર ચાલી શકતો નથી ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** તે આજે જાહેર રસ્તા પર ચાલી શકે છે.

**ડૉ. આંબેડકર :** અને જો તે કંઈ વેચવા માગે તો અથવા ખરીદવા માગે તો તેણે પોતાનો માલ કે ચીજવસ્તુઓને મહોલ્લાથી ૬૦ વાર દૂર મૂકવો પડે છે અને ત્યાંથી બૂમ પાડવી પડે છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** એ સાચી માહિતી નથી.

ડૉ. આંબેડકર : હું આપને એ માહિતી આપું ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** એ સાચી નથી; હું એનો ઈન્કાર કરૂ છું. હું મલબારમાં ઘણાં વર્ષ રહ્યો છું. અને હું મલબારને મારા માનનીય મિત્ર કરતાં વધુ સારી રીતે જાણું છું.

**ડૉ. આંબેડકર :** હું આપને પૂછવા માગું છું એ મુદ્દો કંઈ વધુ છે. માની લો કે મારી હકીકતો સાચી છે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** જયારે તે ખોટી હોય ત્યારે હું કઈ રીતે એવું માની શકું ?

**ડૉ. આંબેડકર :** ધારો કે એવો કાયદો પસાર કરવામાં આવે જેમાં મલબારમાં કોઈ પણ હિંદુ કોઈપણ નૈયાડીને જાહેર રસ્તા પર ચાલતો અટકાવે તો તેને ગુનો ગણવામાં આવે, તો શું આપ એમ કહેશો કે તેનાથી આપના ધર્મનાં મૂળભૂત તત્ત્વોને અસર પહોંચશે ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** માનનીય સજ્જન ખોટી હકીકતો પર અનુમાન બાંધે છે. ત્યાં એવી કોઈ રૂઢિ પણ નથી અને એવો કોઈ કાયદો પણ નથી. જો ત્યાં એવી રૂઢિ હોય અને જો ત્યાં એવા કાયદાની જરૂર હોય., તો તેવો કાયદો ધર્મના કોઈપણ મૂળભૂત તત્ત્વ સાથે સંઘર્ષમાં આવ્યો ન હોય.

**ડૉ. આંબેડકર :** હું આ બાબતને સ્પષ્ટ કરવા માગું છું. શ્રી. આચાર્ય, આપે કહ્યું કે પંડિત માલવિયાએ પુના કરારની અસરોનો ઈન્કાર કર્યો છે. શું એ હકીકત નથી કે શ્રી. ગાંધી કહે છે કે પુના કરારે, રાજકીય સમસ્યા પતાવવાની વાત તો દૂર રહી પણ, હિંદુઓ પર અસ્પૃશ્યતા નાબૂદ કરવાની અને અસ્પૃશ્યો માટે હિંદુ મંદિરોનાં દ્વારો ખુલ્લાં મૂકવાની અમુક જવાબદારી નાખી છે ?

શ્રી. એમ. કે. આચાર્ય : હું માનું છું, એવું શ્રી ગાંધી કહે છે.

**ડૉ. આંબેડકર :** પંડિત માલવિયા કહે છે કે એ બાબત નથી કે પુના કરાર હિંદુઓ પર કોઈપણ જવાબદારી નાખતો નથી અને તેથી, એ કારણસર, તેઓ પુના કરારની અસરો સાથે સંમત નથી થતા. શું એ વાત નથી ?

**શ્રી. એમ. કે. આચાર્ય :** હા, એમ જ છે.

**ડૉ. આંબેડકર :** તે, આ બાબતના રાજકીય પાસાને સ્પર્શતો નથી. શ્રી. ગાંધી કહે છે કે પુના કરાર હિંદુઓ પર મંદિરોનાં દ્વાર ખુલ્લાં મૂકવાની જવાબદારી નાંખે છે પંડિત માલવિયા કહે છે કે આવી કોઈ અસર જ નથી ?

શ્રી. એમ. કે. આચાર્ય : હા.

## (૧૫)
## ડૉ. આંબેડકર : જ્યારે આપ જિલ્લા ન્યાયાધીશ હતા ત્યારે ભારતમાં મંત્રીઓ હતા ?

**લેફટેનન્ટ કર્નલ સી. ઈ. બ્રુસ :** હતા ખરા, પણ મારી સાથે તેઓને કંઈ લેવાદેવા નહોતી; મારે કહેવું જોઈએ કે ચૂંટાયેલા મંત્રીઓ નહિ, પરંતુ હવે હું ભાવિનો ઉલ્લેખ કરૂ છું. જયારે સૂચિત બંધારણ-

ડૉ. આંબેડકર: મેં વિચાર્યું કે આપ આપના અનુભવના આધારે કહો છો ?

**લફટેનન્ટ કર્નલ સી. ઈ. બ્રુસ :** હું આપને સમજાવું ? આનો ઉલ્લેખ ભાવિ સાથે છે. જયારે દરખાસ્ત પ્રમાણે મંત્રીઓને ચૂંટાયેલા વિધાનમંડળ હેઠળ મૂકવાના

છે. અને તેઓને ચૂંટાયેલા વિધાનમંડળને જવાબદાર બનાવવાના છે અને તેઓનાં મંત્રીમંડળોની સાથે રહેવા કે પડવા માટે પાત્ર બનાવવાના છે.

(૧૬)

**ડૉ. આંબેડકર : શું તેઓ આદિજાતિ કાયદાને તેઓના રૂઢિગત કાયદા તરીકે ન ગણી શકે ?**

**વિંગ કમાન્ડર, એ. ડબલ્યુ. એચ. જેમ્સ :** ના, એ તો હાઈકોર્ટે માન્ય રાખ્યો છે.

**ડૉ. આંબેડકર :** શું હાઈકોર્ટ કોઈપણ રૂઢિને માન્ય રાખી શકે ?

**વિંગકમાન્ડર એ. ડબલ્યુ.એચ.જેમ્સ :** એમ સાબિત કરવું જરૂરી નથી કે તે હિંદુ કે મુસ્લિમ રૂઢિ છે. જો તે અર્થમાં નિયત કરાયેલ કોઈ કાયદો ન હોય તો, રૂઢિનું શાસન ચાલશે. સામાન્ય રીતે, એ એક બાબત રહેશે. હું પ્રત્યક્ષ જ્ઞાનથી નથી કહેતો.

● ● ●

**ડૉ. આંબેડકર :** ડૉ. હટ્ટન, મેજર એટલીના પ્રશ્નના ઉત્તરમાં મને લાગે છે કે આપે એવું કહ્યુ હતું કે બાકાત વિસ્તારોના વહીવટને કેન્દ્રીય વિષય ગણવો જોઈએ પણ પ્રાંતિક વિષય ગણવો જોઈએ નહિ એવું આપ પસંદ કરશો ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** એ મારી પોતાની લાગણી હતી.

ડૉ. આંબેડકર : આપના છાપામાં ચર્ચા કરાયેલ કેટલીક બીજી બાબતો અંગે પૂછવા માગું છુ. મને લાગે છે કે આપ એવા આધાર પર આગળ વધો છો કે આ લોકો કોઈપણ સંજોગોમાં નવા બંધારણની હકૂમત હેઠળ આવવા જોઈએ નહિ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** એવું ખરૂ.

**ડૉ. આંબેડકર :** શું એ અનુમાન છે અને એના આધારે આપ આગળ વધો છો ?

ડૉ. જે. એચ. હટ્ટન : મેં કબૂલ કર્યું હતું કે થોડાક સંજોગોમાં જ્યાં તેઓ બીજી વસ્તીઓ સાથે છૂટાછવાયા રહેતા હોય ત્યાં એ બાબત અન્યથા રહેશે.

ડૉ. આંબેડકર : પરંતુ મુખ્યમાં, એ તો અનુમાન છે કે જેના આધારે આપ આગળ વધી રહ્યા છો ?

ડૉ. જે. એચ. હટ્ટન : હા, મુખ્યમાં.

ડૉ. આંબેડકર : આપના લોકો માટે આપની સમક્ષ કયો આદર્શ રાખવા માગો છો ?

ડૉ. જે. એચ. હટ્ટન : કોઈપણ વ્યક્તિ દ્વારા ન્યૂનતમ દરમિયાનગીરી.

ડૉ. આંબેડકર : એ આપનો આદર્શ છે કે આ આદિમજાતિ લોકોએ બાકીના ભારતના કામકાજ સાથે કશી લેવાદેવા વગર આદિમજાતિ લોકો તરીકે રહેવાનું ચાલુ રાખવું જોઈએ, અથવા શું આપ એમ વિચારો છો કે આ લોકોનાં ભાગ્યને એ રીતે વિનિયમિત કરવાં જોઈએ કે સમય જતાં તેઓ માનવજાતના એક અલગ ભાગ તરીકે બંધ થાય અને બાકીના ભારતીયો હમણાં કરે છે તે પ્રમાણે તેઓના દેશના જાહેર કામકાજમાં ભાગ લેતા થાય ?

ડૉ. જે. એચ. હટ્ટન : હું માનું છું કે આ બીજો મારો આદર્શ છે.

ડૉ. આંબેડકર : કે તેઓ કાયમને માટે આદિમજાતિ લોકો તરીકે ચાલુ ન રહેવા જોઈએ ?

ડૉ. જે. એચ. હટ્ટન : જો શકય હોય તો આખરે તેઓએ તેઓના દેશના જીવનમાં ભાગ લેવો જોઈએ.

ડૉ. આંબેડકર : હું પણ એમ જ કહું છું ને ?

ડૉ. જે. એચ. હટ્ટન : પરંતુ એ શકય છે કે અમુક કેસોમાં આપ એ આદર્શ કદી પણ સિધ્ધ કરી નહિ શકો.

ડૉ. આંબેડકર : સૌ પ્રથમ આપણે એ આદર્શો કયા છે તે સુનિશ્ચિત કરી લઈએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા.

**ડૉ. આંબેડકર :** તે લોકોએ આ હોવું જોઈએ કે તે હોવું જોઈએ એવો ધાર્મિક પ્રશ્ન હું દાખલ નહિ કરું ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** ના.

**ડૉ. આંબેડકર :** આપ જે કહો છો તે આ છે : તેઓએ નાગરિક સમાજના એક અને અભિન્ન અંગ બનવું જોઈએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા.

**ડૉ. આંબેડકર :** અને તેઓની જનજાતિ હાલતમાંથી બહાર નીકળી આવવું જોઈએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા, હું માનું છું કે એ જરૂરી છે.

**ડૉ. આંબેડકર :** જો એ જ મંતવ્ય હોય તો એ ઈચ્છનીય નથી કે ભારતના સભ્ય લોકો માટે અને આ આદિમજાતિ લોકો માટે ભાગ લેવા માટેનું એક સહિયારૂ વર્તુળ હોવું જોઈએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હજી નહિ.

**ડૉ. આંબેડકર :** કે જેથી કરીને એવા વિચારોનું અનુસ્રવણ થાય જે વિચારો ભારતીય સમાજના સભ્ય ભાગનાં લોકોના મનમાં ઉદ્ભવીને આ આદિમજાતિના લોકોનાં મનમાં જાય ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું માનું છું કે વિચારોનું અનુસ્રવણ કશી મુશ્કેલી વગર થશે.

**ડૉ. આંબેડકર :** કઈ રીતે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** મને જે પજવે છે તે એ છે કે તેઓને અલગ પાડવામાં ન આવે તો, તેઓ અતિ ઝડપી સંપર્ક દ્વારા નાશ પામવાનો સંભવ છે. વિશ્વમાં લગભગ સર્વત્ર આવું જ બનવા પામ્યું છે.

**ડૉ. આંબેડકર :** મને ખબર નથી પરંતુ આપ જે વિચારો છો તે સાથે હુ સંમત થવા માગતો નથી કે જો આપે જણાવ્યું તેમ એ આપનો આદર્શ હોય, એટલે કે તેઓ કોક દિવસે ભારતીય સમાજનો ભાગ બનશે. અને આપ વિચારો છો એવી કડક રીતે તેઓને અલગ પાડવાથી એ આદર્શ સિધ્દ થશે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** મને લાગે છે કે મારા માટે તો એ જ એક શકયતા છે.

**સર રેજિનાલ્ડ ક્રેડોક :** એ જનજાતિઓમાં જુદી જુદી શૈક્ષણિક એજન્સીઓ ચાલે છે. એ કારણ નથી ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા, ચોકકસ....

**સર રેજિનાલ્ડ ક્રેડોક :** શું તે એજન્સીઓ મુખ્યત્વે મિશનો છે કે પછી સરકારની કોઈ શાળાઓ છે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** સરકારની સંખ્યાબંધ શાળાઓ છે.

**સર રેજિનાલ્ડ ક્રેડોક :** આ વર્ગોની સુધારણા અંગે એ એક મુદ્દો આપ ઉલ્લેખી શકશો, ખરૂ કે નહિ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** મારે એમ કરવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** આપના છાપામાંથી હું એ જોઈ શકયો છું કે આપને બે બાબતો પજવી રહી છે. આપ માનો છો કે શિક્ષિત કે પ્રગતિશીલ કે સભ્ય ભારતીયોના આદિમજાતિના લોકોના સંપર્ક અને સંમિશ્રણથી પરિણામ એ આવશે કે પ્રગતિશીલ લોકો તેઓનું શોષણ કરશે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા.

**ડૉ. આંબેડકર :** બીજું નવી પરિષદમાં તેઓના પ્રત્યે પૂરતું લક્ષ નહિ અપાય ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા.

**ડૉ. આંબેડકર :** હું તેઓની જમીનની વાત કરૂ. શું એ હકીકત નથી કે જમીન બને ત્યાં સુધી આદિમજાતિ લોકોના કબજામાં રાખવી, જેથી તેઓ ભૂમિહીન મજૂરોનો વર્ગ બની ન જાય. એ પણ એક સમસ્યા છે જે ભારતમાં ઘણા ખેતી કરતા વર્ગો સમક્ષ પડેલી છે અને તેઓના રક્ષણ માટે પણ મુંબઈમાં દક્ષિણ ખેતી રાહત અધિનિયમ અને પંજાબ તથા કેટલાય બીજા કેસોમાં જમીન સ્વત્વાર્પણ અધિનિયમ જેવા અધિનિયમો પસાર કરવા જરૂરી બન્યું છે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું માનું છું કે આવા અધિનિયમો પસાર કરવામાં આવ્યા છે.

**ડૉ. આંબેડકર :** મારૂ સૂચન એ છે કે જો આ આદિમજાતિ લોકોને બાકીના ભારતની જેમ એક જ બંધારણ હેઠળ લાવવામાં આવે તો શરાફોને દૂર રાખવા માટેની અને જમીન ખેડે તેની પાસે જ રહે તે જોવા માટેની તેઓની માગણીમાં તેઓ એકલા નહિ હોય ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** અનુભવ પરથી જણાયું છે કે તેઓને તેઓની જમીનમાંથી હંમેશા કાઢી મૂકાયા છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ ડૉ. હટ્ટન, વિધાનમંડળોની રચના આજે છે તે પ્રમાણે અને તેમની રચના કેટલાક સમય પહેલાં કરવામાં આવી હતી તે પ્રમાણે જોતાં વિધાનમંડળોની રચના શ્વેતપત્ર હેઠળ કરવામાં આવશે તે પણ તેવી જ નહિ રહે એવો ભેદ આપ પાડશો ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા.

**ડૉ. આંબેડકર :** ગરીબ લોકોની તરફેણ કરતા હોય તેવા સામાન્ય મતદારમંડળમાંથી અમુક પ્રમાણનું પ્રતિનિધિત્વ આપે લેવું પડશે. છેલ્લાં વિધાનમંડળોનો અનુભવ આ પ્રકારની બાબતમાં સુરક્ષિત માર્ગદર્શન નહિ આપે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું બને એટલો જલદી સુરક્ષિત બાજુએ રહીશ અને તેઓને બાકાત રાખીશ.

**ડૉ. આંબેડકર :** મને ખબર નથી પરંતુ વિધાનમંડળમાં તેઓના ઘણા મિત્રો હશે. એ હકીકતનો આપ ઈન્કાર કરવા તૈયાર નથી ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું એ કબૂલ નહિ કરું. મને પહેલાં એવી ખાતરી થવી જોઈએ કે તેઓના ઘણા મિત્રો હશે. આવાં જ હિતો ધરાવતા બીજાઓ પણ હશે, પરંતુ તેઓને વ્યકિતગત રીતે તેઓની સાથે બહુ ઓછું સરખાપણું હશે.

**ડૉ. આંબેડકર :** હા, પરંતુ મારો મતલબ છે કે આ જ રીતે આવેલા વર્ગના સામાન્ય રક્ષણનું શું ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું સમજુ છું કે સિહટમાં મુસ્લિમ ખેડૂત પોતાને માટે અધિકતમ રક્ષણ માગશે અને તેના પડોશીઓ માટે અધિકતમ બિન-રક્ષણ.

**ડૉ. આંબેડકર :** શું આપ માનો છો કે વિધાનમંડળ એમ કહી શકશે કે ભારતીયોનાં હિતોમાં જરૂરી હોય તેવા અમુક કાયદા આદિમજાતિ વર્ગોને લાગુ પાડવાના નથી અને તે કાયદાઓનું રક્ષણ તેઓને આપવાનું નથી ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** ના, હું નથી માનતો કે વિધાનમંડળ એટલી હદે જાય.

**ડૉ. આંબેડકર :** ભેદભાવ કઈ રીતે ઊભો થશે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** મને લાગે છે કે આદિમજાતિ વર્ગોને જરૂરી રક્ષણ મેળવવામાં અત્યંત મુશ્કેલી પડશે. દલિતો માટે એવી બાંયધરી નથી કે ખેડૂત નવા બંધારણ હેઠળ જરૂરી રક્ષણ મેળવી શકશે.

**ડૉ. આંબેડકર :** સાવ સાચું; હું આપની સાથે સંમત છું. એવું કોઈ રક્ષણ ન હોઈ શકે કે કદાચ બીજા વર્ગો એકસાથે ભેગા ન થાય અને રક્ષણ બીજી કોઈ લઘુમતીઓને મળે તેને અટકાવે ? આ ભય કાયદેસર છે, પરંતુ એક બાજુ તમામ પરિબળો અને બીજી બાજુ તમામ પરિબળોને ગણતરીમાં લેતાં મુદ્દો એ ઉપસ્થિત કરવા માગું છું કે એક કે બે કે થોડાક પ્રાંતિક સમિતિમાંના આદિમજાતિ વર્ગોના પ્રતિનિધિઓને એમ લાગશે કે તેઓ બીજી બાજુનાં પરિબળો દ્વારા અભિભૂત થઈ ગયા છે એવો ભય, શ્વેતપત્રમાંની દરખાસ્ત હેઠળ રહેશે તે પ્રમાણેના ભાવિ વિધાનમંડળોની રચનાનું મેં આપની આગળ કરેલા પૃથકકરણ દ્વારા તદ્દન વાજબી ઠરતો નથી ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** વંશનો તફાવત જોતાં; મને લાગે છે કે અમુક સ્થળોએ તે શકય રીતે વાજબી ઠરે છે.

**ડૉ. આંબેડકર :** શિક્ષણનો પ્રશ્ન લો. મુંબઈ ઈલાકામાં આ આદિમજાતિ લોકો વિશે કંઈક મને જાણવા મળ્યું છે. આપણી પાસે પછાત વર્ગો છે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા, હું જાણું છું.

**ડૉ. આંબેડકર :** આપણે પોતે શું તેઓના માટે ખૂબ વિભાજિત નથી ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું જાણું છું.

**ડૉ. આંબેડકર :** શિક્ષણની દૃષ્ટિએ બોલતાં ખરેખર એવું નહિ કહી શકાય કે ભારતમાં આદિમજાતિના લોકો પછાત લોકોના કરતાં ઘણાં બધાં લોકોને શિક્ષણની ઓછી જરૂરિયાત હોય ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** આપ શું ન કહી શકો ?

**ડૉ. આંબેડકર :** આપ એમ ન કહી શકો કે માત્ર શૈક્ષણિક જરૂરિયાત ઓછી છે ?

**ડૉ. જે. એચ.હટ્ટન :** આપ એમ ન કહી શકો કે તે ઓછી હતી.

**ડૉ. આંબેડકર :** કોઈ એવું ન કહી શકે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** ના.

**ડૉ. આંબેડકર :** હું મુંબઈમાં પછાત વર્ગ બોર્ડમાં છું. દલિતો અને આ આદિમજાતિ લોકો માટે આ મિશ્ર બોર્ડ છે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા, અમુક કોસોમાં આદિમજાતિના લોકો ખૂબ ખૂબ શિક્ષિત છે.

**ડૉ. આંબેડકર :** તેથી, તેઓની શૈક્ષણિક જરૂરિયાત જોતાં વિધાન પરિષદમાં તેઓ પોતાને એ કલા **પડી** ગયેલા નહિ જુએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** તેઓ એમ કરે પણ ખરા.

**ડૉ. આંબેડકર :** આપ ઈચ્છશો કે તેઓએ સંપૂર્ણ બાકાત થઈ જવું જોઈએ અને તેઓની શિક્ષણ જેવી જરૂરિયાત જે મને લાગે છે કે આ લોકોની સૌથી મોટી જરૂરિયાત છે તે ગર્વનરની ખાસ જવાબદારીઓ હેઠળ તેમના દ્વારા અપાતા મહેસૂલ દ્વારા પૂરેપૂરી સંતોષવી જોઈએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હા.

**ડૉ. આંબેડકર :** જો ગવર્નરના મંત્રી તેમને ટેકો ન આપે તો આદિમજાતિ વર્ગોના શિક્ષણ માટેનાં પૂરતી રકમનાં નાણાં ગવર્નર આપી શકશે ખરા ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** એ એક ગંભીર મુશ્કેલી છે.

**ડૉ. આંબેડકર :** મેં આપને જે કહ્યું એમાં કંઈ વજૂદ હોય તો, શું એ ઈચ્છનીય નહિ ગણાય કે આ લોકોના કેટલાક પ્રતિનિધિઓ વિધાન પરિષદમાં હોવા જોઈએ, જેથી કરીને મંત્રીને તેઓના મત પર આધાર રાખવો પડે અને તેઓની માગણીઓને અનુકૂળ થાય ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** એવા એકાદ બે મતથી મંત્રીને શી અસર થવાની છે !

**ડૉ. આંબેડકર :** હું એકાદ બેની વાત નથી કરતો. સંખ્યા નાની હોય પરંતુ માની લો કે વિધાનમંડળમાં તેનું પ્રતિનિધિત્વ પૂરતું હોય તો શું મંત્રી તેઓના મતો પર આધાર નહિ રાખે ? અને તેથી તે તેઓની માગણીઓ પ્રત્યે વધુ અનુકૂળ નહિ થાય ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** સૈદ્ધાંતિક દૃષ્ટિએ, પરંતુ વ્યવહારમાં નહિ. તેઓની સંખ્યા ખૂબ નાની હશે.

**ડૉ. આંબેડકર :** રાજકારણમાં તો એકાદ મત પણ સમતુલાને જોખમાવી શકે છે.

**લોર્ડ યુસ્ટેસ પર્સી :** મને લાગે છે કે તેઓની પ્રાંતની હકૂમતમાંથી જ નહિ પરંતુ ગર્વનરની હકૂમતમાંથી પણ બાકાત રાખવા જોઈએ અને તેઓનો વહીવટ કેન્દ્રમાંથી કરવો જોઈએ. શું એમ જ હતું ને ?

**ડૉ. જે. એચ. હટ્ટન ;** એકંદરે હું એ જ પસંદ કરૂ છું. મારી યાદીમાં જે જણાવ્યું છે કે જેમાં ગવર્નર, ગવર્નર-જનરલના એજન્ટ તરીકે કામગીરી બજાવે છે તે વિસ્તારોને સદંતર બાકાત રાખવા માટે શ્વેતપત્રની દરખાસ્તોની બાબતમાં શ્વેતપત્રની દરખાસ્ત સંતોષકારક છે. હું એમ નથી કહેતો કે મારે તે પસંદ કરવી જોઈએ.

**લોર્ડ યુસ્ટેસ પર્સી :** નાનાં રાજ્યો રચવા માટેની આપની દરખાસ્તો પરથી મને લાગ્યું કે આપનો ઉદ્દેશ એ હતો કે તે બને ત્યાં સુધી કેન્દ્રીય કાર્ય હોવું જોઈએ ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** મારો ઈરાદો એવો હતો કે ચોક્કસ બને ત્યાં સુધી તે કેન્દ્રીય હોવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** એ કેસમાં પણ, જો એ વિષયને કેન્દ્રીય બનાવવામાં આવે તો પણ મારી ટીકાટિપ્પણી સમાન રીતે લાગુ પડશે. કારણ કે વિષયના વહીવટ માટે જરૂરી રકમ પ્રમાણિત કરવી પડશે અને જો કેન્દ્રીય સરકારના મંત્રીઓ તે નાણાંની રકમ ખર્ચવાનો વિરોધ કરશે તો સંઘર્ષ તો થશે જ; તેને માત્ર પ્રાંતિક ક્ષેત્રમાંથી કેન્દ્રીય ક્ષેત્રોમાં તબદીલ કરવામાં આવશે ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** હું માનું છું કે મંત્રીએ એમાં કંઈ કહેવા જેવું નહિ હોય.

**ડૉ. આંબેડકર :** પરંતુ મારો મુદ્દો એ છે કે મંત્રી કંઈ કહી શકશે, કારણ કે ખર્ચ માટેની બીજી હરીફ માગણીઓ નહિ હોય તેવા આદિમજાતિ લોકોમાં મંત્રીને કશો રસ હોઈ શકે નહિ.

ડૉ. શફાઅત અહમદખાન : વિધાનમંડળમાં આદિમજાતિ લોકોના પ્રતિનિધિઓ સામાન્ય રીતે દલિતો જોડે જોડાઈ નહિ જાય ?

**ડૉ. આંબેડકર :** મને પણ એમ જ લાગે છે, અને તેથી તેઓના બહુ મિત્રો હશે.

**ડૉ. જે. એચ. હટ્ટન :** મને નથી લાગતું કે પ્રતિનિધિત્વને અસર પહોંચશે.

**ડૉ. આંબેડકર :** જો હું આપને લાગે છે તેટલો નિરાશાવાદી લાગું તો મારે કહેવું જોઈએ : "મારે આ બંધારણ તદ્દન ન જોઈએ" ?

**ડૉ. જે. એચ. હટ્ટન :** પરંતુ આદિમજાતિના લોકો મ : મને એવું નથી લાગતું.

●

**મેજર એટલી :** મને નથી લાગતું કે સાયમન કમિશને આપના દ્દષ્ટિકોણમાં જંગલોની ભલામણ કરી હોય. સાયમન કમિશને જંગલો તબદીલ કરવાની ભલામણ કરી હતી ?

**ડૉ. જે. એચ. હટ્ટન ;** ના. બાકાત વિસ્તારોના કરકસરભર્યા વહીવટ માટેના એક સૂચન તરીકે હું તે રજૂ કરું છું.

**લોર્ડ યુસ્ટેસ પર્સી :** કદાચ ડૉ. હટ્ટન આ મુશ્કેલીને સંભાળી લેશે, કારણ કે મને એ નથી સમજાતું જેમાં પ્રાંતિક વન અધિકારી અને પ્રાંતિક વન નીતિ પ્રવર્તમાન હોય તેવો સદંતર બાકાત વિસ્તાર શું છે.

**ડૉ. આંબેડકર :** વિસ્તાર બાકાત નથી, લોકોને બાકાત કરવામાં આવે છે.

**ડૉ. જે. એચ. હટ્ટન ;** ના, વિસ્તારને બાકાત કરવામાં આવે છે. શું શ્વેતપત્રમાં સદંતર બાકાત વિસ્તારની કોઈ વ્યાખ્યા છે ?

(૧૭)

**ડૉ. આંબેડકર :** મિ. ચર્ચિલ, શ્વેતપત્રમાં સાર્વભૌમ બંધારણ સ્થાપવાની દરખાસ્ત નથી ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** ના.

**ડૉ. આંબેડકર :** તેથી, હું આપને શ્વેતપત્રની બાબતમાં એકાદ બે પ્રશ્નો પૂછીશ. તેથી હું આપનું લક્ષ સંસદમાં ૧લી ડિસેમ્બર, ૧૯૩૧ના રોજ જે ચર્ચા થઈ તેના તરફ દોરવા માગું છું.

**પ્રધાનમંત્રીએ એક ઠરાવ રજૂ કર્યો હતો :** "આ ગૃહ, કમાન્ડ પેપર નં ૩૯૭૨ માં- ભારતીય ગોળમેજી પરિષદમાં- ૧લી ડિસેમ્બર, ૧૯૩૧ના રોજ સંસદમાં રજૂ કરેલ-માં જણાવ્યા પ્રમાણે હિઝ મેજેસ્ટીની સરકાર ભારતીય જાતિને બહાલ રાખે છે. એ જ શ્વેતપત્ર છે ? પૂરી યોજના નથી ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** શું આપનો મતલબ છે વડાપ્રધાનનું પ્રવચન ?

**ડૉ. આંબેડકર :** વડાપ્રધાનનું પ્રવચન.

**સર વિન્સ્ટન ચર્ચિલ :** હા, બરાબર.

**ડૉ. આંબેડકર :** ગૃહ સમક્ષ રજૂ કરેલા શ્વેતપત્રમાં જણાવ્યા પ્રમાણેના બંધારણમાં મુખ્યત્વે એ દરખાસ્તનો સમાવેશ કરાયો હતો, જે સંયુક્ત પ્રવર સમિતિ સમક્ષ રજૂ કર્યા પ્રમાણેના શ્વેતપત્રમાં જણાવી છે. કાયદો અને વ્યવસ્થાની તબદીલી સાથે પ્રાંતોમાં પ્રાંતિક જવાબદાર સરકાર હોવી જોઈએ અને કેન્દ્રમાં દ્વિમુખી શાસનપદ્ધતિ હોવી જોઈએ, જેમાં સંરક્ષણ અને વિદેશી સંબંધોને અનામત વિષયો રાખવાના હતા. બરાબર છે ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** આ ક્ષણે હું આપને ખલેલ પહોંચાડવાની જરૂર જોતો નથી.

**ડૉ. આંબેડકર :** વડાપ્રધાને હાઉસ ઓફ કોમન્સમાં આ ઠરાવ રજૂ કરતી વખતે આ ઉદ્દેશ સ્પષ્ટ કર્યો હતો. હું એમના શબ્દો વાંચું છું : "મેં ગઈ કાલે ગોળમેજી પરિષદ સમક્ષ કરેલા વિધાનને મંત્રીમંડળની પૂરેપૂરી સત્તા હતી, અને હવે અમે ઈચ્છીએ છીએ કે જ્યારે અમે એ વિધાનની ગૃહને જાણકરી દીધી છે ત્યારે ગૃહને તેના મત દ્વારા જણાવીએ છીએ કે પોતે તે જાતિ સાથે સહમત થાય." હવે, આપ જાણો છો તેમ આપે તે ઠરાવનો સુધારો રજૂ કર્યો હતો.

**સર વિન્સ્ટન ચર્ચિલ :** મને લાગે છે કે આવા અનુમાનભર્યા સંજોગોમાં શું બનશે એ કહેવું બહુ મુશ્કેલ છે; પરંતુ, બેશક, જો સરકાર તે સુધારામાં મને ટેકો આપનારાઓ સાથે સંમત થઈ હોત તો ભારે રાહત થાત અને તરત વધુ માફક વાતાવરણ સર્જાયું હોત.

**ડૉ. આંબેડકર :** સદ્‌ભાગ્યે મારા માટે હું નથી માનતો કે આ બાબત ખરેખર અનુમાનનો વિષય હોય, કારણ કે મેં જોયું છે કે આપે તે ચર્ચા દરમિયાન આપના સુધારાની બાબતમાં બહુ નિશ્ચિત વલણ અપનાવ્યું છે અને હું આપનું લક્ષ આપના પ્રવચન દરમિયાન આપે કરેલાં એકાદ બે વિધાનો પ્રત્યે દોરું છું. સૌ પ્રથમ મને મૂંઝવનારી બાબત એ હતી કે તે વખતે ગૃહમાં હાજર હતા તેવા મોટા ભાગના સભ્યો પર પડેલી છાપ મુજબ સરકાર જે કહેતી હતી અને આપના સુધારામાં આપે જે દરખાસ્ત કરી હતી તેમાં ખરેખર કશો ભેદ નહોતો. ખરું કે નહિ ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** અલબત્ત, મને લાગ્યું હતું કે એ કમનસીબ બાબત હતી કે સરકારે દરખાસ્ત પ્રત્યે ઉચિત દૃષ્ટિકોણ રાખ્યો નહોતો. એ સુધારો પેપર પર આવ્યો હોત તો મને ઘણો આનંદ થાત. ડૉ.આંબેડકર , હું આપને ખાતરી આપી શકું છું કે મેં ભારતના કેન્દ્ર ખાતે આ સમયે સમવાયી પદ્ધતિ ઊભી કરાય તેની અથવા તો કાયદો અને વ્યવસ્થાને પ્રાંતોમાં તબદીલ કરાય તેની કદી તરફેણ કરી નથી અને આ વિવાદમાં મેં એવું કશું કદી નથી કહ્યું જેનાથી તેમાં સંઘર્ષ થાય.

**ડૉ. આંબેડકર :** મારે વધુ પ્રશ્નો નથી પૂછવા.

●

**ડૉ. આંબેડકર :** મિ. ચર્ચિલ, શું આપ જવાબદાર સરકાર અને સાર્વભૌમ દરજ્જા વચ્ચે કશો ભેદ પાડો છો ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** અરે હા; જવાબદાર સરકારનાં ઘણાં અર્થઘટનો છે, ઘણાં એવાં છે જે આપણે વ્યવહારમાં જાણીએ છીએ અને આપણે જોયાં છે. જવાબદાર સરકારનો અર્થ છે પ્રાંતિક કે સ્થાનિક સંસ્થાના સ્વવિવેક ખાતે તબદીલ કરાયેલાં ગંભીર, વાસ્તવિક, મહત્ત્વનાં કાર્યો અથવા એનો અર્થ એ પણ હોઈ શકે કે જુદા જુદા પ્રમાણની જવાબદારીવાળી સરકાર જેમાં મંત્રીઓ વિધાનસભાને જવાબદાર રહે.

●

**ડૉ. આંબેડકર :** શું આપ સંમત થશો કે આમવર્ગને પુખ્ત મતાધિકાર આપવો જોઈએ ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** ના.

**ડૉ. આંબેડકર :** શા માટે નહિ ?

**સર વિન્સ્ટન ચર્ચિલ :** કારણ કે હું માનું છું કે તે તદ્દન અવ્યવહારૂ છે.

(૧૮)

**ડૉ. આંબેડકર :** આપની યાદી પરથી મને લાગે છે કે નવા બંધારણ હેઠળ આપની કોમનું શું થશે તેની આપને બહુ દહેશત છે. હું માનું છું આપની દહેશતમાં બીજી ઘણી લઘુમતીઓ ભાગીદાર છે. તેથી, જો બંધારણમાં એવી જોગવાઈ કરવામાં આવે કે ભારતમાંની જુદી જુદી કોમોની નૈતિક અને ભૌતિક સ્થિતિ અંગે દર વર્ષે એક અહેવાલ સંસદમાં રજૂ કરવાની કાનૂની ફરજવાળા ભારતના કેન્દ્ર સરકારમાં કોઈ અધિકારી કે ખાતું હોવું જોઈએ તો આપની દૃષ્ટિમાં છે તેવો કોઈ ઉદ્દેશ પાર પડે ખરો ? શું આપ માનો છો કે આપનાં ભૌતિક હિતોને અસર કરતા જુદા જુદા પ્રાંતોના વહીવટ દરમિયાન જે કંઈ બન્યું હોય તે તરફનું સંસદનું લક્ષ દોરવામાં આપની કોમને એ દરખાસ્તનો કશો ઉપયોગ થશે ખરો ?

**સર હેન્રી ગિડની :** લઘુમતીઓના રક્ષણ માટેના છેલ્લા ઉપાય તરીકે તે દરખાસ્તને મારી સંપૂર્ણ બહાલી છે. પરંતુ લઘુમતીઓ જે માગે છે તે રક્ષણ વ્યવહારૂ રક્ષણ માગે છે, સંસદનાં બંને ગૃહો સમક્ષ અહેવાલ મૂકી શકાય એવું રક્ષણ નહિ.

**ડૉ. આંબેડકર :** હું જે સૂચવું છું તે આપ જે માગો છો તેની અવેજીમાં નથી; આપ જે માગો છો તેના પૂરક તરીકે તે હોઈ શકે.

**સર હેન્રી ગિડની :** હા.

**ડૉ. આંબેડકર :** શું આપ મારી સાથે સંમત થાવ છો કે જેમાં સત્તાનો શક્ય દુરૂપયોગ રહેલો છે તેવી આ તક કે આ પદ્ધતિ ખુદ કોઈપણ શક્ય દુરુપયોગ સામેના એક અંકુશની ગરજ સારે છે ?

**સર હેન્રી ગિડની :** હું ચોકકસ માનું છું કે એનો અર્થ એ થશે કે કોમોને બાધક અસર પડે તેવું કંઈપણ કોઈપણ રીતે સંસદનાં ગૃહો સમક્ષ લાવવું.

ડૉ. આંબેડકર : કેવળ આપની નહિ, પરંતુ બીજા ઘણાની ?

સર હેન્રી ગિડની : તમામ લઘુમતીઓની.

શ્રી ઝફરૂલ્લા ખાન : તે અંગે સંસદે શું કરવાની અપેક્ષા છે ?

ડૉ. આંબેડકર : તે જૂઠું બોલશે. સંસદ જુદી જુદી સરકારોની નોંધ લેશે. માત્ર ગવર્નર જનરલે જાણવું જોઈએ એટલું જ નહિ પરંતુ સંસદે જાણવું જોઈએ કે જુદી જુદી લઘુમતીઓ પ્રત્યેની તેઓની જવાબદારીઓનું પાલન કઈ રીતે કરી રહી હતી.

સર હરિ સિંઘ ગૌર : અને આપ એને પ્રાંતિક સ્વાયત્તતા કહેશો ?

ડૉ. આંબેડકર : હા; હું તો ચોક્કસ કહીશ.

(૧૯)

ડૉ. આંબેડકર : મિ. મિલ્સ, આપે ભારપૂર્વક જણાવ્યું કે બંગાળમાં સૂચિત બંધારણ હેઠળ મુસ્લિમો અને દલિતો કોંગ્રેસની વગ હેઠળ રહેશે ?

શ્રી એસ. એસ. મિલ્સ : મને લાગે છે કે તેઓ તેમનામાંની અમુક ટકાવારી-કોંગ્રેસની વગ હેઠળ રહે તેવી દરેક તક છે.

ડૉ. આંબેડકર : આપે કહ્યું કે દલિતોના આશરે ૨૦ ટકા ?

શ્રી એસ. એસ. મિલ્સ : હા.

ડૉ. આંબેડકર : હું માનું છું કે આપનું એવું સૂચન નથી કે આજે છે તે પ્રમાણે કોઈ દલિતો કે કોઈ મુસ્લિમો એવા છે જેઓને ત્રાસવાદી ચળવળ સાથે હમદર્દી છે?

શ્રી એસ. એસ. મિલ્સ : જેમને ત્રાસવાદીઓ તરીકે પકડવામાં આવ્યા હોય એવા દલિતોની ખાસી મોટી સંખ્યા છે.

ડૉ. આંબેડકર : કઈ કોમમાંથી ?

શ્રી એસ. એસ. મિલ્સ : થોડાક અમુક કોમોમાંથી અને સંખ્યાબંધ હા; મિદનાપોરમાંથી મોટી સંખ્યામાં દલિતોને પકડવામાં આવ્યા છે.

ડૉ. આંબેડકર : શાહા એ દલિતોની અનુસૂચિત જ્ઞાતિ નથી ?

મિ. એસ. એસ. મિલ્સ : ના મિદનાપુર જિલ્લામાં મોટી સંખ્યામાં દલિતોને પકડવામાં આવ્યા છે.

ડૉ. આંબેડકર : શું એ આપનો અનુભવ છે કે બંગાળમાં નામશુદ્રો કોઈ પણ રીતે ત્રાસવાદી ચળવળ સાથે સંકળાયેલા છે ?

શ્રી એસ. એસ. મિલ્સ : હા, તેઓ છે.

ડૉ. આંબેડકર : શું આપ જાણો છો કે શ્વેતપત્રની દરખાસ્તો હેઠળ બંગાળની લઘુમતીઓને અલગ મતદારમંડળો છે ?

મિ. એસ. એસ. મિલ્સ : હા.

ડૉ. આંબેડકર : શું આપ હજી એમ માનો છો કે અલગ મતદારમંડળો હોવા છતાં ચૂંટણીમાં કોંગ્રેસની વગ આ કોમો પર રહેશે ?

શ્રી એસ. એસ. મિલ્સ : હું માનું છું કે ભારોભાર શક્યતા છે.

ડૉ. આંબેડકર : એ અસર માલૂમ કઈ રીતે પડશે ?

શ્રી એસ. એસ. મિલ્સ : કારણ કે કોંગ્રેસની પાછળ ત્રાસવાદીઓનું પીઠબળ હોવાથી પ્રાંતમાં ભારે મોટો ભય ઊભો થયો છે અને તે ભયના કારણે તેઓ પર વર્ચસ્વ જમાવવાની વૃત્તિ થશે.

(૨૦)

ડૉ. આંબેડકર : હું એ સમજ્યો નથી. મને લાગે છે કે દરખાસ્તો ૯૨ અને ૯૫ હેઠળ પણ જો કે વિધાનમંડળની બેઠક ચાલુ હોય તેમ છતાં ગવર્નર ધારે તો પણ વિધાનમંડળ સમક્ષ પોતાનો કાયદો હજૂ કરવા બંધાયેલા રહેશે નહિ.

સર સેમ્યુઅલ હોર : એ સાવ સાચું છે. ગવર્નરને પૂરો વિવેકાધિકાર છે.

ડૉ. આંબેડકર : ગવર્નરને પૂરો વિવેકાધિકાર છે ?

**સર સેમ્યુઅલ હોર :** તેમની પોતાની સૂઝથી વટહુકમો માટે હોય કે કાયદા માટે હોય.

● ● ●

ડૉ. આંબેડકર : આપે કહ્યું કે એનો અધિકાર કેસના સંજોગો પર રહેશે.

સર તેજબહાદુર:સપ્રુનો એ પ્રશ્ન નહોતો. પ્રશ્ન એ છે કે આ ખંડ એટલો વ્યાપક છે કે એમાં દરમિયાનગીરીની સત્તાનો સમાવેશ થઈ જાય અને કહી શકાય કે "ના, આનાથી સુલેહ શાંતિમાં ખલેલ પડશે, અને હું આપને આ કાયદો દાખલ કરવા નહિ દઉં" ?

**સર તેજબહાદુર સપ્રુ :** ખંડ પૂરતો વ્યાપક છે અને ગવર્નરને ખાતરી થાય કે તેનાથી પ્રાંતની સુલેહ શાંતિને ભારે ખતરો પહોંચશે તો ગવર્નરને કાર્યવાહી કરવાની છૂટ રહેશે, એમાં માત્ર એટલું જ નથી જણાવ્યું કે ગવર્નરને એમ લાગ્યું કે આવો કાયદો એક વર્ગ યા બીજા વર્ગના હિતમાં અનિચ્છનીય છે.

**ડૉ. આંબેડકર :** જો તેઓ એવા નિર્ણય પર આવે કે આ ખંડ એટલો પૂરતો વ્યાપક છે કે તેઓ એમ કહી શકે છે કે : હું આપને આવો કાયદો લઈને આગળ વધવાની છૂટ નહિ આપું ?"

**સર સેમ્યુઅલ હોર :** હું માત્ર એટલું જ કહી શકું કે સંયુક્ત પ્રાંતોમાં છેલ્લા બે વર્ષોમાં ખેતીને લગતી ચળવળમાંથી ઊભી થતી અને ભાડાના પ્રશ્ન સાથે સંકળાયેલી ઘણી ગંભીર અશાંતિનો ભય છે જ. એ વખતે મારા મતે એક તબક્કો એવો હતો કે આ ખંડને બેશક લાગુ પાડવામાં આવ્યો હોત. પરંતુ એને લાગુ પાડવાનું કારણ પ્રાંતના અમુક ભાગોમાં ગણોતિયાની વાસ્તવિક રીતે ઊભી થતી ધમકી હોત. વિધાનમંડળ દ્વારા એક વર્ગને કે બીજા વર્ગને બાધક રીતે અસર પહોંચે છે માત્ર એટલા જ કારણસર હોત તો મેં એમ ન માન્યું હોત કે તેને લાગુ પાડવામાં આવ્યો હોત.

● ● ●

ડૉ. આંબેડકર : હું એ જાણવા માગું છું કે શું સેક્રેટરી ઓફ સ્ટેટ એવું ઈચ્છે છે કે મારે કોઈ પ્રશ્નો પ્રાંતનાં બીજાં ગૃહો માટે અનામત રાખવા ?

સર સેમ્યુઅલ હોર : બીજાં ગૃહોની રચના પૂરતું હું એવું સૂચન કરીશ કે કદાચ તેને સામાન્ય રીતે મતાધિકાર સાથે સ્વીકારવાનું વધુ સારૂ ગણાશે.

ડૉ. આંબેડકર : આ મતાધિકારનો પ્રશ્ન આ તબકકે બાકાત રાખવો જોઈએ ?

સર સેમ્યુઅલ હોર : સમિતિ ગમે તે માનતી હોય, હું માનું છું કે મતાધિકારમાં આવ્યું હોત તો વધુ સારૂ થાત.

ડૉ. આંબેડકર : હું સેક્રેટરી ઓફ સ્ટેટના કોઈ પ્રશ્નો નહિ પૂછું.

અધ્યક્ષ : મને લાગે છે કે સેક્રેટરી ઑફ સ્ટેટનું સૂચન મુખ્ય છે. મને આશા છે કે આપ આ તબકકે પ્રશ્નો નહિ પૂછો.

ડૉ. આંબેડકર : હું બીજા ગૃહની રચના વિષે પૂછવા જતો હતો. એ અનામત રાખવું સારૂ ગણાશે ?

સર સેમ્યુઅલ હોર : હા, હું માનું છું કે કદાચ એ વધુ સારૂ રહેશે.

ડૉ. આંબેડકર : ગયે વખતે પૂછાયેલા પ્રશ્નના જવાબમાં આપે કહ્યું કે આપે એમ વિચાર્યું હતું કે પ્રાંતોમાં મંત્રીઓને નીચલા અને ઉપલા એમ બંને ગૃહોમાંથી લઈ શકાશે.

સર સેમ્યુઅલ હોર : હા.

ડૉ. આંબેડકર : આપને યાદ છે કે બીજા ગૃહમાં શ્વેતપત્રમાં સૂચવ્યા પ્રમાણે ૧૦ નિયુક્ત સભ્યો જેઓ ઉપલા ગૃહમાં બેસશે તેઓ પણ મંત્રીઓ થવા માટે પાત્ર રહેશે ?

સર સેમ્યુઅલ હોર : હા, હું તેમની અને બીજાઓની વચ્ચે કોઈ ભેદ નહિ પાડું.

ડૉ. આંબેડકર : નિયુક્ત સભ્યો મંત્રીઓ થવા માટે પાત્ર રહેશે ?

સર સેમ્યુઅલ હોર : હા, ચોક્કસ.

ડૉ. આંબેડકર : હાલના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં એ એક સ્પષ્ટ જોગવાઈ છે કે કોઈ પણ સભ્ય જે પ્રાંતિક વિધાનમંડળનો નિયુક્ત સભ્ય હોય તે મંત્રી થવા માટે પાત્ર નથી ?

સર સેમ્યુએલ હોર : એ એવું છે એ તો મેં ડૉ. આંબેડકર પાસેથી જ જાણ્યું.

ડૉ. આંબેડકર : હું સુધારાને પાત્ર છું, પરંતુ હું માનું છું કે પરિસ્થિતિ એ જ છે ?

સર સેમ્યુઅલ હોર : હા.

ડૉ. આંબેડકર : તો આપ ખરેખર બહુ મહત્ત્વનો ફેરફાર દાખલ કરો છો કે નિયુક્ત સભ્યોને નવી સરકરમાં મંત્રીમંડળમાં ઉપલા ગૃહમાં મંત્રીઓ થવાની છૂટ છે ?

સર સેમ્યુઅલ હોર : અલબત્ત, એ બહુ જુદા પ્રકારની સરકાર છે.

ડૉ. આંબેડકર : હું કારણોમાં ઊતરવા માગતો નથી, પરંતુ હું તો માત્ર હકીકતો જ જણાવું છું.

સર સેમ્યુઅલ હોર : હા, મને લાગે છે કે ગવર્નરને મુક્ત પસંદગી આપવા અંગે ઘણું કહી શકાય એમ છે અને ડૉ. આંબેડકર, હંમેશાં એમ માનવાનું છે કે મંત્રીમંડળની ઈચ્છા વિરુદ્ધ મંત્રી ઠોકી બેસાડવાનો ઈરાદો રહેશે નહિ.

● ● ●

સર તેજબહાદુર સપ્રુ : શું સર સેમ્યુઅલ એમ કહે છે તે સાચું છે કે હાલનો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ મંત્રીઓ તરીકે નિમણૂક માટે ચૂંટાયેલા અને નિયુક્ત સભ્યો વચ્ચે ભેદ પાડે છે ?

સર માલ્કોમ હેઈલી : મારે માટે એ નવું છે, પરંતુ ડૉ. આંબેડકર પાસેથી મેં એ જાણ્યું.

ડૉ. આંબેડકર : મેં એ અર્થમાં એ કહ્યું હતું કે તે છ મહિનામાં ચૂંટાયેલા સભ્ય થવા જોઈએ.

**સર તેજબહાદુર સપ્રુ :** હું સમજી શકું છું તેટલા પૂરતું ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ મંત્રીઓ તરીકેની નિમણૂક માટે ચૂંટાયેલા અને નિયુક્ત સભ્યો કશો ભેદ કરતો નથી.

**ડૉ. આંબેડકર :** તેમણે પોતે ચૂંટાવાનું છે.

**સર તેજબહાદુર સપ્રુ :** મેં વિચાર્યું કે ડૉ. આંબેડકરે એ સર સેમ્યુઅલને કહ્યું હશે. અને સૂચવ્યું હશે કે ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ મંત્રી બનવાની બાબતમાં ચૂંટાયેલા અને નિયુક્ત સભ્યો વચ્ચે ભેદ પડે છે. ?

**સર માલ્કોમ હેઈલી :** એ માત્ર એટલા પૂરતું જ એમ કહે છે કે મંત્રી ચૂંટાયેલા સભ્ય ન બને ત્યાં સુધી છ મહિનાથી વધુ મુદત માટે હોદ્દો ધારણ કરી શકશે નહિ.

**સર તેજબહાદુર સપ્રુ :** પરંતુ જો નિયુક્ત સભ્ય હોય તો આપ એમને બનતાં અટકાવી શકો એવું કંઈ નથી ?

**સર માલ્કોમ હેઈલી :** એમ જ છે.

**સર તેજબહાદુર સપ્રુ ;** અને એમ કરાયું છે ?

**સર માલ્કોમ હેઈલી :** હા.

**સર તેજબહાદુર સપ્રુ :** હા, હું સમજું છું તે મુજબ કાયદો આવો છે : કોઈપણ બહારની વ્યક્તિને ગવર્નર મંત્રી તરીકે નીમી શકે છે. પરંતુ તેવી બહારની વ્યક્તિ છ મહિનાની અંદર વિધાન પરિષદમાં ચૂંટાવી જોઈએ. એ જ પ્રમાણે, પોતાની પાસે હોય તેવા નિયુક્ત સભ્યોના જૂથમાંથી મંત્રી નીમવાની ગવર્નરને છૂટ છે. અધિનિયમ કોઈ ભેદ કરતો નથી.

**શ્રી ઝફરૂલ્લા ખાન :** એકવાર નિયુક્ત સભ્યને નીમવામાં આવે પછી તે બધો સમય નિયુક્ત સભ્ય તરીકે ચાલુ રહે છે કે તેમણે ચૂંટાવું પડે છે ?

**સર સેમ્યુઅલ હોર :** ના, હું માનું છું એ તદ્દન સ્પષ્ટ છે. નિયુક્ત સભ્યને બીજી કોઈપણ વ્યક્તિની જેમ જ ગણવામાં આવે છે.

**ડૉ. આંબેડકર :** તે ચૂંટાય નહિ ત્યાં સુધી છ મહિના પછી તે મંત્રી તરીકે ચાલુ રહી શકે નહિ.

● ● ●

**ડૉ. આંબેડકર :** હું કલમ વાંચું ?

**સર સેમ્યુઅલ હોર ;** શું તે ખરેખર એટલી મહત્ત્વની છે અને હમણાંની સ્થિતિ સાથે સંબંધ ધરાવે છે ?

**ડૉ. આંબેડકર :** એ મહત્ત્વની છે કારણ કે હું પૂછવા માગું છું કે ચોક્કસ સ્થિતિ શું છે ? કલમ પરની પેટા-કલમ ૨ કહે છે કે : "કોઈ પણ મંત્રી ને સ્થાનિક વિધાનમંડળના ચૂંટાયેલા સભ્ય હોય કે બને તે સિવાય છ મહિનાથી વધુ મુદત સુધી હોદ્દો ધારણ કરી શકશે નહિ." મારે એ સૂચન કરવાનું હતું કે અધિનિયમમાં એવું નથી વિચારાયું કે નિયુક્ત સભ્ય મંત્રી તરીકે ચાલુ રહે, નહિ તો શ્વેતપત્રમાં સૂચવાયેલું સ્વીકારાય તો એવું થશે કે બીજા ગૃહના નિયુક્ત સભ્યને મંત્રી થવાનો હક રહેશે હું આપનું લક્ષ પ્રાંતિક બંધારણ અંગેની પેટા-સમિતિની ભલામણ તરફ દોરૂ છું. એમાં કહ્યું છે : " પેટા-સમિતિનો એવો અભિપ્રાય છે કે એ કાર્ય બજાવવામાં ગવર્નરે સામાન્ય રીતે, વિધાનમંડળમાં સૌથી વધુ સભ્યોનો ટેકો ધરાવતા સભ્યને બોલાવવા જોઈએ અને મંત્રીઓ તરીકે સૂચવવા તેમનો આમંત્રણ આપવું જોઈએ અને તેઓનાં નામ મંજૂરી માટે મૂકવા જણાવવું જોઈએ."

**સર સેમ્યુઅલ હોર :** એમાં કંઈ અલગ કહ્યું નથી. સમિતિએ કહ્યું "સામાન્ય રીતે", અને હું માનું છું સામાન્ય રીતે આવું જ બનશે.

**ડૉ. આંબેડકર :** આપને નથી લાગતું કે સામૂહિક જવાબદારી ઊભી કરવા માટે સરકાર પર એવી ફરજ મૂકવી જરૂરી છે કે તેમણે મંત્રીમંડળની રચનામાં અમુક પ્રકારનો માર્ગ અપનાવવો જોઈએ ?

**સર સેમ્યુઅલ હોર :** ડૉ. આંબેડકર કહે છે તે ગોળમેજી પરિષદે આવું વિચાર્યું નહોતું.

**ડૉ. આંબેડકર :** મને લાગ્યું કે એમ જ હશે ?

**સર સેમ્યુઅલ હોર :** આપે એમનામાંથી એટલું જ વાંચ્યું કે "સામાન્ય રીતે" એટલે એમણે એવું વિચાર્યું.

**ડૉ. આંબેડકર :** અથવા એમણે એમ કરવું જોઈએ. "શ્રેષ્ઠ પ્રયાસ," નહિ ?

**સર સેમ્યુઅલ હોર :** એ તો શબ્દોનો પ્રશ્ન છે.

**ડૉ. આંબેડકર :** હવે બીજો પ્રશ્ન હું પૂછવા માગું છું- દરખાસ્ત ૧૦૪ હેઠળ મંત્રીઓની આ વટહુકમની સત્તા અંગે. હું એ જાણવા માગું છું કે ખુદ બંધારણમાં આવા પ્રકારની જોગવાઈ કરવાની શી જરૂર છે ? પ્રાંતિક વિધાનમંડળમાંના મંત્રીમંડળ માટે એટલું શક્ય નહિ થાય કે વિધાનમંડળ દ્વારા કટોકટી અધિનિયમ પસાર કરાવે અને વિધાનમંડળ દ્વારા પસાર કરાયેલા અધિનિયમોમાંથી જરૂરી સત્તા પ્રાપ્ત કરે ? પ્રાંતિક મંત્રીમંડળ દ્વારા અધિનિયમ પસાર કરાવે અને ખાસ કટોકટીમાં કામગીરી બજાવવાની સત્તા તેમને અપાય છે ?

**સર સેમ્યુઅલ હોર :** મેં વિચાર્યું હતું કે આ સત્તા તો દરેક સરકાર પાસે હોવી જોઈએ એટલે કે વિધાનમંડળની બેઠક ન હોય ત્યારે અને ખાસ કરીને જ્યાં ભારે તોફાન થતાં હોય તેવા ભારત જેવા દેશમાં અને જયારે વિધાનમંડળની બેઠક બોલાવવામાં થોડો સમય લાગે એમ હોય ત્યારે કટોકટી કાર્યવાહી કરવી જરૂરી છે.

**ડૉ. આંબેડકર :** હું સૂચવું છું કે પ્રાંતિક મંત્રીમંડળ તેમને કામગીરી કરવાનું જણાવે તેવી કટોકટી મુકરર કરતો અધિનિયમ પ્રાંતિક વિધાનમંડળ દ્વારા પસાર કરાવી શકે છે; અને વિધાનમંડળ તેમને સત્તા આપી શકે છે. ખુદ બંધારણમાં આ પ્રકારની જોગવાઈ કરવાની શી જરૂર છે ?

**સર સેમ્યુયલ હોર :** કારણ કે હું એને આવશ્યક સત્તા ગણું છું કે સરકારે બંધારણ અધિનિયમમાં એ પ્રકારની સત્તા દાખલ કરવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** એ એવી સત્તા છે જેનો ઉદ્દેશ જવાબદાર મંત્રીમંડળને ને આપવાનો છે અને પરિસ્થિતિનું સ્વરૂપ જોતાં જવાબદાર મંત્રીમંડળે તેની સત્તાઓ-કટોકટીની હોય કે બીજી કોઈ હોય તો પણ તે જેને જવાબદાર હોય તે વિધાનમંડળમાંથી લેવી જોઈએ.

**લોર્ડ યુસ્ટેસ પર્સી :** ડૉ. આંબેડકર, હું આપને યાદ અપાવું કે આ દેશમાં ૧૯૨૦ના અધિનિયમથી માત્ર ભૂતકાળમાં કાયદા વગર વારંવાર ઉપયોગમાં લેવાતી સત્તાને વિનિયમિત કરાતી હતી ? આ દેશમાં હંમેશાં એવી પ્રથા રહી છે કે પાછળથી સંસદીય હાનિરક્ષાને અધીન રહીને, મંત્રીમંડળ કટોકટી હુકમ બહાર પાડી શકે છે.

**ડૉ. આંબેડકર :** બસ, મારે એ જ પૂછવું હતું.

● ● ●

**ડૉ. આંબેડકર :** વચનો અંગેના મિ. મોર્ગન જોન્સે પૂછેલા પ્રશ્નોમાંથી ઊભા થતા પ્રશ્નો અંગે આપે કહ્યું કે આ દેશમાં કોઈ પણ જવાબદાર મુત્સદ્દીએ પોતાની જાતને સમય અને સ્થળમાં બાંધી નથી, એ સાચું છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** પરંતુ મને લાગે છે કે એવી સર્વસંમત કબૂલાત છે કે ભારતના બંધારણનું અંતિમ ધ્યેય તો સાર્વભૌમ દરજ્જો છે ?

**સર સેમ્યુઅલ હોર :** એવું સતત કહેવામાં આવ્યું છે.

**ડૉ. આંબેડકર :** એટલે કે અંતિમ ધ્યેયના પ્રશ્ન અંગે ખરેખર કશો વિવાદ નથી ?

**સર સેમ્યુઅલ હોર :** હા, એમ જ રહેશે.

**ડૉ. આંબેડકર :** એ જોતાં, શું આપ ભારત સરકારના બંધારણના આમુખમાં આવું મૂકવા તૈયાર થશો કે ઉપસ્થિત થાય તેવા સંજોગો દ્વારા નક્કી કરવાનો સમય અને સ્થળનો પ્રશ્ન બાજુએ મૂકતાં, ભારતનો સાર્વભૌમ દરજ્જો રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** હું નથી માનતો કે અહીં અને અત્યારે હું, સંસદના અધિનિયમના આમુખમાં શું મૂકાય કે શું ન મૂકાય તે અંગે વચન નહિ આપી શકું. હું ખુદ સંસદના અધિનિયમના આમુખ વિરુદ્ધ પૂર્વગ્રહયુકત છું. તેનાં કારણો સારાં હોય કે ખરાબ, અને હું ડૉ. આંબેડકરના પ્રશ્ન અંગે હા કે ના કંઈ કહી નહીં શકું. એ એવો મુદ્દો છે જેની વિચારણા સમિતિએ કરવી જોઈએ; મને લાગે છે કે એ

વિચારણાની બાબત છે. ઉપર ઉપરથી જોતાં હું આમુખોમાંની આવી સામાન્ય જાહેરાતોની વિરુદ્ધ છું.

**ડૉ. આંબેડકર :** હું એમ કહેવા માગું છું કે આ મુદ્દા અંગે હમણાં કશી તકરાર નથી અને એ હકીકત જોતાં કે ભારતીય લોકો પર તેની હૂંફ આપનારી અસર થશે. ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમના આમુખમાં આ મૂર્ત કરવામાં આવે એ ઈચ્છનીય નહિ ગણાય ?

**સર સેમ્યુઅલ હોર :** આપણે આ મુદ્દા પર ડૉ. આંબેડકરે જે કહ્યું તેની નોંધ લેવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** હવે હું આપને બીજો પ્રશ્ન સમવાયતંત્રમાં તારીખ અંગે પૂછવા માગું છું. સમવાયતંત્રમાં રાજકુમારોના પ્રવેશ સાથે સંકળાયેલાં અમુક અનિશ્ચિત તત્ત્વો જોતાં, સમવાયતંત્રની શરૂઆતની તારીખ આપવી ઈચ્છનીય નહોતું. હવે હું આપની સમક્ષ મૂકવા માગું છું એ મુદ્દો આ છે : આપ આ મારી પોતાની દરખાસ્ત અંગે શું કહેવા માગો છો ? ધારો કે આપે રાજકુમારોની રાહ જોયા વગર સમવાયતંત્ર શરૂ કર્યું અને વાઈસરોય અથવા ગવર્નર-જનરલ દ્વારા નિમણૂક કરાયેલ નિયુક્ત જૂથ દ્વારા આપનું સમવાયતંત્ર શરૂ કર્યું અને પછી રાજકુમારો અંદર આવે તેમ તેમ તેમના માટે જગ્યા કરવા નિયુક્ત જૂથને બાદ કરતા જાવ તો ? આ પ્રકારની દરખાસ્ત અંગે આપને વાંધો હોઈ શકે ?

સર સેમ્યુઅલ હોર : હા, મારે તેની સામે કેટલાય વાંધા છે. એ તદ્દન નવી દરખાસ્ત છે. અહીં છેલ્લાં ત્રણ વર્ષથી આપણે, રાજકુમારોના પૂરતા પ્રતિનિધિત્વ ધરાવતા અખિલ ભારતીય સમવાયતંત્ર સિવાયના બીજા કોઈ પણ પ્રકારના સમવાયતંત્ર અંગે વિચારણા કરતા નથી.

**ડૉ. આંબેડકર :** સાવ સાચું, પરંતુ મારો મુદ્દો સાંભળો તો ખરા ?

**સર સેમ્યુઅલ હોર :** મારો જવાબ પૂરા થવા દો. બીજું, મને એ નથી સમજાતું કે, ધારો કે આપ આપનું નિયુક્ત જૂથ લો પછી રાજકુમારો સમવાયતંત્રમાં આવે જ નહિ તો શું થાય ?

**ડૉ. આંબેડકર :** હું મારો બીજો પ્રશ્ન પૂછીશ. શું આપ રાજકુમારોના પ્રતિનિધિત્વને એક સ્થાયીકરણ તત્ત્વ તરીકે માગો છો ?

**સર સેમ્યુઅલ હોર :** ના, ડૉ. આંબેડકર, તેથી પણ કંઈક વધુ, હું રાજકુમારોના જોડાણને કેટલાંય કારણોસર માગું છું. રાજકુમારોના પ્રતિનિધિત્વના સ્થાયીકરણ તત્ત્વને બાદ કરતાં હું માનું છું કે તેઓ ભારત સરકારમાં ઘણી બધી કીમતી અસરો લાવી શકે એમ છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ મારો મુદ્દો આ છે. હું આ સૂચન કંઈ બંધારણના કાયમી ભાગ તરીકે કરતો નથી. હું આ સૂચન રાજકુમારો અંદર આવે ત્યાં સુધીની સંક્રમી મુદત માટે કરૂ છું. હું તો માત્ર મુશ્કેલી પાર કરવાનો પ્રયાસ કરું છું કે આપ કહો છો તેમ જો રાજકુમારો તેમનાં મન જણાવેલી મુદતમાં અંદર આવવા માટે તૈયાર ન કરે અને ઊભી થાય તેવી મુશ્કેલીને પાર કરવાનો પ્રયાસ કરું છું ?

**સર સેમ્યુઅલ હોર :** હું એ તદ્દન સમજું છું. નહિ તો; વિશ્વમાં હોઈ શકે તેવી શ્રેષ્ઠ ઈચ્છાથી હું બહુ ભયાનક વાંધા જોઉં છું કે આ રકારની સંક્રામી યોજના મેં જણાવી છે.

**નવાબ સર લિયાકત હયાત ખાન :** એવું વચન અપાયું છે કે જ્યારે આકસ્મિકતા ઊભી થાય ત્યારે આપણે ફરીથી મળીએ. મને લાગે છે કે એ પ્રકારનું સૂચન બહુ યોગ્ય ગણાશે.

સર એ. પી. પેટ્રો : એ આવશે ત્યારે આપ અહીં નહિ હો.

**સર સેમ્યુઅલ હોર :** મેં હંમેશા વિચાર્યું છે કે એ ખરેખર ભારે મોટી ભૂલ છે. ખાસ કરીને તેમના માટે કે જેઓને અખિલ ભારતીય સમવાયતંત્રની રચનામાં ખરેખર રસ છે.

**ડૉ. આંબેડકર :** આપ શું માનો છો ? સમવાયતંત્ર વધુ મહત્ત્વનું છે કે જવાબદારી વધુ મહત્ત્વની છે ?

**સર તેજબહાદુર સપ્રુ :** અથવા બંનેમાંથી કોઈ નહિ ?

**સર સમ્યુઅલ હોર :** ડૉ. આંબેડકરના પ્રશ્નમાં રહેલો મુદ્દો મને સમજાતો નથી.

ડૉ. આંબેડકર : મારો મુદ્દો આ છે : જો આપ સંક્રમી મુદત માટેનો કોઈપણ વિકલ્પ વિચારવા તૈયાર ન હો, તો નિર્ણય એ કે સમવાયતંત્ર ન હોય ત્યાં સુધી જવાબદારી હોઈ શકે નહિ ?

**સર સેમ્યુઅલ હોર :** ખરેખર હવે ડૉ. આંબેડકર આપણે ત્રણ વર્ષથી ચર્ચા કરતા આવ્યા છીએ તે મુદ્દાઓ ઉપસ્થિત કરે છે. ત્રણ વર્ષ સુધી અમે માન્યું કે આ દરખાસ્તો અખિલ ભારતીય સમવાયતંત્રની રચના પર આધારિત હોય તો સારું અને હું આજે ત્રણ વર્ષ સુધીની આ ચર્ચાઓ પછી આ પ્રશ્ન ફરીથી ખોલવા તૈયાર નથી.

**ડૉ. આંબેડકર :** એ સાચું છે. હું એ બાબતની પાછળ પડવા માગતો નથી. હું તો માત્ર આપની ચર્ચા માટે એક વિકલ્પ જ સૂચવું છું. મારે વધુ કોઈ પ્રશ્નો નથી પૂછવા. પરંતુ મને એ ખબર નથી કે આપણે ચર્ચા કરીએ છીએ તે વિષયોની અંદર તે રહેશે કે કેમ. એક છે, સમવાયી ઉપલા ગૃહ માટેના ઉમેદવારોની લાયકાતો ડ ગે.

**આર્ચબિશપ ઓફ કેન્ટરબરી :** મને લાગે છે કે તે યોગ્ય રીતે મતાધિકાર હેઠળ આવશે, ખરૂ કે નહિ ?

**ડૉ. આંબેડકર :** હું નાણાકીય સલામતીઓ વિશે એકાદ બે પ્રશ્ન પૂછીશ.

**આર્ચબિશપ ઓફ કેન્ટરબરી :** મને લાગે છે કે તે સ્પષ્ટ રીતે નાણાંની અંદર આવે છે.

**ડૉ. આંબેડકર :** હું સંરક્ષણ વિશે એકાદ બે પ્રશ્ન પૂછવા માગું છું. આપને યાદ હશે કે સંરક્ષણ અંગેની પેટા-સમિતિએ તેના અહેવાલમાં ભલામણ કરી હતી કે લશ્કરી પરિષદ હોવી જોઈએ. એ અંગની કોઈપણ દરખાસ્ત મને શ્વેતપત્રમાં જોવા મળી નથી ?

**આર્ચબિશપ ઓફ કેન્ટરબરી :** એક બહુ સારા કારણસર કે આપણને એવું નથી લાગતું કે એ બંધારણીય દરખાસ્ત છે. એ વહીવટી દરખાસ્ત છે.

ડૉ. આંબેડકર : શું આપ એ રાખવાના છો ?

આર્ચબિશપ ઓફ કેન્ટરબરી : હું પોતે હંમેશા એની તરફેણ કરતો આવ્યો છું કે ભારતમાં ઈમ્પીરીયલ સંરક્ષણની સમિતિ જેવું કંઈક હોય. હું વાસ્તવિક વ્યવહારમાં માનું છું, એ બહુ જરૂરી જણાશે. એ એટલું બધું મહત્ત્વનું ગણાશે કે એનાથી માત્ર સંરક્ષણ મંત્રીઓ અને સંરક્ષણ અધિકારીઓ સંરક્ષણની સમસ્યાઓના સંપર્કમાં આવશે એટલું જ નહિ બલકે હવે જ્યારે સંરક્ષણમાં રાષ્ટ્રના જીવનનું આટલું બધું વ્યાપક ક્ષેત્ર આવી જતું હોય ત્યારે અમને અહીં એ બહુ ભારે મહત્ત્વનું જણાયું છે કે અમુક પ્રકારની સમિતિની રચના કરવામાં આવે જેમાં ઉચિત મંત્રીઓને ખાસ ચર્ચાઓમાં લઈ શકાય અને ભારતમાં માત્ર મુલકી અભિપ્રાયમાં જ નહિ પણ લશ્કરી અભિપ્રાયમાં પણ એક મજબૂત જૂથ હોય કે જે આવી સમિતિના વિકાસની તરફેણમાં હોય, પરંતુ અનિવાર્યપણે આ પ્રશ્ન, સંસદના અધિનિયમમાં હોય તેના કરતાં વહીવટી વધુ

● ● ●

ડૉ. આંબેડકર : અનામત વિષયોની બાબતમાં આપ બજેટના તે ભાગને મતપાત્ર બનાવવાની દરખાસ્ત નથી કરતા ?

સર સેમ્યુઅલ હોર : એવું જ છે.

ડૉ. આંબેડકર : ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ હેઠળ હવે તે જે રીતે અસ્તિત્વમાં છે તે પ્રમાણે અનામત ખાતાંના સિધ્ધાંતની તે વિરૂધ્ધમાં છે ?

સર સેમ્યુઅલ હોર : ગોળમેજી પરિષદમાં સંરક્ષણનાં અમુક લક્ષણો વિષે સારા પ્રમાણમાં ચર્ચા થઈ હોવા છતાં આ મુદ્દા પર એવી સર્વસામાન્ય સંમતિ હતી કે નાણાંને મતપાત્ર બનાવવાં જોઈએ નહિ.

ડૉ. આંબેડકર : જો વિધાનસભા તેના પર મતદાન કરે તો શું આપ એમાં ભારે જોખમ જુઓ છો ?

સર સેમ્યુઅલ હોર : હું માનું છું કે આના જેવા પ્રકારની બાબતમાં તો એ સારું રહેશે કે જેમાં વાઈસરોયની જવાબદારી સ્પષ્ટ અને શંકારહિત રહે. જ્યારે ચર્ચાની તક અપાય ત્યારે જરૂરી ખર્ચને બિનમતપાત્ર રાખવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** બીજો પ્રશ્ન છે કમાન્ડર ઈન ચીફની નિમણૂકનો. શ્વેતપત્રમાં આનો કશો ઉલ્લેખ નથી. ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૧૯માં માત્ર એટલું જ જણાવવામાં આવ્યું છે કે કમાન્ડર ઈન ચીફની નિમણૂકનો કશો ઉલ્લેખ નથી. એમાં જે છે તે બસ આટલું જ છે કે જો કમાન્ડર ઈન ચીફ કારોબારી સમિતિના સભ્ય હોય તો તેમને કારોબારી સમિતિના બીજા સભ્યો કરતાં અગ્રતા મળવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** હાલના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૧૯(૧) માં કહ્યું છે: "ભારતમાંનાં હિઝ મેજેસ્ટીનાં દળોના કમાન્ડર ઈન ચીફની નિમણૂક હિઝ મેજેસ્ટી દ્વારા વોરંટ દ્વારા કરવામાં આવશે ?"

**સર સેમ્યુઅલ હોર :** હા, તે કદાચ લગભગ આવી જ રીતે થતી રહેશે.

**લોર્ડ ઈરવિન :** શું આ બાબતનો ઉલ્લેખ શ્વેતપત્રમાં નથી ?

**સર સેમ્યુઅલ હોર :** હા, ફકરો ૬, પૃ. ૩૯.

**ડૉ. આંબેડકર :** ફકરા ૬માં એવું નથી જણાવ્યું કે તેમની નિમણૂક કઈ રીતે કરવાની છે - કોની સલાહથી ?

સર સેમ્યુઅલ હોર : તાજ દ્વારા.

ડૉ. આંબેડકર : કોની સલાહના આધારે ?

સર સેમ્યુઅલ હોર : અહીં નિમણૂક સરકાર દ્વારા કરવામાં આવે છે.

સર ઓસ્ટેન ચેમ્બરલેઈન : મંત્રીઓની સલાહના આધારે કામ કરતા હિઝ મેજેસ્ટી દ્વારા ?

સર સેમ્યુઅલ હોર : હા.

**ડૉ. આંબેડકર :** સર ગોડ ફ્રે ફેલે કમાન્ડર ઈન ચીફની નિમણૂક કેવા સંજોગો હેઠળ કરાયે તે વર્ણવતાં કહ્યું હતું : "કમાન્ડર ઈન ચીફની નિમણૂક મંત્રીમંડળની સલાહથી હિઝ મેજેસ્ટી દ્વારા કરાય છે." તેથી પરિસ્થિતિ એવી છે કે હાલના કાયદા અથવા પ્રથા હેઠળ કમાન્ડર ઈન ચીફની નિમણૂક ચીફ ઓફ ધી ઈમ્પીરીયલ જનરલ સ્ટાફની સલાહથી મંત્રીમંડળ દ્વારા કરવામાં આવે છે ?

**સર સેમ્યુઅલ હોર :** તેમની નિમણુક મંત્રીમંડળ દ્વારા નહિ પણ તાજ દ્વારા કરાય છે, વડાપ્રધાનની સલાહથી, અહીં ભારતના સેક્રેટરી ઓફ સ્ટેટ.

**ડૉ. આંબેડકર :** શું આપ માનો છો કે આ પ્રથા, સંરક્ષણ ભારતીય લોકો અને ભારતીય વિધાનમંડળો માટે ભારે મોટી જવાબદારી થવાનું હોય તે વિચારતાં, આપણે વિચારીએ છીએ તે પ્રકારની નવી સરકાર સાથે સુસંગત છે ?

**સર સેમ્યુઅલ હોર :** હું માનું છું કે તે સંરક્ષણ સાથે અનામત ખાતા તરીકે તદ્દન અનિવાર્ય છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ એ ભારતીય લોકો અને ભારતીય વિધાનમંડળની જવાબદારી પણ થવાનું છે. નવી સરકાર હેઠળ બહુ મહત્ત્વના ખાતાનો હવાલો સંભાળનારા મહત્ત્વના અધિકારીની નિમણુક અને પાછી તેવી નિમણુક ગવર્નર જનરલની સલાહથી નહિ, સેક્રેટરી ઓફ સ્ટેટની સલાહથી નહિ, પરંતુ મંત્રીમંડળની સલાહથી કરવાની હોય ત્યારે, ભારતીય લોકોની જવાબદારી બનનાર સંરક્ષણની સરકાર સાથે તે કઈ રીતે સુસંગત હોઈ શકે ?

**સર સેમ્યુઅલ હોર :** ચોકકસ. જો સંરક્ષણ અનામત ખાતું હોય તો જે સરકારને અનામત ખાતાં જવાબદાર હોય તે સરકારે નિમણુક કરવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** આ નિમણુક વાઈસરોય કરે એ હું સમજી શકું છું; આ નિમણુક સેક્રેટરી ઓફ સ્ટેટ કરે એ હું સમજી શકું છું ?

**સર સેમ્યુઅલ હોર :** એનો એ જ અર્થ થાય છે.

●

**માર્કવેસ ઓફ સેલીસબરી :** હું સમજું છું એ પ્રમાણે ત્રણ યોજનાઓમાંથી આપ જે પસંદ કરો છો તે યોજના પ્રમાણે વિધાનસભામાં રાજકુમારોનું જે પ્રતિનિધિત્વ હોય તેમાં સ્વીકારાઈ ચૂકયું હોય તેટલા જ પ્રમાણના ધોરણે બીજા રાજકુમારોનું પ્રતિનિધિત્વ ઉમેરવું. બરાબર એવું જ છે ને ?

**સર સેમ્યુઅલ હોર :** હું એ નથી સમજી શકતો કે લોર્ડ સેલીસબરી, 'સ્વીકારાઈ ચૂક્યું હોય તેટલા જ પ્રમાણના ધોરણે' એમ કહીને કહેવા શું માગે છે ?

માર્ક્વેસ ઓફ સેલીસબરી : હું સમજું છું કે અંદર આવનાર એક રાજય એમ કહેશે કે ૧૦ બેઠકો ?

સર સેમ્યુઅલ હોર : હું સમજું છું લોર્ડ સેલીસબરી શું કહેવા માગે છે. મને લાગે છે કે બહુ સંભવ છે કે તે આ જ ધોરણે પાર પડશે.

**માર્ક્વેસ ઓફ સેલીસબરી :** હું પ્રાંતિક વહેંચણી એટલે કે પ્રાંતોમાં બેઠકોની વહેંચણી અંગે પૂછવા માગું છું. અલબત્ત, એમને ખ્યાલ તો છે જ કે એ અંગે ભારે મોટો મતભેદ પ્રવર્તે છે. હું એ મતભેદને છેડવા માગતો નથી, કે પુના કરાર હેઠળ બંગાળમાં કોમોનું યોગ્ય રીતે પ્રતિનિધિત્વ થયું છે કે નહિ; પરંતુ સેક્રેટરી ઓફ સ્ટેટે એ વિષય અંગે કંઈ વિધાન કરવાનું છે કે કેમ ?

**સર સેમ્યુઅલ હોર :** સરકારના કોમી નિર્ણય અંગે ?

**માર્ક્વેસ ઓફ સેલીસબરી :** બંગાળની બાબતમાં હું ખાસ પ્રકારે બોલવા માગું છું ?

સર સેમ્યુઅલ હોર : ના, મેં સમિતિને અને ડેલિગેટોને જે યાદી આપી છે તેમાં મારે કંઈ ઉમેરવાનું નથી. સરકારે એ સ્પષ્ટ કર્યું છે કે તેમનો નિર્ણય આખરી હતો અને જો કોઈ ફેરફાર કરવો હોય તો જુદી જુદી કોમોના માન્ય નેતાઓ દ્વારા સંમત થવાય તેવો જ ફેરફાર કરવા સરકાર તૈયાર હતી; અને સરકારના સભ્ય તરીકે હું સરકારની નીતિના તે વિધાનમાં કશું વધુ ઉમેરવા તૈયાર નથી.

અધ્યક્ષ : સેક્રેટરી ઓફ સ્ટેટ, આપે જેનો હમણાં ઉલ્લેખ કર્યો તે યાદી શું આપ સુપરત કરવા ઈચ્છો છો ?

સર સેમ્યુઅલ હોર : હા, યાદી નીચે મુજબ છે-

**યાદી - કોમી ચુકાદો**

શ્વેતપત્ર સુધીની વિકાસ પ્રક્રિયાથી વાકેફ નથી એવા સંયુકત પ્રવર સમિતિના મારા સાથીઓને હું માનું છું કે જો તેઓની જાણ માટે હું "કોમી ચુકાદા" તરીકે ઓળખાતી આ બાબતનો ટૂંકો ખ્યાલ એટલે કે તેનો ઉદ્‌ભવ, તેનું વજૂદ અને સરકાર પૂરતું શ્વેતપત્રમાંની બીજી દરખાસ્તોના આધારે તેનું મહત્ત્વ વગેરે આપું તો તે બહુ ઉપયોગી થઈ પડશે.

૨.

ગોળમેજી પરિષદની પહેલી અને બીજી એમ બંને બેઠકોની પ્રગતિમાં ઘણો અવરોધ ઊભો થયો કારણ કે ભારતીય ડેલિગેટો ભારતમાંની જુદી જુદી મોટી કોમોને વિધાનમંડળમાં જે બેઠકો જોઈતી હતી તેની સંખ્યા અને એ બેઠકો માટેની ચૂંટણીની પધ્ધતિ અંગે પરસ્પર સંમતિ સાધી શકયા નહોતા. ચૂંટણી અંગેનો મુખ્ય મુદ્દો એ હતો કે અલગ મતદારમંડળો રાખવાં કે અનામત બેઠકો સાથેનાં સંયુકત મતદારમંડળોની પધ્ધતિ ઉપયોગમાં લેવી. આ સમસ્યાઓ અંગે એકમત થવાના ઘણા પ્રયાસો પછીની વારંવારની નિષ્ફળતાના કારણે અત્યાર સુધી રૂપરેખા તૈયાર થયેલા બંધારણમાં મહત્ત્વની ઊણપ ઊભી થઈ એટલું જ નહિ બલકે વિધાનમંડળોમાં પોતાના પ્રતિનિધિત્વ અંગે પોતાની સ્થિતિ શી છે તે ન જાણે ત્યાં સુધી કોમી અસર ધરાવતાં બંધારણનાં બીજાં પાસાંની કશી વધુ ચર્ચા માટે કેટલીક લઘુમતી કોમો આગળ વધતી અટકાવાઈ ગઈ હતી.

૩.

તદ્‌નુસાર, પ્રગતિના આ અવરોધોને દૂર કરવા માટે આ મુદ્દાઓ અંગે નિર્ણય આપવાની બહુ આનાકાનીપૂર્વક ફરજ પડી હતી અને તે નિર્ણય ઓછેવત્તે અંશે લવાદી ચુકાદાના સ્વરૂપનો હતો. સરકારે આ ચુકાદાની જોગવાઈઓને સંસદ સમક્ષ રજૂ કરવાની પોતાની દરખાસ્તોમાં સમાવિષ્ટ કરવાનું માથે લીધું. આ ચુકાદામાં પ્રાંતિક વિધાનમંડળોની રચના અને તેમના માટેની ચૂંટણીની પધ્ધતિ આવી જતી હતી. ખાસ હિતો માટેની બેઠકોની સંખ્યા અને વિધાનમંડળોનું કદ વગેરે જેવી બાબતોમાંથી ઊભા થતા તદ્દન કોમી પ્રશ્નોને અલગ પાડવાનું અશકય જણાયું હતું. તેમ છતાં, આવા મુદ્દાઓ અંગે સરકાર પક્ષે ભારતીય મતાધિકાર (લોથિયન) સમિતિની સલાહ હતી.

આ ચુકાદો ૧૯૩૨ના ઓગસ્ટની ૧૬મી તારીખે બહાર પાડવામાં આવ્યો હતો અને સંસદ સમક્ષ રજૂ કરવામાં આવ્યો હતો.

૪.

નીચે સમજાવ્યા પ્રમાણે દલિતોની બાબતમાં ફેરફારને અધીન રહીને, ચુકાદાની જોગવાઈ શ્વેતપત્રના પૃ.૯૧ અને ૯૩ પર આપવામાં આવી છે.

૫.

ચુકાદામાં જણાવેલી નીચેની ઘણી મહત્ત્વની જાહેરાતો છે :-

ફકરો ૪. "હિઝ મેજેસ્ટીની સરકાર ઈચ્છે છે કે એ સ્પષ્ટ રીતે સમજી લેવાનું છે કે તેઓ પોતે પોતાના નિર્ણયમાં ફેરફાર કરવાની દૃષ્ટિએ શરૂ કરાય તેવી કોઈ વાટાઘાટોમાં પક્ષકાર થઈ શકશે નહિ, અને અસર પામનારા તમામ પક્ષકારો દ્વારા સમર્થિત ન હોય તેવો ફેરફાર કરવાના ઉદ્દેશવાળી કોઈપણ રજૂઆત અંગે વિચારણા કરવા તૈયાર થશે નહિ. પરંતુ તેઓની સૌથી વધુ ઈચ્છા એવી છે કે જો કોઈ સર્વસંમત પતાવટ થાય તો તે માટેનું દ્વાર બંધ કરવું નહિ. તેથી, જો નવો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ પસાર થઈને કાયદો થાય તો એમને ખાતરી થશે કે સંબંધિત કોમોએ વ્યવહાર્ય વૈકલ્પિક યોજના અંગે પરસ્પર સંમતિ સાધી છે- પછી તે ગવર્નરના એક યા વધુ પ્રાંતોની બાબતમાં હોય કે પછી તે સમગ્ર બ્રિટિશ ભારતની બાબતમાં હોય. હમણાં રૂપરેખા દોરાયેલ જોગવાઈઓને બદલે એ વિકલ્પ મૂકવો જોઈએ એવી સંસદને ભલામણ કરવા માટે તેઓ તૈયાર થશે".

૬.

ચુકાદો આવ્યો ત્યારથી દલિતોના પ્રતિનિધિત્વની બાબતમાં એક મહત્ત્વનો ફેરફાર થયો છે જેનો ઈતિહાસ નીચે મુજબ છે :

ચુકાદાનાં મુદ્દા અંગે શ્રી. ગાંધીએ, હિંદુ કોમના કૃત્રિમ ભાગલા જેના પરિણામે થઈ જાય તેમ હોય તેવા દલિતોના પ્રતિનિધિત્વની બાબતમાં કરાયેલી જોગવાઈ પ્રત્યેના પોતાના વાંધાની દૃષ્ટિએ ઉપવાસ કરવાનો પોતાનો ઈરાદો વ્યકત કર્યો. વડાપ્રધાને

પ્રસિદ્ધ પત્રવ્યવહારમાં સરકાર શા માટે આવો જ દૃષ્ટિકોણ અપનાવી શકે એમ નથી એ માટેનાં કારણો આપ્યાં, પરંતુ શ્રી. ગાંધીને એનાથી પ્રતીતિ થઈ નહિ અને પોતાના ઉપવાસ શરૂ કર્યા. હવે, શ્રી. ગાંધીની નિશ્રામાં સવર્ણ હિંદુઓના પ્રતિનિધિઓ અને ડૉ. આંબેડકરના નેતૃત્ત્વ હેઠળ દલિતોના પ્રતિનિધિઓ વચ્ચે વાટાઘાટો શરૂ થઈ ગઈ. પરિણામે કરાર થયો હતો. જે હવે પુના કરાર તરીકે ઓળખાય છે, જે દ્વારા દરેક પ્રાંતમાં દલિતો માટે બેઠકોની સંખ્યા કોમી ચુકાદા દ્વારા ભલામણ કરવામાં આવેલી સંખ્યા કરતાં વધારવામાં આવી હતી, જયારે ચૂંટણીની જુદી પધ્ધતિ હતી, સવર્ણ હિંદુઓ અને દલિતો માટેની હિંદુ બેઠકો (ટેકનિકલ દૃષ્ટિએ "સામાન્ય" બેઠકો તરીકે ઓળખાતી) ની સંખ્યા એક સાથે ગણતાં મૂળ કોમી ચુકાદા હેઠળ હતી એ જ પ્રમાણે પુના કરાર હેઠળ રાખવામાં આવી. સરકારે ઉપર જણાવેલા ફકરા ૪ ની જોગવાઈઓ હેઠળ પરસ્પર સંમત વ્યવહાર્ય વિકલ્પ તરીકે પોતાના કોમી ચુકાદાના સુધારામાં આ કરારની જોગવાઈઓ સ્વીકારી, અને આ જાહેર કરવામાં આવતાં શ્રી ગાંધીએ પોતાનો ઉપવાસ છોડી દીધો. શ્વેતપત્રનાં પૃ. ૯૧ અને ૯૩ પર પુના કરારની શરતોનો સમાવેશ કરાયો છે.

૭.

તેથી, પ્રાંતિક વિધાનમંડળોની રચના અને તે માટેની ચૂંટણીની પધ્ધતિ અંગે સરકારની સ્થિતિ એવી છે કે તે પોતે ખાસ પ્રકારે આ દરખાસ્તોમાં કશો ફેરફાર કરવાની સંસદને ભલામણ કરવા માગતી નથી, સિવાય કે સંબંધિત કોમો દ્વારા પરસ્પર સંમત થવાય તેવો કોઈ ફેરફાર હોય અને સરકાર તરીકે પોતે એમ પણ વચનબધ્ધ છે કે આવો ફેરફાર કરવાના હેતુ માટેની કોઈપણ વાટાઘાટોમાં ભાગીદાર થવું નહિ. સરકારને મન આ પ્રતિજ્ઞામાં પુના કરારની જોગવાઈઓ આવી જાય છે જેનો તેમણે પોતે ઉપર સમજાવેલા સંજોગોમાં સ્વીકાર કર્યો છે.

૮.

મૂળ કોમી ચુકાદો માત્ર પ્રાંતિક વિધાનમંડળોને લગતો જ હતો કારણ કે અનુક્રમે બ્રિટિશ ભારતને અને બ્રિટિશ ભારતીય રાજયોને આપવાની સંખ્યાનો નિર્ણય આવે ત્યાં સુધી કેન્દ્ર માટેની જોગવાઈઓની સુભગ પતાવટ ન કરી શકાય એ હકીકત હતી.

શ્વેતપત્રનાં પરિશિષ્ટો ૧ અને ૨ માંની દરખાસ્તો, જે શ્વેતપત્રની પ્રસ્તાવનાના ફકરા ૧૮ સાથે વાંચવી જોઈએ તેમાં હવે આ વિષય અંગેની સરકારની દરખાસ્તો આવી જાય છે. હકીકતમાં આ દરખાસ્તો મૂળ કોમી ચુકાદાની પૂરક છે, તેમ છતાં, સરકારે તેમની બાબતમાં, ઉપર જણાવેલ મૂળ જાહેરાતના ફકરા ૪માં જણાવેલા પ્રકારની ખાસ વચનબધ્ધતા આપી નથી. તેથી, જયારે તેઓ કેન્દ્રીય વિધાનમંડળમાં બેઠકોની કોમો વચ્ચેની ફાળવણી માટેની આ દરખાસ્તોને નવેસર તપાસવા આતુર નથી તેથી તેઓ આ દરખાસ્તોને પ્રાંતિક કોમી ચુકાદા તરીકેની જ સ્થિતિમાં પોતાના વલણ પ્રમાણે જોવા વિચારવા તૈયાર નથી, પરંતુ તેઓને બે મુ ાઓ પર કોઈપણ ફેરફાર થાય-એટલે કે સમવાયી વિધાનમંડળમાં મુસ્લિમોને એક તૃતીયાંશ બ્રિટિશ ભારતની બેઠકોની ફાળવણી અને અનુક્રમે બ્રિટિશ ભારત અને રાજયોને બેઠકોની ફાળવણીની ટકાવારી-તે અંગે સૌથી વધુ ગંભીર વાંધો જુએ છે.

૯.

સારાંશ તરીકે, ઉપરનું જોતાં એ સ્પષ્ટ જણાશે કે કોમી ચુકાદાનો સંદર્ભ માત્ર વિધાનસભાની રચના સાથે જ છે અને કોમી પાસું ધરાવતા બંધારણમાંના વિવિધ મુદ્દાઓ સાથે તેને સંબંધ નથી અને કોમી ચુકાદામાં જોગવાઈ કરાયેલ બાબતો સંબંધમાં પણ સરકારે પોતાની સ્થિતિ અને શરતો સ્પષ્ટપણે મુકરર કરી છે.

●

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** આપણી કાર્યવાહી દરમિયાન કયારેક સેક્રેટરી ઓફ સ્ટેટનો ઈરાદો તો નથી કે આપણી સમક્ષ આવા પ્રકારની દરખાસ્તો કરે ?

**સર સેમ્યુઅલ હોર :** ચોકકસ; મને એ તદ્દન આવશ્યક લાગે છે કે કોઈપણ બંધારણીય અધિનિયમમાં ક્યાંક કે અન્યત્ર બંધારણીય સત્તાઓ માટેની જોગવાઈ હોવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** હાલના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં આવી જ જોગવાઈઓ તરફ હું લક્ષ દોરૂ છું. પરિશિષ્ટમાં અમુક કલમો જણાવવામાં આવી છે.

સર સેમ્યુઅલ હોર : મને લાગે છે કે તે દરેક બંધારણીય અધિનિયમના ધોરણે અને ખુદ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમના ધોરણે ચાલવા જેવું ગણાય.

● ● ●

લોર્ડ સેલીસબરી : મેં તે વાંચ્યું છે અને અત્યારે પણ વાંચી શકું છું પરંતુ હું તેની પૂર્ણ પ્રશંસા કરી શકતો નથી ?

સર સેમ્યુઅલ હોર : જો લોર્ડ સેલીસબરી ફરીથી જોઈ જાય અને મનમાં હંમેશાં એ હકીકતનો ખ્યાલ રાખે કે આપણે વિચારવાનો અને જેના માટે આપણે પ્રસંગોપાત્ત બંધારણીય અધિનિયમમાં અમુક પ્રકારની જોગવાઈ કરવાની છે તેવો તે એક પ્રશ્ન છે તો મને લાગે છે કે તેઓ તેને પૂરી રીતે પ્રશંસી શકશે.

ડૉ. આંબેડકર : એ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની અનુસૂચિ છે : "આ અધિનિયમની જોગવાઈઓને ભારતીય વિધાનમંડળ દ્વારા રદ કરી શકાશે કે તેમાં ફેરફાર કરી શકાશે."

● ● ●

માર્કવેસ ઓફ ઝેટલેન્ડ : હું એક પૂરક પ્રશ્ન પૂછું ? એ ચાર મતવિસ્તારો જેમાંથી દલિત પ્રતિનિધિઓ ચૂંટાઈ આવશે તે શું પ્રાદેશિક રીતે એકબીજામાં ભેળસેળ થઈ જશે ?

સર સેમ્યુઅલ હોર : મને નથી લાગતું કે તે તૈયાર થઈ ગયું હોય, પરંતુ મને લાગે છે કે પરસ્પર સેળભેળ થઈ ન જાય તેવો ખ્યાલ રખાશે. સમગ્ર મદ્રાસ વિસ્તારને ૧૫ ક્ષેત્રોમાં વિભાજિત કરાશે જેમાંનાં મને લાગે છે કે ૧૧ ક્ષેત્રો સામાન્ય પ્રકારના રહેશે.

ડૉ. આંબેડકર : પંદર સામાન્ય રહેશે ?

સર સેમ્યુઅલ હોર : હું ૧૧ને સામાન્ય બનાવું છું, કુલ ૧૯ બનાવું છું; ૧૧ એકલ સભ્યવાળાં અને ચાર બેવડા સભ્યોવાળાં.

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** હું માત્ર આટલું જ સમજવા માગું છું. ધારો કે ચારની એક પેનલને પસંદ કરવામાં આવે અને પછી તેઓ ચૂંટણી લડવા આગળ ધપે અથવા આ અમુક મતવિસ્તારને તેઓની વચ્ચે તેમના માટે અનામત રાખવામાં આવે. આપણને ખબર છે કે જો ચૂંટણી લડવાનું આવે તો સામાન્ય મતવિસ્તારમાં જે મત આપી શકે તે દરેક વ્યક્તિ મત આપશે પરંતુ ધારો કે તેમાંના ત્રણ જણ એમ કહે કે, "અમે આ ચૂંટણી લડવા ઈચ્છતા નથી." તો શું ચૂંટણી થાય તે પહેલાં પોતાની ઉમેદવારી તેઓ પાછી ખેંચી લઈ શકશે ?

**સર ફિન્ડલેટર સ્ટુઅર્ટ :** એ તો પુના કરારનું અર્થઘટન છે.

સર સેમ્યુઅલ હોર : ડૉ. આંબેડકર શું કહે છે ?

**ડૉ. આંબેડકર :** એ તો એક મંતવ્ય છે, તેમાંના ચારે જણ માટે ચૂંટણી લડવી ફરજિયાત નથી.

**સર એન. એન. સરકાર :** એ મંતવ્ય તો છે જ પરંતુ વપરાયેલી ભાષા એવી નથી.

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** બીજું પાસું એ છે કે આ અમુક મતવિસ્તારોમાંના કોઈપણ એક મતવિસ્તારમાં દલિતો ચાર ઉમેદવારો મૂકવા બંધાયેલા છે ? ધારો કે તેઓ એક જ ઉમેદવાર મૂકે તો શું પુના કરારની શરતોનું પાલન થયું ગણાશે ? એ બાબતમાં હિઝ મેજેસ્ટીની સરકારને મન પુના કરારનો શો અર્થ રહેશે ?

**સર એ. પી. પેટ્રો :** પ્રારંભિક ચૂંટણીનો હેતુ માર્યો જશે. પ્રારંભિક ચૂંટણીનો અર્થ શું એ નથી કે એક બેઠક માટે ચાર લોકોને ચૂંટવા ?

**સર એન. એન. સરકાર :** ડૉ. આંબેડકર એ બાબતની ખાતરી આપશે કે હું એ અર્થઘટન રજૂ કરૂ છું કે જે પુના કરાર કરતી વખતે સમજવામાં આવ્યુ હતું. એવું સમજવામાં આવ્યું હતું કે દલિતોને માત્ર એક ચૂંટવાને બદલે ચાર ચૂંટવાની સ્વતંત્રતા હોવી જોઈએ. એ પ્રસંગે આપોઆપ એક ચૂંટાઈ આવે.

**ડૉ. આંબેડકર :** એ સાવ સાચું છે.

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** જો તેઓ ચાર મૂકે તો એક પાછું ખેંચી લે.

**ડૉ. આંબેડકર :** હા.

● ● ●

**સર એન. એન. સરકાર :** હું સમિતિ સમક્ષ કેટલીક હકીકત રજૂ કરૂ ? હું કોઈ દલીલ કરવા નથી માગતો; હું માત્ર કેટલીક હકીકતો જ રજૂ કરવા માગું છું જેથી સમિતિ તેમને ટૂંકા ગાળામાં લઈ શકે. કોમી ચુકાદાની તા. ૧૭મી ઑગસ્ટ, ૧૯૩૨ છે ?

સર સેમ્યુઅલ હોર : ૧૬મી ઑગસ્ટ.

**સર એન. એન. સરકાર :** મારી નકલમાં તો ૧૭મી છે. ચાલો એક દિવસથી કાંઈ ફેર પડતો નથી. આ ચુકાદા કે નિર્ણય હેઠળ તેનું ચોખ્ખું પરિણામ દલિતોની બાબતમાં એ હતું કે તેઓ સામાન્ય મતવિસ્તારોમાં મત આપશે અને તેઓની બેઠકોની સંખ્યા ૧૦ રહેશે અને એ વ્યવસ્થા ૨૦ વર્ષ પછી પૂરી થશે. સંક્ષિપ્તમાં વાત કરીએ તો એ જ નિર્ણય હતા ને ?

**સર સેમ્યુઅલ હોર :** બીજી તારીખ ૧૮મી ઑગસ્ટ, ૧૯૩૨ છે. એ તારીખે મહાત્મા ગાંધીએ પોતે વડાપ્રધાનને પત્ર લખ્યો હતો અને ઉપવાસની ધમકી આપતાં જણાવ્યું હતું : "જો બ્રિટિશ સરકાર પોતાનો નિર્ણય બદલે અને દલિતો માટેના પ્રતિનિધિત્વની યોજના પાછી ખેંચી લે તો આ ઉપવાસનો અંત આવશે" મહાત્મા ગાંધીએ ઉપવાસની ધમકી આપતો આ પત્ર વડાપ્રધાનને લખ્યો અને પરિણામ ? શું એ તારીખ અને આપની માહિતી મળતી આવે છે ?

**સર સેમ્યુઅલ હોર :** મારી પાસે અહીં તારીખો નથી. હું માની લઉં છું કે તારીખો સાચી છે.

**સર એન. એન. સરકાર :** શું સેક્રેટરી ઓફ સ્ટેટ આ માર્ગ અપનાવશે ? હું આ તમામ તારીખો મારા પ્રશ્નોમાં રજૂ કરું અને જો કોઈ ભૂલ હોય તો પાછળથી તે પત્રવ્યવહાર દ્વારા અથવા બીજી કોઈ રીતે બતાવી શકાય ?

સર સેમ્યુઅલ હોર : હા.

સર એન. એન. સરકાર : હું તારીખો આપું છું. તા. ૧૮મી ઑગસ્ટે મહાત્મા ગાંધીએ તે પત્ર વડાપ્રધાનને લખ્યો. ૮મી સપ્ટેમ્બરે વડાપ્રધાને મહાત્મા ગાંધીને વળતો જવાબ લખ્યો કે વડાપ્રધાનની યોજનાથી એટલે કે કોમી નિર્ણયથી દલિતોને હિંદુ કોમથી અલગ પાડવામાં આવ્યા નથી. આમાં તારીખ એ મુદ્દાની વાત છે: ૮મી સપ્ટેમ્બરે વડાપ્રધાને મહાત્મા ગાંધીને કારણ આપી સમજાવ્યું કે કશું ખોટું કરાયું નથી. ૧૫મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ પંડિત મદનમોહન માલવિયાએ કેટલાંક છાપામાં જાહેરનામું બહાર પાડયું અને ૧૭મી અને ૧૮મી સપ્ટેમ્બરે દિલ્હીમાં સંમેલન યોજવાનું જણાવ્યું. છાપામાં પ્રસિદ્ધ થયા પ્રમાણેના આમંત્રણમાં જણાવ્યું હતું કે "થોડાક મિત્રોને" એ તા. ૧૮મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ એ જ સજજને મદનમોહન માલવિયાએ છાપામાં બીજી જાહેરાત કરી કે સંમેલનનું સ્થળ દિલ્હીથી બદલીને મુંબઈ રાખવામાં આવ્યું છે અને ૨૦મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ, જેને પાછળથી આમરણાંત ઉપવાસ તરીકે જાહેર કરાયો હતો તે ઉપવાસ, શરૂ થયો. ૨૪મી સપ્ટેમ્બરના રોજ મહાત્મા ગાંધીની હાલત ખૂબ ગંભીર હોવાનું જાહેર કરાયું હતું અને ૨૫મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ કરાર પર સહી કરવામાં આવી હતી. હું આ તારીખો આપને આપું છું. આપ પાછળથી એ સુધારી શકો છો અથવા સ્વીકારી શકો છો ?

સર સેમ્યુઅલ હોર : હા.

સર એન. એન. સરકાર : મારા બીજા પ્રશ્નમાં હું આપને બીજી કેટલીક તારીખો આપું છું, અને જો આપ હમણાં જવાબ આપવા માગતા ન હો તો હું જવાબ માટે આગ્રહ નહીં રાખું, પરંતુ હું તો મારો કેસ વિસ્તૃત રીતે દર્શાવવા જ માગું છું કારણ કે આ હકીકતો સાબિત કરવા માટે હું સાક્ષીઓને બોલાવીશ. પુના ખાતે કરાર પર સહી તા. ૨૫મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ કરવામાં આવી હતી. આ કરારમાં સહી કરનારી વ્યકિતઓ ઘણી હતી. હું એ તમામનાં નામ વાંચવા નથી માગતો. બંગાળના હિંદુઓનું પ્રતિનિધિત્વ કરતી કોઈ વ્યકિતએ સહી કરી નથી, અને તેના બીજા જ દિવસે એટલે કે તા. ૨૬મી સપ્ટેમ્બર, ૧૯૩૨ના રોજ દિલ્હી ખાતે સવારે ૧૧ વાગ્યે ગૃહ સભ્યે હિઝ મેજેસ્ટીની સરકારે કરાર સ્વીકાર્યો હોવાનું જાહેર કર્યું અને તેમણે કહ્યું : "હિઝ મેજેસ્ટીની સરકારે ભારે સંતોષથી એ વાત જાણી છે કે દલિતોના

નેતાઓ અને બાકીની હિંદુકોમ વચ્ચે સંમતિ સધાઈ છે." એ પછીના બીજા જ દિવસે વિધાનસભામાં એની જાહેરાત કરાઈ હતી. આપ તપાસી જુઓ એ એ જ તારીખો હતી. આના પરથી અને આપે ગઈકાલે આપ્યા તે જવાબો પરથી હું માની લઉં કે સરકારના મન પર એવી છાપ હતી કે આ સંમતિ દલિતોના નેતાઓ અને બાકીની હિંદુ કોમની વચ્ચે સધાઈ હતી ? આપના મન પર પણ એવી જ છાપ પડી હશે ?

**સર સેમ્યુલ હોર :** સરકારે સાચી રીતે કે ખોટી રીતે તેના મૂળ કોમી ચુકાદાના ફકરા ૪ની શરતો હેઠળ પુના કરારને સંબંધિત પક્ષકારો વચ્ચેની એટલે કે દલિતો અને બીજા હિંદુઓ વચ્ચેની અખિલ ભારતીય સંમતિ તરીકે સ્વીકાર્યો છે. ભારતમાં જાહેર જીવનમાં પડેલી દરેક વ્યકિતને એ ખબર હોવી જોઈએ કે જે વાટાઘાટોના પરિણામે પુના કરારનો જન્મ થયો તે ચાલુ હતી, એ માની લેવાની બાબત હતી કે રસ ધરાવતા કોઈપણ પક્ષકારો એ સિધ્ધ કરવાનાં પગલાં લેશે કે તેમનાં મંતવ્યોની ઉપેક્ષા કરાઈ નથી. કદાચ એ મહત્ત્વની વાત છે કે કરારની જાહેરાત પછી ઠીક ઠીક સમય સુધી બંગાળમાંથી કોઈ વિરોધ ઊઠયો હોવાનું જોવામાં આવ્યું નથી. વાસ્તવમાં ચર્ચા દરમિયાન કરારની તરફેણમાં આપણને ઘણા બધા તાર મળ્યા હતા; એક પણ તાર એની વિરુધ્ધમાં નહોતો; અને મળેલા એ ઘણાબધા તારમાં મને બંગાળમાંના એક અતિ વિશિષ્ટ હિંદુનો તાર તરત યાદ આવે છે - સર રવીન્દ્રનાથ ટાગોરનો. મને એની ખબર નથી કે બંગાળમાં સૌ પ્રથમ વિરોધ શરૂ કયારે થયો અને પુના કરાર મેજેસ્ટીની સરકારે સ્વીકાર્યો તેના લગભગ ત્રણ મહિના સુધી મને કોઈ રજૂઆત થઈ હોવાનું યાદ નથી. સરકાર બંગાળની બાબતમાં કરારના ગુણદોષો પર કોઈ અભિપ્રાય વ્યકત કરતી નથી. અલબત્ત, સરકાર, સંબંધિત પક્ષકારો વચ્ચેની પરસ્પર સંમતિથી સધાયેલ બંગાળની બાબતમાં કોઈ ફેરફારને સ્વીકારવા સંપૂર્ણ તૈયાર રહેશે; પરંતુ એક સરકાર તરીકે સરકારના હાથ, તે લક્ષ્ય માટેની કોઈપણ વાટાઘાટોમાં પોતે ભાગ લેવામાંથી તેના મૂળ કોમી ચુકાદાની શરતોથી બંધાઈ ગયા છે.

**શ્રી. એમ. આર. જયકર :** સર રવીન્દ્રનાથ ટાગોરે મોકલેલા તારનું સ્વરૂપ કેવું હતું ? શું તેમણે કરારને બહાલી આપી હતી ?

**સર સેમ્યુઅલ હોર :** સરકારને કરાર સ્વીકારવાની આગ્રહભરી વિનંતી કરી હતી.

**સર તેજબહાદુર સપ્રુ :** સર સેમ્યુઅલ હોર, હું આપને અને સમિતિને આ બાબત અંગે એક વાત કરૂ ? શ્રી જયકર અને હું આ વાટાઘાટો ચાલતી હતી તે દરમિયાન ચારપાંચ દિવસ સુધી પુનામાં હતા. મને સ્પષ્ટ યાદ છે કે બંગાળના હિંદુઓ તરફથી તાર આવતા હતા. મને અંગત રીતે બેત્રણ મહત્ત્વના બંગાળી હિંદુઓ તરફથી તાર મળ્યા હતા. એ તાર અહીં મારી પાસે નથી, પરંતુ હું વધુમાં કહીશ કે સર રવીન્દ્રનાથ ટાગોરે જેલમાં મહાત્મા ગાંધીની મુલાકાત ઉપવાસ શરૂ થયા પછી તરત લીધી હતી. મને એ યાદ છે. ખોટો હોઉં તો સુધારાને પાત્ર છું.

**સર હરિ સિંઘ ગૌર :** એમણે મુલાકાત લીધી હતી.

**સર તેજબહાદુર સપ્રુ :** કંઈક સમારોહ જેવું પણ યોજાયું હતું. કરાર પર સહી થઈ ત્યાર પછી તરત હું પુના છોડી ગયો હતો, આ બધું મારા ગયા પછી બન્યું હતું. કદાચ શ્રી.જયકર ત્યાં હતા, અને એ કંઈક વિધાન કરી શકશે.

**શ્રી. એમ. આર. જયકર :** સર રવીન્દ્રનાથ ટાગોર મળવા આવ્યા ત્યારે હું ત્યાં ન હતો; હું પુનામાં હાજર ન હતો.

સર એન. એન. સરકાર : શું સર સેમ્યુઅલ હોર એ જાણે છે કે સર રવીન્દ્રનાથ ટાગોર બાહ્મણ છે ?

**સર સેમ્યુઅલ હોર :** સર નૃપેન્દ્ર સરકાર પાસેથી મને જાણવા મળ્યું છે કે તે બ્રાહ્મણ છે. તેમ છતાં બિનવિવાદાસ્પદ હકીકતો એ છે કે ઘણાં અઠવાડિયાં સુધી અમને લગભગ અસંખ્ય તાર અને પત્રો ભારતમાંથી કરાર સ્વીકારવાની આગ્રહભરી વિનંતી કરતા મળતા રહ્યા અને એકપણ તાર કે પત્ર તેના વિરોધરૂપે નહોતો.

**સર એન. એન. સરકાર :** હું ઝીણી વિગતોમાં નહિ ઊતરૂ, કારણ કે આ મુદ્દા પર પુરાવો મંગાવવાની હું રાહ જોઉં છું, પરંતુ આપે એ તમામ તાર બારીકીથી તપાસ્યા છે ? શું એ બધા તાર કોંગ્રેસના લોકો તરફથી આવતા હતા ?

**સર સેમ્યુઅલ હોર :** તે તમામ તાર હિંદુઓ તરફથી આવતા હતા અને હું આ ક્ષણે એવું સૂચન નહિ સ્વીકારૂ કે તે તમામ તાર એકલા માત્ર કોંગ્રેસી હિંદુઓ તરફથી આવ્યા હતા.

સર એન. એન. સરકાર : કેટલાક લોકો તરફથી તાર આવ્યા તે સમયે પૂરતો રોધ નહિ કરાવાની બાબતમાં હું આપને એ સ્થિતિની જાણ કરૂ કે જ્યારે મહાત્મા ધીએ એ ધમકી ઉચ્ચારી ત્યારે એ માત્ર હિંદુના મોટા સમૂહને પછાડી દેવા માટેનો શ્ન નહોતો. એમ કહેવું સાચું નથી કે હિઝ મેજેસ્ટીની સરકારની પણ એવી જ સ્થિતિ તી ?

સર સેમ્યુઅલ હોર : એ તો અમારા ધ્યાનમાં તદ્દન આવ્યું જ નહિ.

સર એન. એન. સરકાર : જો એ વાત હમણાં આપના ખ્યાલમાં આવતી હોય તો હું આપને આ રીતે જણાવું. જ્યારે એમણે કહ્યું : "બ્રિટિશ સરકાર આ કરે, તે કરે અને બીજું કરે નહિ ત્યાં સધી હું મારી જાતે આમરણ ઉપવાસ પર ઊતરૂ છું" આપે એમને ભારતીય દંડ સંહિતાની કલમ ૫૦૮ બતાવીને કહ્યું નહિ કે : આ એક ગુનો છે, પરંતુ અમે હવે આપ જેલમાંથી બહાર આવો એમ સૂચવીએ છીએ." શું હિઝ મેજેસ્ટીની સરકારની પણ એવી સમજ નહોતી ? કારણ કે વિચારણાઓ જ ભારે દબાણવાળી હતી, કારણ કે જો એ માણસને એના ઉપવાસ ચાલુ રાખવાની છૂટ અપાય તો ભયંકર પરિણામો ઊભાં થાય. તેથી, ભારતીય દંડ સંહિતા હેઠળ એ ગુનો બનતો હતો તેમ છતાં આપે કેવળ સંમતિ આપી એટલું જ નહિ બલકે આપની ઓફર એ હતી કે જે માણસને બીજાં કારણોસર જેલમાં રાખવાની જરૂર હતી તે માણસ હવે બહાર આવવો જોઈએ. હું આપને આ પૂછું છું ?

સર સેમ્યુઅલ હોર : સર નૃપેન્દ્ર સરકાર નિરાંતનો દમ લઈ શકે છે કે અમે કોઈપણ રીતે કોઈપણ પ્રકારની ધમકી અથવા કટોકટીના વાતાવરણ હેઠળ કામ કર્યું નહોતું. અમે આ પ્રશ્નની જે એક જ બાજુ જોઈ તે આ હતી : જે સંમતિ સધાઈ હતી તે સંમતિ આપણે આપણી પાસે ઉપલબ્ધ હતા તેવા તમામ પુરાવા દ્વારા નિર્ણિત કોમી ચુકાદા હેઠળ વિચારી હતી તે હતી ? એ પછી અને ત્યારપછીનાં ઘણાં અઠવાડિયાં સુધી અમને એ બાબત તદ્દન નિર્ણાયક લાગી હતી કે એ આવી સંમતિ હતી.

સર એન. એન. સરકાર : મને લાગે છે કે આપ એ જાણો છો કે મેં ડિસેમ્બર, ૧૯૩૨માં પત્ર દ્વારા વડાપ્રધાનને રજૂઆત કરી હતી અને બંગાળ પરિષદના સભ્યો તરફથી નવેમ્બરમાં અહીં આવેલા અમુક તાર સાથે બીડયા હતા ?

**સર સેમ્યુઅલ હોર :** મને ખબર છે કે સર નૃપેન્દ્ર સરકારે આ પ્રશ્નની શરૂઆતથી તેના અંત સુધી તેમાં ગાઢ રસ લીધો છે.

**સર એન. એન. સરકાર :** પરિષદના સભ્યોએ વિનંતી કર્યા પ્રમાણે મેં તે પત્ર વડાપ્રધાનને મોકલી આપ્યો હતો અને આપ એ જોઈ શકશો કે બંગાળ પરિષદના ૨૫ સભ્યો તરફથી વિરોધનો આ તાર મેં વડાપ્રધાનને મોકલ્યો તે પહેલાં એટલે કે બંગાળને પ્રતિનિધિત્વ અપાયું નથી અને એવું બધું જણાવતો તાર - ડૉ. આંબેડકરને તે બતાવવામાં આવ્યો હતો અને એમણે એ તાર મુંબઈ મોકલ્યો હતો એ જાણવા કે આ તારનો તેમનો ઉત્તર શો હતો ? મેં આ તાર એમને બતાવવો વાજબી ગણ્યો હતો જેથી કરીને તેઓ મુંબઈથી તેના પ્રત્યાઘાત જાણી શકે, અને આવો જવાબ એમને મળ્યો હતો.

**ડૉ. આંબેડકર :** સર નૃપેન્દ્ર સરકાર મને ક્ષમા કરે, મેં આ પ્રકારનું કંઈ કર્યું નહોતું. સર નૃપેન્દ્ર સરકારે રજૂઆત કરી હતી કે તેમણે મને અમુક તાર બતાવ્યા અને મને જણાવ્યું કે મુંબઈમાંથી એના પ્રત્યાઘાત જાણવા. મેં એ પ્રકારનું કંઈ કર્યું ન હતું.

**સર એન. એન. સરકાર :** ડૉ. આંબેડકરે મને જે નકલ આપી હતી તેનો જે જવાબ તેમને મળ્યો હતો તે હું આપને વાંચી સંભળાવીશ.

**ડૉ. આંબેડકર :** એ જવાબ નથી; મને મોકલેલો તે સ્વતંત્ર તાર છે.

**સર એન. એન. સરકાર :** મુદ્દો તારની વિગતો છે જેમાં કહ્યું છે કે બંગાળના હિંદુઓ મુંબઈમાં હાજર ન રહ્યા તેમાં તેઓની ખામીનું કારણ છે એટલે કે એવું કારણ રજૂ કરાયું હતું કે અમે બંધાયેલા હતા કારણ કે અમે તે કરારમાં ભાગ લીધો નહતો. મને લાગે છે કે વડાપ્રધાનને મોકલેલા તારમાં આપ એ જોઈ શકયા હશો.

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે એ બહુ કમનસીબ બાબત ગણાય કે એ બધા તાર માત્ર ડિસેમ્બરમાં જ મોકલાવામાં આવ્યા હતા અને વાટાઘાટો ખરેખર ચાલુ હતી ત્યારે એ મોકલવામાં આવ્યા ન હતા.

**ડૉ. આંબેડકર :** તાર નવેમ્બરમાં હતો. એ ડિસેમ્બરમાં મોકલવામાં આવ્યો હતો કારણ કે હું જવાબોની રાહ જોતો હતો અને બંગાળ પરિષદ નવેમ્બરમાં આ

વાટાઘાટો પછી પહેલી વાર મળી હતી. તે મળી કે તરત ૨૫ સભ્યોએ વડાપ્રધાનને આ તાર કે રજૂઆત મોકલી હતી. હું આપને ફકત એટલું જ કહેવા માગતો હતો કે ગમે તે કહેવાયું હોય પણ કેસ એવો છે કે બંગાળે ભૂલ કરી છે. બંગાળનો કેસ કદીપણ કરવામાં આવ્યો નથી - તે તારમાં પણ. હવે આપનું લક્ષ હું દોરવા માગું છે તે બીજી બાબત છે તે બહુ ટૂંકી બાબત છે. શું સર સેમ્યુઅલ હોર એવા મંતવ્ય સાથે સંમત છે કે પુના કરારના અને કોમી નિર્ણયના પરિણામે ઊભી થયેલી પરિસ્થિતિના કારણે બંગાળમાં બહુ ભયાનક અને ગંભીર પરિણામો સર્જાશે ?

**સર સેમ્યુઅલ હોર :** ના, હું નથી માનતો.

**સર એન. એન. સરકાર :** હું માનું છું.

**ડૉ. આંબેડકર :** શું આપનો અભિપ્રાય એવો છે કે જો વ્યાપક પ્રમાણમાં પ્રભાવ ધરાવતી મુસ્લિમોની બહુમતી બેઠકો એટલે કે ૧૧૯ બેઠકોમાં ૧૦ કે ૧૨ બેઠકોનો ઘટાડો કરી દેવામાં આવે તો તેના પરિણામે બંગાળમાં ભયંકર પરિણામો ઊભાં થાય ?

સર એન. એન. સરકાર : હું "વ્યાપક પ્રમાણમાં પ્રભાવ ધરાવતી બહુમતી" એ વાકયપ્રયોગ સ્વીકારતો નથી, તેમ જ હું એમ પણ નથી માનતો કે પરિણામ ભયાનક આવશે.

● ● ●

**ડૉ. આંબેડકર :** સર નૃપેન્દ્ર સરકારે કહ્યું કે ગયા વર્ષે ત્રીજી ગોળમેજી પરિષદ ચાલતી હતી તે દરમિયાન તેમને તાર મળ્યો હતો અને જવાબમાં મને તાર મળ્યો હતો. મારે સ્પષ્ટ કરવાનો મુદ્દો એ છે જેથી, જો હું એમ કહું કે મને જે તાર મળ્યો હતો તે તાર મેં કરેલી કોઈ તપાસના જવાબમાં ન હતો તો તેમ કહેવામાં જો હું ખોટું કથન કરતો હોઉં તો સર નૃપેન્દ્ર સરકારને મને સુધારવાની તક મળે.

**સર એન. એન. સરકાર :** હું એ બાબતને ટુંકાવી નાખવા માગું છું.

**ડૉ. આંબેડકર :** મારે એકાદ શબ્દ કહેવો છે.

અધ્યક્ષ : ડૉ. આંબેડકરને એમનું વિધાન કરવા દો.

**ડૉ. આંબેડકર :** સર નૃપેન્દ્ર સરકારને કરાયેલો તાર ભારતીય છાપામાં પ્રસિધ્ધ કરવામાં આવ્યો હતો અને મહાત્મા ગાંધીએ તેમનો ઉપવાસ પૂરો થયા પછી સ્થાપેલ અસ્પૃશ્યતા વિરોધી બોર્ડના સભ્યોને ખબર પડી કે આ તાર પુના કરારના વિરોધમાં સર નૃપેન્દ્ર સરકારને મોકલવામાં આવ્યો હતો ત્યારે તેઓએ તેમની પોતાની મેળે સર નૃપેન્દ્ર સરકારે જેનો ઉલ્લેખ કર્યો છે તે તાર મને મોકલ્યો હતો. એ તાર મેં કરેલી કોઈ તપાસના જવાબમાં નહતો. સમિતિના ધ્યાન પર બીજો મુદ્દો હું એ લાવવા માગું છું કે જયારે નૃપેન્દ્ર સરકારે પુના કરારનો વિરોધ કરતા તેમના બંગાળના મિત્રો તરફથી તેમને મળેલો તાર મને બતાવ્યો ત્યારે તેમણે મને કહ્યું હતું કે તેમણે જે કંઈ કરવાનું હતું તે કશી ટીકાટિપ્પણ વિના તે તાર વડાપ્રધાનને તેમની જાણ સારૂ મોકલવાનો હતો. તેઓ ગયા તે પહેલાંના દિવસે તેમણે વડાપ્રધાનને સંબોધીને લખેલા પત્રની નકલ મને મોકલી હતી. તે પત્રમાં મેં જોયું કે સર નૃપેન્દ્ર સરકારે વડાપ્રધાનને તે પત્ર મોકલ્યો હતો એટલું જ નહિ પણ, પુના કરાર નકકી કરાયો તે સમયે બંગાળના સવર્ણ હિંદુઓનું પ્રતિનિધિત્વ કરાયું હતું કે કેમ તેની તપાસ કરવાની પણ વડાપ્રધાનને આગ્રહભરી વિનંતી કરવામાં આવી હતી. એ જોતાં, મેં પણ તરત વડાપ્રધાનને પત્ર લખ્યો જેની નકલ મારો વારો આવશે ત્યારે સમિતિ સમક્ષ હું રજૂ કરીશ. એ પત્રમાં મેં પણ મને મળેલા તાર મોકલ્યા હતા અને મેં પણ જણાવ્યું હતું કે પુના કરાર થયો ત્યારે બંગાળના સવર્ણ હિંદુઓનું પ્રતિનિધિત્વ કરાયું ન હતું તે મારી જાણ મુજબ સાચું નહોતું, કારણ કે હું જાણતો હતો કે હકીકતમાં કરાર કરવામાં આવ્યો ત્યારે બંગાળના સવર્ણ હિંદુઓના કેટલાય સભ્યો હાજર હતા, તેઓએ મારી સાથે વાતચીત કરી હતી અને સમાધાન કરી લેવા મારી સમક્ષ રજૂઆત કરી હતી. આ તબકકે હું આટલું કહેવા માગું છું.

● ● ●

**સર મિરઝા ઈસ્માઈલ :** લોર્ડ લોથિયનને એવું કહ્યું હતું કે જે વિધાનમંડળ સરકારની નિમણૂક કરતું હોય તે ઉપલા ગૃહના સભ્યોની પણ નિમણૂક કરશે. એકવાર આ સભ્યો વિધાનમંડળ દ્વારા ચૂંટાય પછી તેમની કોઈપણ જવાબદારી હોવાનું બંધ થાય છે. તેઓ તેમનાં પોતાનાં મંતવ્યો રજૂ કરી શકે છે અને તેઓ સમવાયી સરકાર

સમક્ષ આવતા દરેક મુદ્દા અંગે જઈને વિધાનમંડળ સાથે મસલત કરતા નથી. એકવાર તેઓ ચૂંટાય કે પછી તેઓ સ્વતંત્ર બની જાય છે. પરંતુ સમવાયી સરકાર પ્રાંતિક સરકારનાં મંતવ્યો જાણવા માગશે.

**ડૉ. આંબેડકર :** અને જો પ્રાંતની સરકારમાં ફેરફાર થઈ જાય તો કેન્દ્ર ખાતે પ્રતિનિધિત્વમાં ફેરફાર થાય ?

**સર મિરઝા ઈસ્માઈલ :** કેન્દ્ર ખાતે જો આપ ભારતમાં વિકસતા જતા આ આત્યંતિક પ્રાંતિયવાદને અટકાવવા માગતા હો તો તેમ કરવાનો મને આ માર્ગ ઉત્તમ જણાય છે. નીચલા ગૃહમાં લોકપ્રિય તત્ત્વ જ આપની પાસે છે જે; લોકશાહી દૃષ્ટિબિંદુથી તેની સામે કશો વાંધો હોવો જોઈએ નહિ, કારણ કે પ્રાંતોમાં લોકશાહી સરકારો છે.

**ડૉ. આંબેડકર :** અમુક મુદ્દા પર મત આપવાના તેમને આદેશો મોકલો.

શ્રી. એમ. આર. જયકર : જો આ યોજના અપનાવવામાં આવે તો એનો અર્થ એમ નહિ થાય કે સામાન્ય રીતે જો કે પ્રાંતિક વિધાનમંડળનું આયુષ્ય પાંચ વર્ષના અંતે પૂરું થશે - શ્રી ઝફરૂલ્લા ખાને કહ્યું તેમ - ત્યારે ઉપલા ગૃહનું આયુષ્ય સાત વર્ષનું રહેશે ત્યારે કર્મચારીગણમાં એક ફેરફાર આવે તે જરૂરી છે.

● ● ●

ડૉ. આંબેડકર : હું સેક્રેટરી ઓફ સ્ટેટને પૂછવા માગું છું કે સમવાયતંત્રમાં દાખલ થતાં જુદાં જુદાં રાજ્યોએ પસાર કરવાનું જોડાણ-ખતને બંધારણીય અધિનિયમમાં સ્થાન મળશે ખરું ?

સર સેમ્યુઅલ હોર : જવાબ છે ના, નહિ મળે.

ડૉ. આંબેડકર : એ કઈ રીતે શક્ય બનશે ? ધારો કે કોઈ અમુક વિષય જે તકરારની વિષયવસ્તુ હોય તે સમવાયતંત્રની હકૂમતમાં છે કે કેમ એનો નિર્ણય કરવાનું કોઈ કોર્ટને આવે તો સમવાયી કોર્ટમાં એ તકરાર ઊભી થાય તો ?

સર સેમ્યુઅલ હોર : હું કલ્પી શકું છું - અહીં હું સામાન્ય માનવી તરીકે બોલું છું. તેઓ હમણાં સંધિઓને લક્ષમાં લે છે તે પ્રમાણે આ સંધિને પણ લક્ષમાં લેશે.

સર તેજબહાદુર સપ્રુ : હા.

ડૉ. આંબેડકર : પરંતુ એ બંધારણીય અધિનિયમનો એક ભાગ નહિ હોય ?

**સર સેમ્યુઅલ હોર :** ના, એ બંધારણીય અધિનિયમમાં નહિ હોય; હમણાં પણ સંધિઓ કોઈપણ સંસદના અધિનિયમમાં નથી, છતાં સંધિઓને સતત લક્ષમાં લેવામાં આવતી હોય છે.

**સર તેજબહાદુર સપ્રુ :** હા. સંધિઓ સર્વત્ર મ્યુનિસિપલ કાયદાના એક ભાગરૂપ હોય છે.

**ડૉ. આંબેડકર :** સેક્રેટરી ઓફ સ્ટેટનું લક્ષ હું એ હકીકત પ્રત્યે દોરવા માગું છું કે શ્વેતપત્રની દરખાસ્ત ૭૦ હેઠળ ગવર્નર જનરલે કાયદેસર બહાર પાડેલા હુકમોની અમલ બજવણી કરવાની ગવર્નરની ખાસ જવાબદારી છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** જો ગવર્નર જનરલ નાણાં અંગેના કોઈ હુકમો બહાર પાડે અને જેની અમલબજવણી પ્રાંતિક સરકારોએ કરવી જરૂરી હોય તો ગવર્નર એ જોશે ખરા કે તે હુકમોની અમલબજવણી કરવામાં આવે છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, સમવાયી કરવેરાના ક્ષેત્રમાં એમ કરવાનું થશે.

**ડૉ. આંબેડકર :** સમવાયતંત્રે આપ્યા હોય તેવા કોઈ હુકમોમાં એવું જરૂરી બનાવાયું હોય કે તેની અમલબજવણી પ્રાંતિક સરકારે કરવાની છે તો શું એ હુકમોનો અમલ કરાય તે જોવાની ગવર્નરની ખાસ જવાબદારી છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, ગવર્નર જનરલે આપેલા હુકમો.

**સર હરિ સિંઘ ગૌર :** કાયદેસર રીતે આપેલા.

**ડૉ. આંબેડકર :** અલબત્ત, કાયદેસર રીતે આપેલા. બીજો પ્રશ્ન પ્રાંતો અને કેન્દ્રના વહીવટી સંબંધોની છણાવટ કરતી શ્વેતપત્રની દરખાસ્તોના તે વિભાગમાં મને લાગે છે કે એવી જોગવાઈ કરવામાં આવી છે કે કેન્દ્રીય વિષયોનો વહીવટ કરવામાં

કેન્દ્ર દ્વારા પ્રાંતિક એજન્સીનો ઉપયોગ કરવામાં આવશે. એ પ્રાંતની બાબત છે કે કેમ તે તેની પોતાની એજન્સી કામે લગાડશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, મને હંમેશાં એવી આશા રહી છે - બીજા સમવાયતંત્રોના અનુભવના આધારે- કે આપણે વહીવટ બને એટલો ઓછો બેવડાય તેમ કરવું જોઈએ અને સામાન્ય અર્થમાં કહીએ તો એ વધુ સારું ગણાશે કે આપણે આ વહીવટ સમગ્ર ભારતમાં બેવડાવીએ તેના કરતાં તો પ્રાંતિક વહીવટે સમવાયી ક્ષેત્રની અંદર જ સમવાયતંત્રની સૂચનાઓનું પાલન કરવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** હું જે કહેવા માગતો હતો તે આ છે કે જો પ્રાંતિક સરકાર ઉધ્ધત નીકળે અને કેન્દ્ર સરકારના નિયંત્રણમાં ન રહે તો પ્રાંતની એજન્સીને કામે લગાડવા કેન્દ્ર બંધાયેલું નથી અને કેન્દ્રીય વિષયોના વહીવટમાં તેમની પોતાની એજન્સીનો ઉપયોગ કરી શકે છે ?

**સર સેમ્યુઅલ હોર :** એમ જ છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** હું એમ સૂચવવા માગું છું કે બંગાળમાં વહીવટનું ધોરણ નીચું છે. કારણ કે કાયમી જમાબંધીના કારણે બંગાળ પૂરતું મહેસૂલ ઊભું કરી શક્યું નથી. આ જ બાબત કહેવાની એ બીજી રીત છે ?

**સર સેમ્યુઅલ હોર :** એ એક કારણ ખરૂ, પરંતુ કાયમી જમાબંદી ત્યાં છે એ હકીકત આપણે સ્વીકારવાની છે.

**ડૉ. આંબેડકર :** એ એમ જ છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** શ્વેતપત્ર હેઠળ ઊભાં કરવાનાં કોઈ સાધનો નથી એટલે કે પ્રાંતિક હેતુઓ માટે એક આનો, એ સંજોગોમાં બીજો આનો ઊભો કર્યા વગર જે અનુમાનની દૃષ્ટિએ જરૂરી નથી - સમવાયી હેતુઓ માટે. બીજું અનુમાન એ છે કે પ્રાંતોને કશો વધારાનો આવકવેરો જરૂરી નથી પરંતુ સમવાયી સરકારને આવકવેરાની

જરૂર છે જ અને તેથી તમારે બેવડી રકમ ઊભી કરવાની રહે છે. તમારે બે આના ઊભા કરવાની રહે છે. જેથી કરીને સમવાયી સરકારને એક આનો મળી શકે કારણ કે તે જે એક આનો લે છે તે દરેક આના પર તેણે એક આનો પ્રાંતોને આપવો જોઈએ, પ્રાંતો તે ન માગે તો પણ ?

**સર સેમ્યુઅલ હોર :** હું આ તમામ મુદ્દા લક્ષમાં લઈશ. હું સમિતિના સભ્યોને આ યાદ રાખવા જણાવીશ કે વિસંગતિઓ તો (ગમે તેવી વ્યવસ્થા હશે તો પણ) રહેવાની જ. શ્વેતપત્રમાં કયા પ્રકારની વિચારાઈ છે તે હું ચોકકસ નથી કહેતો, પરંતુ કેન્દ્ર અને પ્રાંતો વચ્ચે જે અમુક પ્રકારની વિસંગતિઓ રહેવાની જ.

**ડૉ. આંબેડકર :** સેક્રેટરી ઓફ સ્ટેટનું અને સર ઓસ્ટેન ચેમ્બરલેઈનનું લક્ષ હું બે મુદ્દા પ્રત્યે દોરવા માગું છું. સર ઓસ્ટેને કહ્યું કે પ્રાંતને તેના પોતાના હેતુઓ માટે આવકવેરાની જરૂર હોય તો તે કોઈપણ આવકવેરો ઊભો કરે એવી જોગવાઈ નથી. હું એમનું લક્ષ દરખાસ્ત ૧૩૯ પ્રત્યે દોરું છું અને કૌંસમાં જણાવ્યું છે, "હાંસિયામાં નિર્દિષ્ટ કરેલાં નાણાકીય સાધનોમાંથી પ્રાપ્ત ચોખ્ખા મહેસૂલની ૫૦થી ઓછી નહિ અને ૭૫ ટકાથી વધુ નહિ તેટલી નિયત ટકાવારી."

**સર સેમ્યુઅલ હોર :** એ આવકવેરો છે - "(પ્રાંતોએ નાખેલો કોઈપણ સરચાર્જ સિવાય)" હું એના પરથી એમ સમજું છું કે પ્રાંતોને તેઓના હેતુઓ માટે આવક વેરા પર સરચાર્જ વસૂલ કરવાનો અધિકાર રહેશે.

**સર એ. પી. પેટ્રો :** વધારામાં.

**ડૉ. આંબેડકર :** એ દરખાસ્ત ૧૧૯ છે ?

સર સેમ્યુઅલ હોર : એ એમ જ છે. અને સમિતિ એ જોશે કે પ્રસ્તાવનાના પૃ. ૩૦ના મથાળે અમે એનો ઉલ્લેખ કર્યો છે.

**ડૉ. આંબેડકર :** સેક્રેટરી ઓફ સ્ટેટનું લક્ષ એમણે હમણાં કરેલાં વિધાન પરત્વે હું દોરૂ છું કે આવક પર સમવાયી હેતુઓ માટે સરચાર્જ નાખવાની બાબતમાં મને લાગે છે કે એમણે કહ્યું કે આવી પરિસ્થિતિની ચાવી ગવર્નર જનરલની પૂર્વમંજૂરી છે હું એમનું લક્ષ એ હકીકત તરફ દોરવા માગું છું કે દરખાસ્ત ૧૪૧માં એવું નથી

નક્કી કરાયું કે સમવાયી હેતુઓ માટેના સરચાર્જ માટે ગવર્નર જનરલની પૂર્વમંજૂરી જરૂરી બનશે.

ગવર્નર જનરલની પૂર્વમંજૂરી પ્રાંતોને આપેલાં મહેસૂલ એટલે કે દરખાસ્તો ૧૩૮ અને ૧૩૯માં ગણાવેલાં મહેસૂલનો ઉલ્લેખ છે. ફકરા ૧૪૧ને ગવર્નર જનરલની પૂર્વમંજૂરી પર આધારિત નથી બનાવ્યો ?

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે ડૉ. આંબેડકર તદ્દન સાચા છે અને હું જે પરિપત્રિત કરીશ તે નોંધના સંબંધમાં મારે મારો જવાબ જોવો જોઈએ.

**સર અકબર હૈદરી :** તદ્દન અલગ એવાં સમવાયી સદરોમાં સદર ૪૯ પણ છે. જ્યાં ચોકકસ આમ કહ્યું છે, "ખેતીવિષયક આવક અથવા કોર્પોરેશનોની આવક સિવાયની બીજી આવક અંગેના વેરા નાખવા અને તેનો વહીવટ કરવો, પરંતુ સરચાર્જ નાખવાની પ્રાંતની સત્તાને અધીન રહીને."

**લૉર્ડ યુસ્ટેસ પર્સી :** હું નથી માનતો કે એ ત્યાં પૂરું થઈ જતું હોય કારણ કે આપણને મળેલો તમામ પુરાવો અને મેં ભારતમાં સાંભળ્યો તે તમામ પુરાવો પ્રાંતિક સરચાર્જની સખત વિરોધમાં હતો.

**ડૉ. આંબેડકર :** એ ધંધાદારી લોકોનો મત હતો, મને ખાતરી છે.

લોર્ડ યુસ્ટેસ પર્સી : જેને પ્રશ્નો પૂછવાની મને તક મળી હતી તેવા દરેક વ્યકિતગત ભારતીયનો એ અભિપ્રાય હતો.

**ડૉ. આંબેડકર :** ના, વાસ્તવમાં, તેઓ નહોતા.

● ● ●

**લૉર્ડ રેન્કીલૉર :** ડૉ. આંબેડકરના કથનમાંથી ઊભો થતો એક પ્રશ્ન હું પૂછવા માગું છું. મને લાગે છે કે તે મહત્ત્વનો પ્રશ્ન છે.

ગવર્નર જનરલની સંમતિની બાબતમાં ચોકકસ તમામ સમવાયી કરવેરા ગવર્નર જનરલની સંમતિને અધીન રહેશે. તે તેમની સૂઝ માત્રથી જ થઈ શકશે; અને કોઈ પણ વેરા અંગે વિચારણા કરી શકાશે એવો ઠરાવ આપણે અહીં હોઈ શકે ખરો ?

**સર સેમ્યુઅલ હોર :** હા, પરંતુ મને લાગે છે કે લોર્ડ રેન્કીલૌર ખરેખર બે સ્થિતિને ગૂંચવી નાખે છે. સામાન્ય બંધારણીય પરિસ્થિતિ એવી છે કે જે હેઠળ નાણાં-મતનો ઉદ્‌ભવ તાજના પ્રારંભથી થાય છે. અલબત્ત, એ પરિસ્થિતિ કાયમ રહે છે. હું બીજી પરિસ્થિતિનો વિચાર કરતો હતો જેમાં ગવર્નર જનરલ ભારતીય બંધારણમાં અમુક ખાસ ફરજ હેઠળ દરમિયાનગીરી કરતા હોય છે.

**લોર્ડ રેન્કીલૌર :** મને ચોકકસ લાગ્યું કે એ જ અર્થ હતો, પરંતુ ડૉ. આંબેડકરને આપેલા વાસ્તવિક જવાબ પરથી જણાશે કે એમાં એવું સૂચન છે કે ફકરા ૧૪૧ હેઠળ સમવાયી વિધાનમંડળને ગવર્નર જનરલની પૂર્વ-ભલામણ વગર કામગીરી કરવાની સત્તા રહેશે.

**શ્રી. એમ. આર. જયકર :** હું લોર્ડ રેન્કીલૌરનું લક્ષ દરખાસ્ત ૪૫ તરફ દોરૂ છું જેમાં આ પ્રશ્નની છણાવટ કરાઈ છે. "ગવર્નર જનરલની ભલામણ કરવેરા નાખવા માટે સમવાયી વિધાનમંડળના કોઈપણ ગૃહમાં કોઈપણ દરખાસ્ત માટે જરૂરી બનશે.

**લોર્ડ રેન્કીલૌર :** હા, મેં તેવું જ વિચાર્યું હતું. હું સંપૂર્ણ સંમત છું.

**ડૉ. આંબેડકર :** એનો સંબંધ ગવર્નર જનરલની ખાસ સત્તા સાથે છે, અને એ કામ કરવામાં આવ્યું છે કારણ કે ફકરા ૧૩૮માં વિચારાયેલા કરવેરા ખજાનચી પાસે નથી જવાના, પરંતુ તે કરવેરા પ્રાંતોમાં વહેંચવાના છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** અધ્યક્ષશ્રી, કોઈ વિવાદ ઊભો કરવા માટે નહિ પરંતુ માહિતીના હેતુ માટે હું એક ક્ષણ દરમિયાનગીરી કરવા માગું છું. સમિતિને ખબર છે કે "હાલના અને મળતા અધિકાર" એ શબ્દપ્રયોગ અંગે મતભેદ અમુક પ્રમાણમાં છે. સિવિલ સર્વિસ એક મંતવ્ય ધારણ કરે છે, તાજના કાયદા અધિકારીઓ બીજો મત ધરાવે છે, અને હું માનું છું કે આ સમિતિએ એ ખંડનો મુસદ્દો ઘડાય તે પહેલાં તે વિષય અંગે અમુક પ્રકારનો અભિપ્રાય આપવાનો રહેશે. ૧૯૦૯ના દક્ષિણ આફ્રિકી બંધારણમાં વપરાયેલ " હાલના અને મળતા અધિકારો " એ જ શબ્દપ્રયોગ મેં ચોકકસ જોયો છે, અને મને આશ્ચર્ય થાય છે કે દક્ષિણ આફ્રિકી સરકાર દ્વારા તે ખંડ અંગે કેવી કાર્યવાહી કરવામાં આવે છે અને તેનું શું અર્થઘટન કરવામાં આવે છે તે ચોકકસ રીતે શોધી

કાઢવા માટે સાર્વભૌમ રાજયોની કચેરીમાંથી યાદી મેળવવા માટે આપને માટે અને સેક્રેટરી ઓફ સ્ટેટ માટે શકય બનશે કે કેમ ?

**સર સેમ્યુઅલ હોર :** હું ચોકકસ આ સૂચનની તપાસ કરીશ. કોઈપણ સંજોગોમાં એ પ્રશ્ન રહે છે કે આપણે સેવાઓની વાત કરીએ ત્યારે એની છણાવટ કરવી જોઈએ. એ પ્રશ્ન, જો કે સર પુરુષોત્તમ દાસે આપણી સમક્ષ મૂક્યો તદ્દન તેવો જ પ્રશ્ન નથી.

**ડૉ. આંબેડકર :** ના, મેં એટલા માટે જ કહ્યું કે હું કોઈ પણ જાતનો વિવાદ ઊભો કરવા માગતો નથી. હું તો માત્ર એ જ જાણવા માગું છું કે તુલનાત્મક મંતવ્ય તરીકે તે શકય બનશે કે કેમ ?

**સર સેમ્યુઅલ હોર :** હું ફકરા ૧૪૧ને લાગુ પાડવા અંગે સર અકબર હૈદરીએ કરેલા કથન વિષે એક પ્રશ્ન પૂછવા માગું છું. સેક્રેટરી ઓફ સ્ટેટ, આપે ગઈકાલે એ કથન અંગે આપનું સંક્ષિપ્ત તારણ કરતાં કહ્યું હતું કે આપને આનંદ થયો હતો કે રાજયોએ અમુક બિંદુએ સમવાયી સરકારનો બોજ ઉઠાવવાનું સ્વીકાર્યું હતું ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** હું જે જાણવા માગું છું તે આ છે - આપ હમણાં જવાબ આપી શકો છો અથવા જો આપ મોડેથી એનો ઉલ્લેખ કરવા માગો તો પણ મને વાંધો નથી - કે એ અંગે સંમત છો કે સર અકબર હૈદરીએ જેનું વર્ણન કર્યું છે તે તબક્કો એવો તબકકો છે કે કેમ કે જયારે રાજયોએ સમવાયતંત્રનો બોજ ઉઠાવવાનું શરૂ કરવું જોઈએ ? આપ જાણો છો તેમ એમણે અમુક તબકકા એવા વર્ણવ્યા છે જે મારફત સમવાયી નાણાં, રાજયોને પોતાનો હિસ્સો ભોગવવાનું જણાવી શકાય તે પહેલાં રાજયોને મળવાં જોઈએ ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**સર અકબર હૈદરી :** વધારાનો બોજ ?

**સર સેમ્યુઅલ હોર :** ખરેખર તો ત્રણ બોજ છે. સૌ પ્રથમ, તેઓ શરૂઆતથી માથે લે છે તે પરોક્ષ કરવેરાનો બોજ; બીજો, કોર્પોરેશન વેરાનો બોજ અથવા કોર્પોરેશન

વેરાના સમકક્ષ વેરાનો બોજ જે તેઓ અમુક ચોકકસ વર્ષોની મુદત પછી માથે લે છે; અને ત્રીજો, કટોકટીના પ્રસંગે તેઓ માથે લે તેવો સરટેક્ષ.

**ડૉ. આંબેડકર :** મને લાગ્યું કે એમણે અમુક શરતો નકકી કરી ?

**સર સેમ્યુઅલ હોર :** તેમણે અમુક શરતો નકકી કરી - આ ત્રીજા બોજ એટલે કે સરટેક્ષ માટે જો હું ખોટો હોઉં તો સર અકબર મને સુધારશે.

**ડૉ. આંબેડકર :** હું એ જાણવા માગતો હતો કે આપ સંમત થાવ છો કે કેમ કે એ એવી યોગ્ય શરતો હતી જે હેઠળ સમવાયતંત્ર સરચાર્જ માટે ઠરાવ કરશે ?

**સર સેમ્યુઅલ હોર :** મને એવું લાગે છે. હું ચોકકસ શબ્દોથી મને બાંધવા માગતો નથી, પરંતુ મને લાગે છે કે સામાન્ય રીતે મને તે એક વ્યવસ્થાનો વાજબી પાયો લાગે છે.

**ડૉ. આંબેડકર :** આપને હું બીજો પ્રશ્ન એ પૂછવા માગું છું જે એમાંથી ઉપસ્થિત થાય છે અને તે આ છે : કે જો એ પરિસ્થિતિ ચાલુ રાખવામાં આવે અથવા દરખાસ્ત ૧૪૧ હેઠળ તે જેવી છે તેવી સ્થિતિને ચાલુ રાખવામાં આવે તો શું એ એક હકીકત નહિ ગણાય કે સમવાયતંત્રને તેનાં નાણાંનું સંચાલન સંપૂર્ણ રીતે પરોક્ષ કરવેરાના આધારે કરવાનું રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** સંપૂર્ણ રીતે પરોક્ષ કરવેરાના આધારે નહિ.

**ડૉ. આંબેડકર :** ઘણા મોટા અંશે ?

**સર સેમ્યુઅલ હોર :** દેખીતી રીતે જ, ઘણા મોટા પ્રમાણમાં પછી પરોક્ષ કરવેરા હમણાં તે જેમ કરે છે તેમ, ભારતીય મહેસૂલમાં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવશે.

**ડૉ. આંબેડકર :** હું આપને જે પૂછવા માગું છું, તે, સર સેમ્યુઅલ હોર, એ છે કે એવું વધુ તો, હમણાં છે તેના કરતાં, સમવાયતંત્ર હેઠળ બનશે અને એનું સરળ કારણ એ છે કે બ્રિટિશ ભારતીયો પ્રત્યક્ષ કરવેરાની સંમતિ નહિ આપે અને પરિણામે એ બંને પ્રત્યક્ષ કરવેરા અંગે સંમત થવા કરતાં બંનેએ અલગ અલગ વેઠવાના પરોક્ષ

કરવેરા પસંદ કરશે. એ દ્દષ્ટિકોણથી જોતાં પરોક્ષ કરવેરા હમણાં છે તેના કરતાં વધુને વધુ પ્રમાણમાં તેમના માથે ઠોકી બેસાડવામાં આવશે ?

**સર સેમ્યુઅલ હોર :** બીજા દ્દષ્ટિકોણથી જોતાં હું કલ્પના કરી શકું છું કે રાજયો બહુધા ઓછા પરોક્ષ કરવેરાની તરફેણમાં હોય છે.

**ડૉ. આંબેડકર :** એનું કારણ એ છે કે તેઓની હમણાં સામેલગીરી નથી. જો તેઓ પરોક્ષ કરવેરાનાં વિરોધી હોય તો તે વખતે કરવેરાનો હુમલો તેમણે વેઠવો પડશે ત્યારે પાછળથી એવું જ નહિ હોય ?

**સર સેમ્યુઅલ હોર :** પરિબળોના આ ત્રિકોણમાં ડૉ. આંબેડકર એ પણ યાદ રાખશે કે પ્રાંતોનો પ્રત્યક્ષ કરવેરામાં હિસ્સો હોવાથી તેઓને પણ પ્રત્યક્ષ કરવેરામાં રસ હશે.

**ડૉ. આંબેડકર :** હા, એવું બને ખરૂ, પરંતુ પ્રાંત એ પણ જોશે કે બ્રિટિશ ભારતમાં ઊભા કરાતા ભારતીય મહેસૂલ પર સમવાયતંત્ર એક સંપૂર્ણપણે બોજ નથી. એ તો તદ્દન અટકળની બાબત છે, પરંતુ હું એના તરફ લક્ષ આપવા માગું છું કે સમવાયતંત્ત હેઠળ નાણાંનો ઝોક કેવો રહેશે. જો હું એમ કહું તો સમવાયતંત્રે સંચાલન કરવા માટે પોતાની આસપાસ સંપૂર્ણપણે જકાત-દીવાલનું નિર્માણ કરવું પડશે ?

**સર સેમ્યુઅલ હોર :** ડૉ. આંબેડકર કહે છે કે એ અનુમાનનો વિષય છે. હું તેમની સાથે સંમત થવાનું વલણ ધરાવું છું, પરંતુ એ અનુમાનનો વિષય છે એ માની લેતા હું એવું વલણ નથી ધરાવતો કે પછી શું થવાનું છે તેની ચોકકસ આગાહી કરી શકું.

**ડૉ. આંબેડકર :** હું એ બાબતને ત્યાં જ પડતી મૂકીશ. એ જ દરખાસ્ત ૧૪૧માંથી ઊભો થતો બીજો પ્રશ્ન હું સર સેમ્યુઅલ હોરને પૂછવા માગું છું તે આ છે. આપે કહ્યું કે રાજયો નિયત ધોરણે આકારવાની રકમ પર સમવાયી મહેસૂલ ખાતે સમાન રકમનો ફાળો આપશે. અલબત્ત આપે આજે સવારે એ સ્પષ્ટ કર્યું કે કઈ રીતે "નિયત એ શબ્દનો ઉપયોગ કરાયો છે, અને હું આપને એ અંગે કશા પ્રશ્નો પૂછવાનો નથી, પરંતુ હું આપને આ પૂછીશ, અમુક રાજય દ્વારા જે ચૂકવવાપાત્ર બનતી હોય

તે આ નિયત ધોરણે આકારેલી રકમ આખરે સમવાયતંત્રને ચૂકવવામાં આવશે એ જોવાની શ્વેતપત્રમાં કોઈ જોગવાઈ કરવામાં આવી છે ખરી ?

**સર સેમ્યુઅલ હોર :** તો પછી એનો એ અર્થ થશે કે રાજ્યના પક્ષે એ ખાત્રી ગણાશે, ખરૂ કે નહિ ?

**ડૉ. આંબેડકર :** હા, ધારો કે રાજ્ય ન ચૂકવે. હું આ ક્ષણે એક જ કેસનું અનુમાન કરૂ છું ?

**સર સેમ્યુઅલ હોર :** તો પછી, હું માનું છું કે વાઈસરોય દરમિયાનગીરી કરશે.

**ડૉ. આંબેડકર :** આપ જાણો છો તેમ વાઈસરોય સમવાયી બંધારણની બહાર છે ?

સર સેમ્યુઅલ હોર : જો ડૉ. આંબેડકર ફકરા ૧૨૯ પ્રત્યે જોશે તો એમને ત્યાં જણાશે "કોઈપણ રાજ્યની સમવાયી જવાબદારી વિધિસર પરિપૂર્ણ કરવામાં આવે છે તે સુનિશ્ચિત કરવાના હેતુ માટે સમવાયતંત્રના કોઈપણ રાજ્ય-સભાની સરકારને સામાન્ય સૂચનાઓ આપવાની ગવર્નર જનરલને તેમના વિવેકનિર્ણયાનુસાર સત્તા રહેશે."

**ડૉ. આંબેડકર :** હા, હું જે કહેવા માગું છું તે આ છે. ફકરા ૧૨૯માં ગવર્નર જનરલને જો સૂચનાઓનું પાલન કરવામાં ન આવે તો ઉપાયાત્મક પગલાં લેવાની સત્તા આપવામાં આવી નથી ?

**સર સેમ્યુઅલ હોર :** અધિનિયમમાં ક્યાંય, પ્રાંતો માટે કે રાજ્યો માટે એ પ્રકારની પરિસ્થિતિમાં સ્પષ્ટ મંજૂરીઓની જોગવાઈ કરવામાં આવી નથી.

**ડૉ. આંબેડકર :** પ્રાંતો માટે એમાં જોગવાઈઓ છે કારણ કે ગવર્નર જનરલના હુકમોનો અમલ કરવામાં આવે છે અને તેમનું પાલન કરવામાં આવે છે તે જોવાની ગવર્નરની ખાસ જવાબદારી છે. અને તેટલા પ્રમાણમાં તેઓ ગવર્નર જનરલના સીધા નિયંત્રણ હેઠળ રહેશે અને તેથી, પ્રાંતો અને કેન્દ્ર વચ્ચેના સંબંધો પૂરતું તેમના હુકમોનું પાલન કરાય તે માટે જોગવાઈ તો છે જ ?

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે એ જ મંજૂરી છે. ગવર્નર જનરલ અને રાજયો અંગેની નથી ?

**ડૉ. આંબેડકર :** ના, આપે સમજાવ્યું તેમ જો સૂચના-ખતની યાદીનું પાલન તેઓ કરે તો ગવર્નરને પાછા બોલાવી શકાય છે. રાજયો અને કેન્દ્ર વચ્ચેના સંબંધોમાં આવી જોગવાઈ નથી ?

**સર સેમ્યુઅલ હોર :** દરેક કેસમાં ગવર્નર જનરલની તેમના વિવેકનિર્ણયાનુસાર જવાબદારી છે એટલે કે અહીંથી તેમની સૂચનાઓને અધીન રહીને.

**ડૉ. આંબેડકર :** પરંતુ મારો મુદ્દો એ છે કે જે રીતે પ્રાંતના વહીવટ સંબંધમાં ગવર્નર જનરલની સત્તાને ગવર્નર અધીન રહે છે તે પ્રમાણે રાજયના રાજવી ગવર્નર જનરલની સૂચનાઓને, હું માનું છું તેમ, સમવાયતંત્રને લાગુ પડતી હોય તેવી બાબતોના વહીવટ પૂરતા એટલે કે વાઈસરોય સાથે, અધીન નથી.

● ● ●

**ડૉ. આંબેડકર :** પરંતુ આપે કહ્યું તેમ, સર્વોપરી સત્તા તો ગવર્નર જનરલને નહિ પણ વાઈસરોયને આપવામાં આવશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા. પણ તેમ છતાં પરિણામ તો એ જ આવશે.

**શ્રી ઝફરુલ્લા ખાન :** ગવર્નર જનરલ ઔપચારિક દૃષ્ટિએ વાઈસરોયને વિનંતી કરશે અને વાઈસરોય તે મુજબ કામગીરી કરશે.

**ડૉ. આંબેડકર :** આમાંથી ઊભો થતો બીજો પ્રશ્ન પૂછું છું તેનું બીજું પાસું છે. એમ માનવામાં આવે છે કે આ ફાળો આપી શકતાં રાજયો ફાળો માગવામાં આવે તે સમયે આર્થિક રીતે સધ્ધર રહેશે. જેમનાં નાણાં અમુક અંશે ભારતીય રાજયો તરફથી આવતા આ ફાળાઓ પર આધારિત રહેશે તે ગવર્નર જનરલને એ જોવાની સત્તા રહેશે કે આ ફાળાઓ આપનાર રાજયો ફાળાઓ જે તારીખે બાકી પડતા હોય તે તારીખે આર્થિક રીતે સધ્ધર છે એ જોવા અંગે શ્વેતપત્રમાં કોઈ જાગવાઈ છે ?

**રાવબહાદુર સર ક્રિશ્નમાચારી :** પ્રાંતો અંગેની જોગવાઈ કેવી છે ? પ્રાંતોની બાબતમાં એવી કોઈ જોગવાઈ છે ખરી ?

**ડૉ. આંબેડકર :** હા, ગવર્નર પ્રમાણિત કરી શકશે કે અમુક રકમ સમવાયતંત્રની બાકી નીકળે છે અને તે ચૂકવવાની રહેશે અને ચૂકવવામાં આવશે.

**શ્રી. ઝફરૂલ્લા ખાન :** જે રાજયો સમવાયતંત્રના એકમો છે તેમને વાઈસરોય પોતાની માહિતી માટે તેઓના હિસાબોની પ્રત્યેક ઓડિટ કરેલી નકલો રજૂ કરવાનું જણાવી શકશે ?

**ડૉ. આંબેડકર :** એક વધુ મુદ્દો છે. અને મને લાગે છે કે સેક્રેટરી ઓફ સ્ટેટ સંયુકત જવાબ આપી શકશે. નાણાં ઉછીનાં લેવાની સત્તા અંગેનો ફકરો ૧૪૬ આપ જોશો તો આપને જણાશે કે તેમાં એવી જોગવાઈ કરવામાં આવી છે કે સમવાયતંત્ર સમવાયી મહેસૂલની જામીનગીરી પર નાણાં ઉછીનાં લઈ શકશે. દરખાસ્ત ૧૪૧ હેઠળ આપવાના ફાળાઓ સમવાયી મહેસૂલનો ભોગ બનશે જે સમવાયતંત્ર ઊભી કરશે તેવી લોનો માટેની જામીનગીરી બનશે. શું આપ એવું માનો છો કે જો સમવાયી લોનો માટેની જામીનગીરી આપવા માટે સમવાયતંત્ર મંગાવી શકે તેવાં મહેસૂલનો ભાગ, ચૂકવવાની શક્તિ અને ચૂકવવાની મરજી એમ બંને પ્રકારની આ અનિશ્ચિત સ્થિતિમાં છોડી દેવામાં આવે તો સમવાયતંત્રની જમારકમમાં તેનાથી પૂરતા પ્રમાણમાં ઉમેરો થશે ?

**સર સેમ્યુઅલ હોર :** મેં ખરેખર એ વિચારિયું હતું કે ડૉ. આંબેડકર જે આકસ્મિકતાનો વિચાર કરે છે તે આકસ્મિકતા એવી છે કે તે વારંવાર ઊભી થવાનો સંભવ નથી અને જો તે ઊભી થાય જ તો એ એવા પ્રકારની આકસ્મિકતા નહિ હોય જેનાથી સમવાયતંત્રની જમા રકમમાં સંગીન પ્રમાણમાં ફેરફાર કરી શકે. ગમે તેમ તો પણ આ રકમો એકસાથે ગણતાં ઘણી નાની રકમો છે.

**ડૉ. આંબેડકર :** મને ખબર નથી કે તે રકમ કેટલી રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** અને એકલ કસૂરના પ્રસંગે.

**ડૉ. આંબેડકર** હું આશા રાખું છું કે તે બહુ નાની નહીં હોય ?

**સર સેમ્યુઅલ હોર :** હું કલ્પના નથી કરી શકતો કે તેનાથી ભારતની જમા રકમમાં એટલો મોટો તફાવત ઊભો થઈ શકશે.

**સર અકબર હૈદરી :** સર્વોપરી સત્તાના અમલ મારફત રાજયોની નાણાકીય સ્થિતિ, ગવર્નરની ખાસ જવાબદારીઓના અમલ મારફત પ્રાંતોની નાણાકીય સ્થિતિ કરતાં વધુ સારી નથી શું ?

**ડૉ. આંબેડકર :** મેં વિચાર્યું હતું કે ગઈ કાલે સર મિરઝા ઈસ્માઈલે કરેલા કથન પરથી કામકાજની અત્યંત દયાજનક સ્થિતિ ખુલ્લી થઈ હતી.

**સર અકબર હૈદરી :** તે હજીય એક સમતોલ બજેટ હતું જે દ્વારા તેઓ તેમની ખંડણી ઠીક ઠીક રીતે ચૂકવી શક્યા.

● ● ●

ડૉ. આંબેડકર : અધ્યક્ષશ્રી, હું સેક્રેટરી ઓફ સ્ટેટને એ બતાવવા માગું છું કે આપણને ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં જે શબ્દપ્રયોગ જોવા મળે છે કે "હાલના અને મળતા અધિકારો" તે શબ્દપ્રયોગ દક્ષિણ આફ્રિકી બંધારણ અધિનિયમમાં પણ જોવા મળે છે. મને આશ્ચર્ય થયા કરતું હતું કે એ શબ્દપ્રયોગ અંગે દક્ષિણ આફ્રિકામાં કઈ રીતે કામગીરી કરાય છે તે ચોક્કસ શોધી કાઢવા માટે સાર્વભૌમ રાજયોની કચેરીમાંથી આપણે એક પત્રક મેળવી શકીશું કે કેમ.

સર સેમ્યુઅલ હોર : આ જ મુદ્દા અંગે અમે તપાસ કરી હતી. ડૉ. આંબેડકર, મને લાગે છે કે ઉનાળા દરમિયાને ઉલ્લેખ કર્યો હતો અને મેં સાર્વભૌમ રાજયોની કચેરીમાંથી માહિતી મંગાવી છે. મને તે હજી સુધી મળી નથી, પરંતુ મને કહેવામાં આવ્યું છે કે કેસો અલગ અલગ અને ભિન્ન ભિન્ન છે. દક્ષિણ આફ્રિકા બાબતમાં વળતરનું કોઈ જ વચન નથી.

**સર મનુભાઈ એન. મહેતા :** હું માનું છું કે ઓસ્ટ્રેલિયામાં તે પ્રમાણે છે.

**ડૉ. આંબેડકર :** મેં તો માત્ર એટલું જ જાણવા માગ્યું હતું કે દક્ષિણ આફ્રિકી સરકારે દક્ષિણ આફ્રિકામાં "મળતા અધિકારો" એ શબ્દપ્રયોગનું અર્થઘટન કઈ રીતે કર્યું હતું ? શબ્દપ્રયોગ ચોક્કસ રીતે એ જ છે ને ?

**સર એમ્યુઅલ હોર :** જો તે મને મળશે તો હું જોઈશ. મેં દક્ષિણ આફ્રિકા તેમજ ઓસ્ટ્રેલિયા માટે પુછાવ્યું છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** એક પ્રાંત કે બે પ્રાંતો માટે રાજય સેવા કમિશનની નિમણૂક અટકાવી શકાય એવું કંઈ નથી ?

**સર સેમ્યુઅલ હોર :** ના, આપણે એ હેતુ માટે જોગવાઈ કરીએ જ છીએ.

● ● ●

**ડૉ. આંબેડકર :** હું એ જણાવવા માગું છું કે જે પરિણામ અંગે સર માલ્કોમ હેઈલી એ ઉલ્લેખ કર્યો છે તે પરિણામ એટલે કે સ્થાનિક તત્ત્વ ધરાવતી સેવાઓને મંત્રી વિષયક નિયંત્રણ ખાતે તબદીલ કરવામાં આવે કે તરત તેમનો વિનાશ થતો જાય છે તે મહંદશે એ હકીકતને કારણે હોય છે કે આવી તબદીલીની સાથે પગારધોરણમાં ઘટાડો પણ હોય છે. જયારે કોઈ સેવાઓનું પ્રાંતીયકરણ કરવામાં આવે છે ત્યારે મંત્રીએ અગાઉ તેમને મળતું હોય તેના કરતાં ઓછું પગારધોરણ સ્વીકાર્યું હોય છે અને પરિણામે ઓછા પગારધોરણના કારણે યુરોપિયન ઉમેદવારોને આકર્ષણ થયું નથી ?

**સર સેમ્યુઅલ હોર :** હા, તેઓએ બીજા શબ્દોમાં "પ્રાંતિક" સેવાઓ એ શબ્દોને બદલે "ઈમ્પીરીયલ" એ શબ્દો મૂક્યા છે.

**ડૉ. આંબેડકર :** જે કંઈ તફાવત ઊભો થયો છે તે તબદીલીના કારણે નહિ પરંતુ પગારના કારણે.

● ● ●

**ડૉ. આંબેડકર :** આ બાબત અંગે વિચારણા કરવા હું એક સૂચન કરૂ છું. નવા ભરતી થનારાઓને એકદમ સીધેસીધો અધિકાર આપી દેવાને બદલે, સેક્રેટરી ઓફ સ્ટેટ, કોઈ માણસ નવી શરતો હેઠળ ખરેખર સહન કરતો હોય અને આ નિયમનો લાભ લેવા માગતો ન હોય એ કારણસર હોય તેવા સાચા કેસમાં પોતાનો

સ્વવિવેક અધિકાર પોતાના હાથમાં રાખીને ઉપયોગમાં લે તે વધુ સારૂ નહિ ગણાય ?

**સર સેમ્યુઅલ હોર :** આપણે પ્રકારનું સૂચન વિર ી શકીએ. હું માનું છું કે ડૉ. આંબેડકરનું સૂચન નવા ભરતી થનારાઓ માટે છે ?

**ડૉ. આંબેડકર :** હા, હું નવા ભરતી થનારાઓન। વાત કરૂ છું. એ કેસોમાં સેક્રેટરી ઓફ સ્ટેટ તેમના પોતાના હાથમાં અમુક પ્રમાણ્ નો વિવેકાધિકાર રાખે જેનો ઉપયોગ તેઓ એવા માણસની તરફેણમાં કરી શકે જેણે તેમને સાચી રીતે પુરવાર કરી બતાવ્યું હોય કે તેની નિવૃત્તિનું કારણ નવી શરતો અંગેનો અસંતોષ અને અંજપો છે ?

**સર સેમ્યુઅલ હોર :** હું એ પ્રકારનું સૂચન વિચારી જોઈશ. મારા મનમાં એટલી જ શંકા છે કે માત્ર એટલી જ હકીકત કે આવો વિવેકાધિકાર છે તેના કારણે માતા કે પિતાના મનમાંથી અથવા યુનિવર્સિટીના મનમાંથી અથવા જેમાંથઈ એ યુવાન માણસ આવતો હોય તે શાળાના મનમાંથી ખાતરી લઈ લેશે કે કેમ, પરંતુ હું તે વિચારીશ.

● ● ●

**ડૉ. આંબેડકર :** સર સેમ્યુઅલ, આ જોગવાઈઓ અંગે સામાન્ય રીતે હું એક પ્રશ્ન પૂછીશ. આ પૂર્વમંજૂરી નિયમોનો અંતિમ હેતુતો અલબત્ત વિટોની સત્તાથી પણ હાંસલ કરી શકાશે- વાઈસરોય અને ગવર્નરોને મળેલી વિટોની સત્તા; તેથી, એ દૃષ્ટિકોણથી જોતાં, આ જોગવાઈઓ દ્વારા ખરેખર કશું વધુ મેળવી શકાય એમ નથી. મારો મતલબ છે કે જો કે વાઈસરોય પોતાની પૂર્વમંજૂરી આપે તો પણ, જયારે વિધેયક આખરી ધોરણે પસાર કરવામાં આવે ત્યારે તે વિધેયક અપનાવવા માટે તે દ્વારા તેઓ બંધાયેલા નથી; તેમની પાસે વિયેની સત્તા હોય છે. તેથી, તે દૃષ્ટિકોણથી જોતાં, પૂર્વમંજૂરીના નિયમોની સત્તાથી કશું વધુ મેળવી શકાય એમ નથી, જે આખરે તો વિટોની સત્તાથી મેળવી શકાય છે ?

**સર સેમ્યુઅલ હોર :** હું ચોકક્સ કહી શક્તો નથી કે હું ડૉ. આંબેડકર સાથે સંમત થઈશ. વિટો એ તો કંઈક અંશે જુદા પ્રકારની સત્તા છે. મને તો એમ જણાય

છે કે તે વધુ મોટી અને વધુ ગંભીર સત્તા છે. વિધાનમંડળ અમુક દરખાસ્ત પ્રત્યે પોતે ઔપચારિક રીતે વચનબધ્ધ થયું હોય ત્યાર પછી વિટોની સત્તા આવે છે, તેથી મને લાગે છે કે તે વધુ ગંભીર પ્રકારની સત્તા છે.

**ડૉ. આંબેડકર :** એ બધું જવા દઈએ તો પણ મુખ્ય ઉદ્દેશ તો એ છે કે વાઈસરોયની ખાસ જવાબદારીઓને પ્રતિકૂળ અસર કરતી કોઈપણ બાબતને રોકવી અને તે માટે વિટો એ અસરકારક ઉપાય છે ?

**સર સેમ્યુઅલ હોર :** હું એ બીજી વિચારણા અંગે બોલવાનો હતો. વિટોની પાછળ લાંબો ઈતિહાસ પડેલો છે, અને સામાન્ય રીતે તે અંગે બ્રિટિશ અનુભવનો નિર્ણય કરતાં જણાય છે કે વિટો વખત જતાં વધુ ને વધુ કંઈક અંગે બંધારણીય ઔપચારિકતાના સ્વરૂપનો થઈ જાય છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ મારે જે કહેવું હતું તે આ છે. હું નિર્ણય કરી શકું છું તેટલા પૂરતું, પૂર્વમંજૂરી નિયમની અને અંતિમ વિટોની અસર વચ્ચે જો કોઈ એકમાત્ર તફાવત જણાય તો તે એક એ જ છે એટલે કે પૂર્વમંજૂરીથી ચર્ચા અટકાવી શકાય છે જ્યારે વિટોથી નહિ. એવું નથી શું ?

**સર સેમ્યુઅલ હોર :** એ જ તફાવત છે.

**ડૉ. આંબેડકર :** એ જ તફાવત છે. હવે, હું જે બતાવવા માગું છું તે, સર સેમ્યુઅલ હોર, એ છે કે : ચોકકસ જો ચર્ચાને અટકાવવાની હોય કારણ કે તેનાથી વાઈસરોયની ખાસ જવાબદારી પર પ્રહાર થવાનો હોય તો આપ એનો ખ્યાલ રાખશો કે આ પૂર્વમંજૂરી નિયમથી ચોકકસ રીતે વિધાનમંડળની બહાર અખબારોમાં યા જાહેરમંચ પર ચર્ચાને અટકાવી શકાય નહિ અને પૂર્વમંજૂરી નિયમ હેઠળ કાયદેસર રીતે લાવવાના મુદ્દા અંગે જાહેર દેખાવને પણ અટકાવી શકાય નહિ, તેથી આની હેઠળ ખરેખર રીતે જે બનશે તે માત્ર બાબત એ છે કે જ્યારે અખબારો અને જાહેરજનતા પૂર્વમંજૂરી નિયમ દ્વારા આવરી લેવાયેલી બાબત અંગે ચળવળ ચલાવવા અને દેખાવને યોજવા માટે મુક્ત હોઈ શકે ત્યારે જેનું મોં બંધ કરી દેવાશે તે એક માત્ર સંસ્થા વિધાનમંડળ જ હશે ?

**સર સેમ્યુઅલ હોર :** વાત રજૂ કરવાની એ એક રીત છે; વાત રજૂ કરવાની એ ડૉ. આંબેડકરની રીત છે.

**ડૉ. આંબેડકર :** શું વાત રજૂ કરવાની એ એક વાજબી રીત નથી ? ચોક્કસ છે કે વાઈસરોયની પૂર્વમંજૂરીની સત્તાઓ તેમના અમલમાં એટલી બધી વ્યાપક રીતે વિસ્તારવામાં નથી આવતી કે, અખબારોમાં કે જાહેર બેઠકોમાં કે અન્યત્ર ક્યાંક, પૂર્વમંજૂરીને અધીન એવી બાબતની કોઈ પણ ચર્ચા નિવારી શકાય ?

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે ચોક્કસપણે આ તે પ્રકારની ચર્ચા રહેશે. તેમ છતાં હું નથી માનતો કે વિધાનમંડળમાંની ચર્ચા અને બહાર મુકાબલે બેજવાબદાર ચર્ચા વચ્ચે કશો ભેદ હોય. બીજું, પૂર્વમંજૂરીની આ સત્તા કેટલાક સમયથી અમલમાં છે અને તેને સામાન્ય રીતે દરેક ગોળમેજી પરિષદમાં નવા બંધારણના એક ભાગ તરીકે સ્વીકારવામાં આવી છે. ત્રીજું, ડૉ. આંબેડકર ફકરા ૧૧૯માં જણાવેલી કક્ષાઓ પ્રત્યે નજર નાખશે તો તેમને જણાશે કે તે દરેક માટે અમુક પ્રકારની પૂર્વસાવચેતીઓ માટેની ઠીકઠીક પ્રમાણમાં માંગ છે. દા.ત. જો તેઓ ધાર્મિક અધિકારો અને પ્રથાઓનો લે તો ત્યાં એમને એ જોવા મળ્યું હશે કે એ વિષય અંગે રૂઢિચુસ્ત હિંદુઓના અમુક વર્ગોની કેટલી પ્રબળ લાગણી છે. તેઓની સાથે તે સંમત થતા નથી; તેઓ એમ માને છે કે તેઓ તમામ ખોટા છે સાથોસાથ તેઓ આવાં મંતવ્યો ખૂબ પ્રબળ રીતે ધરાવે છે, અને તે પ્રકારના પ્રશ્નો ભારતીય વિધાનમંડળમાંથી સદંતર બાકાત રાખવામાં આવે તેવું ઈચ્છે છે. હવે, આપણે બે દૃષ્ટિકોણની વચ્ચે વચગાળાનું વલણ અપનાવવાનો પ્રયાસ કર્યો છે. આ દરેક કક્ષાની સાથે હું એવો જ બચાવ કરી શકું કે આ દિશાઓમાં કેટલીક ખાસ સાવચેતીઓ માટે અભિપ્રાય માગનારો ગણનાપાત્ર સમૂહ છે.

**ડૉ. આંબેડકર :** હું જે સમજાવવા માગતો હતો તે એ છે કે જ્યારે વિધાનપરિષદના સભ્ય અને વિધાનસભાના સભ્ય બહાર જાહેરમાં આ બાબતો અંગે ચર્ચા કરવા મુક્ત હોય ત્યારે તેઓ વિધાનગૃહની અંદર આવે ત્યારે તે અંગે ચર્ચા કરવા મુક્ત રહેશે નહિ. તે અંગે પૂર્વમંજૂરી નિયમ દ્વારા આપ આટલો જ તફાવત કરવા માગો છો ને ?

**સર સેમ્યુઅલ હોર :** તેઓ ઠરાવો કરી શકે છે, પરંતુ મૂળ તો એ કેસ જ છે.

**ડૉ. આંબેડકર;** હવે હું "ધર્મ અને ધાર્મિક પ્રથાઓ" એ શબ્દપ્રયોગના ઉપયોગ અંગે શ્રી જયકરે ઉઠાવેલા મુદ્દાની બાબતમાં એક સૂચન કરવા માગું છું, કારણે કે એ જ એક બાબત એવી છે જેમાં હું મહત્ત્વની દૃષ્ટિએ સંકળાયેલો છું. હું એવું સૂચન કરૂ છું કે, "ધર્મ અને ધાર્મિક પ્રથાઓ એ વાક્યખંડના બદલે "વિશ્વાસની બાબતો" એ શબ્દપ્રયોગનો ઉપયોગ પૂરતો નહિ ગણાય ?

**સર સેમ્યુઅલ હોર :** મેં એ વિચાર્યું હતું કે વિશ્વાસની બાબતોએ પણ લગભગ આ જ પ્રકારના વિવાદને જન્માવ્યો હોત.

**સર હરિ સિંઘ ગૌર :** એથીય વધુ ?

**સર સેમ્યુઅલ હોર :** અને મેં વિચાર્યું હતું કે એ પ્રકારના નવા વાક્યખંડની તકલીફ પર, જૂની વાક્યખંડ કરતાંય વધુ અર્થઘટનના પ્રકારોએ ધ્યાન કેન્દ્રિત કર્યું હોત.

**ડૉ. આંબેડકર :** હું સૂચવું છું કે બને ત્યાં સુધી "પ્રથા" એ શબ્દ દૂર કરવો જોઈએ ?

**સર સેમ્યુઅલ હોર :** ડૉ. આંબેડકરે જે કહ્યું તેની હું નોંધ લઈશ.

● ● ●

**લૉર્ડ રેન્કીલૌર :** સેક્રેટરી ઓફ સ્ટેટ, એ અંગે સમવાયી કાયદામાંથી ઊભા થતા વિચારાયેલા હુકમોનું પાલન કરવું અને પ્રાંત પર તેના ખર્ચનો ભાર મૂકવો શું કેન્દ્ર સરકાર માટે શક્ય નહિ બને ?

**સર સેમ્યુઅલ હોર :** નાણાં મેળવવા માટેનું કોઈ તંત્ર નથી.

**લૉર્ડ રેન્કીલૌર :** પરંતુ પ્રાંતો માટેનાં નાણાં તો કેન્દ્રીય ધનસંચયમાંથી આવે છે ખરું કે નહિ ?

**સર સેમ્યુઅલ હોર :** આવકવેરામાંથી આવશે.

**ડૉ. આંબેડકર :** મને લાગે છે કે સર ઓસ્ટેન ચેમ્બરલેઈનના પ્રશ્નનો જવાબ કંઈક અંશે આ પ્રકારે આપી શકાય. સહવર્તી કાયદા પૂરતું, મને લાગે છે કે, શ્વેતપત્રના એક ફકરામાં એવું જણાવ્યું છે કે સમવાયી વિધાનમંડળ દ્વારા પસાર કરેલો સહવર્તી ક્ષેત્રમાંનો કોઈ પણ કાયદો, પ્રાંતિક સરકારે પસાર કરેલા તેવા જ કાયદાની ઉપરવટ ગણાશે. પરિણામે, જો કેન્દ્ર દ્વારા પસાર કરેલા કાયદા અને પ્રાંત દ્વારા પસાર કરેલા કાયદા વચ્ચે સહવર્તી ક્ષેત્રોમાં પસાર કરેલા કાયદાનો સંઘર્ષ થાય તો સ્વંય શ્વેતપત્રની જોગવાઈઓ દ્વારા પ્રાંતિક કાયદા સામે સમવાયી કાયદાનું બળ ઉપરવટ જતું રહેશે.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** એ એમ જ છે. આ મુદ્દો મેં અગાઉ સેક્રેટરી ઓફ સ્ટેટ સમક્ષ રજૂ કર્યો હતો.

**ડૉ. આંબેડકર :** હું માનું છું તેમ કાયદા પૂરતી સ્થિતિ એ જ છે.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** હું એવું સમજું છું.

**ડૉ. આંબેડકર :** વહીવટને લાગેવળગે છે તેટલા પૂરતું મને લાગે છે કે પરિસ્થિતિ એવી રહેશે કે સમવાયી કારોબારીને સમવાયી વિધાનમંડળ દ્વારા પસાર કરેલા સહવર્તી કાયદાના વહીવટની બાબતમાં પ્રાંતિક ગવર્નરને આદેશો અને સૂચનાઓ આપવાની સત્તા રહેશે અને મને લાગે છે કે ગવર્નરો તેમનું પાલન કરવા માટે બંધાયેલા રહેશે.

**માર્કવેસ ઓફ રીડીંગ :** બરોબર એ જ મુદ્દો છે કે જે અંગે સેક્રેટરી ઓફ સ્ટેટે નકારાત્મક જવાબ આપ્યો છે.

**સર હરિ સિંઘ ગૌર :** એવો શિક્ષાત્મક ખંડ રહેશે કે જો કોઈ વ્યક્તિ અનધિકૃત પેપર ચલાવશે તેને શિક્ષા કરવામાં આવશે.

**ડૉ. આંબેડકર :** મારા મનમાં આવેલો એક બીજો દાખલો આપું. ધારો કે દા.ત. કટોકટીની પરિસ્થિતિમાં કેન્દ્ર સરકાર અખબારી અધિનિયમ પસાર કરે જે હેઠળ એવી જોગવાઈ કરવામાં આવે કે અમુક રકમની જામીનગીરી અનામત મૂકવામાં ન આવે ત્યાં સુધી કોઈપણ પેપર શરૂ કરી શકાય નહિ. હવે, તેવા પ્રકારના કાયદાની કોઈ અમુક ખાનગી વ્યક્તિને અસર થશે નહિ. ધારો કે અમુક પ્રાંતમાં એક પેપર એવું છે જે ચાલુ સરકારને મદદ કરે છે. પક્ષીય પેપર છે. ધારો કે તે પેપરની વગ કેન્દ્રીય

વિધાનમંડળે પસાર કરેલા અખબારી અધિનિયમ પર પડે છે અને ધારો કે અમુક છાપા-સામાયિક અને પ્રાંતની સરકાર વચ્ચેના તેવા જોડાણના કારણે સરકાર તેવા અમુક પેપર સામે કોઈપણ કાર્યવાહી કરવાનો ઈન્કાર કરે તો પરિસ્થિતિ કેવી થશે ? ખરેખર, કોઈપણ વ્યક્તિને આ અમુક કેસોમાં અસર પડશે નહિ ?

**સર હરિ સિંઘ ગૌર :** એક શિક્ષાત્મક ખંડ રહેશે કે કોઈ વ્યક્તિ અનધિકૃત પેપર ચલાવશે તેને શિક્ષા કરવામાં આવશે.

**ડૉ. આંબેડકર :** બરાબર, મુદ્દો એ જ છે.

**સર ઓસ્ટેન ચેમ્બરલેઈન :** અને સરકારને પહોંચે તેવી માહિતી અને તંત્ર હોવું જોઈએ.

**ડૉ. આંબેડકર :** જો તે અમુક અધિકારીને ફોજદારી કામ ચલાવવાનું સોંપે અને સ્થાનિક સરકાર તેવી ફોજદારી કાર્યવાહી ચલાવવા માટેનું ખર્ચ ચૂકવે અને તેના માટે બજેટમાં કશી જોગવાઈ ન કરે તો શું થાય ?

**સર સેમ્યુઅલ હોર :** હું એ તમામ મુશ્કેલીઓ સમજી શકું છું. સાથોસાથ, હું બીજી બાજુની મુશ્કેલીઓ જોયા વિના રહી શકતો નથી. ડૉ. આંબેડકરે જણાવેલો કેસ તત્ત્વત: કાયદો અને વ્યવસ્થાનો કેસ છે, અને કાયદો અને વ્યવસ્થા એ પ્રાંતિક વિષય અને રસ છે. સમવાયતંત્રનો રસ એ એકરૂપતાનો રસ છે, પરંતુ તેનાથી એ હકીકતને અસર પહોંચતી નથી કે પ્રાથમિક દૃષ્ટિએ એ કેસ પ્રાંતિક કેસ છે. ડૉ. આંબેડકરના પ્રશ્નમાં અને સર ઓસ્ટેન ચેમ્બરલેઈનના પ્રશ્નમાં સૂચવાયેલી દલીલને જો તેના તાર્કિક નિર્ણય સુધી લંબાવવામાં આવે તો તેનો ખરેખર અર્થ એ થાય છે કે સમવાયતંત્ર પ્રાંતોમાંના કાયદો અને વ્યવસ્થા પર નિયંત્રણ રાખશે અને એ બાબતો શ્વેતપત્રમાં હાલમાં મુસદ્દા રૂપે ઘડાયેલા સિદ્ધાંતોની સીધેસીધી વિરુદ્ધ છે.

ડૉ. આંબેડકર : હું આપની ક્ષમા માગું છું. મારો મુદ્દો એ છે કે કાં તો આપે કાયદો અને વ્યવસ્થાને તદ્દન પ્રાંતિક બાબત બનાવવી જોઈએ. એવી પ્રાંતિક બાબત કે જેની સાથે કેન્દ્રને કશી લેવાદેવા ન હોય અને પછી અલબત્ત આપે હમણાં જે કરી એવી દલીલ આપ કરી શકો છો, પરંતુ જો આપ એને સહવર્તી કાયદાની બાબત

બનાવો તો હું માનું છું કે કાયદાને સંબંધ છે તે જોવાની પરિસ્થિતિ સમવાયતંત્રની હોવી જોઈએ.

● ● ●

**ડૉ. આંબેડકર ;** સેક્રેટરી ઓફ સ્ટેટ, હું આપનું લક્ષ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ હેઠળ સહવર્તી ક્ષેત્રની હાલની સ્થિતિ પ્રત્યે દોરું છું. આમ કરવા હું આતુર છું કારણ કે આપને એવું સૂચવવામાં આવ્યું હતું કે હાલના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ હેઠલ માત્ર અમુક વિષયોને અથવા અમુક વિષયોના ભાગો જ કેન્દ્રીય વિધાનમંડળને અધીન બનાવવામાં આવ્યા છે. હું આપનું લક્ષ જે મુદ્દા પરત્વે દોરવા માગું છું તે એ છે કે સૌ પ્રથમ આ અમુક પ્રાંતિક વિષયો એવા છે જેમને ખાસ રીતે સોંપણી નિયમોની અનુસૂચિ-૧ના ભાગ-૨ હેઠળ સહવર્તી બનાવવામાં આવ્યા છે.

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** જયારે વિષયોને પ્રાંતિક બનાવવામાં આવ્યા હોય તો પણ એવા પરંતુક દ્વારા તેમનું નિયંત્રણ કરવામાં આવે છે કે તે વિષયો કેન્દ્રીય વિધાનમંડળને અધીન છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** મેં ગણતરી કરી છે કે સોંપણી નિયમોની અનુસૂચિના ભાગ-૨ માં સમાવિષ્ટ ૫૧ વિષયોમાંથી ૧૪ વિષયોને સ્પષ્ટરૂપે કેન્દ્રીય વિધાનમંડળના અથવા કેન્દ્રીય સરકારે અથવા સેક્રેટરી ઓફ સ્ટેટે બનાવેલા નિયમોને અધીન વિષયો બનાવ્યા છે. એ એક બાબત થઈ. બીજી બાબત આ છે કે: કે તમામ પ્રાંતિક બાબતોને, પૂર્વમંજૂરી દ્વારા ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયાની કલમ ૬૭, પેટા-ખંડ (૨) હેઠળ કેન્દ્ર સરકાર દ્વારા સહવર્તી હકૂમતને અધીન બનાવી છે. જો કે કોઈપણ વિષયને ભાગ-૨ હેઠળ પ્રાંતિક વિષય તરીકે ગણવામાં આવે છે તેમ છતાં કેન્દ્ર સરકારને, ગવર્નર જનરલની પૂર્વમંજૂરી મેળવવામાં આવે એ શરતે એ સમગ્ર કેન્દ્રીય વિષય અંગે કાયદો કરવાની છૂટ છે ?

**સર સેમ્યુઅલ હોર :** પ્રાંતિક સરકારના પક્ષે નિયંત્રણ કેન્દ્ર સરકાર દ્વારા સહવર્તી ક્ષેત્ર અંગે કલમ ૮૦ (એ) હેઠળ રાખળમાં આવે છે, જે દ્વારા કોઈપણ પ્રાંતનું

સ્થાનિક વિધાનમંડળ ગવર્નર જનરલની પૂર્વમંજૂરી વગર તે સમય પૂરતું અમલમાં હોય તેવા કાયદા દ્વારા ગવર્નર જનરલ ઈન કાઉન્સીલ માટે સ્પષ્ટપણે અનામત રાખેલા કેન્દ્રીય વિષય તરીકે કાયદા દ્વારા કે નિયમ દ્વારા કોઈપણ પ્રાંતિક વિષયને વિનિયમિત કરવા માટે કે કોઈપણ કેન્દ્રીય વિષયને વિનિયમિત કરવા માટે કોઈપણ કાયદો બનાવી શકશે નહિ અથવા તેને વિચારણામાં લઈ શકશે નહિ. શું હાલની સ્થિતિ એ જ છે ને ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

ડૉ. આંબેડકર : ગવર્નર જનરલની મંજૂરી મેળવવમાં આવે એ શરતે, વ્યવહારૂ દૃષ્ટિએ એ તમામ પ્રાંતિક ક્ષેત્ર માટે છે તેમ જ સહવર્તી ક્ષેત્ર માટે પણ છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, એ એમ જ છે.

**ડૉ. આંબેડકર :** હવે, હાલની દરખાસ્તો હેઠળ, સમગ્ર બાબત સંપૂર્ણ ફેરવાઈ જાય છે. મારો કહેવાનો અર્થ એ છે કે કેન્દ્રીય વિધાનમંડળની સહવર્તી સત્તા મોટા ભાગની બાબતોમાં લઈ લેવાનું વિચાર્યું છે ?

**સર સેમ્યુઅલ હોર :** યાદી ૩માં હોય તે સિવાય, હા.

**ડૉ. આંબેડકર :** હવે હું આપનું લક્ષ યાદી ૩ પ્રત્યે દોરૂ છું. મેં પૂરો કરેલો મારો પેપર મેં ગુમ કર્યો છે તે બદલ દિલગીર છું, પરંતુ મને લાગે છે કે હું એવું સૂચવવામાં સાચો છું કે યાદી ૩માં સમાવિષ્ટ ઘણા બધા વિષયો આજે કેવળ કેન્દ્રીય છે કે સહવર્તી છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, હું માનું છું કે એમ કહી શકાય કે તેમાંના સંખ્યાબંધ ચોક્કસ છે.

**ડૉ. આંબેડકર :** પરિણામે, એમ સૂચવવું વાજબી ગણાશે તે હાલના ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ હેઠળ,આપની સહવર્તી યાદીને, ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ આજે છે તે પ્રમાણે તેની હેઠળ મુખ્યત્વે અખિલ ભારતીય મહત્ત્વના હંમેશાં ગણવામાં આવે છે- તે વિષયોને કાં તો તદ્દન કેન્દ્રીય યાદીમાં અથવા તો સહવર્તી યાદીમાં સમાવિષ્ટ કરવામાં આવ્યા છે. મારૂ એ સૂચન છે કે ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા

અધિનિયમ હેઠળ હવે જે ક્ષેત્ર સહવર્તી છે તેને ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમમાં અખિલ ભારતીય મહત્ત્વનું ગણવામાં આવે છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા; હું માનું છું કે સામાન્ય રીતે એવું છે. મને લાગે છે કે એકમુખી પ્રકારની સરકાર હેઠળ એ અનિવાર્ય છે.

**ડૉ. આંબેડકર :** તદ્દન સાચું. તેથી સેક્રેટરી ઓફ સ્ટેટ, મારૂ સૂચન આ છે : કે એમ કહેવું તદ્દન સાચું નહિ ગણાય તે ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ હેઠળ હતું તે અને અખિલ ભારતીય મહત્ત્વનું ગણાતું હતું તે કાયદાના ક્ષેત્રને હવે પછી વહીવટી દ્રષ્ટિએ તદ્દન પ્રાંતિક ગણવામાં આવે છે ?

**સર સેમ્યુઅલ હોર :** ના, મારે એકમુખી પ્રકારની અસર હેઠળની પરિસ્થિતિઓ અને જેમાં પ્રાંતો સ્વાયત્ત હોય છે તે સમવાયતંત્ર હેઠળની પરિસ્થિતિઓ વચ્ચે ભારે તફાવત દોરવો જોઈએ. આપણે ચોક્કસપણે ભારત સરકારના સ્વરૂપને ઉચ્ચ પ્રકારની કેન્દ્રીય સરકારમાંથી સમવાયી સરકારમાં ફેરવીએ છીએ.

**ડૉ. આંબેડકર :** પરંતુ હું તો માત્ર વિષયના મહત્ત્વની-એવો વિષય જેને ૧૯૦૧ સુધી અખિલ ભારતીય મહત્ત્વનો ગણવામાં આવતો હતો તેની વાત કરવા માગું છું. કે શું તે એકાએક અખિલ ભારતીય મહત્ત્વનો હોવાનું મટી ન શકે અને કેવળ સ્થાનિક બાબત બની ન શકે ? મને ખબર છે કે નવી પ્રાંતિક સરકાર માટે ભારે મોટા પ્રમાણમાં છૂટછાટ કરવાની રહે છે; ભારત સરકારને અત્યાર સુધી સ્થાનિક મહત્ત્વ કરતાં વધુ મહત્ત્વની ગણવામાં આવે છે તે શું હંમેશા એ રીતે જ માન્ય રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે એવું સ્વીકારવામાં આવે કે સૂચિત સરકારનો પ્રકાર એ એક જુદા પ્રકારની સરકાર છે ત્યારે આવી તુલના કરવી અતિ મુશ્કેલ છે. મને લાગે છે કે આપ એકમુખી સરકારમાંથી ખસીને સ્વાયત્ત પ્રાંતોવાળી સમવાયી સરકાર તરફ જાવ કે તરત નવી શરતો સમસ્યામાં પ્રવેશે છે.

**ડૉ. આંબેડકર :** હું આ મુદ્દો પર વધુ દબાણ નહિ લાવું, પરંતુ હું આપનું લક્ષ એ હકીકત તરફ દોરવા માગું છું કે આ વિષયોને અત્યાર સુધી કેવળ પ્રાંતિક વિષયો કરતાં વધુ મહત્ત્વના ગણવામાં આવ્યા છે ?

**સર સેમ્યુઅલ હોર :** તેમ છતાં, હું માનું છું કે એમ કહેવું વાજબી ગણાશે કે તેમાંના મોટા ભાગના વિષયોમાં ઉચ્ચ રીતે કેન્દ્રીકૃત સરકાર હેઠળ પણ વહીવટ તો પ્રાંતિક જ રહ્યો છે.

**ડૉ. આંબેડકર :** હા; કેન્દ્રના નિયંત્રણને અધીન રહીને ?

**સર સેમ્યુઅલ હોર :** એમાંય પાછું, મને નથી લાગતું કે ડૉ. આંબેડકરની મારા જવાબ પરની ટીકાટિપ્પણીમાં સમગ્ર ક્ષેત્ર આવી જતું હોય. હું તબદીલ કરાયેલા ક્ષેત્રને પ્રાંતોમાં આવરી નહિ લઉં.

**ડૉ. આંબેડકર :** ના; એમ જ છે, હું આપનું લક્ષ ગર્નવમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની દરખાસ્ત ૧૨૫ અને કલમ ૪૫ તરફ દોરૂ છું. ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમની કલમ ૪૫ એ જાણે આજ્ઞાપાલન ખંડ હોય એવું લાગે છે અને તેમાં જણાવાયું છે કે પ્રાંતિક સરકાર, સરકાર અને તેના પ્રાંતને લગતી તમામ બાબતોમાં ભારત સરકારની દેખરેખ અથવા નિયંત્રણ હેઠળ રહેશે અને જરૂરી માહિતી આપી શકાય તે માટે તેના અભિપ્રાયમાં જણાવવાની હોય તેવી તમામ બાબતોમાં તેની કાર્યવાહીઓ ભારત સરકારને ચીવટપૂર્વક અને સતત જણાવતી રહેશે. હવે, સેક્રેટરી ઓફ સ્ટેટ, મારે આપની પાસેથી આટલું જાણવું છે. એ શું છે જેને આપ આ કલમ ૪૫ની જોગવાઈઓ અને આવશ્યકતાઓમાંથી કમી કરવા માગો છો ? હું માનું છું કે આપ દેખરેખ નથી માગતા. અલબત્ત, એ હકીકત દેખીતી છે કે જયારે પ્રાંતો સ્વાયત્ત થઈ જાય ત્યારે શું આપ જે બાબતો બિન-સહવર્તી હશે તે અંગે જ માત્ર આદેશ રાખવા માગો છો ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** અને નિયંત્રણ નથી રાખવાનું ? હવે પ્રશ્ન એ છે કે : શું આપ ઈચ્છો છો કે પ્રાંતિક વહીવટના ક્ષેત્ર હેઠળ જે કંઈ બનતું હોય તેની કેન્દ્રીય સરકારને જાણ કરતા રહેવું જોઈએ ? અને શું આપ એમ ઈચ્છો છો કે કોઈપણ પ્રાંતિક વિષયના વહીવટની બાબતમાં કેન્દ્ર સરકારને માહિતી મંગાવવાની સત્તા હોવી જોઈએ, જેથી કરીને તે પોતે જે કંઈ બની રહ્યું હોય તેનાથી વાકેફ રહી શકે ?

**સર સેમ્યુઅલ હોર :** ના; અમારો એવો કોઈ સામાન્ય ઈરાદો નથી. અમે માનીએ છીએ કે આપ સમવાયી સરકારની રચના કરો કે તરત આપે સમવાયતંત્ર અને એકમો વચ્ચે સત્તાની ચોકકસ ફાળવણી કરવી જોઈએ. ઘણી બાબતોમાં આપ એ વિભાજન જેટલું વધુ સ્પષ્ટ રાખો તેટલો સંભવ ઓછો કે જવાબદારી અંગે કશી અસ્પષ્ટતા રહે અને સંભવ એવો પણ ઓછો રહે કે બંને પ્રકારની સરકારો વચ્ચે સાતત્ય જળવાઈ રહે. તદ્દન ચોકકસ તો એ છે કે આપણી યોજના હેઠળ - વાસ્તવમાં એ એનો એક બુનિયાદી સિદ્ધાંત છે કે - હવે આપણે સમવાયતંત્ર, પ્રાંતો અને શાહી સંસદ વચ્ચે જુદી જુદી ફરજો વિભાજિત કરી નાખીએ.

**શ્રી. એન. એમ. જોષી :** હું પૂરક પ્રશ્ન પૂછું ? ડૉ. આંબેડકરે ઉઠાવેલા માહિતીના મુદ્દા અંગે હું આપને પૂછવા માગું છું કે અમુક કેસોમાં અખિલ ભારતીય સંબંધ ધરાવતા આંકડા એકત્રિત કરવા એ મહત્ત્વનું ગણાશે. દા.ત. શિક્ષણ અંગેના અખિલ ભારતીય આંકડા. હાલમાં જો કે શિક્ષણ એ તબદીલ કરાયેલો વિષય છે તેમ છતાં ભારત સરકાર અખિલ ભારતીય અહેવાલ બહાર પાડે છે. શું ભાવિ ભારત સરકાર પાસે, તબદીલ કરાયેલા વિષય અંગે માહિતી એકઠી કરવાની અને અખિલ ભારતીય અહેવાલ સંપાદિત કરવાની સત્તા હશે ?

**સર સેમ્યુઅલ હોર :** માત્ર નિર્દિષ્ટ કરાયેલ સમવાયી ક્ષેત્રની અંદર જ; સમવાયી ક્ષેત્રની બહારની કોઈપણ બાબત સંમતિ દ્વારા કરવી જોઈએ.

**શ્રી. એન. એમ. જોશી :** શું શિક્ષણ સમવાયી ક્ષેત્રમાં નથી ?

**લૉર્ડ યુસ્ટેસ પર્સી :** સેક્રેટરી ઓફ સ્ટેટ, મને ખાતરી છે કે આપ એનો ખ્યાલ રાખો છો કે દરેક સમવાયતંત્રમાં દા.ત. અમેરિકામાં સમવાયી સરકારનાં સંશોધન અને આંકડા ખાતાં સમવાયી ક્ષેત્રની ખૂબ જ બહાર હોય છે.

**શ્રી. એન. એમ. જોશી :** દા.ત. અમેરિકામાં તેઓ સમગ્ર યુનાઈટેડ સ્ટેટસ માટે શૈક્ષણિક અહેવાલ પ્રસિધ્ધ કરે જ છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, જો લૉર્ડ યુસ્ટેસ હવે પરિશિષ્ટ ૬, યાદી - ૧ જોશે તો તેમને જણાશે કે આપણે એક મુદ્દો એ આવરી લીધો છે કે વસ્તીગણતરી અને એવું બધું સમવાયી ક્ષેત્રમાં સમાવિષ્ટ કરવામાં આવ્યું છે અને ત્યાં મને લાગે છે કે

આપણે સામાન્ય રીતે અખિલ ભારતીય આંકડાનો - સમવાયતંત્રના હેતુ માટેના આંકડાનો મુદ્દો વિચારણામાં લેવો જોઈએ.

**લૉર્ડ યુસ્ટેસ પર્સી :** મને એ તદ્દન સમજાતું નથી કે તેને એ રીતે શા માટે મર્યાદિત કરવું જરૂરી છે. એવું કોઈ કારણ નથી કે શા માટે સમવાયી સરકારે માહિતી પ્રસિધ્ધ કરવી ન જોઈએ અને શા માટે તેની માહિતીને સંપૂર્ણ રીતે સમવાયી ક્ષેત્ર પૂરતી મર્યાદિત રાખવી જોઈએ ? મેં કયારેય એવું સાંભળ્યું નથી કે બીજા કોઈ પણ સમવાયતંત્રમાં એવું નથી હોતું ?

**સર સેમ્યુઅલ હોર :** પરંતુ, એ તો ચોકકસ છે કે સમવાયી સરકાર માત્ર સમવાયતંત્રના હેતુ માટે જ કામગીરી કરી શકે. સમવાયી સરકારને સમવાયતંત્રના ક્ષેત્રની બહાર કોઈપણ પ્રકારનો કાયદેસર હક નથી.

**લૉર્ડ યુસ્ટેસ પર્સી :** અલબત્ત, હું કબૂલ કરૂ છું કે જો પ્રાંતિક સરકારો માહિતી ન મોકલે તો તે બૌધ્ધિક અને નૈતિક પ્રગતિ અંગે અહેવાલ પ્રસિધ્ધ કરી શકે નહિ, પરંતુ એવું બનવાની અપેક્ષા ભાગ્યે જ જરૂરી બને છે ?

**સર સેમ્યુઅલ હોર :** મને નથી લાગતું કે લોર્ડ યુસ્ટેસ અને મારી વચ્ચે કશો મતભેદ હોય; મારી ટીકાટિપ્પણ માત્ર એટલી જ હતી કે આ પ્રકારની પ્રવૃત્તિ વાજબી મર્યાદાઓની અંદર રાખવી. જો સમવાયી સરકાર, સમવાયી સરકારને જેની સાથે કશી લેવાદેવા ન હોય તેવી તમામ પ્રકારની માહિતી અંગે પ્રાંતિક સરકારોને સતત ચિંતામાં રાખે તો તેમની વચ્ચે સતત મુશ્કેલીઓ ઊભી થયા કરે એવું હું જોઈ શકું છું.

**ડૉ. આંબેડકર :** મારા મનમાં આવતો એક દાખલો આપું ? ધારો કે દા.ત. અમુક પ્રાંતમાં વિદેશી સામે ફોજદારી કાર્યવાહી કરવામાં આવે અને તેની સરકાર ભારત સરકારને પ્રાંતમાંના આ અમુક વિદેશી સામે લેવાયેલી કાર્યવાહી અંગે પૂછે અને ભારત સરકારને એ વિષય અંગેની કામગીરી કરવા માટે માહિતીની જરૂર હોય, તો શું ભારત સરકારની એવી સ્થિતિ રહેશે ખરી કે તે વિષય અંગેની માહિતી મોકલવા માટે તે પ્રાંતિક સરકારને ફરમાવી શકે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, અને કામગીરી કરવા માટે પણ તે વિદેશી બાબતોના ક્ષેત્રની અંદર આવશે.

**ડૉ. આંબેડકર :** હું કહેવા માગું છું કે કાયદો અને વ્યવસ્થા એ તબદીલ કરાયેલો વિષય રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** એવું હોય ખરૂ, પરંતુ વિદેશી બાબતોને ખાસ રીતે અનામત તરીકે ગણવામાં આવે છે. આપ હમણાં ચર્ચા કરી રહ્યા છો. તે ખંડ ૧૨૫માં મને લાગે છે કે તે આવરી લેવાશે. વિદેશી બાબતો સમવાયી વિષય છે. ખંડ ૧૨૫ના બીજા ફકરા હેઠળ સમવાયી સરકાર પ્રાંતિક સરકારોને આદેશો આપી શકે છે.

ડૉ. આંબેડકર : મારો મતલબ છે કે શું આપ કેન્દ્રીય સરકાર માટે તેના હેતુઓ ખાતર જરૂરી હોય તેવી માહિતી મેળવવાની જરૂરિયાત જુઓ છો ખરા ?

સર સેમ્યુઅલ હોર : ચોકકસ, અને હું એ જરૂરિયાત સ્વીકારૂ છું.

ડૉ. આંબેડકર : મને લાગ્યું કે હું આપનું લક્ષ તેના તરફ દોરીશ કારણ કે મને દરખાસ્ત ૧૨૫માં માહિતી જણાતી નથી ?

સર સેમ્યુઅલ હોર : મને લાગે છે કે પ્રાંતિક સરકાર પાસેથી જરૂરી માહિતી મેળવવાનું તેમાં માની લેવામાં આવ્યું છે. ગમે તે રીતે તેનો ઉદ્દેશ તો એ જ છે.

**ડૉ. આંબેડકર :** હવે, દરખાસ્ત ૧૧૪ અંગે. તેની સાથે એક પરંતુક એવો જોડવામાં આવ્યો છે કે સહવર્તી સત્તાનો ઉપયોગ નાણાકીય બોજ નાખવા માટે નહિ કરવામાં આવે. મારે જે જાણવું છે તે આ છે. જો એવો કોઈ વિવાદ હોય કે અમુક દરખાસ્ત નાણાકીય બોજ નાખે જ છે તો એક પક્ષકાર એમ કહે કે તે નથી નાખતી અને બીજો પક્ષકાર એમ કહે કે તે નાખે છે તો હવે આ વિવાદનો ઉકેલ શી રીતે લાવવો ? એકંદરે અને વ્યાપક રીતે દા.ત. કેન્દ્રીય સરકાર નવા પ્રાંતો દ્વારા ચલાવવાની નવી સેવાની દરખાસ્ત કરે તો એવો નિર્ણય કરી શકાય કે આવી બાબતથી નાણાકીય બોજ નાખવામાં આવશે પરંતુ એવા શકય કેસો હોઈ શકે જયાં વિવાદ કયાં રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** એ જોગવાઈ હાલમાં જેવી છે તેવી ભલે રહે પણ આશ્રય તો સમવાયી કોર્ટનો લેવાશે. તેમ છતાં, એ પદ્ધતિ પૂરતી રીતે સર્વગ્રાહી હોઈ શકે અને મેં તે દિવસે કહ્યું તેમ આપણે, સમવાયી કોર્ટ દ્વારા પતાવટ માટે અનુકૂળ

ન હોય તેવા કેસોમાં લાગુ પાડવા માટે અમુક પ્રકારની લવાદી કાર્યવાહીની શકયતા અંગે વિચારીએ છીએ.

**શ્રી. એમ. આર. જયકર :** હાલમાં તે ફકરા ૧૫૫(૧) હેઠળ આવશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, સમવાયી કોર્ટ.

**ડૉ. આંબેડકર :** એક વધુ પ્રશ્ન હું પૂછવા માગું છું, સેક્રેટરી ઓફ સ્ટેટ, કારણ કે હું તે અંગે સ્પષ્ટ નથી. હું એ જાણવા માગું છું કે આ વહીવટી સંબંધોની બાબતમાં સૌ પ્રથમ શું કેન્દ્રીય સરકાર તેના એજન્ટો તરીકે પ્રાંતિક સરકારોને કામે લગાડવા માટે બંધાયેલી છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, સહવર્તી ક્ષેત્રમાં.

**ડૉ. આંબેડકર :** શું તે બંધાયેલી છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** શું તે તેના પોતાના એજન્ટોને કામ લગાડી ન શકે ?

**સર સેમ્યુઅલ હોર :** એ અમારો આશય છે કે સહવર્તી ક્ષેત્રમાંનો વહીવટ પ્રાંતિક હોવો જોઈએ.

**ડૉ. આંબેડકર :** તેની સૂચનાઓ આપી શકાય કે નહિ તે પ્રશ્નને અધીન રહીને એ બીજી બાબત છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** તો પછી એમાંથી એવું પણ ફલિત થશે કે પ્રાંતિક સરકારો જો તેઓને તેમ કરવાનું જણાવવામાં આવે તો, કેન્દ્રીય સરકારની એજન્સીનું કાર્ય કરવા બંધાયેલી છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, સમવાયી કાયદા હેઠળ.

● ● ●

**ડૉ. આંબેડકર :** એ પણ હકીકત છે કે પછાત વર્ગોને, તેમને અમુક સંખ્યામાં બેઠકો આપીને કોમી ચુકાદામાં સમાવિષ્ટ કરવામાં આવ્યા છે. તેનાથી તેઓને "લઘુમતીઓ" ની વ્યાખ્યા હેઠળ પણ લાવવામાં નહિ આવે ? મારો મતલબ છે કે જો આપે હમણાં કહ્યું તેમ, લઘુમતીઓ એ કોમો હશે કે જેમને કોમી ચુકાદા દ્વારા આવરી લેવામાં અને તેમાં સમાવિષ્ટ કરવામાં આવે, તો હું કલ્પના કરું છું કે પછાત વર્ગોને પણ કોમી ચુકાદમાં સમાવિષ્ટ કરવામાં આવશે ?

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે આ ચર્ચા પછી, બાકાત વિસ્તારોની બહાર છૂટાછવાયા લોકોના મુકાબલે નાના સમૂહોના આ બહુ કઠિન પ્રશ્ન પ્રત્યે મારે ફરીથી એકવાર જોવું વધુ સારૂ ગણાશે અને કદાચ સમિતિના સભ્યો અને ડેલિગેટો પણ, સામાન્ય ઇચ્છા હોવાનું જણાય છે તેવી બેઠકના શ્રેષ્ઠ માર્ગ અંગે વિચારશે.

**ડૉ. આંબેડકર :** સેક્રેટરી ઓફ સ્ટેટ, હું આપનું લક્ષ ગુનેગાર જનજાતિઓની અમુક પ્રકારની સ્થિતિ તરફ દોરવા માગું છું. ગુનેગાર જનજાતિઓ ઓછેવત્તે અંશે સામાન્ય વસ્તીમાં છૂટીછવાઈ પડેલી છે. હું મુંબઈના ખાસ અનુભવ પરથી બોલું છું; હું માનું છું કે બીજા પ્રાંતોમાં પણ એવું જ છે. હવે, વસ્તીના સામાન્ય સમુહમાં મેં કહ્યું તેમ વેરવિખેર પડેલી એવી આ ગુનેગાર આદિજાતિ અધિનિયમ કહેવાતો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ છે. હું આ દાખલો એટલા માટે આપી રહ્યો છું કે જેથી તેઓના રક્ષણ માટેની પદ્ધતિ સૂચવાય. તે અધિનિયમમાં ગવર્નરોને આ લોકોની પ્રવૃત્તિઓ અને તેઓનાં હિતો અંગે વિનિયમો ઘડવાની કેટલીક સત્તાઓ આપવામાં આવી છે. ફકરા ૧૦૮ હેઠળ, આ લોકો જો કે છૂટાછવાયા હોય છે તેમ છતાં પણ, તેઓની જીવનપદ્ધતિ અને રક્ષણને અસર કરતો આવો કંઈક વિનિયમ પસાર કરવાનું ગવર્નર માટે શું શકય ન બની શકે ?

**સર સેમ્યુઅલ હોર :** બાકાત અને અંશતઃ બાકાત વિસ્તારોમાં આ ખંડો હેઠળ જ તે માત્ર શકય બની શકે.

**ડૉ. આંબેડકર :** હું જે આપની સમક્ષ મૂકવા માગું છું તે આ છે. દા.ત. ફકરા ૧૦૮ હેઠળ શું ગવર્નરને એટલી છૂટ નહિ હોય કે એકવાર તેમને કોઈ વ્યકિત.જનજાતિ વિસ્તારની અથવા આદિમજાતિ વર્ગની હોવાની વ્યાખ્યા મળી જાય, પછી તે વ્યકિત બાકાત વિસ્તારોમાં રહેલી હોય કે તે વ્યકિત ગુનેગાર વર્ગોની બાબતમાં છે તેમ વસ્તીમાં

રહેતી હોય તો પણ, તેને અસર કરતો અમુક વિનિયમ ઘડી શકે ? ગુનેગાર વર્ગોનો કાયદો અમુક જનજાતિના સભ્યોને અસર કરે છે, પછી તે વ્યાક્તિ ગમે ત્યાં રહેતી હોય તો પણ ?

**સર માલ્કોમ હેઈલી :** ગુનેગાર જનજાતિ અધિનિયમ એ ગવર્નમેન્ટ ઓફ ઈન્ડિયા અધિનિયમ નથી. તેઓ પ્રાંતિક કાયદાની બાબતો બની ગયા છે. ગુનેગાર જનજાતિ અધિનિયમથી ખાસ કરીને ગવર્નરને નહિ પણ સ્થાનિક સરકારને સત્તા મળે છે કે સ્થાનિક સરકાર દ્વારા નિર્દિષ્ટ કર્યા પ્રમાણેની ગુનેગાર જનજાતિઓની વ્યાખ્યામાં આવતી હોય તેવી વ્યકિતઓની પ્રવૃત્તિઓ પર નિયંત્રણ રાખે અને તેઓની નોંધણી કરે અને જુદી જુદી રીતે તેઓનું નિયંત્રણ કરે. તેથી, છૂટાછવાયા આદિમજાતિઓના લોકો અથવા પછાત વર્ગોના ખાસ રક્ષણને તે સરખામણી લાગુ પાડવાનું મુશ્કેલ બનશે. ગમે તેમ પણ એ બાબત તો હવે સ્થાનિક વિધાનમંડળ તેની પોતાની સૂઝથી હાથ ધરી શકે છે. મારો મુદ્દો એ હતો કે તેનાથી સ્થાનિક સરકારથી અલગ રીતે ગવર્નરને કોઈ ખાસ સત્તા મળતી નથી.

**ડૉ. આંબેડકર :** પરંતુ ફકરા ૧૦૮ હેઠળ ગવર્નર, દા.ત. જાહેરનામાં દ્વારા લોકોને આદિમજાતિના લોકો અથવા પછાત વિસ્તારોના લોકો તરીકે વર્ગીકૃત કરી શકે છે. અને પછી તેઓ કયાં રહે છે તે બાબત લક્ષમાં લીધા વગર તમને અસર કરતો કાયદો પસાર કરી શકે છે ?

**સર સેમ્યુઅલ હોર :** મને નથી લાગતું કે તેઓ ફકરા ૧૦૮ હેઠળ તેમ કરી શકે. ફકરા ૧૦૮ હેઠળ તેઓ માત્ર અનુસૂચિત પ્રદેશમાં રહેતા લોકો માટેની જ કામગીરી કરી શકે છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** હું આપને, આ સમસ્યાની નાણાકીય બાજુ સ્પષ્ટ કરવા માટે એકાદ બે પ્રશ્નો પૂછવા માગું છું. સૌ પ્રથમ, હું આપને એ પૂછવા માગું છું કે નાણાં પૂરાં પાડવાની બાબતમાં કોને અંશતઃ બાકાત વિસ્તારો કહેવામાં આવે છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** હું એવું માનું છું કે સહિયારૂ બજેટ રહેશે, પ્રાંતિક બજેટ, જેમાં અંશત: બાકાત વિસ્તાર માટે પણ નાણાંની જોગવાઈ સમાવિષ્ટ કરવામાં આવશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** તે કેસમાં અલબત્ત સમગ્ર બજેટ વિધાનમંડળ દ્વારા ચર્ચાને પાત્ર રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા, ફકરા ૧૦૯ને અધીન રહીને.

**ડૉ. આંબેડકર :** હું એ બાબત પર આવું છું. એ તો માત્ર જયારે ગવર્નર ફકરા ૭૦ હેઠળની તેમની ખાસ જવાબદારી અદા કરે ત્યારે જ તેઓ વિધાનમંડળની ક્ષેત્રમર્યાદાની બહાર જશે, ખરૂ કે નહિ ?

**સર સેમ્યુઅલ હોર :** હા, ફકરો ૧૦૯.

**ડૉ. આંબેડકર :** પરંતુ સામાન્ય રીતે તેઓ પ્રાંતિક બજેટનો જ ભાગ ગણાશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** સંપૂર્ણતયા બાકાત વિસ્તારોની બાબતમાં હું આવો જ પ્રશ્ન પૂછવા માગું છું. મને જણાય છે કે ફકરા ૭૦ (એફ) હેઠળની ગવર્નરની ખાસ જવાબદારી માત્ર અંશત: બાકાત વિસ્તારો પૂરતી જ મર્યાદિત છે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** એનો અર્થ એ થયો કે સંપૂર્ણતયા બાકાત વિસ્તારોના વહીવટ માટે ગવર્નર પ્રાંતિક ભંડોળ પર આધાર રાખી શકે નહિ ?

**સર સેમ્યુઅલ હોર :** ડૉ. આંબેડકરની અત્યંત તીવ્ર બુદ્ધિએ શ્વેતપત્રમાં ઊણપ શોધી કાઢી છે. એ એમ જ છે.

**ડૉ. આંબેડકર :** ગવર્નર તેમના પર આધાર ન રાખી શકે ?

**સર સેમ્યુઅલ હોર :** મુસદ્દો ઘડાયો છે તે પ્રમાણે તેઓ પ્રાંતિક નાણાં પર આધાર રાખી શકે નહિ. એ એક ક્ષતિ છે જે અમે કોઈપણ આખરી મુસદ્દામાં સુધારવાનું વિચારીએ છીએ.

**ડૉ. આંબેડકર :** બીજો ફકરો ૪૯ છે. જેના તરફ હું પણ આ બાબતમાં આપનું લક્ષ દોરું છું. ત્યાં પેટાખંડ(૫) માં જણાવવામાં આવ્યું છે કે બાકાત વિસ્તારો માટે જોઈતું ખર્ચ, ગવર્નર જનરલની ખાસ જવાબદારી ગણાશે ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** શું હું એમ માની લઉં કે સંપૂર્ણતયા બાકાત વિસ્તારના વહીવટમાં ગવર્નર, જેઓને ગવર્નર જનરલના એજન્ટ ગણવાનું માનવામાં આવે છે તેઓએ, તેમની ખાસ જવાબદારીનો અમલ કરવામાં ગવર્નર જનરલ દ્વારા તેમને આપવામાં આવે તે પ્રમાણેનાં નાણાં પર આધાર રાખવાનો રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** ના; ગવર્નર પોતે પ્રાંતમાંથી નાણાં માગશે.

**ડૉ. આંબેડકર :** તો આપ, સંપૂર્ણતયા બાકાત વિસ્તારોના વહીવટ માટે પણ પ્રાંતિક ભંડોળ પર ગવર્નર આધાર રાખી શકે તે માટે તેમની ખાસ જવાબદારીઓ અંગે કામગીરી કરવા અંગેની જોગવાઈ સુધારવા માગો છો ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**શ્રી. એમ. આર. જયકર :** શું હવે તે ફકરા ૯૬, પેટા-ફકરા (બી) હેઠળ આવે છે ? : "ગવર્નર અંદાજી મહેસૂલનું પત્રક બહાર પડાવશે," વગેરે. અને પછી આપે ગવર્નરની "ખાસ જવાબદારીઓ માંની કોઈ પણ પરિપૂર્ણ કરવા માટે ગવર્નરોને જરૂરી લાગે તેવી મતપાત્ર કે બિન-મતપાત્ર સદરો હેઠળની હોય તો પણ કોઈ હોય તો તેવી વધારાની દરખાસ્તોને અલગ રીતે નિર્દિષ્ટ કરવાની સત્તા આપી છે. ખાસ જવાબદારીઓમાં, અંશતઃ બાકાત વિસ્તારો અંગે કરવાના ખર્ચનો સમાવેશ થાય છે.

**ડૉ. આંબેડકર :** હું સંપૂર્ણતયા બાકાત વિસ્તારોની વાત કરૂ છું ?

**સર સેમ્યુઅલ હોર :** ડૉ. આંબેડકરે ઉઠાવેલો મુદ્દો સંપૂર્ણતયા બાકાત વિસ્તારોને લગતો છે અને મુસદ્દો તૈયાર કરવામાં રહેલી ભૂલના કારણે એમ જણાશે કે પ્રાંતિક ગવર્નર, અંશત: બાકાત વિસ્તારો માટે પ્રાંતિક નાણાં પર તેઓ આધાર રાખે ત્યારે, સંપૂર્ણતયા બાકાત વિસ્તારો માટે પ્રાંતિક નાણાં પર આધાર રાખી શકે નહિ. મુસદ્દો તૈયાર કરવામાં એ ક્ષતિ છે.

● ● ●

**ડૉ. આંબેડકર :** શ્રી જોષીએ પૂછેલા પ્રશ્નોમાંથી ઉપસ્થિત થતો એક પ્રશ્ન હું પૂછું ? હું સેક્રેટરી ઓફ સ્ટેટનું લક્ષ મને લાગે છે તે મુશ્કેલી તરફ દોરૂ છું. મુસદ્દો તૈયાર કર્યા પ્રમાણેના ફકરા ૧૦૯ હેઠળ, બાકાત વિસ્તારો અને અંશત: બાકાત વચ્ચે કરાયેલો તફાવત એ ધોરણે કરવામાં આવ્યો છે કે અંશત: બાકાત વિસ્તારોમાં ચર્ચા શકય છે અથવા ગવર્નર તે કરવા દેવાની સત્તા ધરાવે છે, જયારે બાકાત વિસ્તારોની બાબતમાં ગવર્નરને કોઈપણ ચર્ચા કરવા દેવાની છૂટ નથી. મારી મુશ્કેલી આ છે : ગઈ કાલે મને લાગે છે કે મેજર એટલીએ પૂછેલા પ્રશ્નના જવાબમાં આપે જણાવ્યું કે બાકાત વિસ્તારોમાંથી ઊભી થતી ઘટને આવરી લેવા માટે અસમને જે ફાળો આપવા માટે કેન્દ્ર બંધાયેલું હતું તે ફાળો એક અંકિત રકમ હોવાની નહોતી પરંતુ અસમ પ્રાંતના એકંદરે મહેસૂલનો એક ભાગ રહેવાની હતી. હું માનું છું કે આપે એ જ કહેલું ને ?

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે મેં એ પ્રશ્ન સહેજ ખુલ્લો રાખ્યો હતો કે તે નિર્દિષ્ટ ગ્રાન્ટ હોવી જોઈએ કે તેને એકંદરે રાન્ટમાં ભેળવી દેવી જોઈએ.

**ડૉ. આંબેડકર :** મારા મન પર પડેલી છાપ એવી હતી કે આપે કહ્યું કે આપ નહોતા માનતા કે તે એક અંકિત રકમ રહેશે ?

**સર સેમ્યુઅલ હોર :** ના, મને લાગે છે કે મેં એવું કહેલું અથવા એવું કહેવાનો ઈરાદો રાખેલો કે આપણે જેની ચર્ચા કરતા હતા તે આંકડાઓમાં આપણે માની લીધું હતું કે તે એકંદર ભંડોળનો ભાગ બનશે, પરંતુ તે અંગેની કામગીરી કરવામાં એ શ્રેષ્ઠ માર્ગ હશે કે કેમ તે અંગે મારું મન ખુલ્લું હતું.

**ડૉ. આંબેડકર :** બહુ સરસ. હું એનું બીજું પાસું લઈશ. મેં પૂછેલા પ્રશ્નના જવાબમાં આપે જણાવ્યું હતું કે બાકાત વિસ્તાર માટે નાણાં વ્યવસ્થા કરવા પૂરતું આપ શ્વેતપત્રમાંની ક્ષતિ સુધારવાના હતા અને પ્રાંતના ગવર્નરને બાકાત વિસ્તાર હેઠળ કરાય તેવા સંભવિત ખર્ચ માટે અસમ પ્રાંતના એકંદર ભંડોળ પર આધાર રાખવાની છૂટ આપવાના હતા ?

**સર સેમ્યુઅલ હોર :** હા.

**ડૉ. આંબેડકર :** મને જે મુશ્કેલી લાગે છે તે આ છે કે જો ગવર્નરને, બાકાત વિસ્તારમાં તે વહીવટ ચલાવવા માટે અસમના પ્રાંતિક ભંડોળમાંથી નાણાં ઉપાડવાની સત્તા આપવાની હોય તો ફકરા ૧૦૯માંની આ જોગવાઈ સાથે એ સુસંગત ગણાય કે વિધાનમંડળને, તે નાણાંની જોગવાઈ કરવાની જેની ધારણા છે તે બાકાત વિસ્તારના કામકાજ અંગે ચર્ચા કરતું તદ્દન અટકાવવું જોઈએ.

**સર સેમ્યુઅલ હોર :** મને લાગે છે કે ડૉ. આંબેડકર એક મુશ્કેલ કેસ ઊભો કરે જ છે. એ એવો કેસ નથી કે જેમાં બહુ મોટી રકમની વાત હોય. અને એ કારણસર કે અસમના સંપૂર્ણતયા બાકાત વિસ્તાર અંગેના ખર્ચનો ખાસો મોટો ભાગ સમવાયી ભંડોળમાંથી મેળવવામાં આવશે. પરંતુ મને લાગે છે કે એવું માની લેવામાં આવશે કે જોઈતી હોય તેટલી રકમ ઉપરાંતની રકમ હશે.

**ડૉ. આંબેડકર :** ગઈ કાલે આપે કહ્યું તેમ, આ તમામ વિસ્તારોમાં જ્યાં અંશતઃ બાકાત વિસ્તારો હશે ત્યાં બજેટ એક સહિયારૂ બજેટ રહેશે, અલબત્ત, સિવાય કે ગવર્નર પોતાની વધારાની જવાબદારી હેઠળ વધારાની રકમને પ્રમાણિત કરે, જે કેસમાં એકંદરે બજેટ વિધાનમંડળ સમક્ષ મૂકવાનું રહેશે અને તેના પર ચર્ચા કરી શકશે. મને એ નથી સમજાતું કે મુશ્કેલી પાર કઈ રીતે પડશે ?

**સર સેમ્યુઅલ હોર :** એ પ્રકારની કાર્યવાહીના કેસમાં-આપણે કાયદા અંગે વિચાર્યું હતું, એટલે કે કોન્ટ્રાક્ટ દ્વારા, પરંતુ અમુક વર્ષોની મુદત વીતાવવાની હતી. હું જે ટાળવા માગું છું તે વારંવારની ચર્ચાઓ છે.

**ડૉ. આંબેડકર :** હું માનું છું કે ચર્ચાને પ્રતિબંધિત કરવી અને ચર્ચા નિષિદ્ધ કરવાની કે તેની મંજૂરી નહિ આપવાની ગવર્નરને સત્તા આપવી - એ બેમાંથી જે જરૂરી લાગે તે બંને માટે મજમૂ જોગવાઈ કરવાથી આ હેતુ ઉત્તમ રીતે પાર પડશે ?

**સર સેમ્યુઅલ હોર :** એ વિસ્તારોમાં કામ કરતા લોકોએ બહુ ભારપૂર્વક અમને જણાવ્યું હતું કે સંપૂર્ણતયા બાકાત વિસ્તારોની બાબતમાં ચર્ચા બાકાત રાખવામાં ભારે લાભ હતો, પરંતુ અસમમાં પ્રાંતિક ભંડોળમાંથી ખર્ચ કરવામાં મેં હંમેશા મુશ્કેલી જોઈ છે. મને લાગે છે કે સમિતિ અને ડેલિગેટો એ અંગે વિચારણા કરશે કે ધારો કે વર્ષોની મુદત માટે કોન્ટ્રાકટ બજેટ હોય અને જયારે કોન્ટ્રાકટને નવેસર તાજો કરવામાં આવે ત્યારે ચર્ચા થઈ શકે; પરંતુ તે પણ ઘણા બધા નિષ્ણાતોનાં મંતવ્યોથી વિરૂદ્ધ છે.

**ડૉ. આંબેડકર :** પરંતુ હું માનું છું કે નિષ્ણાતોનો હેતુ અને આપના મત પ્રમાણેનો હેતુ એ બંને, ઠરાવ અને ચર્ચા કરવા દેવાની ગવર્નરને સત્તા આપવાથી બહુ સારી રીતે પાર પડશે ?

**સર સેમ્યુઅલ હોર :** અમે જે ટાળવા માગતા હતા તે, ગવર્નર આ પ્રકારની ચર્ચા અંગે સતત ઈન્કાર કરે તે હતું. તે એમને મુશ્કેલ સ્થિતિમાં મૂકી દેશે, અને સંપૂર્ણ તથા બાકાત વિસ્તારોની બાબતમાં અમે એવું નથી વિચારતા કે ચર્ચા થાય અને અમે એવી કોઈ કાર્યવાહી કરવા નથી માગતા કે જેનાથી એમ જણાય કે વિસ્તારને હાનિકારક થાય તેવી અમને લાગતી ચર્ચાની પરવાનગી આપવામાં આવી છે.

ડૉ. આંબેડકર : હું તો માત્ર એટલું જ સૂચન કરતો હતો કે ગવર્નરની સત્તા તેની સામેનું એક પૂરતું રક્ષણ ગણાશે.

● ● ●

ડૉ. આંબેડકર : એ મુદ્દા પર હું એક પ્રશ્ન પૂછું ? હું સમજું છું તે પ્રમાણે સહવર્તી ક્ષેત્રમાં હાઈકોર્ટના ચુકાદા પર પ્રિવી કાઉન્સિલમાં અપીલ થઈ શકશે ?

સર સેમ્યુઅલ હોર : હા.

ડૉ. આંબેડકર : હું જે નથી સમજતો તે આ છે. જો સહવર્તી ક્ષેત્રમાંના સહવર્તી કાયદાના અર્થઘટનમાંથી ઊભા થતા મુદ્દા પર પ્રિવી કાઉન્સિલમાં અપીલ કરી શકાય, તો આવી અપીલ સમવાયી કોર્ટને કરવાની છૂટ આપવામાં શી મુશ્કેલી હોઈ શકે ?

સર સેમ્યુઅલ હોર : ગમે તેમ પણ આપણું એક કારણ તો એ છે કે અમે સમવાયી કોર્ટમાં કામનો વિશાળ પ્રમાણમાં ભરાવો થઈ જાય એમ નથી ઈચ્છતા અને શરૂઆતમાં જ ઘણી મોટી સંખ્યાંમાં ન્યાયાધીશોની માગણી કરવામાં આવે તેવું નથી માગતા.

● ● ●

ડૉ. આંબેડકર : સેક્રેટરી ઓફ સ્ટેટ, હું ફકરા ૧૫૫ વિશે એક પ્રશ્ન પૂછવા માગું છું. આ ફકરા ૧૫૫નો સંબંધ, સમવાયી કોર્ટની અલગ મૂળ હકૂમત સાથે છે. હું એ ભેદ નથી સમજી શકતો કે જે અહીં કરવામાં આવ્યો હોવાનું જણાય છે. ફકરો ૧૫૫ વાંચતાં મને જણાય છે કે આપે સમવાયી કોર્ટની અલગ મૂળ હકૂમતની બાબતમાં એવા ધોરણે ભેદ કરો છો કે જ્યાં વિવાદના પક્ષકારો પેટા-ખંડો (એ) અને (બી) માં જણાવ્યા પ્રમાણેના હોય ત્યાં સમવાયી કોર્ટને અલગ મૂળ આપવામાં આવે છે, પરંતુ જો પક્ષકારો ખાનગી વ્યકિતઓ હોય તો સમવાયી કોર્ટને અલગ મૂળ હકૂમત હોઈ શકે નહિ. હવે, હું પૂછવા માગું છું તે પ્રશ્ન આ છે. બંને કેસોમાં આ મુદ્દો એક સરખો જ છે એટલે કે બંધારણીય અધિનિયમના અર્થઘટનનો બંધારણીય મુદ્દો. હું જે નથી સમજતો તે એ છે કે જયારે મુદ્દો એક જ હોય ત્યારે પક્ષકારો પર આધારિત સમવાયી કોર્ટની અલગ મૂળ હકૂમતની બાબતમાં આ ભેદ શા માટે હોવો જોઈએ ?

સર સેમ્યુઅલ હોર : મને લાગે છે કે સમવાયી કોર્ટની બાબતમાં સામાન્ય રીતે આવું બનતુ હાય છે કે મૂળ હકૂમત એ એકમો વચ્ચેની મૂળ હકૂમત હોય છે અને કોઈ વ્યકિત એક અધિકારની રૂએ તેમાં આવતી હોય તો તે અપીલ હકૂમત છે.

ડૉ. આંબેડકર : એનો મતલબ એ કે જો એવો ઈરાદો હોય કે-જ્યાં દા.ત. બંધારણીય અધિનિયમનું અર્થઘટન કરવાનું થતું હોય ત્યાં એ બાબત તરત સમવાયી કોર્ટમાં જવી જોઈએ, તો પછી મને લાગે છે કે પક્ષકારો એવા પક્ષકારો છે કે જેઓ

સમવાયતંત્રના એકમો છે અથવા વ્યકિતઓના પક્ષકારો છે કે કેમ તેવો ભેદ હોઈ શકે નહિ ?

સર સેમ્યુઅલ હોર : મેં એવું વિચાર્યું હતું કે સમવાયી કોર્ટની કામકાજની આ એક જરૂરી સ્થિતિ હશે. હું માનું છું કે જો તેને વ્યક્તિગત કેસોમાં મૂળ હકૂમત હોય તો તે સંપૂર્ણ રીતે કેસોથી ઊભરાઈ જશે.

ડૉ. આંબેડકર : પરંતુ. સાથોસાથ, બંને કેસોમાં મુદ્દો તો એક જ રહેશે, એટલે કે બંધારણીય અધિનિયમનું અર્થઘટન. હું તદ્દન સમજું છું કે જુદાં જુદાં દાવાનાં કારણોના આધારે ભેદ પાડવામાં આવે છે, પરંતુ જ્યાં દાવાનું કારણ એકસરખું જ હોય ત્યાં અથવા અરજી એકસરખી હોય ત્યાં એટલે કે બંધારણનો ભંગ થયો હોય ત્યાં, એકમો અને પક્ષકારો પર આધારિત આ ભેદ કરવામાં કશું વાજબીપણું મને જણાતું નથી.

● ● ●

ડૉ. આંબેડકર : હવે, બીજો પ્રશ્ન એ છે કે હું સેક્રેટરી ઓફ સ્ટેટને એમ પૂછવા માગું છું કે મને શ્વેતપત્રમાં એના વિશે કોઈ જોગવાઈ જણાતી નથી. સેક્રેટરી ઓફ સ્ટેટ, શું આપ એવું માનો છો કે એ ઈચ્છનીય છે કે એવી જોગવાઈ હોવી જોઈએ કે જેનાથી ખાનગી વ્યકિતઓને અમુક કાર્ય બિનબંધારણીય છે એવી જાહેરાત માટે દાવો માંડવાની છૂટ આપવામાં આવે, જો કે તે વ્યકિત કોઈ ખાસ વિશિષ્ટ રાહતની માગણી કરતી ન હોય તો પણ ? મારો મતલબ છે કે આપે જે અંગે જોગવાઈ કરી છે તે તમામ કેસો મને લાગે છે કે એવા કેસો છે કે જેમાં કંઈક ખાસ દાદ માગવામાં આવી હોય. એમ કરવું ઈચ્છનીય ગણાશે કે કોઈ ખાનગી પક્ષકાર, તેના ભવિષ્યની સલામતી રાખવા માટે, સમવાયતંત્રે અથવા પ્રાંતે કરેલી અમુક દરખાસ્ત ગેરબંધારણીય છે કે કેમ તે અંગેની કોઈપણ શંકા તેને હોય તો તે તરત તેની કસોટી કરવા ઈચ્છા રાખશે, જેથી કરીને તે પોતાની ભવિષ્ય માટેની સ્થિતિને સલામત રાખી શકે. જો કે આ ક્ષણે, જયારે તે કાર્યવાહી માટે દાવો દાખલ કરતો હોય ત્યારે તેને ખાસ દાદ માગવાનું કશું કારણ નથી ?

સર સેમ્યુઅલ હોર : હું વકીલ ન હોવાથી તે પ્રકારના પ્રશ્નનો જવાબ આપવામાં હું થોડોક ખચકાટ અનુભવું છું, પરંતુ જો એક સામાન્ય જન તરીકે એકદમ જવાબ

આપી શકું તો મેં એમ કહ્યું હોત કે વ્યક્તિને અસર કરતા કોઈ ખાસ મુદ્દા વગર એ પ્રકારનો વ્યાપક અધિકાર આપવામાં અસાધારણ મુશ્કેલી હતી.

માર્કવેસ ઓફ રીડિંગ : આપે જે કહ્યું તે ખરેખર આ દેશમાં લાગુ પાડવામાં આવે છે એ પ્રમાણેનો કાયદો છે ? આપણે આવી અરજીઓની છૂટ આપતા નથી એટલે કે કેવળ જયારે કોઈ સંગીન વિવાદ ન હોય ત્યારે જાહેરાત મેળવવામાં હવે પછી પડતી મુશ્કેલીના કેસમાં અને જયારે વિવાદ હોય તે ક્ષણે તેમ કરી શકાશે. આપણે એવી છૂટ આપતા નથી અને મને નથી લાગતું કે તેઓ ભારતમાં તેમ કરે.

શ્રી. હરિ સિંઘ ગૌર : દાવાનું કારણ ન હોય; તો દાવો માંડવાનો અધિકાર પણ ન હોઈ શકે.

શ્રી. ઝફરૂલ્લા ખાન : વાસ્તવમાં, જો આવી જોગવાઈ બંધારણમાં દાખલ કરવામાં આવશે તો ઘણી મોટી મુશ્કેલીઓ ઊભી થશે. અધિનિયમ પસાર થશે તેજ ઘડીએ ભારતમાં દસ લાખ દાવાઓ દાખલ કરવાનું શરૂ થઈ જશે.

ડૉ. આંબેડકર : પ્રત્યેક જણ પોતાના અધિકારનો ઉપયોગ કરશે કે કેમ તે હું નથી જાણતો ?

સર સેમ્યુઅર હોર : ભારતમાં કાનૂની વ્યવસાય માટે એ એક સર્વોત્તમ કામકાજ બનશે.

● ● ●

ડૉ. આંબેડકર : સેક્રેટરી ઓફ સ્ટેટ, એક પ્રશ્ન જેનો સંબંધ હું સમજું છું તે પ્રમાણે, "ખાસ સત્તાઓ (ગવર્નર જનરલની ખાસ સત્તાઓ) ને લગતી સ્થિતિ સાથે છે તે એ છે કે સામાન્ય રીતે બોલતા વિધાનમંડળ ભેદભાવજનક અધિનિયમ પસાર કરી શકે નહિ. હું તદ્દન સામાન્ય દ્રષ્ટિએ વાત કરું છું ?

સર સેમ્યુઅલ હોર : હા.

ડૉ. આંબેડકર : વહીવટી દ્રષ્ટિએ ચાલું સરકાર એવો ભેદભાવ પાડી ન શકે. સિવાય કે તે ગવર્નરને એવી ખાતરી કરાવે કે હકીકતમાં એવો ભેદભાવ નથી ?

